# ટૉલ્સ્ટૉયની

# ૨૩

# વાર્તાઓ



જિતેન્દ્ર દેસાઈ

# પ્રકાશકનું નિવેદન

‘ટૉલ્સ્ટૉયની ત્રેવીસ વાર્તાઓ’ની પહેલી આવૃત્તિ ચાર ભાગમાં 1967માં પ્રસિદ્ધ થઈ હતી. એ આવૃત્તિને સારો આવકાર મળતાં 1972માં તેનું પુનર્મુદ્રણ કરવામાં આવ્યું. ગુજરાત સરકાર તરફથી બાળસાહિત્યનાં પુસ્તકોને અપાતા પુરસ્કારમાં તેને 1972માં દ્વિતીય પુરસ્કાર મળ્યો. તેની બધી નકલ ખપી જતાં 1979માં તેનું પુનર્મુદ્રણ બે ભાગમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. બીજું પુનર્મુદ્રણ માત્ર બે વરસના ગાળામાં ખલાસ થઈ જતાં આ ત્રીજું પુનર્મુદ્રણ પ્રસિદ્ધ કરવામાં આવી રહ્યું છે. દરમિયાનમાં કાગળ, છપાઈ, બાઇન્ડિંગ વગેરેના ભાવ વધતાં, કિંમતની મર્યાદા જાળવવા આ પુનર્મુદ્રણ એક જ પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવી રહ્યું છે.

એક ભાગમાં પ્રસિદ્ધ થતા આ પુનર્મુદ્રણને પણ અગાઉના જેવો જ આવકાર મળશે એવી આશા છે.

3-2-’83

*

# નવમા પુનર્મુદ્રણ પ્રસંગે

1983માં એક ભાગમાં ‘ટૉલ્સ્ટૉયની ત્રેવીસ વાર્તાઓ’ પ્રસિદ્ધ થયા પછી આ તેનું નવમું પુનર્મુદ્રણ થઈ રહ્યું છે. રુમાનિયાની રાણી કવયિત્રી કાર્મન સિલ્વાએ કહ્યું છે તેમ, ‘...આ વાર્તાઓ જેવી સર્વાંગસંપૂર્ણ વાર્તાઓ આજ દિન સુધી લખાઈ નથી....એ વાર્તાઓની પવિત્રતા આપણા હૃદયને વધારે સ્પર્શી જાય છે....બાઈબલની જેમ આ વાર્તાઓ પણ સદાકાળ જીવંત રહેવાને સર્જાયેલી છે. એમાં સનાતન સત્યનું નિરૂપણ થયેલું છે.’ આ કારણે આ વાર્તાઓના પુસ્તકની માગ સતત રહી છે અને તેનું પુનર્મુદ્રણ થતું રહે છે.

નાનાંમોટાં સહુને વાંચવી ગમે ને પકડી રાખે તેવી આ વાર્તાઓની આઠ ભાગમાં સચિત્ર આવૃત્તિ પણ તૈયાર થઈ રહી છે અને આ વરસે જ તે પ્રસિદ્ધ કરવાની યોજના છે. તેમ થાય તોપણ આ એક ગ્રંથ સ્વરૂપે તેનું પ્રકાશન તો ચાલુ જ રહેશે. અમને ખાતરી છે કે બંને સ્વરૂપે ગુજરાતી વાચકો તેને આવકારશે.

જૂન, 2009

*

# આવકાર

ટૉલ્સ્ટૉય વિશે અને એના સાહિત્ય વિશે મેં અનેક વાર લખ્યું છે, એટલું જ નહીં પણ ટૉલ્સ્ટૉયના કેળવણી વિશેના આદર્શ માટે પણ મેં એક લાંબો નિબંધ લખ્યો હતો. આજે એ જ ટૉલ્સ્ટૉયે લખેલી ત્રેવીસ વાર્તાઓનું ગુજરાતી રૂપાંતર જોઈ એ મહાન નવલકથાલેખક, સાહિત્યકાર અને ધર્મચિંતક મહાત્મા વિશે ફરી વાર લખવાનો આનંદ અનુભવું છું. યુરોપના સૌથી મોટા સામ્રાજ્ય તળે અને કાંઈક અંશે ધર્મસામ્રાજ્ય તળે પણ ચગદાયેલી રશિયન પ્રજાને આત્મપરિચય અને આત્મજાગૃતિની દીક્ષા આપનાર સમર્થ પુરુષોમાં પણ ટૉલ્સ્ટૉયનું સ્થાન બહુ ઊંચું હતું. ઝારશાહીની અંતિમ ક્ષણો અને સામયવાદનો અરુણોદય આ બે મહાન ઐતિહાસિક ઘટનાના સંધિકાળમાં ટૉલ્સ્ટૉયનો જીવનક્રમ ફેલાયેલો હતો (1828-1910). રાજનીતિમાં અને ધર્મનીતિમાં મહાન ક્રાન્તિ સૂચવનાર લોકોત્તર મનીષી ટૉલ્સ્ટૉય, કળા અને સાહિત્યના આદર્શોમાં પણ ક્રાન્તિ કરનારો નીવડ્યો એમાં આશ્ચર્ય શું? ટૉલ્સ્ટૉયની સાહિત્યકળાનો મર્મ એની જીવનકળામાં આપણને જડે છે. ઉમરાવ ખાનદાનમાં જન્મેલો આ મહાત્મા લોકોત્તર જીવનરસિયો હતો. બધી જાતના વિલાસના અનુભવ કર્યા છતાં એની આદર્શનિષ્ઠા દબાઈ ન ગઈ, ચગદાઈ ન ગઈ. ‘જીવનનો અનુભવ લેતો જાય અને જીવનનું રહસ્ય શોધતો જાય’ આ જાતની જીવનસાધનાને અંતે એને જીવનનું જે રહસ્ય જડ્યું તે એણે પોતાના જીવનપ્રયોગોમાં અને વિશાળ સાહિત્યમાં નોંધી રાખ્યું છે.

ઉમરાવ ઘરાણાના રિવાજ પ્રમાણે ટૉલ્સ્ટૉયે જવાનીમાં ફોજી કારકિર્દી પસંદ કરી અને ક્ષાત્રજીવનનો અનુભવ કર્યો. એ જ અરસામાં એણે નાનપણના જીવનના અનુભવો નવલકથાના રૂપમાં લખવાનો પ્રારંભ કર્યો. એટલાથી જ સાહિત્યકાર તરીકેની એની કીર્તિ એટલી ફેલાઈ કે રશિયાના સમ્રાટ ઝારે પોતાની સેનાના શ્રેષ્ઠ લોકોને સૂચના મોકલી કે આવા વિખ્યાત સાહિત્યકારનું જીવન જોખમમાં આવી પડે એવે ઠેકાણે આને તમે નહીં મોકલતા.

ટૉલ્સ્ટૉયનો સ્વભાવ ધર્મનિષ્ઠ ખરો પણ ધર્મને નામે ચાલતાં ધતિંગોની એને ચીડ જ હતી. પણ એ ઉપરાંત જે અસંખ્ય રૂઢિઓ અને ધાર્મિક માન્યતાઓ ધર્મમાન્ય ગણાતી એ પણ ધર્મપોષક નથી, ઊલટી સાચી ધર્મભાવનાને બાધક છે એમ જાહેર કરતાં ટૉલ્સ્ટૉયને કોઈ પણ સંકોચ આડે ન આવ્યો.

રશિયાના ખેડૂતોને અર્ધગુલામ સ્થિતિમાં રહેવું પડતું હતું. એ અન્યાય સામે કરુણાશીલ ટૉલ્સ્ટૉયનું હૈયું ઊકળી ઊઠ્યું. એણે પોતાની જમીનદારીમાં જમીન ખેડતા ખેડૂતોને મુકત કરવાનું હિંમતભર્યું પગલું ભર્યું, અને પોતાનાં સ્ત્રીપુત્રાદિ કુટુંબીજનોને નારાજ કર્યાં.

ગૃહસ્થજીવનના સારાનરસા, ઊંડા અને છીછરા બધી જાતના અનુભવ લીધા પછી (અને અનુભવ દરમિયાન પણ) ટૉલ્સ્ટૉયે અનેકાનેક નવલકથાઓ લખી, જેની અંદર રશિયન પ્રજાના બધા સ્તરોનું જીવન પ્રતિબિંબિત થયેલું છે. સ્ત્રીપુરુષ વચ્ચેના લૈંગિક (કામોપભોગમૂલક) આકર્ષણના અનેક પ્રકારોનું પૃથક્કરણ ટૉલ્સ્ટૉયે એટલું આબાદ કર્યું છે કે આ કારણે પણ યુરોપના સાહિત્યકારોમાં એને સદાને માટે ઊંચું સ્થાન મળ્યું છે.

વિલાસી જીવનનો અનુભવ, ધર્મપ્રચારની કૃત્રિમતા, સામાન્ય પ્રજાની દયનીય સ્થિતિ અને મનુષ્યજીવનનો સર્વોચ્ચ આદર્શ આ બધાનાં ચિંતનમાંથી ટૉલ્સ્ટૉયના ધર્મવિચારો ઘડાયા. સામાજિક અને આર્થિક ક્રાન્તિના ઉપાયો એમને જડ્યા. સ્ત્રીપુરુષ સંબંધ કેવો હોય તો જીવન કૃતાર્થ થાય એની કલ્પના એમના મનમાં પરિપક્વ થઈ. માણસજાતનું અંતિમ ધ્યેય શું છે એનું ચિંતન પરિપક્વ થયું અને એમાંથી જ એમનો કળાવિષયક આદર્શ ધર્માભિમુખ થયો. અને તેથી જ યુરોપના સાહિત્યાચાર્યો જે એક વખતે ટૉલ્સ્ટૉયની પૂજા કરતા હતા તે એમનાથી કાંઈક વિરસ થયા.

રશિયામાં ટૉલ્સ્ટૉયના જે ક્રાન્તિકારક વિચારો ફેલાયા તેમાંથી પૂરો લાભ ઉઠાવનાર સામયવાદીઓ ટૉલ્સ્ટૉય પ્રત્યે આદર પણ બતાવે છે, અને એનું નેતૃત્વ સ્વીકારવાનો ઇન્કાર પણ કરે છે. રોમે રોલાં જેવા ટૉલ્સ્ટૉયભક્તને કળાની બાબતમાં પણ ટૉલ્સ્ટૉયથી પોતાના આદર્શો કઈ રીતે નોખા પડે છે એ જાહેર કરવું પડ્યું.

આવા એ અદ્વિતીય અનન્યસાધારણ સાહિત્યાચાર્યને બધી કળા વાપર્યા પછી ધર્મપરાયણ લોકોના લોકસાહિત્યના આદર્શ પ્રત્યે અભિરુચિ જાગી અને તેમને સામાન્ય જનતાની બોધપરાયણ લોકશૈલીમાં લખવાનું મન થયું.

ટૉલ્સ્ટૉયે ચોત્રીસ વર્ષની વયે ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો. પતિ-પત્નીનો પ્રેમસંબંધ અતિશય ઉત્કટ. પતિની સાહિત્યપ્રવૃત્તિમાં પણ પત્ની ઉત્સાહપૂર્વક ભાગ લે, તે એટલે સુધી કે હજારો પાનાંની ટૉલ્સ્ટૉયની એક નવલકથા એણે ફરી ફરી સુધારવા માટે અનેક વાર લખી આપી હતી. પણ આગળ જતાં પતિના બધા જ આદર્શો અનેક રીતે બદલાવાથી (એની દૃષ્ટિએ બગડવાથી) પત્નીનો સાવ વિરસ થયો. એની પતિનિષ્ઠા કાયમ ટકી ન શકી. પતિના જે જે સ્નેહીઓનો સંબંધ કે સહવાસ પતિને અનિષ્ટ રસ્તે લઈ જાય છે એમ લાગે, તે તે સ્નેહીઓ ટૉલ્સ્ટૉયને મળી ન શકે એવી પેરવીઓ કરવા સુધી પતિને એણે હેરાન કર્યા.

ટૉલ્સ્ટૉય કંઈ લખી રાખે ત્યારે રાત્રે એનું હસ્તલિખિત એ તપાસી જોતી હતી. જો મજાનું સાહિત્યિક લખાણ હોય તો તે તેમાંથી સારી ઊપજ કરવા માટે એ પોતાના કબજામાં લેતી અને જો એ લખાણ કેવળ ધર્મોપદેશક અથવા ભોળી પ્રજા માટે જ ભોગ્ય એવું જણાતું ત્યારે એ ઘણી નારાજ થઈ જતી હતી.

ટૉલ્સ્ટૉયનું આવું લોકભોગ્ય અને સદાચારબોધક સાહિત્ય અમુક અભિરુચિવાળા લોકોને ઊતરતું લાગે એમાં આશ્ચર્ય નથી. ટૉલ્સ્ટૉયની પત્નીની પેઠે એવા લોકો પણ એ સાહિત્યથી નારાજ થાય છે. પણ લોકસાહિત્યની સ્વાભાવિક ખૂબી અને કુદરતી કળાની સુંદરતા જેઓ જાણે છે તેઓ તો કલાસ્વામીના આવા સાહિત્યની કદર કર્યા વગર રહેતા નથી.

પ્રસ્તુત ગ્રંથમાં ટૉલ્સ્ટૉયની જે ત્રેવીસ વાર્તાઓ આવેલી છે એમાંની કેટલીક તો બાળકો માટે લખેલી છે. એકબે વાર્તાઓ ફ્રેંચ વાર્તાઓમાંથી ઊપજાવી કાઢેલી છે. બધી જ જીવનના ઉત્તરાર્ધમાં લખેલી લોકભોગ્ય અને સદાચારનો બોધ આપનારી છે. એમાં સામાન્ય માણસને પ્રિય એવા ભોળા પ્રસંગો પણ છે અને સામાજિક

જીવનમાં આમૂલાગ્ર ક્રાન્તિ સૂચવનાર નવ-વિચારો પણ છે. આજકાલના સાહિત્યકારોની કળાની દૃષ્ટિએ બોધ-ગર્ભ વાર્તા સાવ ઊતરતી ગણાય છે. વાર્તામાં રસ હોય, માનવમનનું નિરીક્ષણ અને પૃથક્કરણ હોય પણ બોધ આપવાનું 'પંતૂજીપણું' ન જ હોય એ આજનો આદર્શ છે.

પંચતંત્ર, હિતોપદેશ અથવા ઈસપની નીતિકથાઓ જ્યારે લખાઈ ત્યારે, અને પૌરાણિક કાળમાં પણ, દરેક વાર્તાને અંતે બોધવચનો તારવેલાં કે નિચોવી કાઢેલાં હોય જ. સાહિત્યના બાલ્યકાળમાં આ જાતનો બોધ ઠસાવવાનો પ્રયત્ન સ્વાભાવિક ગણાવો જોઈએ. આપણે ત્યાં આજે પણ ગામડાંમાં કથાકારો અને અભિનયકારો લોકોને કેળવવા માટે સૂચવે જ છે કે, 'અહીં તાળીઓ આપવી જોઇએ.' 'જુઓ, કેટલો કરુણ પ્રસંગ છે!' ઇત્યાદિ. આજે આવો પ્રયાસ પ્રસંગ-પરત્વે ક્ષમય ગણાવો જોઈએ.

ટૉલ્સ્ટૉયની વાર્તાઓ જેમને ગમે છે તેઓ કહેશે કે, "ઉત્તમ સાહિત્ય ગર્ભિણી જેવું હોવું જોઇએ. સાહિત્યકારની વાર્તા બોધ-ગર્ભ તો હોવી જ જોઇએ. પણ લેખકે સુયાણી થવા સુધી આગળ વધવું ન જોઇએ." આ આદર્શ સ્વીકારીએ તો આ વાર્તાઓમાં ટૉલ્સ્ટૉય ઉત્તમ કળાકાર નીવડ્યો છે એમ કહી શકાય.

પણ આજના નવા જમાનાના સાહિત્યકારોને ધર્મબોધ તો શું, પવિત્રતાની અને સદાચારના આગ્રહની ગંધ પણ સહન થતી નથી. સાહિત્યકારનું કામ રસસર્જનનું છે. જે ચોખલિયા થવા માગે છે તેણે સાહિત્યકારની જમાતમાંથી ન્યાતબહાર થવાનું જોખમ સ્વીકાર્યે જ છૂટકો. નવા લોકો એમનું આવું સ્પષ્ટ વર્ણન પસંદ ન કરે એ સમજાય એવી વાત છે. પણ વલણ તો આ જ છે.

સદ્ભાગ્યે નવીનોના આ રસિક આદર્શનો અતિરેક થવા લાગ્યો છે. અને કેટલાક સદભિરુચિવાળા સજ્જનો રસિક દૃષ્ટિના નવા નવા અવતારોથી અકળાવા લાગ્યા છે. સદાચારનો વિરોધ કરવા જતાં જે લોકો સદભિરુચિને પણ ફગાવી દેવા તૈયાર થયા છે અને અશ્લીલતાને કિનારે પહોંચવાનું જ જેમને શૂર ચડે છે તેમનો વર્ગ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તેમની પ્રતિષ્ઠા ઓછી થતી જાય છે. કાયદાની અને લોકલજ્જાની બીક માથે લટકતી હતી ત્યાં સુધી સ્વતંત્ર વિચાર અને શૈલીવાળા લેખકોની હિંમતની કદર થતી હતી. હવે તો સામાન્ય વાચકવર્ગ 'ઉદાર' થવા લાગ્યો છે અને કાયદાઓ અને કાયદાનો અમલ કરનાર અધિકારીઓ પશ્ચિમના આદર્શથી અંજાઇ ગયા છે, તેથી વાર્તાલેખનમાં હિંમત કેળવવાની જરૂર રહી નથી.

બીજી બાજુ 'ધર્મ'ના આગ્રહી લોકો પૌરાણિક અભિરુચિને માન્ય રાખતા હોવાથી એમની પાસે કોઇ નિશ્ચિત આદર્શ છે જ નહીં. છેલ્લા સૈકાની નીતિના આદર્શોમાં માનનારા લોકો પોતાના આદર્શનો હવે બચાવ કરી શકતા નથી. એ આદર્શમાં રહેલો દંભ સાવ ઉઘાડો પડ્યો છે. ઢાંકપિછોડાના દિવસો હવે રહ્યા નથી. અને તેથી સાહિત્યને પ્રમાણમાં શુદ્ધ, સ્વચ્છ વાતાવરણ મળવા લાગ્યું છે. સદાચારને નામે શિષ્ટાચારની કે રૂઢાચારની જે જોહુકમી ચાલતી હતી તે તો હવે ઊતરી ગઇ છે. અને શુદ્ધ સદાચાર પોતાનું સ્થાન મેળવી શક્યો છે. અને તેથી સદભિરુચિનો જ સ્વીકાર સર્વત્ર થવા લાગ્યો છે.

આવી સ્થિતિમાં અમુક લોકો જ્યારે જાણી જોઈને શ્લીલ અને અશ્લીલ વચ્ચેનો પડદો તોડવા માગે છે, ત્યારે એમની હિંમતની હવે કોઈ કદર કરતું નથી અને એમના આદર્શને કોઈ વધાવી પણ લેતું નથી.

આવા દિવસોમાં ટૉલ્સ્ટૉયની આ વાર્તાઓને બોધાગ્રહી કરીને કોઈ બહિષ્કૃત કરશે નહીં એટલી ખાતરી છે. આવા સારા દિવસોમાં આ વાર્તાઓ ગુજરાતીમાં પ્રગટ થાય છે એ એનું સદ્ભાગ્ય છે.

ગ્રંથકાર ટૉલ્સ્ટૉયે પોતાની સોળે કળાવાળી સાહિત્યકૃતિની છટા આ વાર્તાઓમાં જાણી જોઈને વાપરી નથી. લોકસાહિત્યનું અસરકારક સીધાપણું જ રાખ્યું છે. છતાં કળાકાર તે કળાકાર. એના કૌશલ્યની ખુમારી તો અહીં દેખાવાની જ. અને તેથી જ આ વાર્તાઓ આટલી લોકપ્રિય થઈ છે.

મૂળ વાર્તાઓ સાહિત્યજગતમાં કાયમનું સ્થાન પામી ચૂકી છે એટલે એને વિશે અહીં ખાસ લખવાપણું ન હોય. ભાષાંતર કેવું થયું છે એ જ અહીં જોવાનું. મને કહેતાં સંતોષ છે કે ભાષાંતર આ વાર્તાઓને શોભે અને ગુજરાતીમાં સારી ભાત પાડે એવું જ થયું છે.

શાસ્ત્રીય વિવેચન કરતા સાહિત્યના અનુવાદમાં મૂળ વિવેચનનો ભાવ સ્પષ્ટ રીતે પ્રગટ થયો છે કે નહીં એ જોવાનું હોય છે. ત્યાં અનુવાદની પ્રામાણિકતા અને વિશદતા જ ખાસ તપાસવાની હોય છે. આવી વાર્તાઓમાં મૂળમાં જેમ હોય તેમ જ રાખવાની તકેદારી હોવા છતાં ગુજરાતી ભાષા અને લોકોની રહેણીકરણીની સ્વાભાવિકતાને અનુરૂપ ફેરફાર કરવાની છૂટ લેવી જ જોઈએ. આવી વાર્તાઓ વાંચતી વખતે એનો રસ કાયમ રહે, વાતાવરણ ઉઠાવદાર થાય, મૂળ મુદ્દાઓની ક્ષતિ ન થાય અને મૂળ લેખકની દૃષ્ટિ પ્રત્યેની વફાદારીની બાબતમાં ઊણપ ન આવે એટલું જ ખાસ જોવાનું હોય છે.

આ દૃષ્ટિએ જોતાં અનુવાદ બધી રીતે સફળ થયો છે. કોઈ પણ ઠેકાણે એ તરજુમિયો લાગતો જ નથી. એમાં જ એની સફળતા છે. સાહિત્યક્ષેત્રમાં નવું પદાર્પણ કરનાર યુવાન અનુવાદકનું હાર્દિક અભિનંદન કરું છું. આશા ઉત્પન્ન થાય છે કે ભાઈ જિતેન્દ્ર પાસેથી આપણને હવે સારું સારું સાહિત્ય મળતું જ રહેશે. અને ગાંધીજીના નવજીવન પ્રકાશનના લેખકોની હારમાળામાં શોભે એવા એક નવા આવકાર લાયક નામનો ઉમેરો સાબિત થશે.

સન્નિધિ, રાજઘાટ
નવી દિલ્હી
ગણતંત્ર દિવસ
26-1-’69

**કાકા કાલેલકર**

*

# અનુક્રમણિકા


ટાઇટલ
ટૉલ્સ્ટૉયની ત્રેવીસ વાર્તાઓ
પ્રકાશકનું નિવેદન
નવમા પુનર્મુદ્રણ પ્રસંગે
આવકાર
ટૉલ્સટોયની ત્રેવીસ વાર્તાઓ
1. તણખામાંથી ભડકો
2. ભલાઈનો જય
3. કૉકેસસનો કેદી
4. સજાને બદલે સાલિયાણું!
5. જાદુઈ ડ્રમ
6. સાચી જાત્રા
7. શેતાનની શોધ
8. સમજુ કોણ?
9. પશ્ચાત્તાપ
10. ઈંડા જેવડો દાણો!
11. તૃષ્ણા
12. જીવાદોરી
13. રીંછનો શિકાર
14. એલિયાસ
15. ધર્મપુત્ર
16. પાપી અને પશ્ચાત્તાપ
17. એસીરિયાનો રાજા: એસરેદ્દોન
18. જ્યાં પ્રેમ છે ત્યાં પ્રભુ છે જ
19. મહેનત, મૃત્યુ અને માંદગી...
20. ત્રણ પ્રશ્નો
21. સુરતની કોફની દુકાન
22. ત્રણ સાધુઓ
23. મૂરખરાજ

# 1. તણખામાંથી ભડકો

## 1

એક ગામમાં ઇવાન શેરબાકોફ નામે એક મહેનતુ ખેડૂત રહેતો હતો. તેના ત્રણ દીકરામાંથી મોટો પરણેલો હતો અને વચલો પરણવા માટે ઉંમરલાયક થયો હતો. બંને દીકરાઓ બાપ જેવા મહેનતુ હતા અને બાપને ખેતીના કામમાં પૂરી મદદ કરતા. સૌથી નાનો દીકરો તારાસ હજુ પુખ્ત વયનો થયો નહોતો પણ તેણે સુધ્ધાં ખેતીનાં નાનાં નાનાં કામોમાં બાપને મદદ કરવી શરૂ કરી દીધી હતી. ઘોડાઓની સંભાળ રાખવાનું અને તેમને ચારવા લઈ જવાનું તેને ગમતું. ઇવાનની પત્ની સશક્ત અને ઘરરખુ હતી. સદ્ભાગ્યે મોટા દીકરાની વહુ પણ શાંત અને કામગરી મળી હતી. નામ હતું મેરી.

એક ખેડૂત પાસે હોવું જોઈએ તે બધું ઇવાન પાસે હતું. પૂરતી જમીન અને ખેતીનાં જોઈતાં સાધનો, ત્રણ ઘોડા અને એક વછેરો, એક ગાય ને તેનો વાછરડો તથા પંદર ઘેટાં. ઘરની સ્ત્રીઓ ખેતીમાં મદદ કરવા ઉપરાંત ઘરનાં કપડાં પણ જાતે સીવી લેતી. તેમના ઘરની કોઠીમાં દાણો ખૂટતો નહીં. આ ઉપરાંત રોકડિયો પાક પણ સારો થતો અને તેમાંથી મહેસૂલ ભરતાં જે બચતું તેનાથી ઘરનો બીજો ખરચ સહેજે નીકળી રહેતો.

ઇવાન ઉપર કંઈક વધુ જવાબદારી જેવું ગણાય તો તે તેના ઘરડા બાપનું પૂરું કરવાની હતી. છેલ્લાં સાત વર્ષથી તે દમના વ્યાધિથી પથારીવશ હતો. મેડા પર નાખી આપેલા ખાટલા પર પડ્યા પડ્યા પહેલાં તો તે ખેતી અંગે સૂચનાઓ આપતો રહેતો, પણ છેલ્લાં બેત્રણ વરસથી એ પણ બંધ થયું હતું.

ઇવાનના ઘરની ગણતરી ગામનાં સુખી ઘરોમાં થતી હતી, અને તેના પાડોશી લિંપિંગ ગેબ્રિયલ સાથે તેને ઝઘડો ન થયો હોત તો તેણે એક સુખી ખેડૂત તરીકે પોતાનું જીવન પૂરું કર્યું હોત. લિંપિંગ ગેબ્રિલ ગોરડે ઇવાનોફનો દીકરો હતો.

ગોરડે જીવતો હતો અને ઘરનો કારભાર ઇવાનના બાપના હાથમાં હતો ત્યાં સુધી આ બંને પાડોશીઓ આખા ગામને અદેખાઈ આવે એવા સંપથી રહેતા હતા. બંને ઘરની સ્ત્રીઓ પોતાના ઘરમાં કંઈ નવી કે સારી વાનગી બનાવતી તો એકબીજાને ત્યાં અચૂક મોકલતી. ટાણેકટાણે બંને ઘરનાં રસોડાં એક થઈ જતાં. ખેતીના કામમાં પણ બંને કુટુંબો એકબીજાને જોઈએ તે બધી મદદ કરતાં. એકાદ ઘરના ગાડાનું પૈડું તૂટી ગયું હોય અને તેને સમરાવતાં વાર લાગે એમ હોય તો બંને ઘર વચ્ચે એક ગાડાથી કામ ચાલતું. કોઢારામાં ઘાસ ભરવું, ખળામાંથી અનાજ ભરવું અને એવાં ખેતીને લગતાં બીજાં કામો બંને ઘરના પુરુષો સાથે મળીને કરતા.

વાડામાં અનાજ તડકે નાખ્યું હોય ને પાડોશીનો વાછરડો વાડામાં આવી ચડે તો તેને તેઓ પાછો હાંકી મૂકતા અને કહેતા, 'અરે ભાઈ...આજે અમારા વાડામાં અનાજ તડકે નાખ્યું છે...તમારા વાછરડાને જરા સાચવજો!' બંને ઘર વચ્ચે એવો મેળ હતો કે કોઈ એકબીજાથી કંઈ છુપાવતું નહીં. પીઠ પાછળ નિંદા કરવાનું તો તેમને ત્યાં કદી બનતું નહીં.

પણ આ સારા સંબંધ જ્યાં સુધી વડીલોના હાથમાં ઘરનો કારભાર હતો ત્યાં સુધી જ ટક્યા. ઘરના વહીવટનો દોર જુવાન દીકરાઓના હાથમાં આવતાં આ બધું બદલાઈ ગયું.

શરૂઆત તદ્દન નજીવા બનાવથી થઈ:

ઇવાનના મોટા દીકરાની વહુ મેરીએ એક મરઘી પાળી હતી. મરઘી દરરોજ ઘરના વાડામાં ઘાસની ગંજી પાસે ઈંડું મૂકતી અને મેરી ત્યાંથી ઈંડું ઘરમાં લઈ આવતી. એક દિવસ આ મરઘીને છોકરાંઓએ રમતાં રમતાં ગભરાવી તેથી, કે બીજા કોઈ કારણસર, તે ઊડીને પાડોશીના વાડામાં જઈ ઈંડું મૂકી આવી. આમ તો મેરી દરરોજ બપોરે ઈંડું ઘરમાં લઈ આવતી, પણ તે દિવસે ઘરમાં કામ હોવાથી તે છેક સાંજે ઈંડું લેવા નીકળી. વાડામાં ઘાસની ગંજી પાસે તેણે ઈંડું જોયું નહીં. તેણે તેની સાસુને અને દિયરને પૂછી જોયું, 'તમે વાડામાંથી ઈંડું લાવ્યાં છો?' પણ તેમણે ના પાડી. ઈંડું શોધવા નીકળેલી મેરીને નાના દિયર તારાસે કહ્યું કે, 'ભાભી, તમારી મરઘીને આજે રમતાં રમતાં છોકરાંઓએ ખૂબ હેરાન કરેલી એટલે તે બાજુમાં ગેબ્રિયલકાકાના વાડામાં ઊડી ગઈ હતી. મેં તેને તેમના વાડામાં ફરતી પણ જોયેલી. એટલે તમે ત્યાં તપાસ કરો. કદાચ તેણે ત્યાં ક્યાંક ઈંડું મૂક્યું હશે.'

એટલે મેરી ગેબ્રિયલના વાડામાં ઈંડું શોધવા ગઈ. તે ઈંડું શોધતી હતી તેવામાં ગેબ્રિયલની મા ત્યાં આવી ચડી.

'કેમ બહેન, શું શોધે છે?' તેણે મેરીને પૂછ્યું.

'કંઈ નહીં, માજી. આ તો મારી મરઘીને આજે છોકરાંઓએ ગભરાવી હતી એટલે તે તમારા વાડામાં ભાગી આવી હતી. તેણે આજે અહીં ઈંડું મૂક્યું લાગે છે, તમારા જોવામાં આવ્યું?' મેરીએ પૂછ્યું.

પણ મેરીના આ સવાલનો માજીએ સરખો જવાબ ન આપ્યો. તેણે કહ્યું, 'ના બહેન, મેં તો તારી મરઘીયે નથી જોઈ અને તેનું ઈંડુંયે નથી જોયું. વળી, ઈશ્વરની રહેમથી અમારી મરઘીએ પણ આ વરસે દર વરસ કરતાં વહેલાં ઈંડાં મૂકવા માંડ્યાં છે. અમે અમારી જ મરઘીનાં ઈંડાં ભેગાં કરી લઈએ છીએ--બીજાનાં ઈંડાંની અમારે શી જરૂર? વળી અમે કોઈ દહાડો બીજાના વાડામાં ઈંડાં શોધવા નથી જતાં!'

ગેબ્રિયલની માનાં આવાં વેણ મેરી સહી શકી નહીં. તેણે માજીને થોડું ન કહેવાનું કહી નાખ્યું. માજીએ પણ ગુસ્સામાં ને ગુસ્સામાં મેરીને ગમે તેમ સંભળાવ્યું. બંને જણ એકબીજા માટે ફાવે તેમ બોલવા લાગ્યાં. મેરીની સાસુ પાણી ભરીને ઘેર આવતી હતી. તેણે આ બોલાચાલી સાંભળી અને તે પણ ત્યાં આવી પહોંચી. ગેબ્રિયલની સ્ત્રી પણ વાડામાં થતી બૂમાબૂમ સાંભળી ઘરમાંથી બહાર આવી અને બોલાચાલીમાં સામેલ થઈ ગઈ. તેણે મેરીને સાચુંજૂઠું ફાવે તેમ સંભળાવવા માંડ્યું. આમ તકરાર વધતી ચાલી:

'તું તો છે જ એવી!' 'તો તું કેવી છે!' 'તું ચોર છે!' 'તું ચોરની મા છે!' 'તું વાંદરી છે!' 'તું કૂતરી છે!' 'તું તારા સસરાને ભૂખે મારે છે!' 'તારું તો કંઇ કહેવા જેવું નથી, બાંધી મૂઠી લાખની!' એમ સામસામું ઘણું ચાલ્યું.

'મેં તને જે સૂપડું વાપરવા આપેલું તે તેં બગાડી નાખ્યું છે. આ તારા હાથમાં ઊઢણ છે તે પણ મારી છે, તે મને આપી દે.' આમ કહી ગેબ્રિયલની ધણિયાણી ઇવાનની વહુના હાથમાંથી ઊઢણ ખૂંચવવા લાગી. પણ ઇવાનની સ્ત્રીએ ઊઢણ છોડ્યું નહીં. એમાંથી બંને બાઇઓ મારામારી પર આવી ગઇ. ગેબ્રિયલ ખેતરમાંથી ઘેર આવતો હતો. તેણે આ જોયું અને તે પણ ત્યાં આવી પહોંચ્યો. બંને બાઇઓને બાઝતી જોઇ તે તેમને છોડાવવા ગયો. તેવામાં ઇવાન અને તેના બંને દીકરા પણ ત્યાં આવી પહોંચ્યા. બાઇઓને છોડાવવા મથતા ગેબ્રિયલને પોતાની સ્ત્રીને ખેંચતો જોઇ ઇવાન ગેબ્રિયલ સાથે ઝપાઝપીમાં ઊતરી પડ્યો અને એમ બંને પુરુષો પણ મારામારી પર આવી ગયા. ઝપાઝપીમાં ગેબ્રિયલની દાઢીમાંથી થોડા વાળ ખેંચાઇ ગયા ને જમીન પર પડ્યા.

તમાશાને તેડું ન હોય. જોતજોતામાં લોકોનું નાનું ટોળું ભેગું થઇ ગયું. તેઓમાંના કેટલાકે ભેગા મળી બંનેને લડતા છોડાવ્યા. જતાં જતાં ગેબ્રિયલે જમીન પર પડેલા પોતાની દાઢીના વાળના એકબે ગુચ્છા ઉઠાવી લીધા ને તેને એક કાગળમાં વીંટી પડીકું ગજવામાં મૂકી દીધું!



બીજે દિવસે આ પડીકું લઇ ગેબ્રિયલ જિલ્લાની કોરટમાં ગયો.

‘એ કૂબડો ઇવાન મારી દાઢીના વાળ ખેંચી કાઢે એટલા માટે મેં આ દાઢી નહોતી ઉગાડી.’ તેણે કહ્યું, અને ઇવાને પોતાના પર હુમલો કર્યાની ફરિયાદ કોરટમાં દાખલ કરી. ગેબ્રિયલની વહુએ ગામભરમાં એવી વાત ચલાવી કે, અમે ઇવાનને ગુનેગાર પુરવાર કરી આપી તેને સાઇબીરિયા કાઢી મુકાવીશું. આમ મામલો કોરટે પહોંચ્યો.

*

## 2

ઇવાનના ઘરડા બાપે આખો ઝઘડો ઉપર રહ્યાં રહ્યાં જોયો હતો. ઝઘડો કોરટે ગયો છે એમ જાણ્યું ત્યારે તેને ખૂબ દુ:ખ થયું. તેણે ઇવાનને બોલાવ્યો અને ગેબ્રિયલને મળી તેની સાથે સમાધાન કરી લેવા કહ્યું: 'બેટા, આવી નાનકડી બાબત માટે લડવું અને કોરટે ચડવું બરાબર નથી, નરી મૂર્ખાઇ છે. જરા વિચાર તો કરો. આ આખા ઝઘડાની શરૂઆત ઇંડા જેવી નજીવી ચીજમાંથી થઇ છે. એક ઇંડાની કિંમત કેટલી? છોકરાંઓએ ઇંડું લઇ લીધું હશે....તેમાં તે મોટું શું થઇ ગયું? ભગવાન દરેકને ખપ પૂરતું આપે છે. અને તમારો પાડોશી તમને બે માઠા બોલ કહે તેમાં ખાટુંમોળું શું થઇ ગયું?...સારા બોલ કેમ બોલવા તે તમે તેને સમજાવો. પણ હવે તો લડાઇ થઇ છે. હોય...એવું તો બને. આપણે બધા પાપી છીએ. પણ હવે સમજી જાઓ ને ઝઘડાનો અંત લાવો. તમે એકબીજા પર ફૂંફાડા માર્યા કરશો તો તેથી તમને બંનેને નુકસાન થશે.'

બુઢ્ઢાની વાત જુવાનિયાઓએ કાને ધરી નહીં. તેમણે તેની વાતને અક્કલ વગરની અને જુનવાણી ગણી હસી કાઢી. ઇવાને પોતાના પાડોશી સામે નમતું જોખી સમાધાન કરવા કરતાં કોરટમાં લડી લેવાનું વધુ યોગ્ય માન્યું. સાથે સાથે નવો દાવ પણ નાખ્યો:

'મેં તેની દાઢી ખેંચી નથી....તેણે જાતે જ પોતાની દાઢીમાંથી બાલ ખેંચી ખોટો પુરાવો ઊભો કરી મારી સામે ફરિયાદ કરી છે. ઊલટાનું તેણે મારું ખમીસ ફાડી નાખ્યું તે તો કોઇ જોતું નથી....' એમ કહી તે કોરટે ગયો. તેણે પણ ગેબ્રિયલ સામે ફરિયાદ નોંધાવી.

શરૂઆતમાં નીચલી કોરટમાં અને પછી જિલ્લાની અદાલતમાં કેસ ચાલ્યો. કોરટના આંટાફેરા ચાલુ હતા તેવામાં ગેબ્રિયલના વાડામાંથી તેના ગાડાની ધરી કોઇ ચોરી ગયું. ગેબ્રિયલના માણસોએ ઇવાનના મોટા દીકરા પર આ ચોરીનું આળ ચડાવ્યું. 'અમે રાતે એને અમારા વાડામાં જતો જોયો હતો. વળી, તેણે પીઠામાં ગાડાની ધરી વેચી છે એ વાત આખું ગામ જાણે છે. અમારા પાડોશીઓએ તેને ધરી વેચતો જોયો હતો. અમે કદાચ ખોટું બોલીએ, પણ આ લોકો તો ખોટું નહીં બોલતા હોય ને?'

આ મામલો પણ કોરટે ચડ્યો. બીજી તરફ ઘર આગળના ઝઘડા અને બોલાચાલી રોજનાં થઇ પડ્યાં. ક્યારેક મારામારી કે બાથંબાથી પણ થઇ જતી. મોટાઓનું જોઇ છોકરાંઓએ પણ અંદરઅંદર કાદવ ઉછાળવા માંડ્યો. બંને કુટુંબના માણસો એકબીજાને જોતાંની સાથે સામસામે દાંતિયાં કરતા થઇ ગયા. નદીને ઓવારે કપડાં ધોવા ગયેલી સ્ત્રીઓમાં ભોગજોગે આ બે ઘરની સ્ત્રીઓ ભેગી થઇ જતી, તો કપડાં ધોવા માટે તેમના હાથ જેટલું કામ કરે તેના કરતાં જીભ બમણું કામ કરતી. તેમના મોંમાંથી એક એક બોલ બીજાને ટપી જાય તેવો નીકળતો!

શરૂઆતમાં આ લોકો સામસામાં આળ ચડાવતાં, પણ હવે તેમણે એકબીજાની છૂટીછવાઈ ચીજો ગુમ કરવા માંડી. છોકરાંઓએ તેમનું અનુકરણ કર્યું. આવા ઝઘડામાંથી ઊભી થતી નાનીમોટી તકરાર માટે લિંપિંગ ગેબ્રિયલ અને ઇવાન શેરબાકોફ સામસામા દાવાફરિયાદ કરતા રહ્યા. પહેલાં નીચલી કોરટ, પછી જિલ્લા કોરટ અને છેવટે સૌથી ઉપલી અદાલતમાં અપીલ, એમ દાવાની ઘટમાળ ચાલુ થઈ. ન્યાયાધીશો પણ આ બંને જણથી કંટાળ્યા. એક દાવામાં ગેબ્રિયલ ઇવાનને દંડની કે એકબે માસની કેદની સજા કરાવતો, તો વળી બીજા દાવામાં ઇવાન તેનું સાટું વાળી લેતો.

બંનેની દશા હડકાયા કૂતરા જેવી થઈ ગઈ હતી. બે કૂતરા લડે છે ત્યારે જેમ જેમ તેઓ વધુ લડતા જાય છે તેમ તેમ વધારે ઝનૂની થતા જાય છે. બંને કોરટે ચડ્યા, એકે બીજાને સજા કરાવી, બીજાએ સામે દંડ કરાવ્યો. તેમાંથી નવો મામલો ઊભો થયો અને બંને પાછા કોરટે ચડયા. આવું છ વરસ સુધી ચાલ્યું. આ છયે વરસ સુધી ઇવાનનો બાપ ખાટલે પડ્યો પડ્યો ઇવાનને એક જ વાત કહેતો રહ્યો: 'બેટા! તમે આ શું લઈ બેઠા છો! ફરિયાદ અને દાવાદુવી બંધ કરો અને ખેતીના કામમાં ધ્યાન પરોવો. આમાં તો ઘર ખુવાર થઈ જશે. વળી તમે એકબીજા પર દ્વેષ ન રાખો તેમાં જ લાભ છે. તમે જેમ જેમ દ્વેષ કરશો તેમ તેમ તે વધતો જશે. જરા સમજો અને આ બધું બંધ કરો.'

પણ એ ભલા ડોસાનું કોઈએ સાંભળ્યું નહીં.

સાતમે વરસે એક પાડોશીને ત્યાં લગ્નનો પ્રસંગ હતો. ત્યાં ઘણા લોકોની હાજરીમાં ઇવાનના મોટા દીકરાની વહુ મેરીએ ગેબ્રિયલ પર તેને ઘોડો ચોરતા જોયાનો આરોપ મૂક્યો. ગેબ્રિયલ તે વખતે પીધેલો હતો એટલે ગુસ્સો કાબૂમાં રાખી ન શક્યો. તેણે મેરીને એક ધોલ લગાવી દીધી અને મેરી ગબડી પડી. મેરી એક અઠવાડિયા સુધી પથારીવશ રહી. અધૂરામાં પૂરું તે વખતે ગર્ભવતી હતી. એટલે ઇવાનને ગેબ્રિયલ સામે ફરિયાદ કરવાનું ખાસું બહાનું મળી ગયું. 'હવે હું એ દુષ્ટના ત્રાસમાંથી છૂટીશ. આ વખતે તેને એવી સજા કરાવું કે એ હમેશની ખો ભૂલી જાય,' તેણે વિચાર્યું.

પાછા કોરટના આંટાફેરા શરૂ થયા. કેસ ચાલ્યો, પણ ઇવાનની મુરાદ બર ન આવી. મેરીના શરીર પર વાગ્યાની એક પણ નિશાની મળી નહીં અને ગેબ્રિયલને નીચલી અદાલતે નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો. ઇવાને અપીલ કરી. ઉપલી અદાલતમાં તેણે નવો દાવ નાખ્યો. તેણે શિરસ્તેદાર ને અદાલતના અમલદારોને મિજબાની આપી. તેનો પાસો સવળો પડ્યો. અદાલતમાં નીચે મુજબ ચુકાદો વાંચી સંભળાવવામાં આવ્યો:

'તહોમતદાર લિંપિંગ ગોરડે ગેબ્રિયલને અદાલતના કમ્પાઉન્ડમાં વીસ સખત ફટકા મારવાની સજા કરવામાં આવે છે.'

ઇવાને આ ચુકાદો સાંભળ્યો ને તેની ગેબ્રિયલ પર શી અસર થાય છે તે જોવા માટે તેણે પોતાના પાડોશી તરફ જોયું. ચુકાદો સાંભળી ગેબ્રિયલનું મોં પડી ગયું અને મોં ફેરવી લઈ તે અદાલતના ખંડની બહાર નીકળી ગયો. ઇવાન પોતાનો ઘોડો ઠેકાણે છે કે નહીં તે જોવાને બહાને તેની પાછળ પાછળ બહાર આવ્યો ત્યારે તેણે ટોળા વચ્ચે ઊભેલા ગેબ્રિયલને તેના મિત્રો સાથે આવી વાત કરતો સાંભળ્યો:

‘એણે મને ફટકાની સજા કરાવી! પણ મને ફટકા પડશે ત્યારે મારી પીઠમાં જે લાય બળશે તેના કરતાંય મોટી લાય એને વેઠવી પડશે....’ તે કહેતો હતો.

આ સાંભળી ઇવાન તરત જ અદાલત ખંડમાં પાછો આવ્યો અને ફરિયાદ કરતાં કહ્યું, ‘સાહેબ! એને પકડી લો. એ મારું ઘર સળગાવી મૂકવાની ધમકી આપે છે. ત્રણચાર જણાની હાજરીમાં તેણે મને આ ધમકી આપી છે.’ ઇવાનની વાત પરથી ગેબ્રિયલને પાછો બોલાવવામાં આવ્યો. ન્યાયાધીશે પૂછ્યું, ‘ગેબ્રિયલ, તમે આમનું ઘર સળગાવી મૂકવાની ધમકી આપી--ખરી વાત?’

‘ના, નામદાર! મેં એવું કઇ કહ્યું નથી. મને ફટકા મરાવો--કારણ તમારી પાસે સત્તા છે. હું જ ગુનેગાર છું એવું તમને લાગે છે, કારણ મેં સાચી વાત જણાવી દીધી! એને જેમ ફાવે તેમ કરવાની છૂટ છે....’ આ ઉપરાંત ગેબ્રિયલ ઘણું કહેવા માગતો હતો પણ તેનું ગળું ભરાઇ આવ્યું. તેણે અદાલતના ખંડમાંથી ચાલવા માંડ્યું. તેનો ધૂંધવાયેલો વિકરાળ ચહેરો જોઇ હાજર હતા તેટલા બધા માણસોને લાગ્યું કે, આ માણસ કાં તો આપઘાત કરી બેસશે કે પછી તેના પાડોશીને પૂરો કરશે. ન્યાયાધીશને પણ એવું લાગ્યું તેથી તેમણે ગેબ્રિયલને રોક્યો અને કહ્યું, ‘ભાઇ, આના કરતાં તું સમજીને માફી માગી લે. તું જ કહે, ગર્ભવતી બાઇને મારવી એ તને શોભે છે? સારું થયું કે એને કંઇ ન થયું, નહીં તો શું થાત તેનો વિચાર કરી જો! આ શું સારી વાત છે? એના કરતાં તું ગુનો કબૂલ કર અને ફરિયાદીની માફી માગી લે. તે તને માફી આપે તો આપણે તને થયેલી સજા રદ કરીએ.’

અદાલતના શિરસ્તેદારે આ સાંભળ્યું અને તેને ઇવાને પાયેલો દારૂ યાદ આવતાં પોતાની ફરજનું એકાએક ભાન થઇ આવ્યું. ‘સાહેબ, કલમ 117 પ્રમાણે તેવું થઇ શકે નહીં. ચુકાદો જાહેર થતાં પહેલાં બન્ને પક્ષ સમાધાન પર ન આવ્યા હોય તો જાહેર થયેલો ચુકાદો ફેરવી શકાય નહીં.’ તેણે ભારપૂર્વક કહ્યું.

પણ બુઝુર્ગ ન્યાયાધીશે તેની આ વાત ધ્યાનમાં ન લીધી અને કહ્યું,‘ઇશ્વરનો કાનૂન સૌથી મોટો છે. એ કાનૂન શાંતિ, સમજૂતી અને સમાધાનનો છે.’ વૃદ્ધ ન્યાયાધીશે ફરી વાર ગેબ્રિયલને સમજૂતી પર આવવા અને માફી માગવા સમજાવ્યો પણ ગુસ્સાના માર્યા તેણે તે વાત માની નહીં.

‘આવતે વરસે હું પચાસ વરસનો થઇશ. અત્યાર સુધી મને ક્યારેય ફટકાની સજા થઇ નથી અને આ ઇવાન, જેના ડાચાનું પણ ઠેકાણું નથી, તે મને ફટકા ખવડાવે...? ના....મેં બહુ વેઠ્યું....એને પણ હવે સહન કરવું પડશે.’ આટલું બોલતાં બોલતાં ગેબ્રિયલ ફરી આવેશમાં આવી ગયો. તેનું ગળું રૂંધાઇ ગયું ને તેનાથી આગળ બોલાયું નહીં. મોં ફેરવી લઇ તે અદાલતના ખંડમાંથી બહાર નીકળી ગયો.

*

## 3

આ લોકોનું ગામ કોરટના શહેરથી સાત માઇલ દૂર હતું. ઇવાન મારતે ઘોડે ઘરે આવ્યો ને ઘોડાને વાડામાં ચરવા છોડી ઘરમાં પેઠો. ઘરનાં બધાં માણસો ખેતરે ગયેલાં હોવાથી ઘરમાં કોઈ નહોતું. ઇવાન આરામ કરવા ખાટલા પર બેઠો ને તેને ગેબ્રિયલે ચુકાદો કેવી રીતે સાંભળ્યો, તે સાંભળીને તેનું મોં કેવું પડી ગયું, તે કેવો આવેશમાં આવી ગયો વગેરે યાદ આવ્યું. પોતે કેસમાં હારી જાત અને આવી સજા થઈ હોત તો, પોતાની કેવી વલે થઈ હોત, એ વિચારતાં તેને ગેબ્રિયલ પર દયા પણ આવી. બરાબર તે જ વખતે તેણે પોતાના ઘરડા બાપને લાકડીને ટેકે ટેકે દાદર ઊતરી નીચે આવતો જોયો. દાદર ઊતરતાં ઊતરતાં ડોસો હાંફી ગયો. તેને દમ ચડી આવ્યો. શ્વાસ જરા ધીમો પડતાં તેણે ઇવાનને પૂછ્યું, ‘કેમ? એને સજા થઈ?’

‘હા, એને વીસ ફટકાની સજા થઈ,’ ઇવાને કહ્યું. ઇવાનની વાત સાંભળી બુઢ્ઢાને ખૂબ દુઃખ થયું. તે લાકડીને ટેકે ઇવાન બેઠો હતો તે ખાટલા પર આવીને બેઠો. થોડી વાર તેનાથી કંઈ પણ બોલાયું નહીં. આંખ બંધ કરી નીચું જોઈ તે બેસી રહ્યો. પછી તેણે ઇવાનને કહ્યું:

‘બેટા, તું જે કરી રહ્યો છે તે બરાબર નથી. એને સજા થઇ તે બહુ ખોટું થયું. એને માટે જ નહીં, તારે માટે પણ એ સારું નથી.’

‘બાપુ, હવે તે ફરી આવું નહીં કરે. એવું કરવાની ખો ભૂલી જશે,’ ઇવાને કહ્યું.

‘તે ખો ભૂલી જશે એટલે શું? તું જે કરી રહ્યો છે તેના કરતાં એણે શું વધારે કર્યું છે?’

‘કેમ! એણે મને કેટલું નુકસાન કર્યું છે, તે તો જુઓ,’ ઇવાને કહ્યું. ‘તેણે મેરીને લગભગ મારી જ નાખી હતી, અને હવે તે આપણું ઘર બાળી મૂકવાની ધમકી આપે છે. તેના બદલામાં તેને વીસ ફટકાની સજા ન કરાવું તો શું તેની પૂજા કરું?’ આટલું બોલતાં બોલતાં ઇવાન રાતોપીળો થઇ ગયો.

ઇવાનની આવી મનોદશા જોઈ તેના બાપને વધારે દુઃખ થયું. તેણે એક નિસાસો નાખ્યો અને કહ્યું, ‘બેટા, હું અહીં ઘરમાં ખાટલા પર પડ્યો રહું છું ને તું બહાર ફરતો રહે છે, એટલે તું એમ માને છે કે તું જ બધું જુએ છે, તું જ બધું જાણે છે, અને હું કંઈ જાણતો નથી! પણ ખરેખર એમ નથી. તને સાચી વાત દેખાતી નથી. દ્વેષ અને રોષનો માર્યો તું આંધળો થઇ ગયો છે. તને બીજાની ભૂલ અને બીજાનાં પાપ દેખાય છે; પણ તારી ભૂલ નથી દેખાતી. ‘એનું વર્તન સારું નથી’ એમ તું કહે છે....પણ માત્ર એનું વર્તન ખરાબ હોય ને તારું સારું હોય તો પછી ઝઘડો થાય ક્યાંથી? બેટા, એક હાથે કદી તાળી પડતી નથી. ઝઘડો હંમેશાં બે જણ વચ્ચે થાય છે, કોઈ એકલું ઝઘડો કરી શકતું નથી. તને એની ભૂલ દેખાય છે, તારી દેખાતી નથી.’ આટલું કહેતાં ડોસો ગળગળો થઇ ગયો. ફરી થોડો વખત તે જમીન સામે જોઈ બેસી રહ્યો. પછી તેણે આગળ ચલાવ્યું.

'એની દાઢીમાંથી તેં વાળ નહોતા ખેંચી કાઢ્યા? તેની ગંજીનું ઘાસ કોણે લગાડી મૂક્યું હતું? આ વખતે એને અદાલતના ઊમરા સુધી કોણ ઘસડી ગયું? આ બધામાં તને માત્ર એનો વાંક દેખાય છે? બેટા, ખરેખર! તું રસ્તો ભૂલ્યો છે. તું અવળે રસ્તે ચડ્યો છે. આ સારું નથી. એ આપણા ઘરને છાજે તેવો રસ્તો નથી. હું એ રસ્તે નહોતો ચાલતો, તેમ જ તને પણ મેં એ રસ્તે ચાલવાનું નહોતું શીખવ્યું. હું અને એનો બાપ કેવા સંપથી રહેતા હતા! અમારી વચ્ચે તકરાર તો શું, બોલાચાલી સુધ્ધાં થયાનું તને યાદ સરખું છે?

'ઊલટું, અમે એકબીજાને મદદ કરવા તત્પર રહેતા. ટાણેકટાણે અમે એકબીજાને જોઈએ તે આપતા. એમના ઘોડાને તું ચારવા લઈ જતો એ પણ તું ભૂલી ગયો? અને મારે કંઈ જોઈતુંકરતું હોય તો એનો બાપ મને હોંશથી મદદ કરતો. એ રીતે અમારું ગાડું ચાલતું. એ રૂડા દિવસો આજે પણ મને યાદ આવે છે.

'પણ હવે તું આ ઘરનો કારભારી થયો છે. ઘરનાં બૈરાંછોકરાં તારું જોઈને ચાલે છે. શું તું એમને એકબીજા પર ઘુરકિયાં કરવાનું ને દાંતિયાં કરવાનું શીખવવા માગે છે? પેલે દહાડે તારો નાનો દીકરો પાડોશીની છોકરી પર દાંતિયાં કરતો હતો તથા તેને ગાળો દેતો હતો અને તેની મા પાસે ઊભી ઊભી હસતી હતી! શું આ બધું આપણને શોભે છે? તું જ જવાબ આપ. તારી જાતને પૂછી જો કે જે ચાલે છે તે સારું છે? તું મને એક ગાળ દે અને હું વળતી બે દઉં; તું મને ધોલ મારે અને હું તને ધીબી નાખું એ બરોબર ન ગણાય.

'ભગવાને આપણને મૂરખાઓને એવું નથી શીખવ્યું. તે તો એમ કહે છે કે કોઈ તમને ગાળ દે તો તેને સામી ગાળ ન દેશો, કંઈ જ કહેશો નહીં; અને ગાળ દેનારનું દિલ ડંખ્યા વગર રહેશે નહીં. તું નાનપણમાં બાઇબલ વાંચતો તેનાં વચન યાદ આવે છે? "કોઈ તને એક ગાલે તમાચો મારે તો તું તારો બીજો ગાલ ધરજે, કોઈ તારું પહેરણ માગે તો તેને તારું અંગરખું કાઢી આપજે." એ બધું ભૂલી ગયો? બોલ! બોલ, હવે કેમ ચૂપ થઈ ગયો?'

ઇવાનનું મોં સિવાઈ ગયું. તેનાથી કંઈ જ બોલાયું નહીં.

તેનો બાપ આટલું બોલતાં થાકી ગયો હતો. તેને એક લાંબી ઉધરસ આવી ગઈ. છતાં તે બેઠી એટલે તેણે વાત આગળ ચલાવી: 'શું તને આ બધી વાત ખોટી લાગે છે? ના...બેટા, એ વાત આપણા ભલા માટે છે. અરે, તારો પોતાનો વિચાર કર. તારામાં શેતાન પેઠો તે પહેલાં તું કેટલો સુખી હતો! અને આજે આપણા કેવા હાલ છે? કોરટના ધક્કામાંથી તું ઊંચો નથી આવતો. કોરટે ચડ્યા પછી તેં ઠરીને ખાધું સુધ્ધાં નથી એ તો તું પણ કબૂલ કરશે. એ કજિયાદલાલો અને વકીલોને તેં કેટલાં નાણાં ખવડાવ્યાં તેનો હિસાબ તો કર! એટલા પૈસામાં તો તેં અને તારાં છોકરાંઓએ કેટલાંય વરસ સુધી ઘીદૂધ ખાધાં હોત!

'આજે તો તારી આવક પણ ઘટી ગઈ છે. તે શાથી? તારા અભિમાનને કારણે તેં જે મૂર્ખાઈ માંડી છે તેને લીધે. ખેતરમાં વાવણી કરવાને વખતે તારો શેતાન તને કજિયાદલાલો પાસે લઈ ગયો. વાવણી તો શું, પહેલી ખેડ પણ બરાબર ન થઈ. પાક ઘણો ઓછો પાક્યો. રોકડિયા પાકમાંયે બરકત ન આવી. આ બધાનું કારણ તારામાં પેઠેલો શેતાન છે કે બીજું કંઈ? અને આખરે તું શું કમાયો? માથા પરનો ભાર વધ્યો તે જ ને?

'બેટા...તું જે રસ્તે ચડ્યો છે તે છોડી દે અને ખેતીમાં મન પરોવ. ઘર તરફ જો, ઘરનું ધ્યાન રાખ. કોઈ આપણા પર આળ ચડાવે તો તેને માફ કરતાં શીખ. ઈશ્વર બધાંને માફ કરે છે....તેની પાસેથી માફી આપતાં શીખ. એમ કરશે તો હવે પછીની તારી જિંદગી સુધરી જશે, તું સુખી થશે.'

ઇવાન ચૂપ જ રહ્યો.

'ઇવાન, બેટા! તારા ઘરડા બાપની આટલી વાત માન. હજી મોડું નથી થયું. અત્યારે ને અત્યારે શહેરમાં જા. સરકારી ઓફિસ બંધ થાય તે પહેલાં ત્યાં જઇ તારી ફરિયાદ પાછી ખેંચી લે ને ગેબ્રિયલની સજા મુલતવી રહે તેવી તજવીજ કર. આ ઝઘડાનો હવે તું અંત આણ. કાલે રવિવાર છે. કાલે સવારે તું ગેબ્રિયલને આપણે ત્યાં ચા પીવા બોલાવ. તમે સાથે બેસી ઈશ્વરની સાખે ઝઘડો દાટી દો. બંને ઘરનાં બૈરીછોકરાંને પણ જણાવી દો કે હવે પાછલી વાત ઉખેળે નહીં. પહેલાંની જેમ સંપીને રહે.'

ઇવાનને બાપની વાત સાચી લાગી. 'બાપા સાચું કહે છે, પણ હવે બગડી ગયેલી બાજી સુધારવી શી રીતે? ગેબ્રિયલને બોલાવું શી રીતે?' તે મનોમન વિચારતો હતો. એના મનમાં જે ચાલતું હતું તે એનો બાપ સમજી ગયો હોય તેમ તેણે કહ્યું, 'ઇવાન, ઊઠ. તું જે વિચારે છે તેનો અમલ કર. ભડકો થાય તે પહેલાં સળગતા અગ્નિને ઠારી નાખ. પછી ઘણું મોડું થઈ જશે.'



*કોઈ તમને ગાળ દે તો તેને સામી ગાળ ન દેશો.*

ઇવાનનો બાપ આ સિવાય બીજી ઘણી વાત તેને કહેવા માગતો હતો. પણ તેવામાં સીમમાં ગયેલી ઘરની સ્ત્રીઓ કાબરની જેમ કાઉકાઉ કરતી આવી પહોંચી. ગેબ્રિયલને વીસ ફટકાની સજા થઈ છે અને તેણે સામે ઘર બાળી મૂકવાની ધમકી આપી છે, એ વાત તેમને કાને પહોંચી ગઇ હતી. ગેબ્રિયલ માટે તેઓ જેમ ફાવે તેમ બોલતી હતી અને સીમમાં ગેબ્રિયલના ઘરની સ્ત્રીઓ સાથે તેમને ઝઘડો પણ થયો હતો. ઇવાનનો બાપ તે સાંભળી ન શક્યો અને લાકડીને ટેકે ટેકે મેડા પર ચાલ્યો ગયો. સ્ત્રીઓ પાસેથી ઇવાનને એક નવી વાત જાણવા મળી. તે એ કે, ગેબ્રિયલે હવે મેજિસ્ટ્રેટને હાથ પર લીધો છે અને તે એક નવી અરજી ઝારને (રાજાને) કરવાનો છે. આ અરજીમાં તે ઇવાને પોતા પર કરેલા હુમલાથી માંડીને ગાડાના આંકની ચોરીની, ગંજી સળગાવી મૂક્યાની વગેરે ઘણી ફરિયાદો કરવાનો છે. આ વખતે તે જીતશે એવી તેને ખાતરી છે, અને તેમ થતાં ઇવાનની અડધી ઉપર મિલકત પોતાની થઈ જશે, એમ તે માને છે.

આ વાત સાંભળી ઇવાન ઠરી જ ગયો. ગેબ્રિયલ સાથે સમાધાન કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો અને ઘરની સ્ત્રીઓ સાથે વાતો કરવા ન રોકાતાં તે ખેતરે જવા નીકળી પડ્યો.

*

## 4

ઇવાન ઘરની બહાર નીકળ્યો ત્યારે સાંજ પડવા આવી હતી. તેણે તેના દીકરાઓને ખેતરેથી પાછા આવતા જોયા એટલે તે ઘરના બારણામાં જ ઊભો રહ્યો. દીકરાઓ આવતાં તેણે તેમને ખેતી અંગે થોડી પૂછપરછ કરી ને ઘોડાઓને થાબડ્યા. વાડામાં ઘરની લગોલગ પડી રહેલા ઘાસના પૂળાના ઢગલાને ઠીકઠાક કરવાનો તેનો વિચાર હતો, પણ સાંજ પડી ગયેલી હોવાથી તેણે તે વિચાર માંડી વાળ્યો. વાડામાં જઈ તેણે ઢોરને ઘાસ નાખ્યું અને તારાસ જે ઘોડાઓને રાત્રે ચારવા લઈ જવાનો હતો તેમને તબેલામાંથી બહાર કાઢી વાડામાં પૂરી તે ઘર તરફ પાછો ફર્યો. 'હવે ખાઈને નિરાંતે સૂઈ જઈશ.' એમ વિચારતો વિચારતો તે ઘરમાં દાખલ થવા જતો હતો ત્યાં તેણે કોઈનો ઘોઘરો અવાજ સાંભળ્યો: 'એના મરવાથી દુનિયાને શું નુકસાન થવાનું છે?' ગેબ્રિયલ તેના પાડોશીને કહેતો હતો. 'એવા દુષ્ટને તો પૂરો જ કરવો જોઈએ.' આ શબ્દો સાંભળી ઇવાન ગભરાયો અને થોડો ગુસ્સે પણ થયો.

ઘરમાં બધે દીવાનું અજવાળું ફેલાયેલું હતું. સૌથી મોટા દીકરાની વહુ મેરી ઊન કાંતવા બેઠી હતી, ઇવાનની સ્ત્રી સાંજનું વાળુ તૈયાર કરતી હતી, મોટો દીકરો જોડા માટેની દોરી બનાવતો હતો, વચલો ટેબલ પાસે બેસી કંઈ વાંચતો હતો અને સૌથી નાનો તારાસ સીમમાં ઘોડા ચારવા લઈ જવાની તૈયારી કરતો હતો. જો પાડોશીઓનો ડર ન હોત તો આ કુટુંબ કેટલું સુખી હતું!

ઇવાન ઘરમાં દાખલ થયો ત્યારે તે ડરી ગયેલો અને હતાશ જણાતો હતો. ઘરમાં પેસતાં પેસતાં સાંભળેલા ગેબ્રિયલના શબ્દો તેના કાનમાં હજુ અથડાયા કરતા હતા. ગેબ્રિયલે કોર્ટમાં આપેલી ધમકી પણ તેના મનમાં ઘોળાયા કરતી હતી. શું કરવું એ તેને સૂઝતું નહોતું. પાટલી પર બેઠેલી બિલાડીને તેણે તગેડી મૂકી ને રસ્તા વચ્ચે પડેલી ડોલ તેના પગમાં વાગતાં ઘરના લોકોની તેણે ખબર લઈ નાખી! બીજું કરે પણ શું? કંઈ કામમાં ચિત્ત પરોવાય તો મનને શાંતિ થાય, એમ માની તે ઘોડાનું જીન સાંધવા બેઠો, પણ તેમાંયે તેનું મન ચોંટ્યું નહીં.

બીજી તરફ તારાસે સીમમાં ઘોડા ચારવા જવાની તૈયારી કરવા માંડી. ભાથું લઈ, ઘેટાના ચામડાનો કોટ પહેરી, કેડ પર પટો બાંધી તે તબેલા તરફ ગયો. રોજ તો ઇવાનનો મોટો દીકરો તારાસને વળાવવા જતો પણ આજે ઇવાન જાતે ગયો. તારાસને ઘોડા પર ચડવામાં હાથ દઈ, નાના વછેરાને ઘોડાની પાછળ હાંકી ઇવાન દરવાજા પાસે ઊભો રહ્યો અને તારાસ ગામના બીજા છોકરાઓ સાથે વાતો કરતો સીમમાં જતો હતો તેને ઝાંખા અંધારામાં દેખાય ત્યાં સુધી જોઈ રહ્યો. અત્યારે પણ તેના મનમાં ગેબ્રિયલે અદાલતમાં આપેલી ધમકીના બોલ ઘોળાયા કરતા હતા: 'મારી પીઠમાં જે લાય બળશે તેના કરતાં પણ મોટી લાય એને વેઠવી પડશે....'



*ભડકો*

‘તે નિરાશ થયેલો છે, રોષે ભરાયેલો છે, તે શું કરી બેસે તે કહેવાય નહીં’, ઇવાન વિચારતો હતો. ‘વાડામાં બધું સૂકું પડ્યું છે. એ મારા ઘરની પાછળ આવી વાડામાં એક જ તણખો ચાંપી જાય તો મારો વાડો, કોઢારું અને ઘર...બધું સાફ થઈ જાય. આજકાલ પવન પણ ખૂબ વાય છે એટલે આગને ફેલાતાં વાર ન લાગે.’

એવામાં ઇવાનને નવો વિચાર આવ્યો. તેના મનમાં પેઠેલા શેતાને કહ્યું, ‘તું ગેબ્રિયલને આગ ચાંપવા જતો પકડી પાડ. તું એને તણખો ચાંપતાં પકડે તો પછી એની ખરી વલે થાય.’ ઇવાનને આ વિચાર ગમ્યો અને ગેબ્રિયલને તણખો ચાંપતાં પકડવા માટે તેણે બહાર ફરતા રહેવાનું નક્કી કર્યું. દબાતે પગલે તેણે ફળિયામાં આંટા મારવા માંડ્યા. તે ફળિયાને સામે છેડે જઈ પાછો આવતો હતો ત્યારે તેણે પોતાના ઘરની પાછળ કોઈને ઝડપથી દોડીને સંતાઈ જતું જોયું. આખું ફળિયું શાંત હતું. માત્ર ઝાડનાં પાંદડાંના ફરકવાના ને ઘાસનાં તણખલાંના ઊડવાના સરસર અવાજ સંભળાતા હતા. ઇવાને શેરીને નાકેથી જ પોતાના વાડામાં ધારી ધારીને જોવા

માંડ્યું. પહેલાં તો તેને કંઈ દેખાયું નહીં, પણ થોડી વારમાં તેની આંખ અંધારામાં જોવાને ટેવાઈ ગઈ. ઘરના વાડામાં પડેલાં હળ, ગાડું અને ઘરનું છાપરું વગેરે સાફ દેખાવા માંડ્યાં. ત્યાં કોઈ માણસ જણાયું નહીં.

ઇવાન એટલું પામી ગયો કે દાળમાં કંઈ કાળું છે. હજુ છુપાઈ રહેવાથી વધુ જાણવા મળશે, એમ માની તેણે છુપાતાં છુપાતાં પોતાના ઘર તરફ ચાલવા માંડ્યું. તે એટલી સાવચેતીથી ચાલતો હતો કે તેનાં પોતાનાં પગલાં પણ તેને સંભળાતાં નહોતાં. તે રસ્તો ઓળંગી પોતાના ઘરના દરવાજાની નજીક આવ્યો ત્યારે તેણે વાડામાં પડેલા હળ પાસે કંઈ ભડકા જેવું જોયું. ભડકો જોઈને ઇવાનનું દિલ થંભી ગયું. બરાબર તે જ વખતે પેલી જગ્યાએ જરા મોટો ભડકો દેખાયો ને ભડકાના અજવાળામાં તેણે એક માણસને હાથમાં સળગતા કાકડા સાથે ઊભેલો જોયો. ઇવાનનું દિલ ફફડી ઊઠ્યું, તેનાં રૂંવાં ખડાં થઈ ગયાં ને એક પળ માટે તે થંભી ગયો. બરાબર તે જ વખતે ભડકો મોટો થયો ને ભડકાના અજવાળામાં ઇવાને પેલા માણસને ઓળખ્યો. તે ગેબ્રિયલ હતો.

બાજ પક્ષી પોતાના શિકાર પર તરાપ મારે તેમ ઇવાન ગેબ્રિયલ પર તરાપ મારી તેને પકડવા દોડ્યો. ઇવાનને થતું હતું કે હવે હું ગેબ્રિયલને કાકડા સાથે ઘર સળગાવતો પકડી લાંબા ગાળા માટે તેને જેલ ભેગો કરીશ. પણ તેની મુરાદ બર ન આવી. ગેબ્રિયલ ચેતી ગયો ને તેણે પોતાના ઘર તરફ ભાગવા માંડ્યું. ઇવાને તેને પકડ્યો, પણ ગેબ્રિયલે ઇવાનને ધક્કો મારી ગબડાવી પાડ્યો. 'દોડો...દોડો...ચોર...બચાવો...મારો...' કરતો કરતો ઇવાન ઊઠ્યો ને પાછો ગેબ્રિયલની પાછળ પડ્યો. થોડી વારમાં તે ગેબ્રિયલની નજીક પહોંચી ગયો. પણ ઇવાન તેને પકડવા જાય તેવામાં તેના માથામાં કોઈએ મરણતોલ ફટકો માર્યો. પોતાના ઘરના દરવાજા સુધી આવી પહોંચેલા ઇવાનને આ ફટકો ગેબ્રિયલે માર્યો હતો.

ઇવાન ઢગલો થઈને પડ્યો. તેને તમ્મર આવી ગયાં અને આખી દુનિયા ફરતી હોય એમ લાગ્યું. પછી આંખે અંધારાં આવ્યાં અને તે બેહોશ થઈ ગયો.

*

## ૬

ઇવાન ભાનમાં આવ્યો ત્યારે તેણે ભડકે બળતા ઘરના અજવાળામાં એક મોટા ટોળાને હોહો...કરતું ઊભેલું જોયું. ઇવાનના ઘરના વાડામાં પડેલો સૂકો પાક, ઘાસ અને કોઢારું સળગી ગયાં હતાં. સળગેલા ઘાસનાં તણખલાં અને ધુમાડો આકાશમાં ઊંચે સુધી ઊડતાં હતાં. ઘર ભડભડ બળતું હતું. ઇવાન મહામુસીબતે ઊભો થયો. 'અરે...ભગવાન...આ શું થઇ ગયું...એને પકડવા જવાને બદલે મેં પહેલાં ભડકાને ઠારી દીધો હોત...ગંજીમાંથી સળગતા પૂળા ખેંચી લીધા હોત...તો આગ આટલી ફેલાત નહીં...અરેરે...! આ શું થઇ ગયું...?' એમ બોલતાં બોલતાં તેણે ઘર તરફ જવા પગ ઉપાડ્યો, પણ તેનાથી ચલાયું નહીં. તે ફરી લથડિયું ખાઇને ગબડી પડ્યો.

થોડી વારે તે સ્વસ્થ થયો. તેને બૂમ મારવાની ઇચ્છા થઇ પણ માથામાં પડેલા મરણતોલ ફટકાને લીધે તે તેમ કરી શક્યો નહીં. તે ઊઠ્યો ને ધીમે ધીમે પોતાના બળતા ઘર સામે આવી ઊભો રહ્યો. 'અરેરે...આ શું થઇ ગયું....મેં સળગતી ગંજીમાંથી બે પૂળા જ ખેંચી લીધા હોત...તો...' તે બબડતો હતો. તેવામાં તેના ઘરનો મોભ તૂટ્યો અને સળગતું છાપરું કડડભૂસ કરતું નીચે પડ્યું. ઇવાન ગાંડાની જેમ સળગતા ઘરમાં દોડ્યો. તેના પર એક સળગતું લાકડું પડ્યું. પણ દુઃખને લીધે મૂઢ થઇ ગયેલા ઇવાન પર તેની લેશમાત્ર અસર ન થઇ. બેચાર માણસોએ તેને ઢસડીને બહાર કાઢ્યો. ઇવાન તેમના હાથમાંથી છટકીને સળગતા ઘરમાં પડવા જવા માટે ધમપછાડા કરતો હતો. 'હાય...હાય...આ શું થઇ ગયું....જો ગંજીમાંથી મેં સળગતો પૂળો ખેંચી લીધો હોત...તો આ દશા ન થાત....' તે બક્યે જતો હતો. આવી પડેલા દુઃખનો માર્યો તે મગજનું સમતોલપણું ગુમાવી બેઠો હતો. તે માથે હાથ દઇ નીચે બેસી પડ્યો અને રડતાં રડતાં તેણે તેનો બકવાટ ચાલુ રાખ્યો: 'અરેરે...આ શું થઇ ગયું...મેં એક પૂળો ખેંચી લીધો હોત...'

ઇવાનના ઘર પછી તેના પાડોશી ગેબ્રિયલના ઘરનો વારો આવ્યો. સુસવાટાભેર વાતા પવનને લીધે આગને કાબૂમાં લેવાનું મુશ્કેલ થઇ ગયું. સવાર સુધીમાં આગે લગભગ અડધું ગામ ભરખી લીધું!

ઇવાનના ઘરમાંથી તો કાંઇ બચાવી શકાયું નહીં: ઢોરઢાંખર, મરઘાંબતકાં, તેનાં પાંજરાં, ગાડું, હળ, ખેતીનાં બીજાં સાધનો, ઘરવખરી, વાસણકૂસણ, બધું આગમાં સાફ થઇ ગયું. સ્ત્રીઓ પહેરેલે કપડે ઘરમાંથી બહાર નીકળી ગઇ ને મેડા પર રહેતા ઘરડા બાપને જેમતેમ કરતાં બચાવી લેવામાં આવ્યો. રાત્રે સીમમાં ચરવા ગયેલા ઘોડાઓ સારે નસીબે બચી ગયા. ગેબ્રિયલના ઘરમાં આગ પહોંચે તે પહેલાં તેણે બહાર કાઢી લીધેલી ઘરવખરી ને ઢોરઢાંખર બચી ગયાં. ઘર તો ગયું જ. ગામના મોટામાં મોટા ફળિયામાં લાગેલી આગથી લગભગ અડધું ગામ તારાજ થઇ ગયું. સવાર થતાં પવન વાતો અટક્યો ને આગ કાબૂમાં આવી તે વખતે અડધું ગામ ઘર વગર નિરાધાર થઇને બેઠું હતું!

•

સવારે ગામના મુખીનો છોકરો ઇવાનને તેડવા આવ્યો. 'ઇવાનકાકા, તમારા બાપને છેલ્લા શ્વાસ ઊપડ્યા છે. તમને મળવા માગે છે.'

ઇવાન મૂઢ થઇ ગયો હતો. મુખીના છોકરાની વાતમાં તેને કંઇ સમજ પડી નહીં.

'કોનો બાપ?' તેણે મુખીના દીકરાને પૂછ્યું. 'તને કોણે મોકલ્યો છે? કોનું કામ છે?'

'તમારા બાપ અમારા ઘરમાં ખાટલે પડ્યા પડ્યા છેલ્લી વખત તમારું મોઢું જોવા માગે છે, તમને બોલાવે છે.' આમ કહી તેણે ઇવાનનો હાથ પકડી તેને ઊભો કર્યો. ઇવાને યંત્રવત્ તેની સાથે સાથે ચાલવા માંડ્યું.

ઇવાનના બાપને ભડકે બળતા ઘરમાંથી બહાર કાઢતી વખતે તેની પર એક સળગતો પૂળો પડ્યો હતો. ત્યાર પછી તેમને ગામના જે ભાગમાં આગ ન પહોંચી શકે તેવા ઘરમાં મુખીને ત્યાં ખસેડવામાં આવ્યા હતા. ઇવાનને તેના બાપ પાસે લાવવામાં આવ્યો ત્યારે ઘરમાં મુખીની ધણિયાણી સિવાય બીજું કોઇ નહોતું. છોકરાં ઘરના મેડા પર રમતાં હતાં. ઘરમાંથી તેમ જ ફળિયામાંથી આગ ઓલવવા ગયેલા લોકો હજુ પાછા ફર્યા નહોતા. ઇવાનનો બાપ ખાટલા પર પડ્યો પડ્યો પ્રભુનું નામ લેતો હતો. મુખીની સ્ત્રીએ તેને જણાવ્યું કે ઇવાન આવ્યો છે ત્યારે તે સહેજ હાલ્યો અને ઇશારાથી ઇવાનને નજીક આવવા કહ્યું. ઇવાન ખાટલા ઉપર, પિતાના મોં પાસે જ બેસી પડ્યો.

'બેટા! તને શું કહું?' થોડી વારે ડોસો બોલ્યો, 'બેટા! ગામને આ આગ કોણે લગાડી?'

'એણે જ. ગેબ્રિયલે. મેં તેને કાકડા સાથે આગ ચાંપતો પકડ્યો હતો. મેં તેને ઘાસની ગંજીમાં આગ ચાંપતો જોયો અને હું તેને પકડવા દોડ્યો. મેં ગંજીમાંથી સળગતા પૂળા ખેંચી કાઢ્યા હોત તો આગ આટલી બધી ફેલાત નહીં.' ઇવાને કહ્યું.

'ઇવાન...હું તો હવે ચાલ્યો. તારે પણ એક દિવસ મરવાનું છે. બોલ? આ પાપ માટે કોણ જવાબદાર છે?'

પિતાનો આ સવાલ સાંભળી ઇવાનનું મોં સિવાઇ ગયું. તે વિચારમાં પડી ગયો અને બાપના મોં સામે તાકી રહ્યો.

'બેટા, હું તને શું કહું? ઇશ્વરની સાક્ષીએ તું જ જવાબ આપ. આ પાપ માટે કોણ જવાબદાર છે?' બાપે પૂછ્યું.

આ વખતે ઇવાનને સાચી વાતનું ભાન થયું. તેણે એક ઊંડો નિસાસો નાખ્યો ને કહ્યું, 'એ પાપનો જવાબ મારે જ આપવો પડશે. હું જ એ પાપ માટે જવાબદાર છું.' આટલું બોલતાં બોલતાં ઇવાન ગળગળો થઇ ગયો. તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. 'બાપા! હું જ ગુનેગાર છું. મને માફ કરો. તમારી ને ઇશ્વરની સાક્ષીએ કબૂલ કરું છું. વાંક મારો જ છે. મને માફ કરો.'

ડોસાએ આકાશ તરફ જોઈ બે હાથ જોડી આંખો બંધ કરી દીધી. થોડી વારે તેણે આંખો ખોલી અને પોતાના દીકરા સામે જોઈ કહ્યું, ‘બેટા…પ્રભુનું સ્મરણ કરો. ઈશ્વરને યાદ કરો!’

આટલું કહી તેણે ફરી આંખ બંધ કરી દીધી.

‘બેટા…! ઇવાન…!’

‘બોલો…હું ઇવાન. શું કહેવું છે?’

‘હવે તું શું કરીશ?’

ઇવાન ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. ‘બાપા! અમારું હવે શું થશે? મને પણ સમજાતું નથી….’

પથારીમાં મરવા પડેલા બુઢ્ઢાના મોં પરના ભાવ બદલાયા. તેની આંખ મીંચાઇ ગઈ. બધી શક્તિ ભેગી કરી તેણે છેલ્લી વાર આંખ ખોલી ને દીકરા સામે ટગર ટગર જોયા કર્યું. ‘પ્રભુ પર આધાર રાખ….તેણે બતાવેલે રસ્તે ચાલીશ તો તારું ગાડું ગબડશે. તું પાછો બેઠો થઈ શકીશ.’ આટલું બોલતાં તો ડોસો થાકી ગયો.

છેલ્લાં સાત વરસથી દમના રોગથી પીડાતા ડોસાને એક લાંબી ઉધરસ આવી અને દમ ચડી આવ્યો. સહેજ શ્વાસ હેઠે બેસતાં તેણે ઇવાનને વધુ નજીક આવવા ઇશારો કર્યો. ઇવાન આંસુભરી આંખે પોતાના ઘરડા બાપ સામે જોઈ રહ્યો.

ડોસો સહેજ હસ્યો ને એકલો ઇવાન સાંભળે તેમ તે બોલ્યો, ‘ઇવાન…સાંભળ…આગ કોણે લગાડી હતી તે તું કોઈને કહીશ નહીં. તું કોઈનું એક પાપ માફ કરીશ, તો પ્રભુ તારાં બે કરશે….પ્રભુને રસ્તે ચાલજે.’

આટલું કહી ડોસાએ કાયમ માટે આંખો મીંચી દીધી.

•

જે આગમાં અડધું ગામ ઘર વગરનું થઈ ગયું તે આગ કોણે લગાડી તે બાબતમાં ગામમાં જાત જાતની વાતો ચાલી. સાચી વાત એકલો ઇવાન જ જાણતો હતો. ગેબ્રિયલને એમ હતું કે ઇવાન તેને ઉઘાડો પાડી દેશે, પણ ગેબ્રિયલે આગ લગાડી છે એવું ઇવાને કોઈનેયે કહ્યું નહીં. બાપની સલાહ માની તેણે ગેબ્રિયલ સાથે હેતથી કામ લેવા માંડ્યું.

ઇવાનમાં આવો પલટો કેમ આવ્યો તે ગેબ્રિયલને સમજાયું નહીં. શરૂઆતમાં તો ઇવાનના સારા વર્તનમાં પણ તેને દગાની ગંધ આવી. પછી તો તેનો એ ડર જતો રહ્યો અને તેણે પણ ઇવાન તરફનો દ્વેષ વિસારે પાડવાનું નક્કી કર્યું.

બંને પક્ષે દ્વેષ ભુલાઈ જતાં ઈવાન અને ગેબ્રિયલ સાચા દોસ્ત બન્યા. નવાં ઘર બંધાય ત્યાં સુધી તે બંને ને તેમનાં કુટુંબ એક જ છાપરામાં રહ્યાં ને તેમણે સાથે મળી બંને ઘર બાંધ્યાં. આ ઘરમાં તેઓ સુખી પાડોશી તરીકે રહેવા લાગ્યા.

ઈશ્વરની અને ધરતીમાતાની રહેમથી બંને ખેડૂતો પાછા આબાદ થયા અને તેમનું જીવન તેમના પિતાના સમય કરતાં પણ વધુ સુખી થઈ ગયું.

આ સુખી જીવનની ચાવી તેમણે અનુભવે શીખેલા જીવનમંત્રમાં હતી: તણખામાંથી જ ભડકો થાય છે. માટે તેવું થાય ત્યાર પહેલાં તણખાને ઠારી દેવો. તણખો ઠારી દો પછી ભડકો ક્યાંથી થાય?



## 2. ભલાઈનો જય

વરસો પહેલાંની વાત છે. એક ગામમાં એક ભલોભોળો માણસ રહેતો હતો. ધનધાન્યની તેને કંઇ ખોટ નહોતી અને તેની પાસે ગુલામો પણ સારી સંખ્યામાં હતા. તેના ગુલામો તેમના માલિક માટે અભિમાન લેતા અને કહેતા: 'આ દુનિયામાં આપણા માલિક કરતાં સારો માલિક એકેય નહીં હોય. તે આપણને સૌને સારી રીતે ખાવાપીવાનું અને પહેરવાઓઢવાનું આપે છે અને દરેકની પાસે તેના ગજા પ્રમાણે કામ લે છે. કોઇના પર તે કરડી નજર રાખતો નથી. ગાળ તો નથી જ દેતો, પણ કોઇને કંઇ ઊંચે સાદે કહ્યાનું પણ બન્યું નથી. બીજા માલિકો તેમના ગુલામોને ઢોર કરતાંય ભૂંડી રીતે રાખે છે અને તેમને વગર વાંકે શિક્ષા કર્યા કરે છે. તેમની સાથે બે મીઠાં વેણ સુધ્ધાં કાઢતા નથી. આપણો માલિક આપણું ભલું ઇચ્છે છે. આપણી સાથે સારો વર્તાવ રાખે છે તેમ જ સારી રીતે વાત કરે છે. એનાથી વધારે બીજું શું જોઇએ?'

પણ ગુલામો આ રીતે માલિકનાં ગુણગાન ગાય અને માલિક ને ગુલામ પ્રેમથી સંપીને રહે, એ શેતાનથી શી રીતે સહન થાય? તે છેડાયો.

શેતાને એલ્બ નામના એક ગુલામને પોતાની જાળમાં ફસાવ્યો અને હાથ પર લીધો. તેણે તેને બીજા ગુલામોને ઉશ્કેરવાનો હુકમ ક્ર્યો. એક દિવસ બધા ગુલામો ઝાડ નીચે આરામ કરવા બેઠા હતા અને પોતાના ભલા માલિકનાં વખાણ કરતા હતા ત્યારે એલ્બે તેમની વાતનો વિરોધ ક્ર્યો અને કહ્યું:

'આ રીતે માલિકની ભલાઇનાં ગુણગાન ગાવાં એ નરી મૂર્ખાઇ છે. તે જેમ કહે તેમ તમે કર્યા કરો તો તો શેતાન પણ તમારું ભલું કરે. આપણે સારી રીતે કામ કરીએ છીએ અને માલિકને દરેક રીતે ખુશ રાખીએ છીએ. તેનો પડ્યો બોલ ઝીલી લઇએ છીએ એટલું જ નહીં પણ તેના મનની વાત વરતી લઇ આગળથી તે પ્રમાણે કામ કરીએ છીએ. આ બધાના બદલામાં તે ભલાઇ નહીં તો બીજું શું કરી શકે? આજ સુધી આપણે તેનું ભલું કર્યું છે, નુકસાન કર્યું નથી. એક વખત તેને થોડા નુકસાનમાં ઉતારો અને પછી જુઓ કે તે કેવીક ભલાઇ દાખવે છે. નુકસાનનો બદલો તે ભલાઇથી નહીં આપે --નઠારામાં નઠારો માલિક પણ એવું જ કરે છે.'

બીજા ગુલામોએ એલ્બની વાત માનવાની ના પાડી અને આખરે વાત શરત પર જઇ પહોંચી. એલ્બે તેના માલિકને ગુસ્સે કરી બતાવવાનું માથે લીધું. તે જીતે તો નાતાલમાં ભેટ મળનારો પોશાક બધાએ તેને આપી દેવો અને જો હારે તો તેણે એ પોશાક જતો કરવો એમ નક્કી થયું. વધુમાં બીજા ગુલામોએ એલ્બને ખાતરી આપી કે, જો તેમનો ભલો માલિક તેના પર ચિડાશે તો બધા તેનો બચાવ કરશે તથા જેલમાં પૂરી દે યા બેડી પહેરાવે તો તેને છોડાવી લાવશે. આ રીતે શરત પાકી થતાં, બીજે દિવસે જ તે પોતાના માલિકને ગુસ્સે કરી બતાવશે, એમ એલ્બે પોતાના સાથીદારોને કહ્યું અને સૌ પાછા કામે વળગ્યા.

એલ્બના માલિકને ઘેટાંનો ભારે શોખ હતો. ઘણાં અસલ નસલનાં અને કીમતી ઘેટાં તેણે જતનપૂર્વક ઉછેર્યાં હતાં. અને તે બધાંની સંભાળ લેવાનું કામ એલ્બને સોંપેલું હતું. બીજે દિવસે સવારે માલિકને ત્યાં કેટલાક મહેમાનો આવ્યા. તેમની સાથે ઘેટાંની વાત નીકળતાં તે તેમને ઘેટાં બતાવવા વાડામાં લઈ આવ્યો. તે વખતે એલ્બે બીજા ગુલામો સામે જોઈ આંખ મિચકારી: 'જુઓ! હવે આપણા ભલા માલિક કેવા ગુસ્સે થાય છે.'

બધા ગુલામો ભેગા થઈ ગયા. કેટલાક દરવાજા પાસે ઊભા રહ્યા તો કેટલાક વાડ પાસે ઊભા રહી એલ્બ માલિકને શી રીતે ગુસ્સે કરે છે તે જોવા લાગ્યા. શેતાન પણ પોતાનો સેવક કેવું કામ કરે છે તે જોવા માટે વાડામાંના એક ઝાડ પર ગોઠવાઈ ગયો. માલિકે વાડામાં ફરતાં ફરતાં મહેમાનોને ઘેટાં બતાવવા માંડ્યાં. માલિકની આંખ જે ઘેટાને શોધતી હતી તે જડ્યો નહીં એટલે તેણે મહેમાનોને કહ્યું, 'આ બધાં ઘેટાં કીમતી છે, પણ મારી પાસે ગોળ શિંગડાંવાળો એક ઘેટો છે તે તો અમૂલ્ય છે. મેં તેને મારી આંખની કીકીની જેમ સાચવી રાખ્યો છે.' આમ કહી તેણે પેલા ગોળ શિંગડાવાળા ઘેટાને ખોળી કાઢી તે તરફ આંગળી ચીંધી કહ્યું, 'જુઓ....પેલો દેખાય તે.'

અજાણ્યા મહેમાનો વાડામાં આવેલા હોવાથી ઘેટાંઓએ દોડાદોડ કરી મૂકી હતી. મહેમાનો પેલા સુંદર ઘેટાને બરાબર જોઈ શક્યા નહીં. તે સહેજ છૂટો પડી ઊભો રહે તેની સાથે જ એલ્બ તેને ગભરાવીને ટોળામાં ભેળવી દેતો, અને આ કામ તે અજાણતાં જ કરતો હોય તેવો દેખાવ પણ તેણે આબાદ રીતે કરી બતાવ્યો. ઘેટાંઓની આ જાતની દોડાદોડથી માલિક પણ કંટાળ્યો. આખરે તેણે એલ્બને ક્હ્યું:

'એલ્બ! દોસ્ત, પેલા ગોળ શિંગડાવાળા આપણા સારામાં સારા ઘેટાને પકડી આણ. જરા કાળજીથી પકડજે--અને મહેમાનો તેને જોઈ રહે ત્યાં સુધી પકડી રાખજે.'

માલિકની આજ્ઞા થતાં જ એલ્બ ઘેટાંના ટોળા પર ભૂખ્યા વરુની જેમ તૂટી પડ્યો. તેણે પેલા ગોળ શિંગડાવાળા ઘેટાને બરાબર ગળચી આગળથી જ પકડ્યો અને પછી તેનો પાછલો પગ બરાબર કસીને પકડી એવો તો આંચકો માર્યો કે પગ કટ્ કરતો સૂકી ડાળી તૂટે તેમ તૂટી ગયો. ઘેટો વેદનાથી બેં....બેં....કરવા લાગ્યો અને ઘૂંટણિયે પડી ગયો. નિર્દય એલ્બે મહેમાનો ઘેટાને જોઈ શકે તે માટે બીજો પગ પકડી અધ્ધર ઊભો રાખ્યો. તેને ઊભો કર્યો ત્યારે તૂટેલો પગ માત્ર ચામડીને આધારે લટકી રહ્યો હતો!

મહેમાનો અને ગુલામો આ જોઈ અવાક થઈ ગયા અને તેમના મોંમાંથી દુ:ખનો સિસકારો નીકળી પડ્યો. ઝાડ પર બેઠેલો શેતાન આ જોઈ ખુશ ખુશ થઈ ગયો અને મનમાં ને મનમાં એલ્બને શાબાશી આપવા લાગ્યો.

આંખની કીકીની જેમ જાળવી રાખેલા ઘેટાની આ દશા થયેલી જોઈ માલિકને વીજળી પડે તેવો આઘાત લાગ્યો. તેનું મોં પડી ગયું અને તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહીં. શું થશે તેની કોઈને ખબર નહોતી અને બધા શાંત થઈ ગયા હતા. એક ક્ષણ પછી માલિકે એક ઊંડો નિસાસો નાખ્યો અને જાણે તેના દુ:ખનો ભાર

હળવો થઇ ગયો. તેણે આંખ ઊંચી કરી આકાશ સામે જોયા કર્યું અને તે શાંતિથી ઊભો રહ્યો. તેના મોં પરથી દુ:ખની લાગણી દૂર થઇ ગઇ. તેણે આકાશ પરથી નજર હટાવી એલ્બ સામે જોયું અને પછી હસતાં હસતાં કહ્યું:

'એલ્બ! દોસ્ત! તારા માલિકે મને ગુસ્સે કરવાનું કામ તને સોંપ્યું, પણ મારો માલિક તેનાથી મોટો છે. મને તારા પર ગુસ્સો આવતો નથી--પણ તેથી તારો માલિક ગુસ્સે થશે! તને એવી બીક છે કે હું તને સજા કરીશ. પણ ભલા માણસ, એવી બીક ન રાખીશ. હું જાણું છું કે, તારે ગુલામીમાંથી મુકત થવું છે. તો જા, તું અબઘડીથી છૂટો છે. હું મારા મહેમાનોની હાજરીમાં જ તને મુકત કરું છું. ભલા, તારે જ્યાં જવું હોય ત્યાં સુખેથી જા. અને હા,....નાતાલને હજુ વાર છે, પણ તારા ભાગનો નાતાલનો પોશાક પણ તું લેતો જજે. તને એ કામ આવશે.'

આમ કહી એ ભલો માલિક તેના મહેમાનો સાથે ઘેર પાછો ફર્યો. બરાબર તે સમયે ઝાડ પર બેઠેલો શેતાન દાંત કચકચાવતો કચકચાવતો જમીન પર પટકાઇ પડ્યો અને પડ્યો તેવો જ જમીનમાં ગરકી ગયો.

*

# ૩. કોકેસસનો કેદી

1

ઝિલીન નામે એક અફસર કોકેસસના લશ્કરમાં નોકરી કરતો હતો.

એક દિવસ તેના પર એક પત્ર આવ્યો. એ પત્ર તેની માનો હતો. તેમાં લખ્યું હતું: હું ઘરડી થતી જાઉં છું. મરતાં પહેલાં મારા વહાલસોયા દીકરાને મળવાની મારી ઇચ્છા છે. એક વખત આવીને મળી જા--મારા છેવટના આશીર્વાદ મેળવી લે. ઈશ્વરની ઇચ્છા હોય તો તું તારે નોકરીએ પાછો ફરજે પણ મેં તારે માટે એક છોકરી જોઇ રાખી છે. તે શાણી અને ભલી છે તથા તેની પાસે થોડી મિલકત પણ છે. જો તને પસંદ પડે તો તું તેની સાથે પરણજે અને તેની સાથે અહીં જ રહેજે.

ઝિલીને પત્ર પૂરો કર્યો અને તેમાં લખેલી વાત પર પૂરો વિચાર કર્યો. 'માની તબિયત ઝડપથી બગડતી જાય છે. તેને જીવતી જોવી હોય તો ઘરે જવું જ જોઇએ. અને જો છોકરી સારી હોય, તો લગ્ન કરી લેવામાં પણ કંઇ ખોટું નથી.' એમ વિચારી તે તેના ઉપરી અમલદાર પાસે ગયો અને ઘરે જવા માટે થોડા દિવસની છુટ્ટી મેળવી લીધી. બધા મિત્રોને પણ મળી લીધું અને શુભ વિદાયની ખુશાલીમાં તેણે સૈનિકોને વોડકાની મિજબાની આપી.

કોકેસસમાં તે સમયે યુદ્ધ ચાલતું હતું. દિવસેય રસ્તાઓ પરથી એકલા પસાર થવામાં જોખમ હતું. જો કોઈ રશિયન ઘોડા પર કે પગે ચાલીને લશ્કરી છાવણીથી દૂર નીકળી જતો તો તાર્તરો તેને પકડી જતા અથવા મારી નાખતા. તેથી એ રસ્તા પરથી પસાર થનારા મુસાફરો માટે લશ્કરી રક્ષણની ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી. દર અઠવાડિયે બે વખત સિપાઇઓની એક ટુકડી એક છાવણીથી બીજી છાવણી સુધી કૂચ કરતી અને બધા મુસાફરોને સાથે લઈ જતી.

ઉનાળાના દિવસ હતા. પો ફાટતાં જ છાવણીના મુખ્ય દરવાજે સામાન લઈ જનાર ગાડાં તૈયાર થઇ ઊભાં રહ્યાં. સિપાઇઓની એક ટુકડી કૂચ કરતી આવી અને સામાન લઈ જનારા કાફલાએ તથા મુસાફરોએ તેની સાથે ચાલવા માંડ્યું. સામાનનો કાફલો સૌથી આગળ ચાલતો હતો. ઝિલીનનો સામાન પણ તેમાં હતો અને તે જાતે ઘોડેસવાર થઈને બધાની સાથે ચાલતો હતો. બધાએ સોળ માઇલનું અંતર કાપવાનું હતું. સામાનનાં ગાડાં અને મુસાફરોનો કાફલો ધીમે ધીમે આગળ વધતો હતો. કોઈ ગાડાનું પૈડું નીકળી જાય, કોઈ ઘોડો આડો થાય અને ચાલવાની ના પાડે, એવું પણ બનતું. એવું બને ત્યારે સિપાઇઓ અટકી જતા અને બધાને રોકાઇ જવું પડતું.

સૂરજ ઢળવા લાગ્યો હતો અને બપોર નમી રહ્યા હતા ત્યારે કાફલો અડધે રસ્તે પણ પહોંચ્યો નહોતો, અડધાથી વધારે મજલ હજુ બાકી હતી. રસ્તો ધૂળવાળો હતો અને ધૂળ અંગારાની જેમ તપી ગઇ હતી. સૂરજ આગ વરસાવતો હતો અને વિસામો લેવાની જગ્યા ક્યાંય દેખાતી નહોતી. ચારે તરફ ખુલ્લું મેદાન નજરે પડતું હતું. રસ્તાની આજુબાજુ પણ ઝાડઝાંખરાં કંઈ જ નહોતું.

ઝિલીન અત્યાર સુધીમાં કાફલાની મોખરે પહોંચી ગયો હતો. સામાન લઈ જતાં ગાડાં તેનાથી આગળ આવી જાય અને પોતે મુસાફરોની સાથે જઈ શકે તે માટે ઝિલીને ઘોડો થોભાવ્યો. પણ બરાબર તે સમયે ભૂંગળું વાગ્યું--કાફલો પાછો રોકાઈ ગયો હતો. ઝિલીનને થયું 'હું એકલો ચાલ્યો જાઉં તોય શું ખોટું? મારો ઘોડો પાણીદાર છે. જો તાર્તરો હુમલો કરશે તો હું તરત જ છટકીને પાછો આવી જઈ શકીશ.' પણ તેણે બીજી જ પળે એમ કરવાનું માંડી વાળ્યું અને કાફલાની રાહ જોવી એ જ વધારે સારું છે એમ માની તે ઊભો રહ્યો.

એવામાં કોસ્ટિલીન નામનો એક અમલદાર તેની પાસે આવ્યો. તે પણ ઘોડા પર હતો અને તેની પાસે બંદૂક હતી. તેણે કહ્યું, 'ઝિલીન, આપણે બે એકલા ચાલી નીકળીએ તો કેવું? મારાથી હવે આ બધું સહન નથી થતું: મને ખૂબ ભૂખ લાગી છે. તાપ માથું ફાડી નાખે એવો છે અને હું પરસેવે રેબઝેબ થઈ ગયો છું.'

કોસ્ટિલીન મજબૂત બાંધાનો અલમસ્ત અમલદાર હતો. તેના લાલ મોં પરથી પરસેવાના રેલા નીતરતા હતા. ઝિલીને એક ક્ષણ વિચાર કરી પૂછ્યું, 'તારી બંદૂક ભરેલી છે?'

'હા, ભરેલી છે.'

'તો બરાબર. આપણે ચાલી નીકળીએ. શરત એ કે આપણે સાથે જ રહેવું, ગમે તે થાય પણ જુદા પડવું નહીં.'

મેદાનમાંથી પસાર થતા વેરાન રસ્તા પર તેઓ ચાલી નીકળ્યા. તેઓ વાત કરતા હતા પણ તેમની આંખ રસ્તાની બંને બાજુએ ફર્યા કરતી હતી. ચારે તરફ દૂર સુધી તેઓ નજર નાખી શકતા હતા. તેઓ મેદાન વટાવી ગયા. મેદાન વટાવ્યા પછીનો રસ્તો બે ટેકરી વચ્ચેની ખીણમાંથી પસાર થતો હતો. ત્યાં પહોંચતાં ઝિલીને કોસ્ટિલીનને કહ્યું, 'આપણે ટેકરી પર ચડી ચારે તરફ એક નજર નાખી લઈએ તો સારું. નહીં તો આ ખીણ જેવા રસ્તામાં તાર્તરો આપણા પર ચડી આવશે તો આપણને તેની જાણ સુધ્ધાં નહીં થાય.'

'ના, એનો કંઈ અર્થ નથી. આપણે ચાલ્યા કરીએ તે જ વધારે સારું છે.' કોસ્ટિલીને કહ્યું.

ઝિલીન તેની સાથે સંમત થઈ શક્યો નહીં.

'ના, તારે અહીં ઊભા રહેવું હોય તો ઊભો રહે. પણ હું તો ઉપર જઈ એક નજર નાખી આવું છું.' એમ કહી ઝિલીને ટેકરી પર ચડવા માટે ઘોડાને ડાબી બાજુ વાળ્યો. ઝિલીનનો ઘોડો પવનવેગી હતો. તે વછેરો હતો ત્યારે તેણે સો રૂબલમાં ખરીદી તેને જાતે જ કેળવ્યો હતો. જોત જોતામાં તેણે ઝિલીનને ટેકરીના ઉપરના ભાગમાં પહોંચાડી દીધો. ઝિલીન ટેકરીની ટોચ પર પહોંચવાની તૈયારીમાં હતો ત્યાં તેણે ત્રીસ જેટલા તાર્તરોને સામેથી આવતા જોયા. તેઓ તેનાથી સોએક વાર જેટલા દૂર હતા. તેમને જોતાંની સાથે જ ઝિલીને ઘોડો પાછો વાળ્યો પણ તાર્તરો તેને જોઈ ગયા. તાર્તરો તેની પાછળ પડ્યા અને તેમને દોડતે ઘોડે બંદૂકો સાબદી કરી લીધી. ઝિલીનનો ઘોડો પુરઝડપે ટેકરી ઊતરતો હતો અને ઝિલીન કોસ્ટિલીનને બૂમ મારતો હતો: 'કોસ્ટિલીન! તાર્તરો આવે છે....તારી બંદૂક તૈયાર રાખજે.'

તેણે મનમાં ને મનમાં ઘોડાને કહ્યું, 'દોસ્ત! મને હેમખેમ નીચે પહોંચાડી દે. ક્યાંક ગોથું ન ખાઇ બેસતો, નહીં તો બધું ઊંધું વળી જશે. એક વાર બંદૂક હાથમાં આવવી જોઇએ. પછી જોઉં છું તેઓ મને કેવી રીતે પકડી જાય છે.'

બીજી બાજુ કોસ્ટિલીને ઝિલીનની બૂમ સાંભળી ઊભા રહેવાને બદલે ઘોડાને છાવણી તરફ મારી મૂક્યો. ઘોડા પર ચાબુકનો મારો ચલાવી તેણે ઘોડાને એવો તો દોડાવ્યો કે રસ્તા પર ઊડતા ગોટામાં માત્ર ઘોડાની પૂંછડી જ ઝિલીન જોઈ શક્યો.

ઝિલીન મુશ્કેલીમાં મુકાઈ ગયો. કોસ્ટિલીન શરતભંગ કરી ભાગી ગયો એટલે તેની બંદૂકની આશા પણ રહી નહીં. તેની પાસે તલવાર હતી, પણ આવી સ્થિતિમાં માત્ર તલવારથી તે શું કરી શકે? હવે તેણે તાર્તરોના હાથમાંથી છટકી જવા માટે ઘોડાને બીજી દિશામાં વાળ્યો. ઝિલીનનો ઘોડો પાણીદાર હતો પણ તાર્તરોના ઘોડા તેનાથીયે વેગીલા હતા. ઝિલીને જે રસ્તે ઘોડો વાળ્યો તે રસ્તો પણ તાર્તરોએ રોકી લીધો હતો અને છ તાર્તરો ઝિલીનને રહેંસી નાખવા ધસ્યા આવતા હતા. ઝિલીને ઘોડાને અટકાવવા અને બીજી દિશામાં વાળવા લગામ ખેંચી પણ ઘોડો એટલી ઝડપે દોડતો હતો કે અટકી શક્યો નહીં અને સીધો તાર્તરોના ટોળા પાસે પહોંચી ગયો. ઝિલીને એક લાલ દાઢીવાળા તાર્તરને ભૂખરા ઘોડા પર બેસી બંદૂક તાકતો જોયો. તે ઝિલીન સામે બંદૂક તાકીને હસતો હતો.

'દુષ્ટ! હું તમને બરાબર ઓળખું છું. જો તમે મને જીવતો પકડી જશો તો મને ગુફામાં પૂરી રાખશો અને ખૂબ માર મારશો. પણ બચ્ચાઓ, તમે મને જીવતો નહીં પકડી શકો....' ઝિલીન મનોમન બોલ્યો. બહાદુરીમાં તે સહેજે પાછો પડે તેવો નહોતો. પેલા લાલ દાઢીવાળા તાર્તરને ધૂળ ચાટતો કરી નાખવા અને લાગ આવે તો કાપી નાખવા તેણે તલવાર કાઢી અને તે તેની સામે ધસી ગયો.

ઝિલીન અને તાર્તર વચ્ચે માંડ દસ ડગલાં જેટલું અંતર હશે ત્યાં પાછળથી કોઇએ ગોળી છોડી અને ઝિલીનનો ઘોડો ઘવાયો. તે પછડાઇને જમીન પર ઢળી પડ્યો અને ઝિલીન પણ ધૂળમાં ગબડી પડ્યો.

તેણે ઊઠવાનો પ્રયત્ન કરી જોયો પણ બે કાળમુખા તાર્તરોએ તેને પકડી લીધો અને તેના હાથ બાંધવા માંડ્યા. ઝિલીને જોર કરી તેમને ગબડાવી પાડ્યા. પણ બરાબર તે જ સમયે બીજા ત્રણ તાર્તરો ઘોડા પરથી કૂદી પડ્યા અને તેમણે ઝિલીનના માથા પર બંદૂકના કૂંદાના બેત્રણ ફટકા લગાવી દીધા. તેની આંખે અંધારાં આવ્યાં અને તે ઢળી પડ્યો. તાર્તરોએ તેને પકડી લીધો અને ઘોડાનું જીન બાંધવાની દોરીથી તેના હાથ મુશ્કેટાટ બાંધી દીધા. તેની ટોપી ફગાવી દીધી, જોડા પણ ખેંચી કાઢ્યા અને ગજવામાંથી ઘડિયાળ અને પૈસા લઇ કપડાં ફાડી નાખ્યાં.

ઝિલીને તેના ઘોડા તરફ નજર નાખી. બિચારો! જ્યાં પડ્યો હતો ત્યાં તેમનો તેમ તરફડતો હતો! પગ હવામાં વીંઝાતા હતા અને કેમેય કર્યા જમીનને અડી શકતા નહોતા. માથામાં પડેલા ઊંડા ઘામાંથી ધગધગતું કાળું લોહી વહ્યે જતું હતું અને તેનાથી આજુબાજુના થોડા ભાગમાં પડેલી ધૂળ કાદવમાં પલટાઇ ગઇ હતી.

એક તાર્તર તરફડતા ઘોડા પાસે ગયો અને તેનું જીન ખેંચવા લાગ્યો. આવી અવસ્થામાંય ઘોડાએ તેને લાત મારી. તેથી પેલો તાર્તર ચિડાયો અને તેણે ખંજર કાઢી ઘોડાના ગળાની ધોરી નસ કાપી નાખી. ઘોડાએ છેવટની કારમી ચીસ નાખી, એક ડચકું ખાધું અને...

તાર્તરોએ મરેલા ઘોડાનાં જીન અને લગામ કાઢી લીધાં અને પેલા લાલ દાઢીવાળા તાર્તરના ભૂખરા ઘોડાની પાછળ તાણી બાંધ્યાં. લાલ દાઢીવાળો તાર્તર હવે ઘોડા પર સવાર થઈ ગયો. બીજા તાર્તરોએ તેની પાછળ બાંધેલા જીન પર ઝિલીનને ચડાવ્યો અને તે પડી ન જાય તે રીતે કસીને બાંધી દીધો. પછી સૌએ ટેકરીની દિશામાં ઘોડા દોડાવી મૂક્યા.

ઝિલીનને ઘોડા પર એવી રીતે તાણી બાંધ્યો હતો કે તેનું મોં પેલા તાર્તરની દુર્ગંધ મારતી ગરદન પર વારંવાર પછડાતું હતું અને પેલાની વિશાળ પીઠ તથા ભરાવદાર ગરદન સિવાય તે કંઈ જોઈ શકતો નહોતો. તે ઘોડા પર આમથી તેમ ઝોલાં ખાતો હતો પણ પોતાની સ્થિતિ બદલી શકતો નહોતો. તેના માથામાં પડેલા ઘામાંથી નીકળેલું લોહી આંખો પર ઠરી ગયું હતું પણ તે તેને સાફ કરી શકતો નહોતો. તેને ખભા આગળથી પણ કસીને બાંધ્યો હતો તેથી તેની હાંસડી પણ દુખ્યા કરતી હતી.



*ઘોડો પછડાઈને જમીન પર ઢળી પડ્યો.*

ઊંચીનીચી ટેકરીઓમાંથી રસ્તો કાપતા તાર્તરો આગળ વધ્યે જતા હતા. એક નદી વટાવ્યા પછી તેમણે ખીણમાંથી પસાર થતા ખડકાળ રસ્તા પર તેમના ઘોડા દોડાવવા માંડ્યા.

તેઓ ક્યાંથી પસાર થઈ રહ્યા છે તે જાણવા માટે ઝિલીને આજુબાજુ નજર નાખી જોવાનો પ્રયત્ન કરી જોયો પણ તે લોહીથી ખરડાયેલી આંખો ખોલી કે ફેરવી શક્યો નહીં.

સૂરજ ઢળી ગયો ત્યારે તેમણે એક બીજી નદી ઓળંગી અને એક પથરાળ ટેકરી ચડવા માંડી. અહીં ધૂણીની વાસ આવતી હતી અને કૂતરાં ભસવાનો અવાજ પણ સંભળાતો હતો. થોડી વારમાં તાર્તરો તેમના ગામમાં આવી પહોંચ્યા અને ઘોડા પરથી નીચે ઊતર્યા. ઝિલીનને પણ નીચે ઉતારવામાં આવ્યો. તાર્તરોનાં છોકરાંઓ ઝિલીનને ઘેરી વળ્યાં અને હર્ષની કિકિયારીઓ કરી તેને પથરા મારવા લાગ્યાં.

તાર્તરોના સરદાર જેવા પેલા લાલ દાઢીવાળા તાર્તરે સાદ પાડી નોકરને બોલાવ્યો. તેની બૂમ સાંભળી એક આદિવાસી ત્યાં આવ્યો. તેના ગાલનાં હાડકાં ઊપસી આવેલાં હતાં અને તેણે એક મેલુંઘેલું ખમીસ જ પહેરેલું હતું. આ ખમીસ પણ તદ્દન ફાટી ગયેલું હતું અને તેમાંથી તેની ખુલ્લી છાતી દેખાયા કરતી હતી. તાર્તરોના કહેવાથી તે ઝિલીન માટે બેડી શોધી લાવ્યો. ઓકના લાકડામાં લોખંડની કડીઓ બેસાડીને એ બેડી બનાવેલી હતી તથા તેમાં મિજાગરું બેસાડી તાળું વાસી શકાય એવી રચના કરેલી હતી.

નોકરે ઝિલીનને હાથે બાંધેલી દોરી છોડી નાખી અને પગમાં પેલી બેડી પહેરાવી દીધી. પછી પેલો તાર્તર ઝિલીનને એક કોઢારા જેવા મકાનના દરવાજા સુધી ખેંચી ગયો. ઝિલીનને ધક્કો મારી તે મકાનમાં ધકેલી દઈ તેણે બારણે તાળું મારી દીધું.

તાર્તરના ધક્કાથી ઝિલીન ખાતરના ઢગલા પર જઈ પડ્યો. થોડો વખત ત્યાં પડી રહી, તેણે અંધારામાં હાથ ફંફોસી જરા પોચી જગ્યા શોધવા માંડી અને એવી જગ્યા મળતાં તે ત્યાં સૂઈ ગયો.

*

## 2

તે રાત્રે ઝિલીન મટકું પણ મારી શકયો નહીં. ઉનાળાના દિવસ હતા અને રાત ટૂંકી હતી. થોડા વખતમાં તો ભીંતની તિરાડમાંથી અજવાળું દેખાવા લાગ્યું. ઝિલીને ઊઠીને એ તિરાડને એક જગ્યાએથી થોડી ખોતરી કાઢી અને તેમાંથી બહાર જોવા માંડ્યું.

ભીંતની તિરાડમાંથી તેણે એક રસ્તો જોયો. આ રસ્તો ટેકરીઓમાંથી નીચે ઊતરતો હતો. તેની જમણી બાજુએ બે ઝાડની ઘટાની વચ્ચોવચ એક ઝૂંપડી હતી અને ઝૂંપડીના ઊમરા પાસે એક કાળો કૂતરો જીભ કાઢીને બેઠો હતો. ઝૂંપડાની સામેની ખુલ્લી જગ્યામાં એક મોટો બકરો અને બકરીનાં બચ્ચાં પૂંછડી પટપટાવતાં આમતેમ ફરતાં હતાં. ઝિલીનની નજર એક યુવાન તાર્તર બાઇ પર પડી. તે માથા પર ઓઢણું ઓઢી તેની ઉપર એક પાણી ભરેલું બેડું મૂકી ઝૂંપડી તરફ જઇ રહી હતી. તેની આંગળી ઝાલી એક છોકરું તેની સાથે નાનાં નાનાં પગલાં ભરી દોડતું હતું. તે છોકરાના માથા પરના બધા વાળ ઉતારી લીધેલા હતા. બાઇએ આંખ આંજી નાખે તેવા ચળકતા રંગનું લાંબું ખૂલતું કુરતું અને પાયજામો પહેર્યાં હતાં. પગમાં ઊંચી એડીવાળા મજબૂત જોડા પહેરી ઝૂંપડી તરફ ચાલી જતી આ બાઇની ચાલ આકર્ષક હતી અને તે ચાલતી હતી ત્યારે તેના મજબૂત કસાયેલા શરીરની પીઠ પરના સ્નાયુઓ તાલબદ્ધ રીતે હાલતા હતા. તે સ્ત્રી ઝૂંપડીમાં પહોંચી કે તરત જ પેલો લાલ દાઢીવાળો તાર્તર ઝૂંપડીમાંથી બહાર આવ્યો. તેણે માત્ર રેશમી ચડ્ડી જ પહેરેલી હતી અને કમર પર બાંધેલા પટ્ટામાં એક ખંજર ખોસી રાખ્યું હતું. ખંજરની મૂઠ અને ખોળી પર ચાંદીનું નકશીકામ કરેલું હતું. તેણે પગમાં મજબૂત જોડા પહેર્યા હતા અને માથા પર ઘેટાના ચામડામાંથી બનાવેલી ટોપી, સહેજ પાછળની બાજુએ નમતી રહે તે રીતે પહેરી હતી. અત્યારે તે ઊંઘમાંથી ઊઠીને આવ્યો હોય એમ લાગતું હતું. તેણે આળસ મરડ્યું અને દાઢી પર હાથ ફેરવી દાઢી સરખી કરી. પછી તે થોડી વાર ત્યાં ઝૂંપડીના આંગણામાં જ ઊભો રહ્યો અને તેનો નોકર ત્યાં આવતાં તેને કંઇક કામ સોંપી પાછો ઝૂંપડીમાં ચાલ્યો ગયો.

બે છોકરાઓ ઘોડા પર બેસીને ત્યાંથી પસાર થયા. તેઓ નિરાંતે ઘોડાને ધીમે ધીમે ચાલવા દેતા હતા. ઘોડાનું મોં ભીનું હતું: તેઓ ઘોડાને પાણી પાઇ લાવ્યા હોવા જોઇએ. ઘોડા ગયા કે તરત જ પાંચછ ભૂલકાંનું ટોળું રમતું રમતું ત્યાં આવ્યું. તેમણે માત્ર પહેરણ જ પહેરેલું હતું અને દરેકે માથાના વાળ કાપી નખાવી ટકોમૂંડો કરાવેલો હતો. તેમણે ભેગા મળી એક ઝાડની ડાળીમાંથી લાંબો સોટો બનાવ્યો અને પછી ઝિલીન જે તિરાડમાંથી આ બધું જોતો હતો તેમાં ખોસવા માંડ્યો. ઝિલીને એક ઘાંટો પાડ્યો કે તરત જ બધાં છોકરાં કિકિયારી કરતાં નાઠાં અને વિખેરાઇ ગયાં. તેઓ નાઠાં ત્યારે તેમનાં પગલાંનો દડબડ દડબડ અવાજ ઝિલીને બરાબર સાંભળ્યો.

ઝિલીનને તરસ લાગી હતી અને તેનું ગળું સુકાતું હતું. 'હવે તો એ લોકો અહીં આવે અને મારી સામે જુએ તો સારું' એમ તે મનોમન બોલ્યો.

બરાબર તે જ વખતે બારણાની સાંકળ ખખડતી સંભળાઇ અને પેલો લાલ દાઢીવાળો તાર્તર બારણું ખોલીને અંદર આવ્યો. તેની સાથે એક કાળીભમ્મર આંખ, ગુલાબી ગાલ, ટૂંકી દાઢી અને પેલા કરતાં કંઈક ઓછી ઉંમરવાળો માણસ પણ આવ્યો. તેનો ચહેરો હસમુખો હતો અને મોં પર હાસ્ય રમ્યા કરતું હતું. બીજા માણસો કરતાં તેણે કંઈક કીમતી વસ્ત્રો પહેરેલાં હતાં: સોનાની જરીના ભરતકામવાળો રેશમી ભૂરો ઝભ્ભો, ચાંદીના જરીકામવાળાં કીમતી મોજાં અને તેના પર મજબૂત જાડા ચામડાના જોડા, માથા પર ઘેટાના ચામડામાંથી બનાવેલી સફેદ છોગાદાર ટોપી અને કમરપટામાં ખોસેલું ચાંદીની મૂઠવાળું ખંજર.

કોઢમાં દાખલ થતાંની સાથે જ પેલા લાલ દાઢીવાળા તાર્તરે જાણે છેડાયેલો હોય તે રીતે કંઈક બબડવા માંડ્યું. પછી તે કોઢના બારણા પાસે જઇ ત્યાં ઊભા ઊભા હાથમાં ખંજર ઉછાળતાં ઉછાળતાં ઝિલીન સામે વરુની જેમ ઘુરકિયાં કરતો ઊભો રહ્યો. પેલો બીજો માણસ ખૂબ ચંચળ હતો. તેનાથી એક મિનિટ પણ સ્થિર ઊભા રહેવાતું નહોતું. તે સીધો ઝિલીન પાસે આવ્યો અને તેની પીઠ થાબડી કંઈક કહેવા લાગ્યો. તેની ભાષા ઝિલીન સમજી શક્યો નહીં. તે વાત કરતાં કરતાં આંખો પટપટાવી જીભના ડચકારા બેલાવતો અને પછી રશિયન ભાષામાં કહેતો: ‘વાહ...રશિયન! વાહ, ખરો....રશિયન! ખરો.’ તેની વાતમાંથી ઝિલીન આટલું જ સમજી શક્યો.

‘મને તરસ લાગી છે, મારે પાણી પીવું છે.’ ઝિલીને તેને કહ્યું.

ઝિલીનને બોલતો સાંભળી પેલો જોરથી હસી પડ્યો. ‘વાહ...રશિયન...વાહ!’ એમ બોલી તે પાછો જોર જોરથી હસવા લાગ્યો.

ઝિલીને મોં પાસે હાથનો ખોબો બનાવી ઇશારાથી તેની પાસે પાણી માગ્યું ત્યારે તે ખડખડાટ હસી પડ્યો અને પછી બારણા પાસે જઈ તેણે બૂમ મારી: ‘નેડ...’

તેની બૂમ સાંભળી એક તેરેક વરસની નાજુક, પાતળી છોકરી દોડતી દોડતી ત્યાં આવી. તેનું મોં તેના બાપ જેવું જ હતું અને તેની કાળી આંખો પણ તેના બાપની આંખની જેમ જ ચમકતી હતી. તેણે ખૂલતી બાંયનું લાંબું રેશમી કુરતું પહેર્યું હતું. ભૂરા રંગના કુરતાની બાંય પર, ગળા આગળ તથા છાતીના ભાગ પર સુંદર ભરતકામ કરેલું હતું. તેણે ગળામાં ચાંદીના રશિયન સિક્કાઓમાંથી બનાવેલી માળા પહેરી હતી. માથા પર કંઈ જ ઓઢ્યું નહોતું. તેના કાળા વાળમાં તેણે રંગીન રિબન ગૂંથી લીધી હતી તથા ચીપિયા તથા ક્લિપ ખોસેલાં હતાં. આ ચીપિયા તથા ક્લિપો પર પણ ચાંદીના રશિયન સિક્કા જડેલા હતા.

તેના બાપે તેને કંઈક કહ્યું એટલે તે પાછી ગઈ અને હાથમાં પાણીનો કૂજો લઈ પાછી આવી. ઝિલીનને કૂજો આપી દઈ તે તેની પાસે જ બેસી ગઈ અને જાણે ઝિલીન કોઈ જંગલી પ્રાણી હોય તેમ ફાટી આંખે તેને પાણી પીતો જોઈ રહી.

ઝિલીને પાણી પી લઈ ખાલી કૂજો તેને પાછો આપ્યો કે તરત જ તે જંગલી બકરાની જેમ ઠેકડો મારી તેના બાપ પાસે પહોંચી ગઈ. તેનું આવું વર્તન જોઇ તેના બાપને હસવું આવી ગયું અને તેણે હસતાં હસતાં તેને કંઈક કહ્યું એટલે તે પાછી ચાલી ગઈ. તે ફરી આવી ત્યારે એક થાળીમાં કોરા રોટલા લઈ આવી અને ઝિલીનની પાસે મૂકી પાછી તેના બાપ પાસે આવી બેસી ગઈ ને ત્યાં બેઠી બેઠી એકીટશે ઝિલીનને જોઈ રહી.

ઝિલીને રોટલા ખાવા માંડ્યા એટલે તેમણે ચાલવા માંડ્યું અને બારણું બંધ કરી પાછી સાંકળ વાસી દીધી.

થોડા વખત પછી સાંકળ પાછી ખખડી અને બારણું ખોલી એક તાર્તર આદિવાસી અંદર આવ્યો. તે પેલા લાલ દાઢીવાળાનો નોકર હતો. તેણે ઝિલીનને કંઈક કહ્યું પણ ઝિલીન તેની ભાષા સમજી શક્યો નહીં. પણ તેના હાવભાવ પરથી ઝિલીન સમજ્યો કે તે એને તેની સાથે આવવા કહે છે.

ઝિલીને તેની પાછળ ચાલવા માંડ્યું, પણ તે ખોડાયો; તેના પગમાં ભેરવેલી બેડીએ તેના પગ ખેંચ્યા. તેને ચાલવામાં મુશ્કેલી પડતી હતી. તે ધીમે ધીમે ચાલીને કોઢમાંથી બહાર આવ્યો ત્યારે તેને તાર્તરોનું ગામ જોવા મળ્યું. ગામમાં દસેક ઘર હતાં અને લગભગ મધ્યમાં એક કબર હતી. આ કબર ઉપર એક ઘુમ્મટ પણ હતો. એક ઘરની સામે ત્રણ ઘોડા પલાણીને તૈયાર કરેલા હતા અને નાના નાના છોકરાઓ તેની લગામ ઝાલી ઊભા હતા. એ ઘરમાંથી પેલો ઠીંગણો તાર્તર બહાર આવ્યો અને તેણે ઝિલીનને ઇશારો કરી તેની પાછળ પાછળ આવવા કહ્યું. પછી તે ખડખડાટ હસી પડ્યો અને તેની ભાષામાં કંઈક બોલી પાછો ઘરમાં ચાલી ગયો.

ઝિલીન એક સ્વચ્છ ઓરડામાં દાખલ થયો. ઓરડાની ભીંતો સુંદર રીતે લીંપેલી હતી. સામેની ભીંત પાસે પીંછાં ભરીને બનાવેલાં ગાદલાંની વ્યવસ્થિત થપ્પી મારેલી હતી અને બાજુની દીવાલો કીમતી ગાલીચાથી મઢી દીધી હતી. આ ગાલીચાઓ ઉપર બંદૂકો, તમંચા તથા તલવારો વ્યવસ્થિત રીતે લટકાવેલાં હતાં. આ બધાં હથિયારોની મૂઠ, ખોળ અને હાથા પર સુંદર ચાંદીનું નકશીકામ કરેલું હતું. એક દીવાલ પાસે ભોંયતળિયાની સપાટી પર જ ભઠ્ઠી બનાવેલી હતી. ભોંયતળિયાની જમીન આમ તો લીંપેલી હતી તોય ખળીના જેટલી ચોખ્ખી હતી. ઓરડાના એક ખૂણામાં મોટા ગરમ ગાલીચા પાથરેલા હતા અને તેની ઉપર રૂંવાંવાળી જાજમો પાથરેલી હતી. આ જાજમો પર તાર્તરો બેઠા હતા: પેલો લાલ દાઢીવાળો, પેલો ઠીંગણો અને બીજા મહેમાનો--બધાએ કીમતી વસ્ત્રો પહેરેલાં હતાં અને ઘરમાં પહેરવાના જોડા પહેરી તકિયે અઢેલીને બેઠા હતા. તેમની સામે કેટલીક તાર્તર વાનીઓ, માખણ તથા બુઝા નામના તાર્તરોના પ્રિય દારૂની પ્યાલીઓ પડી હતી. તેઓ માખણ તથા બીજી વાનીઓ હાથથી જ ખાતા હતા. ઝિલીન અંદર આવ્યો એટલે પેલો ઠીંગણો તાર્તર ઝડપથી ઊભો થઈ તેની પાસે આવ્યો અને તેને તેમની સામેની ખુલ્લી જગ્યામાં બેસવાનું કહ્યું. ઝિલીનની પાછળ પેલો આદિવાસી તાર્તર પણ અંદર આવ્યો અને તેણે ઝિલીનને બેસવામાં મદદ કરી. પછી તેણે પોતાના જોડા કાઢી નાખી બારણા પાસે બીજા જોડા પડ્યા હતા ત્યાં મૂક્યા અને તેના માલિક પાસે આવી ગાલીચા પર બેસી ગયો. મહેમાનોને ભાત ભાતની વાનગીઓ ખાતા જોઈ તેના મોંમાં પાણી આવી ગયું.

તાર્તરોએ ખપ પૂરતું ખાઈ લીધું એટલે પેલી છોકરી જેવાં જ વસ્ત્રો--લાંબું ખૂલતું કુરતું અને પાયજામો તથા માથા પર રૂમાલ--પહેરલી એક તાર્તર બાઈ ત્યાં આવી અને વાસણો લઈ ગઈ. એકાદ મિનિટમાં તે પાછી આવી અને હાથ ધોવા માટે એક મોટું વાસણ તથા પાણી ભરેલો નાળચાવાળો કૂજો લઈ આવી. તાર્તરોએ હાથ ધોયા પછી તેઓ અદબ વાળી ઘૂંટણિયે પડી તરત જ પાછા ઊભા થઈ ગયા, ચારે દિશામાં ફૂંક મારી અને પછી કંઈક મંત્રો જેવું બોલ્યા. ત્યાર પછી તેમણે અંદર અંદર વાતો કરવા માંડી અને મહેમાનોમાંના એકે ઝિલીન સામે જોઈ તેની સાથે રશિયન ભાષામાં વાત કરવા માંડી:

તેણે પેલા લાલ દાઢીવાળા તાર્તર તરફ આંગળી ચીંધી કહ્યું, 'આ કાઝી મહમદે તને પકડ્યો હતો.' પછી પેલા ઠીંગણા તાર્તરને બતાવી કહ્યું, 'કાઝી મહમદે તારો હવાલો આ અબદુલ મુરાદને આપ્યો છે. એટલે હવે અબદુલ મુરાદ તારા માલિક છે.'

ઝિલીન કંઇ પણ બોલ્યા વગર ચુપચાપ બેસી રહ્યો એટલે અબદુલ મુરાદ હસતો હસતો બોલ્યો: 'રશિયન સિપાઇ!...વાહ...રશિયન...વાહ.' આમ બોલી તે પાછો જોરથી હસવા લાગ્યો અને પછી પેલા દુભાષિયાને કંઇક કહ્યું.

'તેમનો હુકમ છે કે તું તારે ઘરે કાગળ લખી પૈસા મગાવ. પૈસા આવશે એટલે એ લોકો તને છોડી મૂકશે.' દુભાષિયાએ ઝિલીનને કહ્યું.

ઝિલીને સહેજ વિચાર કરી પૂછ્યું, 'કેટલા પૈસા મળતાં તમે મને મુક્ત કરશો?'

તાર્તરોએ અંદર અંદર વાતો કરી. પછી પેલા દુભાષિયાએ ઝિલીનને કહ્યું, 'ત્રણ હજાર રૂબલ.'(રશિયન સિક્કો)

'ના એ મારા ગજા બહારની વાત છે.' ઝિલીને નકારમાં ડોકું ધુણાવતાં કહ્યું.

દુભાષિયાએ આ વાત અબદુલને કહેતાં અબદુલ છેડાઈ પડ્યો. તે ઝિલીન પાસે આવ્યો અને જાણે ઝિલીન તેની ભાષા સમજતો હોય તે રીતે હાથને આમતેમ વીંઝતાં વીંઝતાં કંઇક બબડવા લાગ્યો. તેની આખી વાતનો સાર કાઢી દુભાષિયાએ ઝિલીનને પૂછ્યું, 'તું કેટલા આપી શકે એમ છે?'

'પાંચસો રૂબલ,' ઝિલીને થોડો વિચાર કરી કહ્યું, અને તેની આ વાત પર તાર્તરોએ અંદર અંદર ઘણી ચર્ચા કરી. અબદુલ ખૂબ જ ગુસ્સે થઈ ગયો અને ગુસ્સામાં ને ગુસ્સામાં તે એવું તો જોરથી બોલવા લાગ્યો કે તેના મોંમાંથી થૂંક ઊડવા લાગ્યું. આ ગુસ્સો તેણે લાલ દાઢીવાળા પર ઠાલવ્યો અને લાલ દાઢીવાળાએ તે મૂંગે મોઢે સહન કરી લીધો. અબદુલના બકવાટના જવાબમાં તેણે માત્ર આંખ ચડાવી જીભના ડચકારા બોલાવ્યા.

તેઓ શાંત પડ્યા એટલે દુભાષિયાએ ઝિલીનને કહ્યું, 'પાંચસો રૂબલમાં તને છૂટો કરવાનું તારા માલિકને પાલવે એમ નથી કારણ કે તારે માટે તેણે બસો તો ખરચ્યા છે. કાઝી મહમદને બસો રૂબલનું કરજ હતું. તે કરજ પેટે તેણે અબદુલને તારી ભેટ ધરી છે. ત્રણ હજાર રૂબલ! તેનાથી એક રૂબલ પણ ઓછો નહીં! જો તું એટલા રૂબલ માટે નહીં લખે તો તને આ લોકો ગુફામાં પૂરી રાખી ચાબખા મારશે. સમજ્યો?'

'હા સમજ્યો....' ઝિલીન મનોમન બોલ્યો, 'જો હું ડરી જઈશ તો આ લોકો મારી પાસે ત્રણ હજારથીય વધારે રૂબલ માગશે', એમ વિચારી તેણે દુભાષિયાને કહ્યું, 'એ કૂતરાઓને કહી દો કે જો તમે મને ધમકી આપશો તો હું એક રૂબલ માટે પણ કાગળ નહીં લખું અને તમને કંઇ નહીં મળે. હું તમારા જેવા કૂતરાઓથી ડરતો નથી--અને ડરવાનો પણ નથી.'

દુભાષિયાએ તાર્તરોને આ વાત કરી કે તરત જ બધા એકીસાથે કંઇક બોલવા લાગ્યા. પછી ઝિલીનનો માલિક તેની પાસે આવ્યો અને તેની પીઠ થાબડી. પછી તેણે હસતાં હસતાં દુભાષિયાને કંઇક કહ્યું. દુભાષિયાએ ઝિલીનને કહ્યું, ‘જો તું હજાર રૂબલ આપીશ તો તેટલા પણ ચાલશે એમ તેઓ કહે છે.’

ઝિલીન પોતાની વાતને વળગી રહ્યો અને કહ્યું, ‘હું પાંચસો રૂબલથી એક રૂબલ પણ વધારે આપવાનો નથી. અને જો તમે મને મારી નાખશો તો એટલા પણ ગુમાવશો.’

તાર્તરોએ પાછી ઘાંટાઘાંટ કરી મૂકી. પછી તેમણે તેમના નોકરને કંઇક લેવા મોકલ્યો. નોકર આવે ત્યાં સુધી તેઓ ઘડીકમાં ઝિલીન સામે તો ઘડીકમાં બારણા સામે જોતા ઊભા રહ્યા. થોડી વારમાં નોકર એક બીજા કેદીને લઈને ત્યાં આવ્યો. કેદીનો બાંધો મજબૂત હતો, તેનાં કપડાં ફાડી નાખેલાં હતાં, તેણે પગમાં જોડા કે એવું કશું પહેર્યું નહોતું, અને તેના પગમાં પણ ઝિલીનના જેવી જ બેડી પહેરાવેલી હતી.

ઝિલીન કેદીને જોઈને આશ્ચર્યમાં પડી ગયો. તે કોસ્ટિલીન હતો અને તે પણ તાર્તરોના હાથમાં સપડાઈ ગયો હતો. તેમને બંનેને સાથે ઊભા રાખવામાં આવ્યા એટલે તેમણે તેઓ છૂટા પડી ગયા પછી શું બન્યું તેની વાત એકબીજાને કરવા માંડી. તાર્તરો તેમને વાત કરતા જોઈ રહ્યા. ઝિલીને આ લોકો તેને શી રીતે પકડી લાવ્યા તે કોસ્ટિલીનને કહ્યું અને કોસ્ટિલીને તેનો ઘોડો અટકી ગયો તથા તે નિશાન ચૂકી ગયો પછી આ લોકો તેને કેવી રીતે પકડી લાવ્યા તે ઝિલીનને જણાવ્યું.

તેઓ વાત કરી રહ્યા એટલે અબદુલ ઝિલીન પાસે આવ્યો અને કોસ્ટિલીનને બતાવી તેને કંઇક કહેવા લાગ્યો. દુભાષિયાએ તેમને કહ્યું કે હવે આ અબદુલ તમારા બંનેનો માલિક છે અને તમારામાંથી જે પહેલો પૈસા ચૂકવી દેશે તેને છોડી મૂકવામાં આવશે.

‘અને જો,’ તેણે ઝિલીનને કહ્યું, ‘પૈસા મોકલવા લખવા બાબત તું ગુસ્સે થતો હતો, પણ આ તારો મિત્ર બાહોશ છે. તેણે પાંચ હજાર રૂબલ માટે લખ્યું છે અને તે આવી જતાં એને છોડી મૂકવામાં આવશે. વળી તેનો માલિક તેને ખાવાપીવાનું પણ સારી રીતે આપશે અને તેની સાથે સારો વર્તાવ રાખશે.’

‘મારા સાથીને યોગ્ય લાગ્યું તે તેણે કર્યું. તેની પાસે પૈસા પહોંચતા હશે, મારી પાસે નથી પહોંચતા. હું તો મેં કહ્યું તેટલું જ આપી શકીશ. પાંચસો રૂબલ. જો મને મારવો હોય તો મારી નાખો--પણ તેમ કરવાથી તમને કશુંય મળવાનું નથી. મને મારી નાખશો તોય હું પાંચસો રૂબલથી વધારે રકમ મોકલવા માટે મારે ઘરે લખવાનો નથી.’ દુભાષિયાએ આ વાત તાર્તરોને કહી એટલે તાર્તરો શાંત થઈ ગયા. પછી અબદુલ અંદરના ઓરડામાં જઈ ત્યાંથી એક પેટી લઈ આવ્યો. તેમાંથી તેણે શાહીનો ખડિયો અને કલમ તથા કાગળનો ટુકડો કાઢ્યો. તેણે ઝિલીનના હાથમાં કલમ આપી તેને પત્ર લખી નાખવા ઇશારો કર્યો. આખરે તેણે ઝિલીનની પાંચસો રૂબલની શરત મંજૂર રાખી હતી.

ઝિલીન કલમ લઈને લખવા તો ગયો, પણ જાણે કંઈ યાદ આવ્યું હોય તેમ અટકી ગયો અને દુભાષિયાને કહ્યું, 'એમને કહી દે કે એમણે અમને બંનેને સરખી અને સારી રીતે રાખવા પડશે. ખાવાપીવાનું તથા પહેરવા-ઓઢવાનું પણ સારી રીતે આપવું પડશે. અને જો અમને બંનેને સાથે રહેવાનું ગોઠવી આપે તો વધારે સારું....વળી અમારા પગમાંથી આ બેડી પણ કાઢી નાખવી પડશે.' આટલું કહી તે માલિક સામે જોઈ હસવા લાગ્યો.

દુભાષિયાએ ઝિલીનની આ શરતો માલિકને કહી ત્યારે માલિક પણ હસવા લાગ્યો અને કહ્યું, 'હું તેમને મારા દીકરાઓની જેમ રાખીશ અને પૂરતું ખાવાપીવાનું તથા ઓઢવાનું આપીશ. તેઓ બંને સાથે રહે તેમાં પણ મને વાંધો નથી. પરંતુ તેમના પગમાંની બેડી હું નહીં કાઢી નાખું. કાઢી નાખું તો તેઓ ભાગી જાય. પણ જો તેમની ઇચ્છા હોય તો રાત્રે તેમને કોઢમાં પૂરી દઉં ત્યારે બેડી કાઢી નાખીશ.'

દુભાષિયાએ ઝિલીનને આટલી વાત કરી એટલે અબદુલ ઝિલીન પાસે આવ્યો અને તેની પીઠ થાબડી ભાંગીતૂટી રશિયન ભાષામાં કહ્યું, 'તું ભલો...હું પણ ભલો....'

ઝિલીને મનમાં ને મનમાં વિચાર્યું કે, 'આપણે કંઈ પૈસા આપીને છૂટા થવું નથી. ગમે તેમ કરીને અહીંથી છટકી નાસીશું.' છતાં દેખાવ કરવા ખાતર તેણે કાગળ લખ્યો અને પછી પરબીડિયા પર ખોટું સરનામું કરી પેલા તાર્તરને આપી દીધું, જેથી પત્ર તેને ઘેર ન પહોંચતાં ગેરવલ્લે જાય.

ઝિલીન કાગળ લખી રહ્યો એટલે પેલો નોકર તેને અને કોસ્ટિલીનને પાછો કોઢમાં લઈ ગયો. ત્યાં તેમને મકાઈડોડા તથા રોટલા ખાવા આપ્યા અને પાણી પીવા માટે એક કૂજો ભરાવી આપ્યો. પહેરવા માટે રશિયન સૈનિકો પાસેથી પડાવી લીધેલાં કપડાં અને ફાટેલાતૂટેલા જોડા આણી આપ્યા, તથા રાત પડવા આવી હતી એટલે તેમના પગમાંથી બેડી કાઢી નાખવામાં આવી અને નોકર કોઢને બહારથી તાળું મારી દઈ ચાલ્યો ગયો.

*

## 3

ઝિલીને તેના મિત્ર સાથે કોઢમાં ને કોઢમાં આ રીતે એક મહિનો કાઢી નાખ્યો. ઝિલીનનો માલિક તેને ઇવાન કહીને બોલાવતો અને જ્યારે મળે ત્યારે કહેતો: 'તું ઇવાન ભલો...હું અબદુલ ભલો...!' તે આમ કહેતો એટલું જ, બાકી તેણે આ બે રશિયન ગુલામો તરફ સહેજ પણ ભલાઈ બતાવી નહોતી. તે તેમને સૂકા રોટલા ખાવા આપતો અને કેટલીક વખત કાચા રોટલા પણ તેમને ખાવા પડતા.

કોસ્ટિલીને ઘરેથી પાંચ હજાર રૂબલ મોકલવા માટે લખેલા પત્રનો ઘણા દિવસ સુધી કંઈ જવાબ ન આવ્યો તેથી તેણે બીજો પત્ર લખ્યો. તે આખો દિવસ એદીની જેમ પડી રહેતો અને પૈસા વહેલામાં વહેલા ક્યારે આવી શકે તેની ગણતરી કર્યા કરતો. પૈસા આવે તો જ અહીંથી છુટાય એ વાત તેના મનમાં પાકી ઠસી ગઈ હતી.

જ્યારે ઝિલીન તો જાણતો હતો કે તેનો પત્ર ગેરવલ્લે જવાનો છે, તેથી તેના પત્રનો જવાબ ન આવતાં તેણે બીજો પત્ર લખ્યો નહીં. 'મારી માને હું જે કાંઈ મોકલું છું તેના પર તો એ બિચારી દા'ડા કાઢે છે. પછી તે મને છોડાવવા માટે પૈસા ક્યાંથી મોકલવાની હતી? જો હું કાગળ લખી તેની પાસે પાંચસો રૂબલ મગાવું તો તેટલી રકમ ઊભી કરતાં જ તે અડધી થઈ જાય. હું તો ગમે તેમ કરીને છટકી જઈશ. હિંમતે મર્દા તો મદદે ખુદા.' આમ વિચારી તેણે લાગ જોઈને નાસી જવાનું નક્કી કર્યું અને તે માટેની યોજના વિચારવા માંડી.

દિવસે તેમના પગમાં બેડી પહેરાવવામાં આવતી છતાં તેઓ ગામમાં ફરી શકે તે માટે કોઢનાં બારણાં ખોલી નાખવામાં આવતાં. ઝિલીન આખો દિવસ સિસોટી વગાડતો ગામમાં ફર્યા કરતો. વળી તે કુશળ કારીગર હતો એટલે ક્યારેક ફળિયામાં બેસી તે માટીનાં રમકડાં બનાવતો તો ક્યારેક છટિયામાંથી ટોપલીઓ ગૂંથતો.

એક દિવસ તેણે એક સુંદર ઢીંગલી બનાવી. તેના હાથ, પગ, મોં વગેરેને સુંદર ઘાટ આપ્યો અને પછી તેના પર તાર્તરોની બાઈઓ પહેરે છે તેવાં કપડાં પહેરાવ્યાં. તેને ફળિયામાં મૂકી તે તેની સામે બેસી રહ્યો. તાર્તર બાઈઓ પાણી ભરવા આવી ત્યારે ઝિલીનના માલિકની નજર આ ઢીંગલી પર પડી. તેણે બીજી બાઈઓને ત્યાં બોલાવી, અને બધી બાઈઓ બેડાં પડતાં મૂકી ત્યાં આવી ઢીંગલી જોઈ હસવા લાગી. ઝિલીને દીનાને ઢીંગલી આપવા માંડી પણ તેણે તે લીધી નહીં. ઝિલીન જાણતો હતો કે તેને ઢીંગલી ગમી ગઈ છે, તેથી તે ઢીંગલીને ફળિયામાં રહેવા દઈ કોઢમાં ચાલ્યો ગયો અને બારણાં બંધ કરી દઈ ભીંતની તિરાડમાંથી શું બને છે તે જોવા લાગ્યો.

દીના ઢીંગલી પાસે આવી. તેણે ચારે બાજુ નજર ફેરવી અને કોઈ તેને જોતું નથી તેની ખાતરી કરી લઈ ઢીંગલી ઉપાડી લીધી અને દોડીને ઘરમાં ભરાઈ ગઈ.

સવાર થતાં ઝિલીને તિરાડમાંથી બહાર નજર નાખી તો એણે દીનાને ઓટલા પર રમતી જોઇ. ઢીંગલીને લાલ રેશમી લૂગડાંમાં લપેટી પોતાના ખોળામાં સુવડાવી તે મધુર કંઠે હાલરડું ગાતી હતી. ઘરમાંથી એક ઘરડી ડોસી બહાર આવી અને તેણે દીનાને આ રીતે રમતી જોઇ ધમકાવી કાઢી. તેણે તેની પાસેથી ઢીંગલી આંચકી લઈ જમીન પર પછાડી. ઢીંગલીના ટુકડેટુકડા થઈ ગયા. દીના તે ટુકડાઓ સામે જોઇ રહી. ડોસીએ તેને ધમકાવીને ઘરમાં મોકલી દીધી.

બીજે દિવસે ઝિલીને પહેલાં કરતાં પણ સારી ઢીંગલી બનાવી દીનાને આપી. ત્યાર પછી એક દિવસ દીના એક નાનો કૂજો લઈ ઝિલીન પાસે આવી અને કૂજો નીચે મૂકી દઈ જમીન પર બેઠી બેઠી હસવા લાગી.

ઝિલીનને થયું, આને આટલો બધો હરખ શાનો થતો હશે?

તેણે કૂજો હાથમાં લીધો. તેના મનમાં એમ હતું કે કૂજામાં પાણી હશે, પણ તેમાંથી પાણીને બદલે દૂધ નીકળ્યું.

ઝિલીન દૂધ ગટગટાવી ગયો અને દીનાને તે બદલ ધન્યવાદ આપ્યા.

ઝિલીનને દૂધ પી લઈ રાજી થયેલો જોઇ દીનાના આનંદનો પાર ન રહ્યો. ‘ઇવાન…તું…ખૂબ…ભલો…છે…’ એમ બોલતી બોલતી તે નાચવા લાગી અને કૂજો લઈ તાળીઓ પાડતી પાડતી ભાગી ગઈ. ત્યાર પછી દીના દરરોજ છાનીમાની ઝિલીન પાસે આવતી અને તેને દૂધ આપી જતી.

તાર્તરો બકરીના દૂધમાંથી એક જાતની ચીઝ બનાવે છે. આ ચીઝને તેઓ ઘરના છાપરા પર સૂકવે છે. દીના કોઇ કોઇ દિવસ આવી ચીઝ પણ ઝિલીનને આપી જતી. એક દિવસ અબદુલને ત્યાં મિજબાની હતી. તે દિવસે દીના ઝભ્ભાની બાંયમાં બકરીનું માંસ સંતાડી લાવી અને ઝિલીનને આપી ગઈ. આ રીતે તે લગભગ રોજ આવતી અને જે કંઈ આપવાનું હોય તે ત્યાં નાખી ઝડપથી ભાગી જતી.

એક દિવસ પવનનું મોટું તોફાન ચડી આવ્યું. તોફાન શાંત થયું કે મુશળધાર વરસાદ તૂટી પડ્યો. ટેકરીમાં આવેલાં બધાં ઝરણાં ઊભરાઈ ગયાં. નદીમાં માથોડા જેટલું પાણી થઈ ગયું અને તેના જોરદાર પ્રવાહમાં મોટા મોટા પથરા ગાંડાતૂર બની ઘસડાવા લાગ્યા. ગામમાં પણ ખાસું પાણી ભરાયું, પરંતુ વરસાદ રહી જતાં ટેકરી પર વસેલા ગામમાંનું પાણી ઝરણાંઓ વાટે વહી ગયું.

ઝિલીને આજે નવો તુક્કો દોડાવ્યો. તેણે તરકીબ કરીને તેના માલિક પાસેથી છરી મેળવી અને પછી માટીનો નળાકાર પિંડ બનાવી તેને છરી વતી કાપી નાખી પૈડાં બનાવ્યાં. પૈડાંની બે જોડી તૈયાર કરી તેની પર એક ઢીંગલો અને ઢીંગલી બેસાડ્યાં. પછી તાર્તર છોકરાઓએ આણેલાં ચીંથરાંમાંથી ઢીંગલાઢીંગલીને ખેડૂતની સ્ત્રીનો અને ખેડૂતનો પોશાક પહેરાવ્યો. પછી મહોલ્લામાં એક જગ્યાએ છીછરું પાણી વહેતું હતું તેમાં એ ઢીંગલોઢીંગલી તેણે મૂક્યાં. પાણીના વહેણ સાથે પૈડાં ચાલવા લાગ્યાં અને તેની ઉપર બેસાડેલાં ઢીંગલોઢીંગલી નાચવાં લાગ્યાં.

આખું ગામ આ તમાશો જોવા ભેગું થયું. નાનાં ભૂલકાં નાચતાં ઢીંગલોઢીંગલી જોઈ ગેલમાં આવી ગયાં, જુવાનિયાઓ અંદર અંદર હસવા લાગ્યા અને ઘરડેરાઓ તેને આશ્ચર્યથી જોઈ રહ્યા.

ઝિલીનની આ કરામત જોઈ બધાએ કહ્યું, 'વાહ...રશિયન...વાહ...! ખરો...રશિયન...ખરો.'

અબદુલ પાસે એક બગડી ગયેલું રશિયન ઘડિયળ કાટ ખાતું પડ્યું હતું. તેણે ઝિલીનને એ ઘડિયાળ બતાવ્યું અને તેનાથી બને તો તેને ચાલુ કરી આપવા કહ્યું.

'લાવો, હું તેને ચાલતું કરી આપીશ.' એમ કહી ઝિલીને તે ઘડિયાળ છરીની મદદથી ખોલી કાઢ્યું. તેના બધા ભાગ જુદા પાડી નાખ્યા અને સાફ કરી પાછા ગોઠવી દીધા. ઘડિયાળ ટક ટક કરતું ચાલવા લાગ્યું.

ઝિલીનના આ કામથી તેનો માલિક ખૂબ ખુશ થઈ ગયો અને તેણે તેને એક ફાટેલી ચડ્ડી ઇનામ આપી. ઝિલીન માટે ઇનામ સ્વીકારી લેવા સિવાય છૂટકો નહોતો. રાત્રે પહેરવા માટે તે કામ આવશે એમ માની તેણે તે ભેટ સ્વીકારી લીધી.

પછી તો ઝિલીનની કારીગર તરીકેની ખ્યાતિ ટેકરીઓમાં દૂર દૂર સુધી ફેલાઈ ગઈ. આજુબાજુનાં ગામમાંથી તેની પાસે તાર્તરો બંદૂક, તમંચા, ઘડિયાળ, તાળાં વગેરે સમા કરાવવા આવવા લાગ્યા. તેના માલિકે પણ તેને પકડ, શારડી, રંદો, પેચિયું વગેરે વસાવી આપ્યાં.

એક દિવસ એક તાર્તર અચાનક ખૂબ માંદો પડી ગયો. તાર્તરો ઝિલીન પાસે આવ્યા અને કહેવા લાગ્યા, 'ઇવાન! રશિયન! તું એને બચાવી શકીશ, ગમે તેમ કરીને બચાવ.' ઝિલીન કંઈ દાક્તર નહોતો, તથા વૈદું પણ ખાસ જાણતો ન હતો. છતાં તે દરદીને જોવા ગયો. દરદીને જોતાં તેને લાગ્યું કે તે મરે એવી સ્થિતિમાં તો નથી જ. તેથી તેણે તાર્તરોને ધીરજ રાખવા કહ્યું અને પછી થોડું પાણી તથા થોડું ઘેટાનું ઊન મગાવી તેને બાળ્યું. તેની રાખને પાણીમાં નાખી થોડું થોડું પાણી દરદી સૂતો હતો તે ઓરડાની ચારે દિશામાં છાંટ્યું અને પછી જાણે કંઈ જંતરમંતર જાણતો હોય તેમ થોડો બબડાટ કરી પાણી મંતરી આપવા જેવો દેખાવ કર્યો અને છેવટે તેણે એ પાણી પેલા દરદીને પાઈ દીધું. થોડી વાર થોડા મંત્રો જેવું બોલ્યા કરી તે ત્યાંથી ચાલી ગયો. તેના સદ્ભાગ્યે સવારે દરદી હરતોફરતો થઈ ગયો!

હવે ઝિલીન તાર્તરોની ભાષાથી પરિચિત થઈ ગયો હતો. તે ભાંગીતૂટી તાર્તર બોલી બોલી શકતો હતો અને તેમની વાતનો મુદ્દો સમજી શકતો હતો. ગામના કેટલાક તાર્તરો જોડે તેણે થોડીઘણી દોસ્તી પણ બાંધી દીધી હતી. તેઓ અવારનવાર કંઈ કામ પડે ત્યારે ઝિલીનને બોલાવતા અને ઝિલીન તેમનું કામ કાઢી આપતો.

આમ છતાં ગામના કેટલાક લોકો ઝિલીનને શંકાની નજરે જોતા હતા. પેલા લાલ દાઢીવાળા તાર્તરનો રોષ હજુ ઊતર્યો નહોતો. તે ઝિલીન પર હજુ ઘૂરક્યા કરતો હતો. ઝિલીન સામો મળે તો જાણે અપશુકન થયા હોય તેમ તે ત્યાંથી પાછો ફરી જતો અને જતાં જતાં ઝિલીનને ગાળો પણ સંભળાવી જતો.

આ ઉપરાંત ટેકરીની તળેટીમાંથી ટેકરી પરની ઘુમ્મટવાળી કબર પર ફૂલ ચડાવવા આવતો ડોસો પણ ઝિલીન સામે મળે તો તેને અપશુકન જેવું ગણતો. માથા પર ખાસ જાતની સોનેરી પાઘડી, એકબીજામાં ભળી ગયેલાં સફેદ દૂધ જેવાં દાઢીમૂછ, ઘડપણને લઇને ગાલ પર પડી ગયેલી કરચલીઓ, ઊંડી ઊતરી ગયેલી દયાહીન આંખો અને તીણું નાક: ઝિલીનને જોતાં જ તેનું તીણું નાક ચડી જતું અને તે કંઈક બબડતો બબડતો પાછો વળી જતો.

લાકડીને ટેકે ટેકે દરરોજ ટેકરી પર આવતો આ માણસ ક્યાંથી આવે છે તે જોવા માટે ઝિલીને એક દિવસ તેની પાછળ પાછળ ચાલવા માંડ્યું. ટેકરી ઊતરીને બુઢ્ઢો એક પગથી પર ચાલવા લાગ્યો. ઝિલીને પણ તેની પાછળ પાછળ ચાલ્યા કર્યું. આ પગથી તેમને એક બગીચા તરફ દોરી ગઈ. બગીચાને પથ્થરની દીવાલ કરી દીધેલી હતી અને તેમાં પેસવાનો એક જ દરવાજો હતો. ચેરી અને જરદાલુથી લચકતા આ બગીચામાં એક પથ્થરના બેઠા છાપરાવાળું નાનું-સરખું ઘર બનાવેલું હતું. ઘરની સામે મધમાખી ઉછેરવા માટે બનાવટી મધપૂડા-પેટી ગોઠવી રાખી હતી. ઝિલીન દરવાજે આવીને અટકી ગયો કારણ કે બુઢ્ઢાએ દરવાજો બંધ કરી દીધો હતો. ઝિલીને દરવાજાની ઓથે લપાઈને જોયું તો બુઢ્ઢો વાંકો વળીને બનાવટી મધપૂડા પર ઊડતી મધમાખો ઉડાડી મધપૂડો જોઈ રહ્યો હતો. ડોસો શું કરી રહ્યો છે તે જોવા ઝિલીન જરા ખસ્યો એટલે તેના પગની બેડી પથ્થર સાથે અથડાઈ અને ખખડી. બુઢ્ઢાએ કમરમાંથી તમંચો ખેંચી કાઢી અવાજની દિશામાં એક ગોળી છોડી અને પછી તે તરફ જોતો ઊભો રહ્યો. ઝિલીને પથ્થર પાછળ સંતાઇ જઇ નિશાન ચુકાવી દીધું પણ બુઢ્ઢો તેને જોઇ ગયો. તે ઝિલીન પાસે આવ્યો અને તેની ભાષામાં ઝિલીનને ખૂબ લઢ્યો. ઝિલીન તેની માફી માગતો હોય એવો દેખાવ કરી પાછો ટેકરી ચડી ગામમાં આવી રહ્યો.

બીજા દિવસે જ્યારે પેલો બુઢ્ઢો ગામમાં આવ્યો ત્યારે તેણે ઝિલીનના માલિકને ફરિયાદ કરી. માલિકે ઝિલીનને બોલાવ્યો અને પૂછ્યું, ‘ઝિલીન, તું એમની પાછળ પાછળ એમને ઘરે કેમ ગયો હતો?’

‘માલિક! મેં તેમનું કંઈ બગાડ્યું નથી. હું તો તેઓ કેવી રીતે રહે છે તે જોવા માટે જ ત્યાં ગયો હતો.’ ઝિલીને કહ્યું.

માલિકે હસતાં હસતાં આ જવાબ પેલા બુઢ્ઢાને કહી સંભળાવ્યો. પણ બુઢ્ઢાને તેનાથી સંતોષ ન થયો. તે ઝિલીનના માલિક પર ખૂબ ગુસ્સે થયો અને છેવટે નાક ચડાવી કંઈક બબડતો બબડતો ત્યાંથી ચાલ્યો ગયો.

ઝિલીન તેની આખી વાત સમજી શક્યો નહીં પણ વાતનો મુદ્દો તે પકડી શક્યો. બુઢ્ઢાએ અબદુલને એવી સલાહ આપી હતી કે રશિયનોને આમ બેડી પહેરાવીને પણ ગામમાં ફરવા ન દેવા--તેમને તો મારી જ નાખવા.

‘આ માણસ કોણ છે?’ ઝિલીને તેના માલિકને પૂછ્યું.

‘એ ઘણો મોટો માણસ છે.’ માલિકે કહ્યું, ‘એક કાળે તેનાથી બધા કાંપતા હતા. ગામનો તે બહાદુરમાં બહાદુર માણસ હતો. તેની પાસે પૈસા પણ ખૂબ હતા અને કેટલાય રશિયનોને તેણે ખુદાના દરબારમાં પહોંચાડી દીધા હતા. તે તેની ત્રણ પત્નીઓ અને આઠ દીકરાઓ સાથે અહીંથી થોડે દૂર આવેલી ટેકરી પર

રહેતો હતો. એક દિવસ રશિયનો ત્યાં ચડી આવ્યા અને તેમની સામે લડતાં તેના સાત દીકરાઓ મરી ગયા. આઠમાએ શરણાગતિ સ્વીકારી અને રશિયનો તેને પકડી ગયા. તેના દીકરાએ શરણાગતિ સ્વીકારી તે આ બુઢ્ઢાને ન ગમ્યું. એટલે તે પણ એક દિવસ રશિયનોની શરણાગતિ સ્વીકારી તેમની સાથે રહેવા ગયો. ત્યાં ત્રણ વર્ષ રહ્યો અને તેના દીકરાને શોધતો રહ્યો. દીકરો મળ્યો એટલે તેને પોતાના હાથે મારી નાખી રશિયનોના હાથમાંથી છટકી જઈ, તે અહીં આવી રહ્યો. ત્યાર પછી તેણે લડવાનું છોડી દીધું અને મક્કા જઈ હજ કરી આવ્યો. તે માથા પર જે પાઘડી પહેરે છે તે હાજીઓએ પહેરવાની પાઘડી છે. જેણે હજ કરી હોય તે હાજી કહેવાય અને તે આવી પાઘડી પહેરે.

‘તમારા જેવા રશિયન કેદીઓ એને દીઠા ગમતા નથી. તેણે તને મારી નાખવાની સલાહ મને આપી, પણ મારાથી એવું કેમ થાય? દોસ્ત, ઇવાન! તારે માટે તો મેં બસો રૂબલ ખરચ્યા છે તથા તારી સાથે હવે મને ઠીક ગોઠી ગયું છે. જો મેં તને છૂટો કરવાનું વચન ન આપ્યું હોત તો હું તને છોડી મૂકત કે કેમ તે પણ સવાલ છે.’

આમ કહી તે હસી પડ્યો અને પછી પોતાની ભલાઈનાં ગુણગાન ગાતું પેલું વાક્ય ભાંગીતૂટી રશિયન ભાષામાં તેણે ફરી ઉચ્ચર્યું, ‘તું ઇવાન ભલો માણસ...હું અબદુલ પણ ભલો માણસ!’

*

આમ ને આમ ઝિલીને એક મહિનો ખેંચી કાઢ્યો. દિવસે તે ગામમાં આમતેમ રખડી ખાતો અથવા તેના માલિકે વસાવી આપેલાં સાધનો વડે કંઈક ને કંઈક ઠોકઠાક કર્યા કરતો પણ તેનું ખરું કામ રાત્રે શરૂ થતું. જ્યારે આખું ગામ ભર ઊંઘમાં પડી જતું ત્યારે ઝિલીન કોઢમાંથી બહાર નીકળવા માટેની સુરંગ ખોદવાનું શરૂ કરતો. પથરાળ જમીનમાં ખોદકામ કરવાનું સહેલું નહોતું, તોયે ઝિલીને તેની પાસે જે કંઈ સાધન હતાં તેને કામમાં લીધાં. તેના માલિકે તેને વસાવી આપેલાં પકડ, પેચિયું, કાનસ વગેરે સાધનોની મદદથી તેણે કોઢમાંથી બહાર નીકળી નાસી છુટાય એવી સુરંગ ખોદી કાઢી.

'હવે આ ગામની આજુબાજુના પ્રદેશની માહિતી મેળવવી જોઈએ. પણ કોઈ તાર્તર મને એ માહિતી નહીં આપે.' એમ વિચારી ઝિલીને ગામની નજીકમાં આવેલી ઊંચી ટેકરી પર ચડી જાતે જ બની શકે તેટલી માહિતી ભેગી કરી લેવાનું નક્કી કર્યું.

એક દિવસ તેનો માલિક અબદુલ કંઈ કામકાજ અંગે બહાર ગયો હતો ત્યારે ઝિલીને લાગ જોઈ ટેકરી તરફ ચાલવા માંડ્યું. અબદુલ તેના નાના છોકરાને ઝિલીન પર નજર નાખતા રહેવાનું અને જો તે ક્યાંક દૂર સુધી જતો જણાય તો બૂમાબૂમ કરી મૂકી પાડોશીઓની મદદ લઈ તેને પાછો પકડી આણવાનું કામ સોંપી ગયો હતો તેથી ઝિલીનને ટેકરી તરફ જતો જોઈ એ છોકરો તેની પાછળ દોડ્યો અને કહેવા લાગ્યો, 'ઇવાન! પાછો આવ. મારા બાપે તને ત્યાં જવાની રજા નથી આપી. પાછો ફર, નહીં તો હું પાડોશીઓને ભેગા કરું છું.'

છોકરાને આવી રીતે પાછળ પાછળ આવતો જોઈ ઝિલીન ઊભો રહ્યો. છોકરો તેની પાસે આવ્યો એટલે તેણે કહ્યું, 'હું કંઈ બહુ દૂર નથી જવા માગતો. તું પણ મારી સાથે ચાલ. મારે તો આ ટેકરી ચડવી છે અને તેની ટોચ પર થતી વનસ્પતિમાંથી થોડી વનસ્પતિ શોધી લાવવી છે. તેનાથી આપણે માંદા માણસોને તરત જ સાજા કરી શકીશું. અને જો! કાલે હું તારે માટે તીરકામઠું બનાવવોનો છું. તું જ વિચાર કર, આમ બેડી બાંધેલા પગે કોઈનાથી નાસી છુટાય ખરું?'

આમ છોકરાને સાચુંખોટું સમજાવી તેણે ટેકરી ચડવા માંડી. ટેકરીની ટોચ આમ તો નજીક લાગતી હતી પણ બેડી સાથે ત્યાં પહોંચવું એ લોઢાના ચણા ચાવવા જેવું કઠણ કામ હતું. સાથે સાથે આજુબાજુના પ્રદેશની માહિતી મેળવવી હોય તો ટેકરી ચડ્યા સિવાય બીજો કોઈ આરો પણ નહોતો. એટલે ઝિલીને હિંમત હાર્યા વગર ટેકરી ચડ્યે રાખી અને આખરે તે ટોચ પર પહોંચી ગયો. ત્યાં બેસીને તેણે ચારે તરફ પથરાયેલી ટેકરીઓ અને જંગલોનું નિરીક્ષણ કરવા માંડ્યું.

દક્ષિણ દિશામાં, ટેકરીની તળેટીમાં, ઘોડાનું એક ટોળું ચરતું હતું અને તળેટીને છેડે એક બીજું તાર્તર ગામ વસેલું હતું; તેની પાછળ બે ટેકરીઓ હતી. પાછલી ટેકરી આગલી ટેકરી કરતાં કંઈક ઊંચી હતી. બંને ટેકરીની વચ્ચે દેખાતા ભૂરા ભાગમાં જંગલો પથરાયેલાં હતાં. એ બે ટેકરીઓની પાછળ ઘણે દૂર પર્વતમાળા દેખાતી હતી. આ હિમાચ્છાદિત પર્વતમાળાનું એક શિખર ખૂબ ઊંચું હતું અને તેના પર પડતાં સૂર્યનાં કિરણોથી તે ચળક ચળક થતું હતું. પૂર્વ અને પશ્ચિમે પણ આવી

જ ટેકરીઓ અને જંગલ પથરાયેલાં હતાં અને તેમાં વસેલાં નાનાં નાનાં તાર્તર ગામોમાંનાં ઘરોમાંથી નીકળતા ધુમાડાની ઊંચી સેર જુદી તરી આવતી હતી. 'આ બધો તાર્તરોનો મુલક લાગે છે,' એમ વિચારી છેવટે તેણે રશિયન બાજુ તરફ નજર કરી. એ તરફ ટેકરીની તળેટીમાં તેને જે ગામમાં પૂરી રાખેલો હતો તે ગામ દેખાતું હતું. આ ગામમાં તેને જે કોઢમાં પૂરી રાખવામાં આવ્યો હતો તે કોઢ પણ ઝિલીને શોધી કાઢી. કોઢ અને બીજાં ઘરો રમકડાનાં ઘર જેવાં લાગતાં હતાં અને કોઢની પાછળ વહેતી પાણીના રેલા જેવી લાગતી નદીના કાંઠા પર બેસી લૂગડાં ધોતી તાર્તર બાઇઓ ઝિલીને બનાવેલી ઢીંગલીઓ જેવી લાગતી હતી. આખા ગામની આજુબાજુના નાના નાના બગીચાઓ પથરાયેલા હતા. નદીની પેલી તરફ એક ટેકરી હતી. આ ટેકરી દક્ષિણ તરફની એક પછી એક ચડતી જતી ટેકરીઓ કરતાં કંઈક નીચી હતી. તેની પાછળ બે બીજી ટેકરીઓ હતી. આ નીચી ટેકરીઓ પર ગીચ જંગલ પથરાયેલાં હોય એમ લાગતું હતું. દૂર દૂર એ જંગલ પૂરું થતું લાગતું હતું અને પછી ભૂરા આકાશ જેવું સપાટ મેદાન જણાતું હતું. પોતે જ્યારે જિલ્લામાં રહેતો હતો ત્યારે સૂરજ કઇ દિશામાં ઊગતો હતો તે ઝિલીને યાદ કર્યું અને તેને ખાતરી થઇ ગઇ: આ મેદાનમાં જ રશિયન છાવણી આવેલી હોવી જોઇએ. આ ટેકરીઓની વચ્ચેથી માર્ગ કાઢી તેણે આ દિશામાં નાસી છૂટવાનું હતું.

સૂરજ હવે ઢળવા તરફ હતો. સફેદ હિમાચ્છાદિત પર્વતો સોનેરી થઇ ગયા અને કાળી ટેકરીઓ વધુ કાળી લાગવા માંડી. ટેકરીમાંનાં કોતરોમાંથી ધુમ્મસ ઊંચે ચડવા માંડ્યું અને દૂર દૂર દેખાતા મેદાન પર સુરખી પથરાઈ ગઈ. ઝિલીને એ મેદાન પર ધ્યાનથી જોવા માંડ્યું. મેદાનમાં એક જગ્યાએ ભૂંગળાંમાંથી ઊંચે ચડેલા ધુમાડામાંથી બનતા વાદળ જેવું વાદળ હાલતું જણાયું. ત્યાં આગળ રશિયન છાવણીએ પડાવ નાખ્યો હોવો જોઈએ એવી ઝિલીનને ખાતરી થઈ ગઈ.

એવામાં તળેટીમાંથી મુલ્લાની બાંગ સંભળાઈ. ચરવા ગયેલાં ઢોર પાછાં વળવા લાગ્યાં, ગાયો આરડવાનો અવાજ સંભળાવા લાગ્યો. 'ઇવાન! હવે પાછા ચાલો, નહીં તો મોડું થઈ જશે!' એમ કહી કહી અબદુલનો છોકરો ઝિલીનનો જીવ ખાઇ ગયો અને ઝિલીન કમને તેની સાથે પાછો ફર્યો.

હવે રસ્તો તો જાણી લીધો, એટલે બને તેટલું જલદી નાસી છૂટવું જોઈએ. કારણ અત્યારે અંધારિયું ચાલે છે. ચંદ્ર મોડો ઊગે છે. અને જો નાસવું જ છે, તો ધરમના કામમાં ઢીલ કેવી! આજે રાત્રે જ નાસી છૂટવું...એમ વિચારતો વિચારતો ઝિલીન ટેકરી ઊતરતો હતો ત્યાં તેણે તાર્તરોને ગામમાં જતા જોયા.

તાર્તરો સામાન્ય રીતે ઢોરોને હાંકતા હાંકતા ગામમાં પાછા ફરતા. તેમનાં મોં પર પ્રફુલ્લતા જણાતી. પણ આજે બધાનાં મોં ધૂંધવાયેલાં લાગતાં હતાં. તેઓ કોઈનું શબ લઈ આવ્યા હતા. પેલા લાલ દાઢીવાળા તાર્તરને ત્યાં તેમણે શબ મૂક્યું. તેના ભાઈને કોઈએ મારી નાખ્યો હતો. ઝિલીન એક બાજુ લપાઈને શું બને છે તે જોવા લાગ્યો. તેમણે મૃતદેહને એક સફેદ કપડામાં વીંટી દીધો અને પછી તેને ટેકરીની નજીકમાં ગામ બહાર આવેલા મેદાન જેવા ભાગમાં લઈ ગયા. ત્યાં તેમણે શબને ઝાડ નીચે મૂક્યું. પછી તેમણે ઘોર ખોદી. પેલો બુઢ્ઢો હાજી અને મુલ્લા ત્યાં આવી પહોંચ્યા હતા. તેમણે માથે પાઘડી જેવું પહેર્યું હતું અને બીજા તાર્તરોએ માથે કપડું વીંટાળી દીધું હતું. બધા આવી આવીને ઘૂંટણિયે પડી હારબંધ બેસતા ગયા.

સૌથી આગળ મુલ્લા બેઠા. તેની પાછળ પાઘડીવાળા ત્રણ તાર્તરો એક હરોળમાં બેઠા અને તેમની પાછળ છેલ્લી હરોળમાં બીજા તાર્તરો બેઠા. બધા આંખ ઢાળીને શાંતિથી બેઠા હતા.

સૌથી આગળ બેઠેલા મુલ્લાએ 'અલ્લાહ' એમ બોલી આંખ સહેજ ઊંચી કરી અને પાછી ઢાળી દીધી. બાકીના બધા શાંતિથી બેસી જ રહ્યા. મુલ્લા ફરી વાર 'અલ્લાહ' એમ બોલ્યા અને તેની સાથે જ બધા તાર્તરો સહેજ ઊંચું જોઇ 'અલ્લાહ! અલ્લાહ!' એમ બોલ્યા અને પાછા આંખ ઢાળીને શાંતિથી બેસી રહ્યા.

બધા તાર્તરો સામે પડેલા મુડદાની જેમ કોઇ પણ જાતના હલનચલન વગર સ્થિર બેઠા હતા. મંદ ગતિથી વાતા પવનથી હાલતાં પાંદડાંના સરસર અવાજ સિવાય બીજો કોઇ અવાજ સંભળાતો નહોતો. થોડી પળ નીરવ શાંતિમાં પસાર થઇ પછી તાર્તરો ઊઠ્યા. તે શબને ઉપાડીને ઘોર પાસે લાવ્યા અને પછી તેને અદબપલાંઠી વાળીને બેઠેલા માણસની જેમ બેસાડ્યું. પછી ધીમેથી, એમ બેઠી હાલતમાં જ, એને ઘોરમાં મૂકી દીધું.

તેમની સાથે આવેલો નોકર થોડાં ઝાંખરાં લઇ આવ્યો. ખાડામાં ઝાંખરાં નાખી તેની ઉપર બધાએ ભેગા મળી માટી નાખવા માંડી અને ખાડો પૂરી દીધો. માટીને પગ વડે ખૂંદીને જમીન સરખી કરી દીધી અને તે સ્થળે તેમણે એક ઊભો પથ્થર મૂક્યો. પછી બધા ફરીથી પહેલાંની જેમ ત્રણ હારમાં ગોઠવાઇ ગયા.

વાતાવરણ શાંત થઇ ગયું. થોડા સમય પછી 'અલ્લાહ! અલ્લાહ! અલ્લાહ!' એવા ત્રણ પોકારોએ શાંતિ તોડી. બધા ઊભા થઇ ગયા. પેલો લાલ દાઢીવાળો બેસી રહ્યો. તેણે બુઢ્ઢાને થોડા પૈસા આપ્યા અને પછી તે ઊઠ્યો. સાથે આણેલી ચાબુક તેણે કપાળ પર ત્રણ વખત અડાડી અને બધા સાથે ચાલવા માંડ્યું.

બીજે દિવસે સવારે ઝિલીને પેલા લાલ દાઢીવાળાને બીજા ત્રણ તાર્તરો સાથે ગામ બહાર જતો જોયો. તેઓ એક ઘોડી હલાલ કરવા માટે લઇ જતા હતા. ગામની બહાર નીકળ્યા પછી લાલ દાઢીવાળાએ ઝભ્ભો કાઢી નાખ્યો. અંગરખાની બાંય ચડાવી દીધી અને તેના માંસલ હાથ વડે છરીને પથ્થર પર ઘસવા માંડી. સાથે આવેલા ત્રણ જણાએ ઘોડીને ગળા આગળ પકડી રાખી અને પેલાએ તેનું ગળું એકે ઝાટકે કાપી નાખ્યું. ઘોડીનું ચામડું ઉતારી લેવામાં આવ્યું. ગામમાંથી તાર્તર બાઇઓ અને છોકરીઓ ત્યાં આવી પહોંચી અને તેમણે માંસને ધોઇને સાફ કરી તેના ઝીણા ઝીણા કટકા કર્યા. આ કટકા પેલા લાલ દાઢીવાળાને ત્યાં લઈ જવામાં આવ્યા અને ત્યાં આખું ગામ જાફત માટે ભેગું થયું.

ત્રણ દિવસ સુધી જાફત ચાલી. જાફત સમયે બધા ભેગા થતા, ઘોડાનું માંસ ઉડાવતા, બુઝા નામના તેમના પ્રિય દારૂની પ્યાલીઓ ચડાવતા અને છેવટે મૃતાત્માની શાંતિ માટે પ્રાર્થના કરતા.

ત્રીજે દિવસે બપોરે ઝિલીને તાર્તરોને બહાર જવાની તૈયારી કરતા જોયા. ઘોડા પલાણવામાં આવ્યા અને તાર્તરો ચાલી નીકળ્યા. કમભાગ્યે ઝિલીનનો માલિક અબદુલ ઘરે રહ્યો. અબદુલ ઘરે હતો છતાં આજની રાત છટકવા માટે અનુકૂળ હતી, કારણ હજુ અંધારિયું ચાલતું હતું.

આજે રાત્રે કોઈ પણ હિસાબે નાસી છૂટવું છે એમ વિચારી ઝિલીને કોસ્ટિલીનને પૂછ્યું, 'કોસ્ટિલીન! આજે તાર્તરો બહાર ગયા છે. નાસી છૂટવું છે?'

પણ કોસ્ટિલીન પાછો પડ્યો. તેણે કહ્યું, 'કેવી રીતે નાસી છૂટીએ? આપણને રસ્તાની ખબર નથી.'

'તને ખબર નથી, પણ મને ખબર છે.' ઝિલીને હિંમત આપતાં કહ્યું. 'તું રસ્તો જાણતો હોય તોપણ આપણે એક રાતમાં છાવણી સુધી પહોંચી શકીએ એમ મને નથી લાગતું.'

'તારી વાત બરાબર છે. પણ આપણે આજની રાત ચાલી દિવસે જંગલમાં લપાઈને સૂઈ રહીશું. જો, મેં થોડી ચીઝ સંતાડી સંતાડીને ભેગી કરી રાખી છે. અહીંયાં પડી રહેવાથી શું વળવાનું છે? તેં ઘરેથી પૈસા મગાવ્યા છે તે આવ્યા નથી. આવી જાય તો તો ઠીક છે, પણ જો તેઓ એટલી રકમ ન મોકલી શક્યા તો શું થશે? રશિયનોએ તેમનો એક માણસ મારી નાખ્યો તેથી તાર્તરો ચિડાયા છે. તને ખબર છે, તેઓ આપણને મારી નાખવાની વાતો કરતા હતા?'

કોસ્ટિલીન પર આ વાતની અસર થઈ અને આખરે તેણે રાત્રે નાસી છૂટવાની વાત મંજૂર રાખી.

*

## 5

કોસ્ટિલીનનું શરીર કંઇક સ્થૂલ હતું. સુરંગમાંથી તે નીકળી શકે એ માટે સુરંગ થોડી ખોદવી પડે તેમ હતું. ઝિલીન ધીમેથી સુરંગમાં ઊતરી ગયો અને તેને ખોદીને જરા પહોળી બનાવી દીધી. પછી બંને જણા ત્યાંથી નાસી છૂટવા માટેની તકની રાહ જોવા લાગ્યા.

તાર્તરોનો આ વાળુ કરવાનો સમય હતો. ગામમાં કોઇ દેખાતું નહોતું. બધા પોતપોતાના ઘરમાં ખાવાપીવાની ધમાલમાં હતા. ઝિલીન સુરંગમાં ઊતરી ચુપકીદીથી બહાર નીકળી ગયો અને પછી કોસ્ટિલીનને કહ્યું, 'કોસ્ટિલીન! સબ સલામત છે. ધીમેથી સરકી આવ, ગામમાં કોઇ નથી--બધા ઘરમાં છે.'

પણ કોસ્ટિલીન સુરંગમાં ઊતરવા ગયો તેની સાથે જ એક વજનદાર પથ્થર પણ સુરંગમાં ગબડ્યો. પથ્થર ગબડવાના અવાજથી માલિકનો જમ જેવો કાળિયો કૂતરો ભોં...ભોં...કરતો ત્યાં ધસી આવ્યો. તેનું ભસવું સાંભળી ગામનાં બીજાં કૂતરાં પણ ભસવા લાગ્યાં. ઝિલીને ગણતરીપૂર્વક આ કૂતરાની સાથે દોસ્તી બાંધી હતી અને તેને રોજ ટુકડો ખાવાનું નાખ્યા કર્યું હતું. તેણે ધીમેથી તેને બુચકાર્યો અને ચીઝનો એક ટુકડો નાખ્યો. કૂતરાએ ચીઝ ઉપાડી લીધી અને પૂંછડી પટપટાવતો ઝિલીન પાસે આવી ચીઝ ખાવા લાગ્યો.

કૂતરો ભસ્યો એટલે અબદુલ એઠા હાથે જ ઝૂંપડીમાંથી બહાર દોડી આવ્યો અને આમતેમ નજર નાખી કૂતરાને બોલાવવા લાગ્યો.

ઝિલીને કૂતરાને પકડી રાખી પંપાળ્યા કર્યો. કૂતરો ઝિલીન સાથે હળી ગયેલો હોવાથી શાંત થઇ ઝિલીનના હાથ ચાટવા લાગ્યો. બધું શાંત જોઇ અબદુલ પાછો ઘરમાં ચાલી ગયો.

ઝિલીન અને કોસ્ટિલીન એક ખૂણામાં લપાઇ રહ્યા. ગામમાં નજર નાખી પણ કોઇ તાર્તર બચ્ચો દેખાયો નહીં. ગામ શાંત હતું, માત્ર કોઢમાં બેં...બેં...કરતાં ઘેટાંનો અને બાજુમાં વહેતી નદીના પાણીના વહેણનો અવાજ સંભળાતો હતો. અંધારું જામતું જતું હતું, બીજનો ચંદ્ર ઊગીને ગામ નજીકની બે ટેકરીઓની વચ્ચે આથમી જવાની તૈયારીમાં હતો.

'ચાલ, હવે આપણે ચાલી નીકળીએ' એમ કહી ઝિલીને દબાતે પગલે ચાલવા માંડ્યું અને કોસ્ટિલીને પણ તેની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

આમ તેઓ ચાલી નીકળ્યા, પણ હજુ દસ ડગલાંય નહીં કપાયાં હોય ત્યાં મુલ્લાની બાંગ સંભળાઇ: 'અલ્લાહ્, બિસ્મિલ્લાહ્...ઈર્...રહમાન્...' એનો અર્થ એવો થયો કે લોકો મસ્જિદમાં ભેગા થવાના હોવા જોઇએ. તેથી બંને જણ સલામત જગ્યા જોઈ એક ઝૂંપડા પાછળ લપાઇ ગયા, અને ગામલોકો ત્યાંથી પસાર થઈ ગયા ત્યાં સુધી એમ ને એમ લપાઈ રહ્યા. બધા તાર્તરો મસ્જિદ તરફ ચાલ્યા ગયા એટલે ગામ પાછું શાંત થઈ ગયું.

ઈશ્વરનું નામ લઈ તેઓ ચાલી નીકળ્યા. કોઢ પાછળના વાડામાંથી તેઓ સીધા નદી તરફ ઊતરી ગયા અને ત્યાંથી નદી ઓળંગી સામે પાર પહોંચી ગયા. હવે તેમણે ખીણમાં રસ્તો કાપવા માંડ્યો.

તળેટીમાં ઘાડું ધુમ્મસ પથરાઈ ગયું હતું પણ ઉપર આકાશમાં ચમકતા તારા સાફ દેખાતા હતા. ઝિલીને તારાઓની દિશા પરથી તેમણે કઇ દિશા પકડવી જોઇએ તે નક્કી કરી લીધું. તળેટીમાં ઠંડક હતી અને વાતાવરણ ખુશનુમા હતું, તેથી ચાલવામાં મજા આવતી હતી. માત્ર તેમના ફાટેલાતૂટેલા જોડા ચાલવામાં અગવડરૂપ હતા. ઝિલીને જોડા કાઢીને ફેંકી દીધા અને ઉઘાડે પગે એક પછી એક પથ્થર ઠેકતાં ઝડપથી રસ્તો કાપવા માંડ્યો. કોસ્ટિલીન સહેજ પાછળ પડી ગયો.

‘ઝિલીન! જરા ધીમે ચાલ. આ રદ્દી જોડામાંથી ખીલીઓ ઊપસી આવી છે અને પગમાં ડંખે છે,’ તેણે કહ્યું.

‘તો જોડા કાઢીને ફેંકી દે. જોડા વગર ચાલવામાં સરળતા રહેશે.’ ઝિલીને ચાલતાં ચાલતાં પાછળ જોયા વગર જ જવાબ આપ્યો.

કોસ્ટિલીને જોડા ફગાવી દીધા, પણ એથી તેની મુશ્કેલી ઓર વધી ગઇ. તેના ફાટી ગયેલા પગમાંથી લોહી વહેતું હતું, હવે તેમાં પથરા વાગતાં પીડા વધી ગઇ. તે લંગડાતો લંગડાતો ચાલવા લાગ્યો અને ઝિલીનને પોતાના પગની ફરિયાદ કરી ધીમે ચાલવા વીનવવા લાગ્યો. ઝિલીન જરા અટક્યો અને પાછળ જોઇને કહ્યું, ‘જો તારા પગ ફાટી જશે તો તેની દવા થઇ શકશે, પણ જો પેલા તાર્તરો આપણને પકડી પાડશે તો આપણને બ્રહ્મા પણ ઉગારી શકવાનો નથી. માટે તું પગની પરવા કર્યા વગર ચાલ્યે રાખ....’

કોસ્ટિલીન કંઈ બોલ્યો નહીં. તેણે લંગડાતાં લંગડાતાં ઘસડાયા કર્યું. તેને પગમાં પીડા વધતી જતી હતી અને તેથી તેનાથી ઊંહકારા ભરાઈ જતા હતા.

ખીણમાં ને ખીણમાં તેમણે ઘણું અંતર કાપી નાખ્યું. પછી તેમણે રસ્તાની જમણી બાજુએ કૂતરા ભસવાનો અવાજ સાંભળ્યો. ઝિલીન અટકી ગયો, આમ તેમ નજર નાખી જોઇ અને પછી લપાતો લપાતો, ચાર પગે ચાલી રસ્તાની બાજુ પર જરા ઊંચાણવાળી જગ્યાએ પહોંચી ગયો.

‘ઓહ! આપણે તો ખોટે રસ્તે ચડી ગયા અને જમણી બાજુએ ઘણે દૂર સુધી નીકળી ગયા. અહીં તો મેં ટેકરી પરથી જોયું હતું તે બીજું ગામ આવી ગયું. હવે પાછા ફરી ડાબી બાજુની ટેકરી ચડી જવી જોઇએ. તે બાજુ જંગલ અને જંગલમાંથી પસાર થતો રસ્તો આવેલો હોવો જોઇએ.’ તેણે કોસ્ટિલીન પાસે આવી કહ્યું.

‘પણ થોડી વાર ઊભો રહે!’ કોસ્ટિલીને હાંફતાં હાફતાં કહ્યું. ‘મારો શ્વાસ જરા હેઠો પડવા દે. મારા પગ સાવ ચિરાઇ ગયા છે અને તેમાંથી ખૂબ લોહી નીકળ્યા કરે છે.’

‘એ પગની પરવા ન કરીશ. તારે વધારે ઝડપ કરવી જ પડશે, માત્ર પંજા પર ચાલ. આ રીતે...’ એમ કહી ઝિલીને પાછા ફરી પંજા પર ચાલી બતાવ્યું. થોડે દૂર જઈ તે ડાબી બાજુ વળ્યો અને તે તરફની ટેકરી તેણે ચડવા માંડી.

કોસ્ટિલીને પણ ઊંહકારા ભરતાં ભરતાં લંગડાતી ચાલે ઝિલીનની પાછળ ચાલવા માંડ્યું. ઝિલીન અટક્યો અને તેણે પાછળ નજર નાખી. કોસ્ટિલીનને ધીમી ચાલે ચાલતો જોઇ તેણે એક નિસાસો નાખ્યો, પછી પાછી ટેકરી ચડવા માંડી.

ટેકરી પર ઝિલીનની ગણતરી હતી તે જંગલ આવી પહોંચ્યું. ઝિલીન જરા થોભ્યો અને કોસ્ટિલીન આવી પહોંચતાં તેમણે જંગલમાંથી રસ્તો કાપવા માંડ્યો. ઝાંખરાં તોડી હટાવી તેમાંથી રસ્તો કરી તેઓ આગળ વધતા ગયા અને તેમનાં કપડાં ઝાંખરાંમાં ભરાઈને ફાટી ગયાં. આમ કરતાં કરતાં તેઓ જંગલમાં પડેલી એક કેડી પર આવી પહોંચ્યા. આ કેડી આપણને મુખ્ય રસ્તા પર લઈ જશે એવી ગણતરીથી તેમણે કેડીએ કેડીએ ચાલવા માંડ્યું.

તેઓ થોડું ચાલ્યા ત્યાં તેમણે કેડી પર ઘોડાના દાબડા જેવો અવાજ સાંભળ્યો. 'ઊભો રહે', એમ કહી ઝિલીને કોસ્ટિલીનને અટકાવી દીધો. બંને જણે અવાજ ક્યાંથી આવે છે તે સાંભળવા માટે કાન સરવા કર્યા. તેઓ અટક્યા તેની સાથે જ દાબડા સંભળાતા બંધ થયા. તેઓ ચાલ્યા કે તરત જ પાછા દાબડા સંભળાવા લાગ્યા, અટક્યા કે પાછા અટકી ગયા. ઝિલીને ધીમે પગલે ચાલી રસ્તા પર નજર કરી. રસ્તા પર જ્યાં કંઈક અજવાળા જેવું હતું ત્યાં તેણે કંઈક ઊભેલું જોયું. તે ઘોડા જેવું લાગતું હતું, પણ આબેહૂબ ઘોડો નહોતો. તેની ઉપર કંઈક વિચિત્ર આકાર બેઠો હોય એમ પણ લાગતું હતું, પરંતુ તે માણસ નહોતો! 'તો એ શું હશે?' એમ વિચારી ઝિલીન શાંતિથી તેની તરફ નજર નાખી ઊભો રહ્યો. તેણે ધ્યાનથી એ પ્રાણીને જોયા કર્યું અને તેના નસકોરાંના ફૂંફાડા સાંભળ્યા. પછી તેણે ધીમેથી સિસકારો કર્યો અને સિસકારો થતાંની સાથે જ તોફાની વંટોળિયો જેમ ઝાડની ડાળીઓ તોડી પાડે છે તેવા ડાળીઓ અને ઝાંખરાં તૂટવાના અવાજ સંભળાયા. પેલું પ્રાણી રસ્તા પરથી ઝાડીમાં કૂદી નાસી છૂટ્યું હતું. આ અવાજ સાંભળી કોસ્ટિલીન ડરી ગયો અને ઘૂંટણમાં માથું સંતાડી જમીન પર બેસી ગયો. ઝિલીન તેની પાસે ગયો અને હસતાં હસતાં કહ્યું, 'અલ્યા કોસ્ટિલીન! એ તો સાબર હતું. તેનાં શિંગડામાં ભરાઈને ડાળીઓ તડતડ કરતી તૂટી તે તેં ન સાંભળ્યું? તે આપણાથી ડરતું હતું અને આપણે તેનાથી ડરતા હતા.'

કોસ્ટિલીન ઊઠ્યો અને તેમણે પાછી મજલ કાપવા માંડી. રાત વહી ગઈ હતી, સપ્તર્ષિ આથમવાની તૈયારીમાં હતા, સવાર થવા આવી હતી અને તેઓ સાચે રસ્તે જ જઈ રહ્યા છે કે કેમ તેની પણ તેમને ખબર નહોતી. ઝિલીને એવો અંદાજ બાંધ્યો કે રશિયન છાવણી અહીંથી સાતેક માઇલ દૂર હોવી જોઈએ; તથા તાર્તરો જે રસ્તે તેમને પકડી લાવ્યા હતા તે રસ્તે જ તેઓ પાછા જઈ રહ્યા હતા. પણ તેનો અંદાજ સાચો જ છે એમ માનવાને કોઈ કારણ નહોતું; સાથે સાથે અંધારામાં રસ્તો શોધવામાં ગોથું ખાઈ જવાય એ સાવ સ્વાભાવિક હતું. થોડા સમયમાં તો તેઓ જંગલની વચ્ચે થોડી ખુલ્લી જમીનમાં આવી પહોંચ્યા. ખુલ્લી જમીન આવતાં કોસ્ટિલીન બેસી પડ્યો અને કહ્યું, 'ઝિલીન, તારે જેમ કરવું હોય તેમ કર, પણ મારાથી હવે એક ડગલુંય ભરાય એમ નથી. મારા પગ હવે સાવ નકામા થઈ ગયા છે.'

ઝિલીને તેને સમજાવી જોયો, પણ તેની કશી અસર ન થઈ.

‘ના, મારાથી નહીં જ ચલાય. મારી શ્રદ્ધા ડગી ગઈ છે. મારાથી ત્યાં સુધી પહોંચાશે એમ મને નથી લાગતું.’

કોસ્ટિલીનને આવી વાતો કરતો જોઈ ઝિલીન ચિડાયો અને કહ્યું, ‘તો ભલે, હું મારે એકલો ચાલી નીકળું છું, ઈશ્વર તારી રક્ષા કરે,’ આમ કહી ઝિલીન ચાલી નીકળ્યો.

કોસ્ટિલીન ઊઠ્યો અને તેણે પણ ઝિલીનની પાછળ પાછળ ચાલવા માંડ્યું. બંનેએ બીજા ત્રણ માઈલ કાપી નાખ્યા. હવે ધુમ્મસ ઘાડું થતું જતું હતું અને થોડે છેટે પડેલી વસ્તુ પણ સાફ દેખાતી નહોતી. આકાશમાં ચમકતા તારા ઝાંખા થતા જતા હતા.

એવામાં એકાએક ઘોડાના દાબડા સંભળાયા. જંગલમાંથી પસાર થતી આ પથરાળ કેડી પર કોઈ ઘોડેસવાર ધીમે ધીમે આવતો હોય તેમ દાબડાના અવાજ પરથી લાગ્યું. ઝિલીન જમીન પર સૂઈ ગયો અને અવાજની દિશા જાણવા સ્થિર ચિત્તે દાબડાના અવાજ સાંભળવા લાગ્યો.

‘ઘોડાના દાબડા આપણી તરફ આવતા હોય એમ લાગે છે’, તેણે કોસ્ટિલીનને કહ્યું.

બંને જણ કેડી પરથી બાજુની ઝાડીમાં ઊતરી પડ્યા અને સંતાઈ ગયા. થોડી વારે એક તાર્તર ઘોડા પર બેઠો બેઠો ગાય દોરી જતો જોવામાં આવ્યો. તે કંઈક ગણગણતો હતો.

‘પ્રભુકૃપાથી એ કૂતરો પસાર થઈ ગયો. ઊઠ એમ કહી ઝિલીને કોસ્ટિલીનને ઊભો કર્યો, પણ તેનાથી ઉઠાયું નહીં.

‘ઝિલીન! સાચું કહું છું, મારાથી હવે ચાલી શકાય એમ નથી, મને માફ કર’ તે કંઈક આવેશમાં મોટેથી બોલ્યો.

ઝિલીનને ધ્રાસકો પડ્યો.

‘એમ બૂમાબૂમ ન કર. પેલો હજુ બહુ દૂર નહીં પહોંચ્યો હોય. તે સાંભળી જશે તો બધી બાજી ઊંધી વળી જશે.’ તેણે કોસ્ટિલીનને ધીમેથી કહ્યું.

કોસ્ટિલીનનું સ્થૂળ શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું હતું. ધુમ્મસને કારણે તેને ઠંડી પણ ચડી ગઈ હતી અને તે ધ્રૂજતો હતો. તેના પગમાંથી લોહી વહ્યે જ જતું હતું અને તે સાવ નકામા થઈ ગયા હતા. ‘ખરેખર! આનાથી હવે એક ડગલુંય ભરાશે કે કેમ તે સવાલ છે. હવે શું થાય? મિત્રને છેહ દઈને ચાલ્યા જવું એ પણ બરાબર તો નથી જ.’ ઝિલીન મનોમન આમ વિચારતો હતો.

કોસ્ટિલીનને પીઠ પર ઉપાડી લેવાય તો કામ ચાલે, પણ તેનું વજન કંઈ ઓછું નહોતું. તેના પગમાંથી પણ લોહી વહ્યે જતું હતું અને તેય થાકી ગયો હતો. છતાં તેણે કોસ્ટિલીનને પીઠ પર નાખી દીધો અને ચાલવા માંડ્યું. વચ્ચે વચ્ચે તે અટકતો, પીઠ પરથી ખસી પડેલા કોથળાને મજૂર આંચકો મારી સરખો કરે તેમ કોસ્ટિલીનને પીઠ પર સરખો ગોઠવતો અને પાછો આગળ ચાલતો.

પેલો તાર્તર રસ્તા પરથી પસાર થયો ત્યારે કોસ્ટિલીન મોટેથી બોલેલો તે તેણે સાંભળ્યું હતું. ઝિલીને તેની પાછળ કોઈ દોડતું આવતું હોય એવા અવાજ સાંભળ્યા અને તેની સાથે સાથે તાર્તર બોલીમાં થતી વાતચીત પણ સાંભળી. ઝિલીન ઝપાટાબંધ દોડ્યો અને બાજુની ઝાડીમાં સંતાઈ ગયો. પણ કમભાગ્યે પેલો તાર્તર તેમને જોઈ ગયો અને તેણે તેમની પર ગોળી છોડી. સદ્ભાગ્યે તે નિશાન ચૂકી ગયો. પણ તેણે બીજા તાર્તરોને ભેગા કરવા બૂમાબૂમ કરી મૂકી.

'બસ! હવે ખેલ ખલાસ! આ કૂતરો બૂમાબૂમ કરી બધા તાર્તરોને ભેગા કરશે અને બધા મળી આપણને પકડી પાડશે. પણ બધા ભેગા થયા તે દરમિયાનમાં પણ આપણે બેએક માઈલ કાપી નાખીએ તો બચી જવાય...' ઝિલીને કોસ્ટિલીનને કહ્યું. પછી તેને વિચાર આવ્યો, 'જો મેં આ કોથળો ખભે નાખ્યા વગર એકલા એકલા ચાલવા માડ્યું હોત તો હું ક્યારનોય છાવણીએ પહોંચી ગયો હોત.'

તેનો આ વિચાર કોસ્ટિલીન સમજી ગયો હોય તેમ તેણે ઝિલીનને કહ્યું, 'ઝિલીન! મારે લીધે તું શા માટે દુઃખ વહોરી લે છે? મને મૂકીને ભાગી જા.'

'ના કોસ્ટિલીન, મારાથી એવું ન થાય. મિત્રને છેહ દઈ એ રીતે ભાગી જવું એ બરાબર નથી, પાપ છે.'

આમ કહી તેણે પીઠ પર બેઠેલા કોસ્ટિલીનને જરા આંચકો મારી ઉપર લીધો અને પછી બધી શક્તિ ભેગી કરી ઝડપથી ચાલવા માંડ્યું. આમ ને આમ તેણે બીજો અડધો માઈલ કાપી નાખ્યો. તેઓ હજુ જંગલમાં જ હતા અને જંગલનો છેડો દેખાતો નહોતો. હવે ધુમ્મસ આછું થઈ ગયું હતું અને આકાશમાં તારાઓ છેલ્લા પલકારા મારતા હતા. ઝિલીન થાકીને લોથપોથ થઈ ગયો હતો. એવામાં રસ્તાની એક બાજુએ ઝરણું આવ્યું. ઝરણાની પાળ પથ્થર ગોઠવી બાંધી દીધેલી હતી. ઝિલીને ત્યાં પહોંચી કોસ્ટિલીનને નીચે ઉતાર્યો અને થાક ખાવા બેઠો.

'મને જરા થાક ખાઈ પાણી પી લેવા દે. અહીં આપણે થોડી ચીઝ પણ ખાઈ લઈએ. હવે બહુ ઝાઝું અંતર કાપવાનું નથી. પેલા કૂતરાઓ પાછળ પડ્યા છે, પણ આ જંગલમાં આપણે છુપાતા છુપાતા નાસી જઈ શકીશું.' એમ કહી તે ઝરણા પાસે પાણી પીવા ગયો. પાણી પીવા માટે તે નીચે નમ્યો ત્યાં તો પાછળની બાજુએ ઘોડાઓ દોડતા આવતા હોય એવા અવાજ સંભળાયા. બંને જણ કેડીની જમણી બાજુએ આવેલી ઝાડીમાં સરકી ગયા અને ત્યાં એક સીધો ઊંચો પથ્થર હતો તેની પાછળ સંતાઈ ગયા.

ઘોડાના દાબડા અને તાર્તરોની વાતચીતના અવાજ નજીક આવતા ગયા અને પળવારમાં તો ચારપાંચ તાર્તરો ત્યાં આવી પહોંચ્યા. જ્યાંથી ઝિલીન અને કોસ્ટિલીન કેડી પરથી ઝાડીમાં ઊતરી પડ્યા હતા ત્યાં આવી તેઓ અટક્યા. તાર્તરોએ અંદર અંદર વાત કરી તેમની સાથેના કૂતરાને છૂટો મૂકવાનું નક્કી કર્યું. કૂતરો ગંધ પરથી કેદીઓ ક્યાં સંતાયા છે તે શોધી કાઢશે એમ તેઓ કહેતા હતા. તેમણે કૂતરાને છોડી મૂક્યો એટલે તે જમીન સૂંઘતો સૂંઘતો ઝાડીમાં કૂદી પડ્યો અને ઝાડીમાંથી રસ્તો કરતો કરતો અને જમીન સૂંઘતો સૂંઘતો ઝિલીન અને કોસ્ટિલીન સંતાયા હતા ત્યાં આવીને ભસવા લાગ્યો. તેને ભસતો સાંભળી તાર્તરો પણ ઘોડા પરથી

ઊતરી ઝાડીમાંથી રસ્તો કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે ઝિલીન અને કોસ્ટિલીનને પકડી લીધા અને તેમના હાથપગ તાણી બાંધ્યા. પછી તેમને ઘોડા પર નાખી તેઓ ગામ તરફ ચાલી નીકળ્યા.

સવાર થતાં તેઓ ગામમાં આવી પહોંચ્યા. ઝિલીન અને કોસ્ટિલીનને ગામની વચ્ચે બેસાડવામાં આવ્યા. ગામનાં છોકરાં તેમની ફરતે ફરી વળ્યાં અને ચિચિયારી કરતાં કરતાં તેમને કાંકરા તથા પથરા મારવા લાગ્યાં. કેટલાકે ચાબુક પણ ફટકારી!

અબદુલ હવે તેમની સામે જોઇ હસતો નહોતો, તેમ જ વાત પણ નહોતો કરતો.

બપોર થતાં તાર્તરો ભેગા થયા. ટેકરીની તળેટીમાંથી પેલો અણીદાર નાકવાળો બુઢ્ઢો હાજી પણ આવી પહોંચ્યો. બધા ભેગા મળી કોસ્ટિલીન અને ઝિલીનનું શું કરવું તેની ચર્ચા કરવા લાગ્યા. કેટલાકે એવી સલાહ આપી કે આ બન્ને કેદીઓને હજુ ઊંડાણના ગામમાં લઇ જવા જોઇએ; પણ પેલા બુઢ્ઢા હાજીએ તો તેમને મારી જ નાખવા જોઇએ એવી સલાહ આપી.

આ મારી નાખવાની વાત અબદુલને ન રુચી. બુઢ્ઢાની વાતનો વિરોધ કરી તેણે કહ્યું, 'મેં તેમને માટે પૈસા ખર્ચ્યા છે, એટલે મને તેનું વળતર મળી જવું જોઇએ. તેમને મારી નાખીએ તો મને શું મળે? એમણે પૈસા મંગાવ્યા છે, તે આવી જવા દો.'

બુઢ્ઢાએ આવેશમાં આવી જઇ કહ્યું, 'તેં પૈસા ખર્ચ્યા છે એ વાત ખરી, પણ તને એનું વળતર મળે એમ હું નથી માનતો. એમના પૈસા આવવાના નથી અને એ લોકો તારે માટે નવી ઉપાધિ નોતર્યા વગર રહેવાના નથી. તેમને મારી નાખો એટલે એ વાતનો અંત આવે. રશિયનોને ખવડાવવું એ પણ પાપ છે.'

બધા વીખરાયા એટલે અબદુલ ઝિલીન પાસે આવ્યો અને કરડી નજરે કહેવા લાગ્યો, 'જો તમારે ઘરેથી મંગાવેલા પૈસા પંદર દિવસમાં આવી નહીં જાય તો પછી આ ચાબખા ખાવા તૈયાર રહેજો.' એમ કહી તેણે તેમને ચાબુક બતાવી અને કહ્યું, 'જો ફરી પાછી ભાગી જવાની પેરવી કરી તો હું તમને જીવતા નહીં મૂકું. તેથી જો જીવતા રહેવું હોય તો ઘરે કાગળ લખો અને તેમાં સાફ સાફ લખો કે પંદર દિવસમાં પૈસા મળવા જ જોઇએ.'

તેમને કાગળ, કલમ અને શાહી લાવી આપવામાં આવ્યાં અને તેમણે કાગળ લખ્યા. તેમના પગમાં પાછી બેડી પહેરાવી દેવામાં આવી. તેમને મસ્જિદની પાછળ બારેક ચોરસફૂટનો ઊંડો ખાડો હતો તેમાં પૂરી દેવામાં આવ્યા.

*

## 6

હવે કપરામાં કપરા દિવસો શરૂ થયા. પગમાંની બેડી કાયમની થઈ પડી અને ખાડામાંથી બહાર નીકળવાનું ન હોવાથી સ્વચ્છ હવા દુર્લભ થઈ પડી. જેમ કોઢમાં ઢોર રાખવામાં આવે તેનાથીય બૂરી રીતે તેમને રાખવામાં આવતા હતા. સવારે એક તૂટેલા ડોલચામાં પાણી ઉતારવામાં આવતું અને દિવસમાં બે વખત કાચા રોટલા ખાડામાં ફેંકવામાં આવતા. તાર્તરોના કૂતરા પણ ન ખાય એવા આ રોટલા અને પાણીથી કેદીઓને ચલાવી લેવું પડતું.

ખાડો પણ ખાસ મોકળાશવાળો નહોતો. તેમાં ભેજ પણ સારા પ્રમાણમાં હતો તથા એક જાતની તીવ્ર દુર્ગંધ કાયમ આવ્યા કરતી. પરિણામે કોસ્ટિલીનના શરીર ઉપર સોજા આવી ગયા અને તે માંદગીમાં પટકાઈ પડ્યો. ખાડાના એક ખૂણામાં તે ઊંહકારા ભરતો માંદા ઢોરની જેમ પડી રહેતો અને તે ઊંઘી જતો ત્યારે જ તેના ઊંહકારા બંધ થતા. ઝિલીનની તબિયત પર પણ આ બંધિયાર હવામાનની થોડી અસર થઈ. તેને માટે આ પરિસ્થિતિ અસહ્ય થઈ પડી. વધુમાં અહીંથી છટકવા માટેની કોઈ આશા પણ ન રહી.

તેણે સુરંગ ખોદવાનો વિચાર કરી જોયો પણ તેમ કરતાં ભેગી થયેલી માટીનો નિકાલ શી રીતે કરવો એ સવાલ આડે આવ્યો. તેના માલિકે તો તેમને મારી નાખવાની ધમકી આપેલી જ હતી, એટલે તે જો આ માટી જોઈ જાય તો પછી મોત સિવાય બીજો કોઈ આરો ન રહે. એટલે સુરંગની યોજના પડતી મૂકવી પડી.

એક દિવસ ઝિલીન ખાડામાં બેઠો બેઠો પોતાના ભૂતકાળના મુક્ત જીવનના દિવસો કેવા મજાના હતા તે યાદ કરતો હતો તેવામાં તેના ખોળામાં કોઈકે રોટલો નાખ્યો. દરરોજ મળતા કાચા રોટલા કરતાં તે હજાર દરજ્જે સારો હતો. રોટલો કોણે ફેંક્યો તે જોવા માટે ઝિલીન ઉપર નજર કરે તેટલામાં તો તેના ખોળામાં ચેરીનાં ફળોનો વરસાદ વરસ્યો. ઝિલીને ઉપર જોયું તો દીના ખાડાની કોર પર ઊભી ઊભી હસતી હતી. ઝિલીનને જોઈ તે આનંદમાં આવી ગઈ અને કૂદકા મારતી મારતી ત્યાંથી ભાગી ગઈ. તે પરથી ઝિલીનને થયું, 'આ દીના મને મદદ કરી શકે કે કેમ?'

તેણે ખાડામાં એક ખૂણો સાફ કરી ત્યાં ગારો બનાવી રમકડાં બનાવવા માંડ્યાં. તેની કસબી આંગળીઓએ પળવારમાં ઘોડા, કૂતરા, ગાય, ઢીંગલા અને ઢીંગલીનો ઢગ બનાવી દીધો. 'દીના આવશે એટલે તેને આપીશ. એ રીતે સુરંગ ખોદવાનો પ્રયત્ન કરતાં નીકળેલી માટીનો પણ નિકાલ થશે.' એમ વિચારી ઝિલીન દીનાની રાહ જોવા લાગ્યો.

બીજે દિવસે દીના ન આવી. ઉપર ગામમાં પ્રવૃત્તિ વધી પડી હોય એમ લાગ્યું. રસ્તા પર ઘોડાના દાબડા સંભળાયા અને મસ્જિદ પાસે તાર્તરો ભેગા થયા. તેઓ મોટે મોટેથી ચર્ચા કરવા લાગ્યા. તેમની વાતમાં 'રશિયન' શબ્દ વારંવાર સાંભળવા મળતો હતો. પેલા બુઢ્ઢા હાજીનો અવાજ ઝિલીન પારખી શક્યો અને તેમની

વાતચીત પરથી તેણે અનુમાન પણ બાંધ્યું: રશિયન સૈનિકોની ટુકડી નજીકમાં આવી પહોંચી છે. તેઓ આ ગામ પર ચડી આવે એવી તાર્તરોને બીક છે. વળી આ રશિયન કેદીઓનું શું કરવું તે પણ તેમને સૂઝતું નથી.

થોડા સમય પછી બધા વિખેરાયા. ઝિલીન ખાડામાં બેસી રહ્યો હતો ને તેણે ખાડાના ઉપરના ભાગમાં કંઈક ખખડાટ જેવું સાંભળ્યું. તેણે ઊંચે નજર કરી તો બરાબર તેના માથા પર, દીના ઘૂંટણિયે પડી ખાડામાં ડોકિયાં કરતી જણાઈ. તેના ચોટલા અને ગળામાંનો હાર ખાડામાં લટકતાં હતાં અને તેની વચ્ચે દેખાતી ચમકતી તેજદાર આંખો કંઈક વિહ્વળ બનેલી લાગતી હતી. તેણે તેની બાંયમાં સંતાડી રાખેલી ચીઝ ઝિલીનના ખોળામાં ફેંકી. ઝિલીને તે ઝીલી લીધી અને કહ્યું, 'મેં તારા માટે રમકડાં બનાવી રાખ્યાં છે, સવારે કેમ નહોતી આવી?' આમ કહી તેણે એક પછી એક રમકડાં ઉપર ફેંકવા માંડ્યાં.

પણ દીનાને રમકડાં મળ્યાથી આનંદ થયો હોય એમ ન લાગ્યું. 'મારે એ રમકડાં નથી જોઈતાં' એમ કહી તેણે આજુબાજુ નજર નાખી કોઈ તેને જોતું તો નથી ને તેની ખાતરી કરી લીધી. પછી પોતાના એક હાથથી ગળું કાપતી હોય તેવો ઇશારો કરી કહ્યું, 'ઇવાન! એ લોકો તને મારી નાખવાના છે!'

'કોણ? મને શા માટે મારી નાખવા માગે છે?'

'મારા બાપને પેલા બુઢ્ઢાએ કહ્યું કે તારે એમને મારી જ નાખવા પડશે.'

'એમ! તો એક કામ કર. તારા ઘર પર એક મજબૂત વાંસ પડ્યો છે. જો મારી દયા આવતી હોય તો છાનીમાની જા અને વાંસ લઈ આવ.'

દીનાએ ડોકું ધુણાવી તેમ કરવાની ના પાડી અને કહ્યું, 'ના ઇવાન, મારાથી એવું નહીં બને.'

ઝિલીને હાથ જોડી કરગરતાં કરગરતાં કહ્યું, 'દીના, બેટા! ગમે તેમ કર, પણ મારું આટલું કામ કરી આપ. મારી આટલી માગ પૂરી કર.'

'પણ કેવી રીતે? બધા લોકો હજુ ગામમાં જ છે. મને વાંસ લાવતી કોઇ જોઈ જાય તો?' એમ કહી જાણે કોઇ આવી ચડ્યું હોય અને તેને જોઇ ગયું હોય તેમ દીના લપાતી લપાતી ત્યાંથી ભાગી ગઈ.

સાંજ પડી. ઝિલીન હવે શું થશે તેનો વિચાર કરતો કરતો ઊંચું જોઇ બેસી રહ્યો. રાત પણ પડવા આવી. આકાશમાં કોઈ કોઈ જગ્યાએ તારાઓ દેખાવા લાગ્યા. મુલ્લાની બાંગ સંભળાઈ અને વાતાવરણ શાંત થઈ ગયું. અત્યાર સુધી ઝિલીનને એવી આશા હતી કે દીના વાંસ લઈને આવશે પણ હવે તેણે આશા છોડી દીધી. 'એ છોકરી તેના બાપના ડરની મારી વાંસ નહીં લાવે' એમ વિચારી તે આડા પડવાની તૈયારી કરવા લાગ્યો.

એવામાં તેણે કંઈક ખડખડાટ સાંભળ્યો અને ખાડાની એક ધાર પરથી થોડી માટી ખાડામાં પડી. એક વાંસ ધીમે ધીમે સરકતો સરકતો સામી ભીંતે અથડાયો. ત્યાં થોડી વાર સુધી અથડાતો રહ્યો અને પછી સડસડાટ નીચે લપસી આવ્યો.

ઝિલીને ઉપર નજર નાખી. આકાશમાં તારા ટમટમી રહ્યા હતા. ખાડાની ધાર પર દીનાની બે આંખો, અંધારામાં બિલાડીની આંખો ચમકે છે તેમ ચમકી રહી હતી. તેણે ખાડામાં માથું નમાવી નાક પર આંગળી મૂકી ધીમેથી કહ્યું, 'ઇવાન! ઇવાન!'

'શું છે?'

'અવાજ ન કરીશ. ગામમાં બે જ જણ છે, બાકીના બહાર ગયા છે.' તેણે ધીમા સાદે કહ્યું.

આ સમાચાર જાણી ઝિલીનને ઘણી રાહત થઇ. તેણે કોસ્ટિલીનને કહ્યું, 'ચાલ, આજે છેલ્લો દાવ નાખી જોઇએ. અહીં પડ્યા પડ્યા ઢોરની જેમ જીવવું તે કરતાં...'

'ના ઝિલીન, મારાથી નહીં અવાય. મારામાં પડખું ફેરવવાનીય શક્તિ નથી રહી, પછી તારી જોડે ભાગવાનું તો ક્યાંથી જ બને?' કોસ્ટિલીને કહ્યું.

'તો ભલે. ભગવાન તારી રક્ષા કરે. મારે વિશે ખોટું ન માનીશ' એમ કહી ઝિલીને તેના સાથીને છેલ્લી સલામ કરી અને વાંસ પકડીને હલાવ્યો. વાંસનો ઉપરનો છેડો દીનાના હાથમાં હતો. તેની આંખો ચમકી ઊઠી. તેને વાંસ બરાબર પકડી રાખવાનું કહી ઝિલીને વાંસની મદદથી ઉપર ચડવા માંડ્યું. કોસ્ટિલીન પણ ઊઠ્યો. તેણે ઝિલીનને ટેકો આપ્યો ને ઝિલીન ખાડાની ધારે પહોંચી ગયો. દીનાના કુમળા હાથોએ તેનું ખમીસ પકડી લીધું અને ઉપર ખેંચ્યું. ઝિલીન ખાડાની બહાર આવી પહોંચ્યો. દીના હસતી હસતી તેની સામે ઊભી હતી. ઝિલીને ખાડામાંથી વાંસડો બહાર ખેંચી લઇ તેને આપ્યો અને કહ્યું, 'દીના! આ વાંસ પાછો જ્યાં હતો ત્યાં મૂકી આવ. નહીં તો તારા પર વહેમ જશે અને તને માર પડશે.'

દીના દબાતે પગલે વાંસ મૂકવા માટે ઘર તરફ ગઇ, એટલે ઝિલીને ટેકરી ઊતરવા માંડી. ઢોળાવ ઊતર્યા પછી સહેજ એકાંત જગ્યા આવી ત્યાં તે બેસી પડ્યો. એક અણીદાર પથ્થરથી તેણે પગમાંની બેડીનું તાળું તોડવા માંડ્યું. પણ તાળું ખૂબ મજબૂત હતું એટલે સહેજે ચસ્યું નહીં. ઝિલીને ટેકરી તરફથી કંઇ ખખડાટ આવતો સાંભળ્યો અને કોઇ આવતું હોય એમ તેને લાગ્યું: 'એ દીના જ હોવી જોઇએ.'

અને ખરેખર, એ દીના જ હતી. પળવારમાં તો તે ઝિલીન પાસે આવી પહોંચી અને ઝિલીનના હાથમાંથી પથ્થર ખૂંચવી લઇ કહેવા લાગી, 'ઇવાન, લાવ, મને તોડી જોવા દે!'

દીના હાથમાં પથ્થર લઇ તાળું તોડવા લાગી. તેના કુમળી ડાળી જેવા હાથ કેટલુંક જોર કાઢી શકે? થોડી માથાકૂટ કરી તેણે પથ્થર ફેંકી દીધો અને રડવા લાગી. ઝિલીન ઊઠીને પથ્થર લઇ આવ્યો અને પાછો તાળું તોડવા બેઠો. દીના ભીની આંખે તેની પાસે ખભા પર હાથ નાખી બેસી રહી.

ઝિલીને આકાશ સામે જોયું તો ટેકરીની પાછળનું આકાશ ગુલાબી રંગથી રંગાઇ ગયું હતું. ચંદ્ર ઊગવાની તૈયારીમાં હતો. 'ચંદ્ર ઊગે તે પહેલાં મારે ખીણમાં પહોંચી જવું જોઈએ' એમ વિચારી ઝિલીન ઊઠ્યો. પગમાં બેડી હોય કે ન હોય, મારે ચાલી નીકળવું જોઈએ' એમ વિચારી તેણે દીનાના હાથ પકડી લીધા અને કહ્યું, 'દીના! તને હું ક્યારેય નહીં ભૂલું, આવજે.'

દીનાએ પોતાની બાંયમાં સંતાડી રાખેલી ચીઝ બહાર કાઢી અને ઝિલીન સામે ધરી.

તેના કોમળ હાથમાંથી ચીઝ લેતાં લેતાં ઝિલીને કહ્યું, 'દીના! તને હું કેમ કરી ભૂલી શકીશ?' ચીઝને ગજવામાં મૂકી દીધા પછી ઝિલીને દીનાને સોડમાં લઈ લીધી. તેના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું, 'બેટા! હું જતો રહીશ પછી તને રમકડાં કોણ બનાવી આપશે?'

દીનાની આંખમાંથી ગંગાજમના વહેવા લાગ્યાં. તેણે પોતાના બે હાથની વચ્ચે મોં સંતાડી દીધું અને પાછી ફરી ગઈ. પછી એકદમ ચપળતાથી તે એક પછી એક પથ્થર ઠેકતી ઠેકતી ત્યાંથી ચાલી નીકળી. તેના ચોટલામાં ભરાવેલા સિક્કા એકબીજા સાથે અથડાઈને રણકવા લાગ્યા. આ રણકાર સાંભળતાં સાંભળતાં ઝિલીને અંધારામાં અદૃશ્ય થતી દીનાનો ઓળો જોયા કર્યો.

તે દેખાતી બંધ થઈ એટલે ઝિલીને ભગવાનનું નામ લઈ ચાલવા માંડ્યું. પગમાંની બેડી અવાજ ન કરે તે માટે તેણે તાળું હાથમાં પકડી રાખ્યું, અને એમ વાંકા વળીને ચંદ્રના ઊગવાની દિશા પકડી રાખી રસ્તો કાપવા માંડ્યો. જો સીધા એ દિશામાં ચાલ્યા જઈએ તો રશિયન છાવણી છ માઈલ કરતાં વધારે દૂર ન હોવી જોઈએ એવી ઝિલીનની ગણતરી હતી. 'ચંદ્ર ઊગે તે પહેલાં જો જંગલમાં પહોંચી જવાય તો પછી બેડો પાર થયો જાણવો,' એમ વિચારતાં વિચારતાં તેણે ચાલ્યા કર્યું. તેણે નદી પાર કરી ત્યારે ટેકરી પાછળનું આકાશ લાલ રંગ બદલીને સોનેરી થઇ ગયું હતું. હજુ ચંદ્ર ઊગ્યો નહોતો. ઝિલીને ચાલ્યે જ રાખ્યું. ચંદ્ર ઉપર આવ્યો અને ટેકરીઓમાં ચાંદની પથરાવા લાગી. ખીણની એક બાજુ ચાંદનીમાં સાફ દેખાવા લાગી. ચંદ્ર ઉપર આવતો ગયો તેમ તેમ ઝિલીનનો પડછાયો ટૂંકો થતો ગયો.

*ઝિલીને અંધારામાં અદૃશ્ય થતો દીનાનો*
*ઓળો જોયા કર્યો.*

ખીણના એક ભાગમાં ચાંદની પથરાઇ ગઇ હતી અને તેની સામેનો ભાગ હજુ ડુંગરાના પડછાયાને લીધે અંધારો લાગતો હતો. ઝિલીને તે અંધારાવાળા ભાગમાં લપાતાં લપાતાં ચાલવાનું ચાલુ રાખ્યું. તે ઉતાવળે ચાલતો હતો પણ ચંદ્ર તેનાથીય વધારે ઝડપથી ઊંચે ચડતો હતો. જમણી બાજુ આવેલી આખી ટેકરી ચાંદનીમાં સાફ દેખાતી થઈ ગઈ. ઝિલીન જંગલ સુધી પહોંચી ગયો પણ તેટલી વારમાં તો ચંદ્ર માથે આવી ગયો અને બધી ટેકરીઓ ચાંદનીની ચાદર તળે આવી ગઈ. જાણે દિવસ જ ન ઊગ્યો હોય! ઝાડ પરનાં પાંદડાં પણ ગણી શકાય એવી સાફ ચાંદની પથરાઇ ગઇ. દૂર પથરાળ માર્ગમાં વહેતી નદીના ખળખળ અવાજ સિવાય બીજો કોઇ જાતનો અવાજ સંભળાતો નહોતો. આવી નીરવ શાંતિમાં ઝિલીને ઘણો રસ્તો કાપી નાખ્યો.

ઝિલીન જંગલમાં પહોંચી ગયો ત્યાં સુધી તેને કોઇ મળ્યું નહીં. જંગલમાં બેચાર મોટાં ઝાડની ઓથે ભરાઇ તે નીચે બેસી પડ્યો.

તેણે થોડો આરામ કરી ગજવામાંથી દીનાએ આપેલી ચીઝ કાઢી અને તેમાંથી એક ચીઝ તે ખાઇ ગયો. શરીર સ્વસ્થ થતાં તેણે ફરી એક વાર તાળું તોડવાનો પ્રયાસ કરી જોયો, પણ તાળું ન ચસ્યું તે ન જ ચસ્યું. અવાજ ન થાય તે માટે તાળું હાથમાં પકડી રાખી તેણે પાછું ચાલવા માંડ્યું. આમ ને આમ વાંકા વાંકા એક માઇલ જેટલું અંતર કાપતાં તે થાકીને લોથ થઇ ગયો. તેના પગ અને કમ્મર દુખવા લાગ્યાં. દસ ડગલાં ચાલીને આરામ કરવો પડે એવી સ્થિતિમાં તે આવી પડ્યો. 'એમ બેસી પડ્યે નહીં ચાલે. મારામાં સહેજ પણ શક્તિ હોય ત્યાં સુધી મારે અટકવું ન જોઇએ. જો હું બેસી પડીશ તો મારાથી પાછું ઊભા નહીં થવાય. આખી રાત ચાલીશ. છાવણી સુધી નહીં પહોંચું તો દિવસ ઊગતાં જંગલમાં સંતાઇને ઊંઘી જઇશ. રાત પડતાં ફરી ચાલી નીકળીશ. ગમે તેમ થાય, અત્યારે આરામ કરવા જેવો નથી.' આમ વિચારતાં વિચારતાં તેણે આખી રાત ચાલ્યા કર્યું.

તેને રસ્તામાં બે તાર્તર ઘોડેસવાર મળ્યા, પણ ઘણે દૂરથી તેમને કળી જઇ તે ઝાડ પાછળ સંતાઇ રહ્યો અને એ રીતે સહીસલામત છટકી ગયો.

ચંદ્ર ઝાંખો થવા લાગ્યો અને ઝાકળ પડવા માંડ્યું. ચંદ્ર આથમી ગયો અને સવાર પડવાના એંધાણ સાફ જણાવા લાગ્યાં તોય ઝિલીન જંગલ વટાવી જઇ શક્યો નહીં. બસ, હવે માત્ર ત્રીસ ડગલાં ચાલવાં છે. પછી જે ઝાડ આવશે તેની નીચે આખો દિવસ કાઢી નાખીશ અને રાત્રે પાછો ચાલી નીકળીશ એમ વિચારી તેણે ડગલાં ગણવા માંડ્યાં.

પણ એ છેલ્લાં ત્રીસ ડગલાં તો ઝિલીનને જંગલને બીજે છેડે ખુલ્લી ટેકરી પર લઇ આવ્યાં. ટેકરીની નીચે સામું ખુલ્લું મેદાન જોઇ ઝિલીન રાજી રાજી થઇ ગયો. સૂરજ ઊગી ગયો હતો અને મેદાનમાં થોડે છેટે રશિયન છાવણી સાફ દેખાતી હતી. ટેકરી પણ બહુ ઊંચી નહોતી અને ટેકરીની તળેટીમાં કંઈક ધૂણી જેવું દેખાતું હતું.

ત્યાં તાપણી બુઝાવેલી હતી અને કેટલાંક માણસો ટોળે વળીને વાતો કરતા ઊભા હતા. ઝિલીને ધ્યાનથી જોયું. સૂર્યનાં પહેલાં કિરણોમાં તેણે બંદૂકની સંગીનો ચમકતી જોઈ. 'કોઝાક સૈનિકો!' ઝિલીનની આંખો ચમકી ઊઠી!

'હવે આ ખુલ્લી ટેકરી જ ઊતરવાની છે. ઈશ્વર કરે ને કોઈ તાર્તર બચ્ચો સામો ન મળે તો સારું' એમ વિચારી તેણે ટેકરી ઊતરવા માંડી. તે આમ વિચારતો હતો તે જ સમયે, તેનાથી બસોએક વાર જેટલે છેટે, ત્રણ તાર્તરો ડાબી બાજુને રસ્તે ટેકરી ચડતા જણાયા.

તાર્તરોએ પણ ઝિલીનને જોયો. તેમણે ઘોડાને એ દિશામાં વાળ્યા. ઝિલીને દોડતાં દોડતાં બૂમ મારવા માંડી, 'બચાવો!...સાથીઓ...દોડો...દોડો!...'

ટેકરીની તળેટીમાંના કોઝાક સૈનિકોએ આ બૂમ સાંભળી અને તેઓ મારતે ઘોડે તાર્તરો જે રસ્તેથી ઝિલીન તરફ આવતા હતા ત્યાં ફરી વળ્યા. પણ હજુ તાર્તરો નજીક હતા અને સૈનિકો દૂર હતા. ઝિલીને બધી શક્તિ ભેગી કરી પગમાંની બેડી હાથમાં લઈ છેલ્લી દોટ મૂકી. તે શું કરે છે તેનું પણ તેને ભાન નહોતું.

પચીસેક કોઝાક સૈનિકોને તીરવેગે ધસી આવતા જોઈ તાર્તરો પણ પાછા પળ્યા. ઝિલીન દોડીને સૈનિકો પાસે પહોંચી ગયો અને ઢગલો થઈ પડી ગયો.

સૈનિકો તેને ઘેરી વળ્યા. 'તું કોણ છે?' ક્યાંથી આવે છે?' 'તારું નામ શું?' વગેરે પ્રશ્નોની તેના પર ઝડી વરસી. પણ ઝિલીનમાં એકેય સવાલનો જવાબ આપવાના હોશ નહોતા. તે તો હજુ 'મિત્રો...બચાવો!...દોડો...' એમ જ બોલ્યા કરતો હતો.

દૂરથી ટેકરી પર ઊડતા ધૂળના ગોટા જોઈ રશિયન છાવણીમાંથી પણ સૈનિકો મારતે ઘોડે ત્યાં આવી પહોંચ્યા. બધા ઝિલીનને ઘેરી વળ્યા. એક જણ તેના પગમાંની બેડી તોડવા બેઠો અને બીજાએ તેને કામળો ઓઢાડ્યો. એકે તેને ખાવા માટે ચીઝ આપી અને બીજાએ વોડકા પાયો.

લશ્કરી અફસરોએ તેમના સાથીને ઓળખી કાઢ્યો. તેઓ તેને ઘોડા પર બેસાડી છાવણીમાં લઈ ગયા. ઝિલીનને પાછો આવેલો જોઈ સૈનિકો ખુશ ખુશ થઈ ગયા અને તેના મિત્રો તેને ઘેરી વળ્યા.

ઝિલીને પોતાની આપવીતી તેમને કહી સંભળાવી.

'...આમ હું પરણવા માટે ઘરે ગયો હતો અને સાસરે રહીને પાછો આવ્યો!' એમ કહી તેણે વાત પૂરી કરી અને પછી હસતાં હસતાં કહ્યું, 'એનો અર્થ એમ કે હું પરણું એ વિધિને પસંદ નહોતું!'

ઝિલીન પાછો લશ્કરી કામગીરીમાં લાગી ગયો. એકાદ મહિના પછી કોસ્ટિલીન પણ પાંચ હજાર રૂબલ ચૂકવી ત્યાંથી છૂટી આવ્યો. તેના માણસો તેને પાછો લાવ્યા ત્યારે તે મરવા વાંકે જીવતો હતો.

*

# 4. સજાને બદલે સાલિયાણું!

ભૂમધ્ય સમુદ્રના કિનારા પર, ફ્રાન્સ અને ઇટાલીની સરહદ પાસે મોનાકો નામનું એક નાનું સરખું રાજ્ય આવેલું હતું. એક સામાન્ય શહેર કરતાં પણ રાજ્યની વસ્તી ઓછી હતી: સાતેક હજાર જેટલી. રાજ્યનો વિસ્તાર પણ કંઈ બહુ મોટો નહોતો. જો રાજ્યની બધી જમીન તેના પ્રજાજનોને સરખે ભાગે વહેંચી આપવામાં આવે તો દરેક પ્રજાજનને ભાગે એક એક એકર જેટલી જમીન પણ આવે કે કેમ એ સવાલ હતો. નવાઈની વાત તો એ છે કે આ રમકડા જેવડા રાજ્યમાં રાજા પણ હતો; રાજા માટે રાજમહેલ હતો, દરબાર પણ ભરાતો, રાજ્યના મંત્રીઓ પણ હતા, પાદરી પણ હતો, લશ્કરી અધિકારીઓ હતા તથા નાનું સરખું લશ્કર પણ હતું.

આ લશ્કરમાં બધું મળીને સાઠ સૈનિકો હતા, છતાં તે લશ્કર કહેવાતું! વળી બીજાં રાજ્યોમાં હોય છે તેમ આ રાજ્યમાં પણ કરવેરા હતા: તમાકુ પર, દારૂ અને બીજાં કેફી પીણાંઓ પર, તથા મૂંડકાવેરો. આ રાજ્યના લોકો પણ દારૂ અને બીજાં પીણાંઓ પીતા અને સિગારેટો ફૂંકતા, પણ તેમની સંખ્યા ઘણી ઓછી હતી એટલે દારૂ અને બીજાં પીણાંઓ તથા તમાકુ પરના કરમાંથી રાજાને જોઇએ તેટલી આવક થતી નહોતી. એટલે આવક વધારવા રાજાને નવો કર નાખ્યા સિવાય છૂટકો નહોતો. જો તે નવો કર ન નાખે તો એ પોતે શું ખાય અને પોતાના દરબારીઓ, અધિકારીઓ, મંત્રીઓ વગેરેને શું ખાવા આપે એ સવાલ હતો. તેણે ઘણા વિચાર પછી જુગારખાનાંઓ પર કર નાખી નવી આવક ઊભી કરી. રાજ્યમાં ચાલતાં જુગારખાનાંમાં લોકો જુગાર રમવા આવતા. આ જુગારખાનાંમાં તેઓ જેટલી રકમ હોડમાં મૂકે તેમાં તેઓ જીતે કે હારે તેની સાથે જુગારખાનાના માલિકને કશી લેવાદેવા નહોતી. જુગારીઓ હારે કે જીતે, તેમણે હોડમાં મૂકેલી રકમના અમુક ટકા જુગારખાનાના માલિકને આપી દેવા પડતા. રાજા જુગારખાનાના માલિક પાસેથી મોટી રકમ કરવેરારૂપે વસૂલ કરતો. જુગારખાનાંના માલિકો આ રાજાને આવી રીતે મોટી રકમ કર પેટે આપતા, કારણ કે યુરોપમાં આ રાજ્ય સિવાય બીજાં બધાં રાજ્યમાં આવાં જુગારખાનાં ચલાવવા પર કાયદાથી પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. પહેલાં જર્મન પ્રજાસત્તાકમાં આવાં જુગારખાનાં ચલાવવાની છૂટ હતી, પણ છેલ્લાં થોડાંક વરસથી તેના પર પણ કાયદાથી પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. તેનું કારણ એ હતું કે આવાં જુગારખાનાં ઉપાધિરૂપ થઈ પડ્યાં હતાં. માણસ નસીબ અજમાવી જોવા ત્યાં આવતો, તેની પાસે હોય તેટલા બધા પૈસા હોડમાં મૂકતો, હારી જાય તો તેના હાથમાં ન હોય તેવી રકમ પણ હોડમાં મૂકતો, અને તે પણ હારી જાય ત્યારે નિરાશ થઈ જતો. પછી તે કૂવોહવાડો કરતો કે ફાંસો ખાઈને આપઘાત કરતો. તેથી જર્મનોએ આ જુગારખાનાં કાયદાથી બંધ કર્યાં અને તેની આવક જતી કરી. પણ મોનાકોના રાજાને કોઈ પૂછનાર નહોતું, એટલે જ્યારે બધે એવાં જુગારખાનાં બંધ થયાં ત્યારે તેણે પોતાની આવક માટે તેના પર કર નાખી તેને ઉત્તેજન આપ્યું. આ ધંધામાં તેનો કોઈ હરીફ રહ્યો નહીં.

હવે જુગારના શોખીનો જુગાર રમવા માટે મોનાકોનાં જુગારખાનાંમાં જવા લાગ્યા. જુગારીઓ હારે કે જીતે તેની રાજાને ચિંતા નહોતી. તેને તો તેમાંથી થતી આવક સાથે જ નિસ્બત હતી. 'તમે પરસેવાની કમાણીથી મહેલો બાંધી શકવાના નથી' એ કહેવત તદ્દન સાચી છે. જુગારખાનાંની આવક એ સારી વસ્તુ નથી એમ મોનાકોનો રાજાય જાણતો હતો પણ શું કરે? એ બંધ કરીને તે ક્યાં જાય? તેનેય જીવવું હતું, વળી તમાકુ, દારૂ અને બીજાં કેફી પીણાં પર કર નાખી આવક વધારવી

એ પણ સારી વસ્તુ તો નથી જ. એટલે એ રીતે સમાધાન મેળવી તેણે જુગારખાનાંની આવક મેળવવાનું ચાલુ રાખ્યું. તેની સંપત્તિ વધતી ગઈ અને હવે તે મહારાજા જેવા ઠાઠમાઠ ને દમામથી રહેવા લાગ્યો.

તેના રાજ્યમાં પણ મેળાવડા થતા, દરબાર ભરાતો, ખિતાબો એનાયત કરવામાં આવતા; રાજા ગુનેગારને સજા કરતો, માફી પણ આપી શકતો, લશ્કરની સલામી ઝીલતો; પ્રધાનમંડળ હતું, કાયદા હતા, ન્યાયની અદાલતો હતી. ફરક એટલો જ હતો કે બીજાં રાજ્ય કરતાં આ બધું નાના પાયા પર હતું.

જુગારખાનાંની ધીખતી આવક પર નભતા આ રાજ્યમાં એક દિવસ બે જુગારીઓ લડી પડ્યા અને તેમાંથી એક જણે બીજાનું ખૂન કર્યું. રાજ્યની પ્રજા શાંતિપ્રિય હતી અને આ અગાઉ રાજ્યમાં ક્યારેય ખૂનનો ગુનો બન્યો નહોતો. એટલે પહેલી જ વખત ખૂની પર કામ ચલાવવાનો પ્રસંગ આવ્યો. બીજાં રાજ્યની જેમ આ રાજ્યમાં પણ ન્યાયાધીશો, સરકારી વકીલો, બચાવપક્ષના વકીલો અને કાયદાના ધુરંધરો હતા. બધા ભેગા થયા અને અદાલતી રીતરસમ પ્રમાણે ન્યાયપુરઃસર મુકદ્દમો ચલાવવામાં આવ્યો. રાજ્ય તરફથી ફરિયાદ રજૂ કરવામાં આવી, બચાવપક્ષના વકીલે પોતાનો બચાવ રજૂ કર્યો અને અંતે ન્યાયાધીશે ચુકાદો આપ્યો: 'રાજ્યના કાયદા પ્રમાણે ગુનેગાર દોષિત સાબિત થાય છે. તેને ખૂનના ગુના માટે ઠરાવેલી દેહાંતદંડની સજા કરવામાં આવે છે. તેને ગિલોટીન {મોતની સજા પામેલા માણસને મારી નાખવા માટે ગિલોટીન નામના માણસે ફ્રાંસની ક્રાંતિ વખતે શોધેલું યંત્ર.} પર ચડાવી તેનું માથું ધડથી જુદું કરી નાખવું.' બીજે દિવસે ચુકાદા પર રાજાની મહોર મારવાની હતી. રાજાએ ચુકાદો વાંચ્યો અને કહ્યું, 'જો રાજ્યના કાયદા પ્રમાણે ગુનેગારને ગિલોટીન પર ચડાવવાનો હોય તો ચડાવવો જ જોઈએ.'

હવે એક મુશ્કેલી ઊભી થઈ. રાજ્ય પાસે ગિલોટીન નહોતું અને તેને ચલાવનાર જલ્લાદ પણ નહોતો. રાજાનું મંત્રીમંડળ ભેગું થયું અને તેમણે શું કરવું તેનો વિચાર કરવા માંડ્યો. આખરે એમ નક્કી થયું કે રાજાએ ફ્રાન્સની સરકારને લખવું કે, 'તમે અમારા રાજ્યને આ કામ માટે ગિલોટીન અને જલ્લાદ ભાડે આપી શકશો કે કેમ. જો આપી શકો તેમ હો તો તેનું ભાડું કેટલું થાય?'--એ મુજબનો પત્ર રવાના કરી દેવામાં આવ્યો. અઠવાડિયા પછી તેનો આ પ્રમાણે જવાબ આવ્યો: 'અમારી સરકાર તમારે જોઈતું મશીન અને જલ્લાદ પૂરાં પાડી શકશે. તે પેટે તમારે 16,000 ફ્રાંક આપવાના રહેશે તેની નોંધ લેશો અને મશીન ક્યારે મોકલવું તે જણાવશો.' પત્ર રાજાને બતાવવામાં આવ્યો ત્યારે રાજાએ કહ્યું, 'આ અભાગિયાને મારી નાખવા માટે આટલા બધા પૈસા તો શી રીતે ખરચી કઢાય?' પછી તેણે પ્રધાનોને બોલાવ્યા અને કહ્યું, 'આ કામ કંઈક સસ્તામાં પતાવી શકાય એમ નથી? જો આપણે તેને માટે સોળ હજાર ફ્રાંક ખરચી નાખીએ તો રાજ્યે દરેક નાગરિક પાસે વધારાના કર તરીકે બબ્બે ફ્રાંક વસૂલ કરવા પડે. લોકો એ બોજ સહન કરી લે એમ મને નથી લાગતું. અને નવો બોજ પડતાં તેમાંથી લોકલાગણી દુભાય અને હુલ્લડ ફાટી નીકળે એવો ભય છે. માટે કોઈ નવો અને સસ્તો ઉપાય વિચારી કાઢો.'

રાજાની આવી આજ્ઞા થતાં પ્રધાનો મુશ્કેલીમાં મુકાઈ ગયા. તેમની મૂંઝવણ વધી ગઈ. તેમની સભા મળી ત્યારે એક પ્રધાને સલાહ આપી, 'આપણે ઇટાલીના રાજાને ફ્રાંસની સરકારને લખેલો તેવો જ પત્ર લખો. ઇટાલીનો રાજા આપણો મિત્ર છે એટલે કદાચ ઓછું ભાડું લેશે.' બધાને આ વાત ગમી. ફ્રાન્સના રાજાને લખેલા કાગળની નકલ ઇટાલીના રાજાને મોકલી દેવામાં આવી. વળતી ટપાલે જવાબ આવ્યો: 'તમારી મશીનની અને જલ્લાદની જરૂરિયાત અમે ખુશીથી પૂરી

પાડીશું. ભાડા પેટે તમારે 12,000 ફ્રાંક ચૂકવવાના રહેશે. આ રકમમાં મશીન લાવવા લઈ જવાનું ભાડું તથા જલ્લાદની ટિકિટનો ખર્ચ પણ ગણી લેવામાં આવ્યો છે તે જાણશો.'

આ કંઈક સસ્તું હતું, તોય એક મુફલિસને મારી નાખવા માટે આટલો ખરચ કરવો એ કોઈ રીતે વાજબી નહોતું. આટલી રકમ ચૂકવવામાં આવે તોપણ તે અંગે નાગરિકો પર પડનારો વધારાનો બોજ કંઈ ખાસ હળવો નહોતો થતો. પ્રધાનમંડળ ફરી બોલાવવામાં આવ્યું. આ કામ હજુ ઓછા ખરચે શી રીતે થઈ શકે તેની વિચારણા શરૂ થઈ. એક સભ્યે સૂચવ્યું, 'માણસને મારી જ નાખવો છે તો પછી ગિલોટીન અને જલ્લાદની શી જરૂર? રાજ્યના એક સૈનિકને એ કામ ન સોંપી શકાય?'

લશ્કરના ઉપરીને બોલાવીને પૂછવામાં આવ્યું કે, 'એક માણસ મારી નાખવો છે. એવો સૈનિક આપી શકશો જે એનું માથું ધડથી જુદું કરી આપે? તેઓ આમેય હિંસા કરે છે, ખરેખર તો તેમને હિંસાની જ તાલીમ આપવામાં આવે છે.'

અધિકારી સૈનિકોને પૂછીને જવાબ આપવાનું કહી સૈનિકો પાસે ગયો. 'એક માણસનું માથું ધડથી જુદું કરવાનું છે, તમારામાંથી કોઈ એ કામ કરી શકશે?' તેણે તેના સિપાઈઓને પૂછ્યું. એકેય સિપાઈ તેમ કરવા તૈયાર ન થયો. તેમણે કહ્યું, 'અમને લડવાની તાલીમ આપવામાં આવે છે, પણ આજ સુધી અમે લડ્યા નથી. અમને ધડથી માથું જુદું કરતાં આવડતું નથી.' લશ્કરના ઉપરીએ પ્રધાનોને કહી દીધું કે તે એવો સૈનિક પૂરો પાડી શકે એમ નથી.

પ્રધાનો મૂંઝાયા. મૂંઝવણ ઉકેલવા તેમણે હવે એક કમિશન નીમ્યું, એક સમિતિ રચી તથા એક પેટાસમિતિની નિમણૂક કરી. બધાએ છેવટે એવો નિર્ણય બાંધ્યો કે ગિલોટીન અને જલ્લાદના ખરચમાંથી ઊગરવા માટે હવે એક જ રસ્તો છે. અને તે એ કે કેદીની ફાંસીની સજા રદ કરી તેને જન્મટીપની સજા કરો. એમ કરવાથી આપણે ખરચામાંથી ઊગરી જઈશું તથા રાજાએ સજા ઘટાડી આપી દયા બતાવી એવું પણ ગણાશે. આ વાત રાજાને જણાવવામાં આવી.

રાજાને યોજના પસંદ પડી અને તે પ્રમાણે કરવાનું નક્કી થયું. રાજાએ તેની ખાસ સત્તાની રૂએ સજા ઘટાડી આપી.

પણ હવે નવી મુશ્કેલી આવી! જન્મટીપના કેદીને આખો જન્મારો કેદમાં પૂરી રાખી શકાય તેવી જેલ રાજ્યમાં નહોતી. નાના ગુનાઓ માટે થતી સજા અંગે ગુનેગારોને પૂરી રાખવા કાચી જેલ હતી ખરી, પણ તે જોઈએ તેટલી મજબૂત નહોતી. આખરે એક મકાનની મજબૂત કોટડીને જેલમાં ફેરવી નાખવામાં આવી અને તેમાં પેલા કેદીને પૂરી દેવામાં આવ્યો. તેની ચોકી કરવા માટે એક ખાસ ચોકીદાર રોકવામાં આવ્યો અને તેણે ચોકી કરવા ઉપરાંત સવારસાંજ કેદીને ખાવાનું પણ લાવી આપવું એમ નક્કી થયું.

આમ ને આમ એક વરસ પસાર થઈ ગયું. રાજ્યના વાર્ષિક ઊપજ-ખર્ચનાં પાસાં જોતાં રાજાની નજર એક નવા ખરચ ઉપર પડી. આ ખરચ પેલા કેદી માટેના જેલના ભાડાનો, તેના ભોજનનો અને તેની ચોકી કરવા માટે રોકેલા ખાસ ચોકીદારના પગાર અંગેનો હતો. રકમ પણ નાની નહોતી. આંકડો છસો ફ્રાંક કરતાં પણ

વધારે હતો. અને કમનસીબી તો એ હતી કે કેદી હજુ હૃષ્ટપુષ્ટ હતો તથા બીજાં પચાસ વરસ ખેંચી કાઢે તેવો હતો. જો હિસાબ મૂકીએ તો મામલો ખૂબ ખરચાળ થઈ જતો હતો. એટલે રાજા ગભરાયો અને તેણે મંત્રીમંડળને આ વિશે વિચાર કરી જોવા જણાવ્યું, 'આ હરામખોરને કરેલી સજા ઘણી મોંઘી પડે છે. તમે બધા શું કરો છો? કંઈ નવો રસ્તો શોધી કાઢો જેથી રાજ્યની તિજોરીને આટલો બધો ખરચ ન વેઠવો પડે.'

મંત્રીઓ મૂંઝાયા. તેમની ત્રણેક બેઠક મળી પણ સજા સસ્તી કરવાનો કોઈ રસ્તો ન સૂઝ્યો. ચોથી સભામાં એક મંત્રીએ સૂચવ્યું, 'મને લાગે છે કે ગુનેગારની ચોકી કરવા માટે રાખેલા ચોકીદારનો ખરચ જ વધારે પડતો છે. આપણે ચોકીદારને છૂટો કરી દો.'

'અને પછી ગુનેગાર ભાગી જાય તો?' બીજાએ પૂછ્યું.

'તો ભલે ભાગી જાય. આપણે શું?'

બધા મંત્રીઓ એ વાત પર સંમત થયા. આ યોજના રાજા સામે રજૂ કરવામાં આવી. રાજાને તો ગમે તે રીતે ખરચ ઘટાડવો હતો, તેથી તેણે તરત જ યોજના મંજૂર કરી. ચોકીદારને છૂટો કરી દેવામાં આવ્યો અને કેદી શું કરે છે તે બધા જોવા લાગ્યા.

બરાબર જમવાના સમયે કેદી બહાર આવ્યો. ચોકીદાર નહોતો એટલે જાતે જ બારણું ખોલી બહાર નીકળ્યો. બહારનો દરવાજો કાયમ બંધ રહેતો હતો, પણ આજે તેણે ખુલ્લો જોયો. ચોકીદારની થોડી રાહ જોઈ તે સીધો રાજ્યને રસોડે ગયો, ત્યાં જે મળ્યું તે ખાઈ લઈ પાછો પોતાની જગ્યાએ આવી સૂઈ ગયો. બીજે દિવસે પણ એવું જ બન્યું. કેદી દરરોજ જમવાનો સમય થાય એટલે બહાર નીકળતો અને રાજ્યના રસોડે જમી આવી પાછો કોટડીમાં જતો રહેતો અને પોતાના હાથે જેલના દરવાજા બંધ કરી દેતો. તે નાસી જાય એવું એકે ચિહ્ન ન જણાતાં રાજા અને મંત્રીઓ મૂંઝાયા. હવે શું કરવું?

'હવે આપણે કેદીને બોલાવીને સાફ સાફ કહી દેવું જોઈએ કે અમે તને કેદમાં રાખવા માગતા નથી, માટે ભાગી જા.' મુખ્ય મંત્રીએ સલાહ આપી. ન્યાયાધીશે કેદીને બોલાવ્યો.

ન્યાયાધીશે પૂછ્યું, 'તું જેલમાંથી નાસી કેમ જતો નથી? તારી ચોકી કરનાર હવે કોઈ નથી. ચોકીદારને અમે રજા આપી દીધી છે. તું તારે મન ફાવે ત્યાં ભાગી જા, રાજા તને કંઈ કરનાર નથી.'

કેદીએ જરા વિચાર કર્યો અને પછી કહ્યું, 'હું માની લઉં કે રાજા મારી સામે કોઈ જાતનાં પગલાં નહીં લે, પણ હું ક્યાં જાઉં? શું કરું? તમે મારી ઉપર આરોપ મૂકી મને ફાંસીની સજા કરી એટલે મારી આબરૂને બટ્ટો લાગ્યો. લોકો મને ધિક્કારશે અને ઊભોય નહીં રાખે. ઉપરાંત, આટલો સમય જેલમાં પડી રહેવાથી હું કામકાજ કરવાનું પણ ભૂલી ગયો છું. તમે મારી સાથે સારો વર્તાવ કર્યો નથી એ બરાબર નથી કર્યું. પહેલાં તમે મને ફાંસીની સજા કરી તો પછી તમારે મને ગિલોટીન પર ચડાવી દેવો જોઈતો હતો. પણ તમે તેમ ન કર્યું અને મને જન્મટીપની સજા કરી. મેં તેની સામે કોઈ પણ જાતનો વાંધો ન લીધો અને ગિલોટીન પર ચડવાને બદલે

જેલમાં પુરાયો. જેલમાં પણ તમે સવારસાંજ ખાવાનું આપી જનાર ચોકીદારને છૂટો કરી દઈ મને મુશ્કેલીમાં મૂકી દીધો. અત્યારે મારે ભોજન માટે જેલ છોડી રાજ્યને રસોડે જવું પડે છે. તેની સામે પણ મેં આજ સુધી ફરિયાદ નથી કરી. હવે તમારી ઇચ્છા એવી છે કે મારે ભાગી જવું. પણ મારે નાસી નથી જવું, મારાથી એ બને એમ નથી. તમારા પ્રસ્તાવ સાથે હું સંમત થઈ શકતો નથી. તમારે જે કરવું હોય તે કરો. હું જેલ છોડીને ભાગી જવાનો નથી.'

ન્યાયાધીશે કેદીનો જવાબ મંત્રીમંડળ સમક્ષ રજૂ કર્યો. મંત્રીમંડળે ઘણો વિચાર કર્યો અને છેવટે એવો નિર્ણય કર્યો કે જો કેદી સાલિયાણું લેવા તૈયાર થાય તો તેને સાલિયાણું બાંધી આપવું અને અહીંથી ચાલી જવા કહેવું. વરસે છસો ફ્રાંકનું સાલિયાણું આપવું એવું પણ નક્કી થયું અને આખી યોજના રાજા સમક્ષ રજૂ કરવામાં આવી.

'રાજા સાહેબ! બીજો કોઈ રસ્તો નથી. આપણે ગમે તે રીતે કેદીને અહીંથી દૂર કરવો જોઈએ. જો તેને છસો ફ્રાંકનું સાલિયાણું બાંધી આપીએ તો અહીંથી એ બલા ટળે, એવું અમને લાગે છે.' રાજાએ યોજના મંજૂર રાખી અને કેદીને વાત જણાવી દેવામાં આવી.

'ભલે, તમારે એમ કરવું હોય તો મને વાંધો નથી પણ સાલિયાણું હું મરું ત્યાં સુધી નિયમિત મળતું રહેવું જોઈએ એ શરતે હું જેલ છોડીને ચાલી જવા તૈયાર છું.'

આમ વાતનો અંત આવ્યો. સાલિયાણાના ત્રીજા ભાગની રકમ અગાઉથી ચૂકવી દેવામાં આવી. એ રકમ લઈ કેદી મોનાકોનું રાજ્ય છોડી ચાલ્યો ગયો. રેલરસ્તે પા કલાકમાં તો તે બીજા રાજ્યમાં પહોંચી ગયો. ત્યાં મોનાકોની સરહદ પાસે જ તેણે જમીનનો ટુકડો વેચાતો લીધો. તેમાં બાગાયત ખેતી શરૂ કરી અને તેમાંથી થતી આવકમાંથી સુખેથી દિવસો ગુજારવા લાગ્યો. દર વરસે તે મોનાકો જઈ તેનું સાલિયાણું લઈ આવે છે. તેમાંથી મોનાકોના જુગારખાનામાં ત્રણચાર ફ્રાંક હોડમાં મૂકી કાં તો જીતે છે કે હારે છે. પછી પાછો પોતાની જમીન પર વસાવેલ ઘરે ચાલ્યો જાય છે અને ત્યાં સુખેથી દિવસો ગાળે છે.

એ માણસ એટલો નસીબદાર કે તેણે લોકોને માણસ મારી નાખવો પડે તો મારી નાખવાના, અને જિંદગીભર જેલમાં રાખવો પડે તો તેમ કરવા અંગેના ખરચની પરવા નથી કરતા એવા રાજ્યમાં ગુનો કર્યો નહોતો.

*

# ૫. જાદુઈ ડ્રમ

એક ખેડૂતને ત્યાં એમિલ્યાન નામે એક મજૂર કામ કરતો હતો. એક દિવસ તે ઘાસિયામાંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે એક દેડકું કૂદીને પગથી પર પડ્યું. એમિલ્યાનનો પગ તેના પર પડતાં રહી ગયો અને તેણે આગળ ચાલવા માંડ્યું. એવામાં તેને કોઈ પાછળથી બોલાવતું હોય તેમ લાગતાં તેણે પાછળ જોયું.

ત્યાં એક રૂપાળી છોકરી ઊભી હતી. તેણે કહ્યું, 'એમિલ્યાન! તું લગ્ન કેમ કરી લેતો નથી?'

'હું લગ્ન કેવી રીતે કરું? મારી પાસે મેં પહેર્યાં છે તેટલાં લૂગડાં સિવાય બીજી કંઇ પૂંજી નથી. મને દીકરી કોણ આપે?'

'મને તારી પત્ની તરીકે સ્વીકાર.' છોકરીએ કહ્યું.

એમિલ્યાનને છોકરી પસંદ પડી ગઈ હતી, એટલે તેણે કહ્યું, 'એમ થાય તોપણ મને ગમે. પરંતુ આપણે રહીશું ક્યાં અને ગુજારો શી રીતે કરીશું એ સવાલ છે.'

'એ બધાની ચિંતા કરવાથી શો ફાયદો?' છોકરીએ હસતાં હસતાં કહ્યું, 'માણસ મહેનત કરે અને આળસ ખંખેરી નાખે તો તેના ખપ પૂરતું તો તેને ગમે ત્યાં મળી રહે.'

'તો ભલે, આપણે લગ્ન કરી નાખીએ. બોલ! લગ્ન માટે ક્યાં જઇશું?'

'શહેરમાં જઈએ તો વધારે સારું.'

આમ લગ્નનું નક્કી થતાં એમિલ્યાન અને પેલી છોકરી શહેરમાં ગયાં. છોકરી એમિલ્યાનને શહેરને છેડે આવેલી એક ઝૂંપડીમાં લઇ ગઈ. તેમણે લગ્ન કરી લીધાં અને સાથે રહેવા લાગ્યાં.

એક દિવસની વાત છે. રાજા નગરમાં ફરવા નીકળ્યો હતો. તેની સવારી એમિલ્યાનની ઝૂંપડી પાસેથી પસાર થતી હતી ત્યારે એમિલ્યાનની ઘરવાળી રાજાની સવારી જોવા બહાર આવી. રાજાની નજર આ રૂપાળી છોકરી પર પડ્યા વગર ન રહી. આવા વિસ્તારમાં પણ આવી રૂપાળી બાઈ જોઈ રાજાને ઘણી નવાઇ લાગી.

તેણે સવારી ઊભી રખાવી કારભારીને પૂછ્યું, 'આ રૂપાળી છોકરી કોણ છે?' કારભારીએ તપાસ કરી જવાબ આપવાનું જણાવ્યું પણ રાજામાં તેટલી ધીરજ નહોતી. તેણે ઇશારાથી છોકરીને બોલાવી અને પૂછ્યું, 'તું કોણ છું?'

'એમિલ્યાનની ઘરવાળી.'

'તારો પતિ એમિલ્યાન શું કરે છે?'

'ખેડૂતને ત્યાં મજૂરી.'

'તો પછી, આટલી રૂપાળી હોવા છતાં તું એક ખેતમજૂરને શા માટે પરણી?' રાજાએ પૂછ્યું, અને પછી હસતાં હસતાં કહ્યું, 'તું તો રાજરાણી બનવાને લાયક છું.'

'તમારો આભાર. પણ એક ખેડૂતના મજૂરની ઘરવાળી હોવાનો મને સંતોષ છે. અમે સુખેથી રહીએ છીએ.'

રાજા આ જવાબથી શાંત થઇ ગયો અને ત્યાંથી ચાલ્યો ગયો. તે મહેલમાં પહોંચ્યો પણ એમિલ્યાનની પત્ની તેના મનમાંથી ખસતી નહોતી. તેને આખી રાત ઊંઘ ન આવી. એમિલ્યાનની પત્નીને કેવી રીતે મેળવવી તેના વિચારમાં ને વિચારમાં સવાર થઇ ગયું. સવાર થતાં જ તેણે તેના સેવકોને બોલાવ્યા અને એમિલ્યાનની પત્ની મેળવવા માટે કંઇક રસ્તો શોધી કાઢવા કહ્યું.

સેવકોએ કહ્યું, 'એમાં તે શી મોટી ધાડ મારવાની છે? એમિલ્યાનને આપણા મહેલમાં કામ કરવા માટે બોલાવો. અમે તેની પાસે એવી સખત મજૂરી કરાવીશું જેથી તે મરી જ જાય. તેમ થતાં તેની પત્ની વિધવા થઇ જશે અને તમે તેની સાથે પરણી શકશો.'

રાજાને સલાહ પસંદ પડી. તેણે ઘટતો હુકમ કાઢી આપ્યો. રાજાના સિપાઈઓ એમિલ્યાનને ત્યાં આવ્યા અને હુકમ વાંચી સંભળાવ્યો: આવતી કાલથી એમિલ્યાને રાજમહેલમાં મજૂરી કરવા માટે આવવું. મજૂરીમાં રાજમહેલના મુકાદમ જે કામ સોંપે તે તેણે કરવું. મજૂરી રાજ્યના ધારાધોરણ મુજબ ચૂકવવામાં આવશે. એમિલ્યાન મજૂરી કરવા આવે ત્યારે તેણે તેની પત્નીને પણ સાથે લેતા આવવું.

હુકમ સાંભળી એમિલ્યાનની ઘરવાળીએ કહ્યું, 'એમિલ્યાન, તું જા, પણ હું ત્યાં નહીં આવું. અને ગમે તે થાય પણ ત્યાં રોકાતો નહીં. રાત્રે પાછો ઘરે આવી રહેજે.'

બીજે દિવસે સવાર થતાં જ એમિલ્યાન મહેલ તરફ ચાલી નીકળ્યો. તે મહેલમાં પહોંચ્યો કે તરત જ મુકાદમે પૂછ્યું, 'રાજાના હુકમમાં તારી પત્નીને પણ સાથે લાવવાનું લખ્યું હતું. તે કેમ નથી આવી?'

એમિલ્યાને તે વાતનો કંઈ જવાબ આપ્યો નહીં. મુકાદમે પણ પછી ઝાઝી ટક ટક કરી નહીં. તેને એકલાને બે માણસ જેટલું કામ સોંપી મુકાદમ ચાલ્યો ગયો. એમિલ્યાને કામ શરૂ કર્યું ત્યારે સાંજ સુધીમાં કામ પૂરું કરી શકશે એવી તેને આશા નહોતી. પણ સાંજ થતાં તો બધું કામ પૂરું થઇ ગયું. કામ પૂરું થઇ ગયેલું જોઇ મુકાદમને નવાઇ લાગી અને બીજા દિવસ માટે ચાર માણસના કામ જેટલું કામ સોંપવામાં આવ્યું.

એમિલ્યાન ઘરે પહોંચ્યો ત્યારે તેની પત્નીએ ઘર વાળીઝૂડીને સાફ કરી રાખેલું હતું. રસોઈ પણ તૈયાર હતી અને ઘરવાળી તેની રાહ જોતી જોતી કંઈક સીવી રહી હતી. તેણે એમિલ્યાનને આવેલો જોઈ પાટલો ઢાળ્યો, ભાણું પીરસ્યું અને સારી રીતે જમાડ્યો. પછી તેણે પણ જમી લીધું. ત્યાર બાદ તેણે એમિલ્યાનને પૂછ્યું, 'રાજમહેલમાં કેવું કામ સોંપવામાં આવ્યું હતું?'

'એની વાત જવા દે. તેમણે બે માણસનું કામ મને એકલાને સોંપ્યું હતું. આવતી કાલ માટે મને આજથીય બમણું કામ સોંપ્યું છે. તેઓ મને કામના બોજા નીચે કચડી મારશે એમ લાગે છે.'

'ગમે તેટલું કામ સોંપે, કામની ચિંતા ન કરીશ. આઘુંપાછું જોયા સિવાય અને કેટલું કામ થઈ ગયું અને કેટલું બાકી છે તેની ગણતરી કર્યા સિવાય કામ કર્યા કરજે. બધું ઠીક થઈ રહેશે.' એમિલ્યાનની પત્નીએ આશ્વાસન આપતાં કહ્યું.

એમિલ્યાન સવારે ઊઠીને મહેલમાં ગયો. મહેલમાં પહોંચી તેણે આઘુંપાછું જોયા વગર સાંજ સુધી કામ કર્યે રાખ્યું. અને જુઓ! સાંજ સુધીમાં બધું કામ પૂરું થઈ ગયું. કામ પતાવી અંધારું થાય તે પહેલાં તો તે પાછો ઘેર પહોંચી ગયો.

આ રીતે એમિલ્યાનને દરરોજ વધારે ને વધારે કામ સોંપવામાં આવતું, પણ તે સાંજ થતાં સુધીમાં કામ પૂરું કરી નાખતો અને અંધારું થાય તે પહેલાં તો ઘેર પહોંચી જતો. આમ ને આમ એક અઠવાડિયું થઈ ગયું. રાજાના માણસોને લાગ્યું કે મહેનતનું કામ કરાવી આને મારી નાખવાનું શક્ય નથી. એટલે હવે તેમણે એમિલ્યાનને જેમાં આવડતની જરૂર પડે તેવાં કામો સોંપવા માંડ્યાં. પણ તેનાથીયે કાંઈ વળ્યું નહીં. સુથારીકામ, કડિયાકામ, ધાબું ભરવાનું કામ વગેરે ઘણાં કામો તેમણે એમિલ્યાનને સોંપી જોયાં; પણ એમિલ્યાન પાછો પડ્યો નહીં. સવાર થતાં તે કામે લાગી જતો અને સાંજે કામ પતાવી પોતાની પત્ની પાસે પહોંચી જતો. આમ ને આમ બીજું અઠવાડિયું પણ પસાર થઈ ગયું.

રાજાએ તેના સેવકોને બોલાવ્યા અને કહ્યું, 'શું હું તમને મફતના રોટલા ખવડાવું છું? બબ્બે અઠવાડિયાં થઈ ગયાં પણ તમે કંઈ કર્યું હોય એમ મને નથી દેખાતું. અને પેલો તો દરરોજ સાંજે મસ્તરામ બની ઘરે જાય છે! શું તમે મારી મશ્કરી કરવા માગો છો?'

નોકરો ગલ્લાંતલ્લાં કરવા લાગ્યા: 'રાજા સાહેબ! એને સખત મહેનતનાં કામ સોંપીને પૂરો કરવા અમે ઘણું કરી જોયું, પણ એ બંદાને કંઈ અડતું નથી. તેને ગમેતેવું કામ સોંપીએ પણ જાણે સાવરણીથી કચરો વાળતો હોય તેવી આસાનીથી તે બધાં કામો કરી નાખે છે. ભારેમાં ભારે મહેનતનાં કામથી પણ તે થાકતો નથી. પછી અમે તેને આવડતનાં કામો સોંપી જોયાં. અમને હતું કે તે એ કામો નહીં કરી શકે, પણ એણે એ કામ પણ કરી આપ્યાં. તમે તેને મહેનતનાં કે આવડતનાં કામો સોંપો તેનાથી કંઈ વળવાનું નથી. તે બધાં કામ પાર પાડી આપશે. તે શી રીતે આમ કરી શકે છે એની અમને પણ સમજ પડતી નથી. તેને અથવા તો તેની પત્નીને કંઈ જંતરમંતર આવડતાં લાગે છે. અમે પણ હવે તો તેનાથી તંગ આવી ગયા છીએ અને તે કોઈ પણ હિસાબે ન કરી શકે એવું કામ શોધી રહ્યા છીએ. હવે અમારો

એવો વિચાર છે કે તેને એક જ દિવસમાં મોટું દેવળ ઊભું કરવા કહેવું. એક દિવસમાં દેવળ થોડું જ ઊભું કરી શકાવાનું છે? તમે તમારા દૂતને એને ત્યાં મોકલો અને એવો સંદેશો કહેવડાવો કે તેણે આવતી કાલે તમારા મહેલની સામેની ખાલી જગ્યામાં મોટું દેવળ ઊભું કરી આપવું. અને તે એમ કરી શકવાનો નથી તેથી રાજઆજ્ઞાના ભંગનો આરોપ મૂકી તેનું માથું ધડથી જુદું કરી નાખીશું.

રાજાએ એમિલ્યાન પર ફરમાન કાઢ્યું: 'આ રાજઆજ્ઞા છે. રાજમહેલની સામેની ખુલ્લી જમીનમાં તું એક દેવળ ઊભું કરી આપ. આવતી કાલ સાંજ સુધીમાં દેવળ તૈયાર થઇ જવું જોઇએ. જો તું તે પ્રમાણે કામ કરી શકીશ તો તને મોટું ઇનામ આપવામાં આવશે, પણ જો દેવળ તૈયાર નહીં હોય તો તારું માથું ધડથી જુદું કરી નાખવામાં આવશે.'

રાજાનો આવો હુકમ સાંભળી એમિલ્યાન ઠરી ગયો. તેને થયું કે હવે આપણી ઘડીઓ ગણાઈ રહી છે. તેણે તેની પત્નીને કહ્યું, 'ચાલ! તૈયાર થઈ જા. આપણે આ રાજ્યમાં રહેવું નથી. અહીંથી નાસી નહીં છૂટીએ તો કાલે એ લોકો મને વગર વાંકે મારી નાખશે.'

'આટલા બધા ડરો છો કેમ?' તેની પત્નીએ પૂછ્યું, 'અને અહીંથી ચાલ્યા જવાથી શું વળવાનું છે?'

'ડરું નહીં તો શું કરું? રાજાએ મને આવતી કાલે એક જ દિવસમાં મોટું દેવળ ઊભું કરી આપવાની આજ્ઞા કરી છે. જો હું તેમ નહીં કરું તો તે મને મારી નાખશે. એટલે હવે એક જ રસ્તો છે. આપણી પાસે હજુ સમય છે તે દરમિયાન આપણે અહીંથી નાસી જઇએ.'

પણ તેની પત્નીએ તેમ કરવાની ના પાડી અને કહ્યું, 'રાજા પાસે સૈનિકોનો તોટો નથી. તેઓ આપણે ગમે ત્યાં જઇશું તોપણ પકડી પાડશે. આપણે તેમના હાથમાંથી છટકી શકવાનાં નથી. મને તો લાગે છે કે આપણામાં સહેજ પણ શક્તિ હોય ત્યાં સુધી રાજાની આજ્ઞા માનવી.'

'પણ જે કામ મારી શક્તિ બહારનું હોય તે માટેની આજ્ઞા શી રીતે પાળવી?'

'ભલા માણસ! આમ નિરાશ ન થા. ખાઈ લે અને નિરાંતે ઊંઘી જા. સવારની વાત સવારે. વહેલી સવારે કામે ચડી જજે, દેવળ તૈયાર થઈ જશે.'

એમિલ્યાન ઊંઘી ગયો. સવાર થતાંમાં તો તેની પત્નીએ તેને ઉઠાડ્યો અને કહ્યું, 'જલદી જલદી મહેલે પહોંચી જા. ત્યાં દેવળ તૈયાર છે. દેવળમાં થોડું થોડું કામ બાકી છે તે દિવસ દરમ્યાન કરી નાખજે--એટલે દેવળ તૈયાર.'

એમિલ્યાન રાજમહેલ પાસે પહોંચ્યો ત્યારે તેણે મહેલની સામેના ખુલ્લા મેદાનમાં એક મોટું દેવળ જોયું. દેવળનું બાંધકામ પૂરું થઈ ગયું હતું. કેટલીક જગ્યાએ છેવટનું નકશીકામ કરવાનું બાકી હતું. એમિલ્યાને તે કામ પતાવ્યું. એટલે સાંજ થતાંમાં દેવળ તૈયાર થઈ ગયું.

રાજા સાહેબ સવારે ઊઠીને અટારીમાં આવ્યા ત્યારે તેમણે મહેલની સામે મોટું દેવળ ઊભું થઇ ગયેલું જોયું. એમિલ્યાન દેવળની એક દીવાલ પર કંઇક નકશીકામ કરી રહ્યો હતો. એને જોઇ રાજાને ખૂબ ગુસ્સો ચઢ્યો. હવે રાજાની આજ્ઞાના ભંગના આરોપ નીચે એમિલ્યાનને મારી નાખી શકાશે નહીં અને પોતે એની પત્નીને પરણી શકશે નહીં, એ વિચારે રાજા લાલપીળો થઇ ગયો. તેણે તેના સેવકોને બોલાવ્યા અને કહ્યું, 'એમિલ્યાને તમે સોંપેલું કામ પૂરું કર્યું. હવે તેને મારી નાખવા માટે મારી પાસે કોઈ બહાનું રહેતું નથી. આ દેવળ બાંધવાનું અશક્ય કામ પણ તેણે કરી આપ્યું. હવે તમે કંઈ નવું કામ શોધી કાઢો અને એને પૂરો કરો. નહીં તો હવે મારે તમારાં માથાં ધડથી જુદાં કરી નાખવાં પડશે.'

રાજાના માણસોએ હવે નવી જાળ પાથરી. તેમણે એમિલ્યાનને મહેલની ફરતે વહેતી નદી અને તેમાં વહેતાં વહાણો લાવી આપવાનું કહ્યું. રાજાએ પહેલાંની જેમ આ કામ માટે પણ વટહુકમ બહાર પાડી દીધો, 'જો તું એક દિવસમાં દેવળ ઊભું કરી આપે છે, તો આ કામ પણ સહેજે કરી શકીશ. કાલે સાંજે એટલું તૈયાર જોઇએ. જો કસૂર કરી તો ફાંસીનો માંચડો તૈયાર જ છે.'

એમિલ્યાન આ સાંભળી ખૂબ નિરાશ થઇ ગયો. દુ:ખી મને તે ઘેર પાછો ફર્યો. તેનું દુ:ખ કળી જઈ પત્નીએ પૂછ્યું, 'કેમ? વળી પાછું શું દુ:ખ આવી પડ્યું? રાજાએ કંઈ નવું કામ સોંપ્યું કે શું?'

એમિલ્યાને રાજાએ સોંપેલા નવા કામની વાત કરી કહ્યું, 'હવે આપણે આ રાજ્યમાંથી નાસી છૂટવું જોઇએ.'

તેની પત્નીએ જૂની વાત ફરી યાદ કરાવી અને કહ્યું, 'રાજાના સિપાઇઓ આપણે જ્યાં જઇશું ત્યાંથી આપણને પકડી પાડશે. એટલે રાજાની આજ્ઞામાંથી છટકવાનું ન હોય, તેને તો તાબે જ થવાનું હોય.'

'પણ તું જ કહે, આ કામ શી રીતે થવાનું છે?' એમિલ્યાને પૂછ્યું.

તેની પત્નીએ હસતાં હસતાં કહ્યું, 'નાહકના દુ:ખી ન થશો. અત્યારે વાળુ કરી લો અને સૂઈ જાઓ. સવારની વાત સવારે. ચિંતા ન કરશો, બધું ઠીક થઈ રહેશે.'

*એમિલ્યાને પત્નીએ આપેલી તકલી દાદીમાને આપી દીધી અને આખી વાત માંડીને કહી સંભળાવી.*

એમિલ્યાન સૂઈ ગયો. સવારમાં તેની પત્નીએ તેને ઉઠાડ્યો અને કહ્યું, 'મહેલ પાસે જાઓ. ત્યાં બધું તૈયાર છે. નદી પણ થઈ ગઈ છે અને તેમાં વહાણો પણ ફરતાં થઈ ગયાં છે. મહેલની સામે વહાણ લાંગરવાનું બારું છે. ત્યાં એક જગ્યાએ થોડી જમીન સરખી કરવાની છે. પાવડાથી એટલી જમીન સરખી કરી નાખો એટલે સાંજ સુધીમાં રાજાએ સોંપેલું કામ પૂરું થઈ જશે.'

સવારમાં અટારીમાં આવીને રાજાએ જોયું તો પહેલાં જ્યાં નદી નહોતી ત્યાં નદી વહેતી થઈ ગઈ હતી અને તેમાં વહાણો પણ ફરતાં હતાં. બીજી તરફ વહાણના ધક્કા પાસે એમિલ્યાન પાવડાથી જમીન સરખી કરતો હતો. રાજાને નદી અને વહાણો જોઈ નવાઈ લાગી, પણ આનંદ ન થયો. એને તો પોતે એમિલ્યાનને પરાજિત કરી તેની પત્ની ન મેળવી શક્યો તેનું દુ:ખ કોરી ખાતું હતું. 'એવું એકેય કામ નથી જે તે ન કરી શકે. હવે શું કરવું?' એમ વિચારી તેણે પંડિતોને ભેગા કર્યા અને બધી વાત કરી. છેવટે કહ્યું, 'કંઈ એવું કામ શોધી કાઢો જે એમિલ્યાન ન કરી શકે. એ આપણી બધી યોજના ધૂળમાં મેળવી દે છે અને હું તેની પત્ની મેળવી શકતો નથી.'

પંડિતોએ ઘણો વિચાર કર્યો. પછી તેમણે રાજા પાસે એક યોજના રજૂ કરી: 'રાજા સાહેબ! એમિલ્યાનને બોલાવો અને કહો, 'ત્યાં જા, ન જાણું ક્યાં?' અને 'તે લઈ આવ, ન જાણું શું?' આમ કહ્યા પછી ભલે ને તે ગમે ત્યાં જાય, તે તમારા હાથમાંથી છટકી શકવાનો નથી. તે ગમે ત્યાં જાય, તમે કહી શકશો કે તે સાચી જગ્યાએ ગયો નથી. તે ગમે તે લઈ આવે, તમારે કહેવું કે એ વસ્તુ તમે મગાવેલી વસ્તુ નથી. અને પછી તમે રાજઆજ્ઞાના ભંગનો આરોપ મૂકી તેનું માથું ઉડાવી દઈ શકશો, અને એની પત્ની પણ મેળવી શકશો.'

રાજા આ યોજનાથી ખુશ થઈ ગયો. 'ખરેખર, તમે ખૂબ સુંદર યોજના ઘડી કાઢી છે' એમ કહી તેણે એમિલ્યાનને બોલાવ્યો અને કહ્યું, 'ત્યાં જા, ન જાણું ક્યાં? અને તે લઈ આવ, ન જાણું શું?' એમિલ્યાન પણ આવી આજ્ઞા સાંભળી વિચારમાં પડી ગયો. રાજાએ કહ્યું, 'આ આજ્ઞા પૂરી નહીં કરે તો હું ધડથી માથું જુદું કરી નાખીશ.'

એમિલ્યાને ઘરે જઈ રાજાની વિચિત્ર આજ્ઞાની વાત તેની પત્નીને કરી. આ વાત સાંભળી તેની પત્ની પણ વિચારમાં પડી ગઈ.

'ઠીક છે. રાજાના સલાહકારોએ તમને પકડીને હેરાન કરવા માટે આ પેંતરો રચ્યો છે. હવે આપણે સાવધાનીથી કામ લેવું પડશે.' આમ કહી તે થોડો વખત શાંત થઈ ગઈ. પછી તેણે એમિલ્યાનને કહ્યું, 'તારે સૈનિકોની મા અને આપણી દાદીમા પાસે જવું પડશે. ત્યાં જઈ તેની મદદ માગજે. તે જે કંઈ આપે તે લઈને સીધો

રાજમહેલે આવી પહોંચ. તારા ગયા પછી આ લોકો મને પકડી જશે એટલે હું ત્યાં જ હોઇશ. પણ હું હવે તેમને છોડવાની નથી. તેઓ મને જબરદસ્તીથી રાજા સાથે પરણાવવા માગે છે. પણ જો તું દાદીમા કહે તેમ કરીશ તો આપણને કંઇ આંચ આવવાની નથી.'

આમ કહી તેણે એમિલ્યાનને ભાથું બાંધી આપ્યું તથા એક ત્રાક આપી અને કહ્યું, 'દાદીમાને આ ત્રાક આપજે. તેટલા પરથી તે આપણી સગાઈ સમજી જશે.' ત્યાર બાદ તેણે દાદીમા પાસે શી રીતે પહોંચવું તેનો રસ્તો બતાવ્યો. એમિલ્યાન તે પ્રમાણે ચાલી નીકળ્યો.

તે શહેરની બહાર આવ્યો ત્યારે ત્યાં એક ખુલ્લા મેદાનમાં સૈનિકો કવાયત કરતા હતા. એમિલ્યાને ત્યાં ઊભા રહી કવાયત જોયા કરી. કવાયત પૂરી થઇ એટલે સૈનિકો થાક ખાવા બેઠા. એમિલ્યાન સિપાઇઓ પાસે ગયો અને પૂછ્યું, 'ભાઇઓ, 'ત્યાં, ન જાણું ક્યાં!' અને 'તે, ન જાણું શું!' લઈ આવવાનો રસ્તો તમે જાણો છો?'

સિપાઇઓને તેની વાત સાંભળી નવાઇ લાગી અને પૂછ્યું, 'તને આવી શોધ કરવા કોણે મોકલ્યો?'

'કોણે શું? રાજાએ.'

આ સાંભળી સિપાઇઓએ કહ્યું, 'અમે લશ્કરમાં જોડાયા ત્યારના જઇએ છીએ—ન જાણે ક્યાં! અમે હજુ ત્યાં પહોંચ્યા નથી. અને અમારે પણ કંઇક જોઇએ છે—ન જાણે શું! પણ તે મળતું નથી. એટલે અમે તને રસ્તો બતાવી શકવાની સ્થિતિમાં નથી.'

સિપાઇઓ જોડે થોડો આરામ કરી એમિલ્યાન ત્યાંથી ચાલી નીકળ્યો. ઘણા માઇલ ચાલ્યા બાદ તે અંતે એક જંગલમાં આવી પહોંચ્યો. જંગલમાં તેણે એક ઝૂંપડી જોઇ એટલે તે ત્યાં ગયો. ઝૂંપડીમાં એક ડોસી બેઠી હતી અને બોર બોર જેવડાં આંસુએ રડતી રડતી શણ કાંતતી હતી. કાંતતી વખતે આંગળી ભીની કરવા માટે તે આંસુનો ઉપયોગ કરતી હતી! એમિલ્યાનને ત્યાં આવેલો જોઇ તે ગુસ્સે થઇ ગઇ અને પૂછ્યું, 'કેમ! શું ખાવા આવ્યો છું?' એમિલ્યાને કશો જવાબ ન આપતાં તેની પત્નીએ આપેલી તકલી દાદીમાને આપી દીધી.

તકલી જોતાં જ દાદીમાનો ગુસ્સો શમી ગયો અને તેણે એમિલ્યાનને પોતાની દીકરીની ખબર પૂછવા માંડી. એમિલ્યાને આખી વાત માંડીને કહી સંભળાવી: તે તેની દીકરીની સાથે કેવી રીતે પરણ્યો, પછી તેઓ શહેરમાં રહેવા ગયાં, શહેરમાં તેણે કેવી કેવી મજૂરી કરી અને રાજમહેલમાં કેવાં કેવાં કામો કરી આપ્યાં--એક રાતમાં દેવળ ઊભું કર્યું, નદી આણી આપી, તેમાં વહાણો ફરતાં કરી આપ્યાં વગેરે. અને હવે રાજાએ તેને, 'જા ત્યાં, ન જાણું ક્યાં!' અને 'લાવ તે, ન જાણું શું!' એમ કહી શહેર બહાર મોકલ્યો છે તે કહી સંભળાવ્યું.

આટલી વાત સાંભળતાં દાદીમાની આંખમાંનાં આંસુ સુકાઇ ગયાં અને તેણે કહ્યું, 'હવે સમય પાકી ગયો છે. બેટા! તને ભૂખ લાગી હશે. બેસ, હું તારા માટે ખાવાનું લઈ આવું.' આમ કહી તે અંદર ગઈ અને એમિલ્યાન માટે ખાવાનું લઈ આવી. એમિલ્યાન ખાઈ રહ્યો એટલે દાદીમાએ તેને શણનો એક દડો આપ્યો

અને કહ્યું, 'લે આ દડો. તેને ગબડાવ અને તે જ્યાં જાય ત્યાં તેની પાછળ પાછળ ચાલ્યો જા. એ દડો તને દરિયાકિનારે લઈ જશે. ત્યાં એક મોટું શહેર આવશે. આ શહેરના બીજે નાકે એક પાકું ઘર છે. ત્યાં તું રાત રોકાવા માટેની રજા માગજે. ત્યાં તને રાજાએ જે વસ્તુ લેવા મોકલ્યો છે તે મળી જશે.'

'મા! પણ એ વસ્તુને મારે ઓળખવી કેવી રીતે?' એમિલ્યાને પૂછ્યું.

'ત્યાં કોઈ એવી વસ્તુ જોવામાં આવે જેને માણસ માબાપ કરતાં પણ વધારે માને તો તે તું ગમે તે રીતે લઈ લેજે. એ વસ્તુ લઈ તું રાજા પાસે જજે. રાજા એ વસ્તુને જોઈને કહેશે કે એ વસ્તુ મેં મગાવેલી વસ્તુ નથી. ત્યારે તું કહેજે, 'જો એ વસ્તુ તમે મગાવેલી વસ્તુ ન હોય તો એના ભાંગીને ભુક્કા કાઢી નાખવા જોઈએ.' પછી એ વસ્તુને ઠોકતો ઠોકતો તું નદીકિનારે લઈ જજે. ત્યાં તેના ભુક્કા કરી તેને નદીમાં ફેંકી દેજે. ત્યારે તને મારી દીકરી પાછી મળશે અને મારાં આંસુ દૂર થશે.'

એમિલ્યાને દાદીમાની રજા લઈ દડો ગબડાવ્યો અને તેની પાછળ પાછળ ચાલવા માંડ્યું. દાદીમાના કહ્યા પ્રમાણે દડો તેને એક દરિયાકિનારે આવેલા મોટા શહેરમાં લઈ ગયો. શહેરને નાકે પાકું મકાન પણ હતું. એમિલ્યાને ત્યાં જઈ તેના માલિકને પૂછ્યું, 'મને આજની રાત તમારા મકાનમાં રહેવા દેશો?' મકાનમાલિકે તેની માગણી મંજૂર રાખી. એમિલ્યાન થાકેલો હતો એટલે પડ્યો તેવો જ ઊંઘી ગયો.

સવાર થતાં એમિલ્યાન ઊઠ્યો ત્યારે મકાનમાલિક તેના દીકરાને ઉઠાડતો હતો: 'બેટા, ઊઠ અને જંગલમાંથી લાકડાં કાપી લાવ. આજે મને ઠીક નથી.' છોકરાએ પડખું ફેરવી કહ્યું, 'બાપુ, હજુ તો મળસકું થયું હોય એમ લાગે છે. હું જંગલમાં જવાનો નથી.' આમ કહી તે ચાદર ઓઢીને પાછો સૂઈ ગયો. થોડી વારમાં તેની મા તેની પાસે આવી. 'બેટા! તારા બાપુજીની તબિયત આજે સારી નથી. ઊઠ, જંગલમાં જા અને લાકડાં કાપી લાવ. તારી એવી ઇચ્છા છે કે તે આવી તબિયતે લાકડાં કાપવા જાય?'

માની વાતની છોકરા પર કંઈ અસર ન થઈ. તેણે ઊંઘ્યા જ કર્યું. એમિલ્યાનને પણ થયું કે આ છોકરો ખરો! માબાપની તો એને કંઈ પડી જ નથી. એટલામાં બહાર શેરીમાં કંઈ ગગડાટ સંભળાયો. તે સાંભળીને છોકરો પથારીમાં બેઠો થઈ ગયો અને પિછોડી ફગાવી દઈ શેરીમાં દોડ્યો. પોતાનાં માબાપના કહેવાથી ન ઊઠનાર છોકરો આમ શાના કહેવાથી ઊઠી પડ્યો તે જોવા એમિલ્યાન પણ તેની પાછળ પાછળ શેરીમાં આવ્યો. તેણે જોયું તો શેરીમાં એક માણસ ગળામાં ડ્રમ ભેરવી તેને ઠોકતો ઠોકતો અદબભેર ચાલ્યો જતો હતો. એમિલ્યાનને દાદીમાના શબ્દો યાદ આવ્યા અને થયું, 'આ વસ્તુ મેળવવી જોઈએ. કારણ માબાપનું કહ્યું ન માનનાર છોકરો આના અવાજથી અહીં દોડી આવ્યો છે.'

એમિલ્યાન પેલા માણસ પાસે આવ્યો અને તેને ગળે ભેરવેલી વસ્તુને જોઈ રહ્યો. તે એક ધાતુના તપેલા જેવું બન્ને બાજુએ ચામડાથી મઢેલું વાજિંત્ર હતું. ચામડા પર એકધારી રીતે ઠોકાતી દાંડીને પરિણામે તેમાંથી સુંદર એકધારો ગગડાટ સંભળાતો હતો. એમિલ્યાન પેલા માણસ સાથે ચાલવા લાગ્યો અને પૂછ્યું, 'ભાઈ, આ વાજિંત્રનું નામ શું?'

'ડ્રમ.'

'અને તેમાં શું ભરેલું છે?'

'કંઈ નહીં. ખાલીખમ છે.'

એમિલ્યાનને એ જાણી ઘણી નવાઈ લાગી. એણે કહ્યું, 'ભાઈ, મને એ ડ્રમ આપો તો કેવું?' પેલા માણસે તેમ કરવાની સાફ ના પાડી. એમિલ્યાને બેત્રણ વખત વિનંતી કરી પણ પેલાએ મચક ન આપી. એમિલ્યાને આખો દિવસ તેની પાછળ પાછળ ફર્યા કર્યું અને રાત્રે પેલો માણસ ડ્રમ મૂકીને ઊંઘી ગયો ત્યારે તેણે ડ્રમ ઉઠાવી લીધું અને ત્યાંથી ભાગી નીકળ્યો.

ડ્રમ લઈ તેણે દોડવા માંડ્યું અને આખરે દોડતો દોડતો પોતાના શહેરમાં આવી પહોંચ્યો. રાજાના માણસો તેની પત્નીને પકડી ગયા છે કે કેમ તેની તપાસ કરવા તે ઘરે ગયો ત્યારે તેને ખબર પડી કે રાજાના માણસો તેની પત્નીને તે ગયો તે દિવસે જ ઉઠાવી ગયા હતા. એટલે તે સીધો રાજમહેલ પર ગયો અને રાજાને કહેવડાવ્યું, 'હું ત્યાં જઈ આવ્યો--ન જાણું ક્યાં! અને તે લઈ આવ્યો--ન જાણું શું!'

રાજાએ કહેવડાવ્યું, 'આજે મને સમય નથી, કાલે આવજે.'

પણ એમિલ્યાનમાં હવે કંઈ નવું જ જોમ આવી ગયું હતું. તેણે કહેવડાવ્યું, 'રાજાને કહી દો કે તેમણે મગાવેલી ચીજ હું લઈ આવ્યો છું એટલે તે લેવા બહાર આવે, નહીં તો હું અંદર આવું છું.'

રાજા બહાર આવ્યો અને એમિલ્યાનને પૂછ્યું, 'બોલ! ચડ્યે ઘોડે આવ્યો છે, પણ તું ક્યાં ગયો હતો?'

એમિલ્યાને તે જ્યાં જઈ આવ્યો હતો તે કહી સંભળાવ્યું.

'ના, એ જગ્યાએ જવાનું મેં નહોતું કીધું. અને ત્યાંથી તું શું લઈ આવ્યો?' રાજાએ પૂછ્યું.

એમિલ્યાને સાથે આણેલું ડ્રમ બતાવ્યું. પણ તે તરફ જોયા વગર જ રાજાએ કહ્યું, 'એ વસ્તુ મેં નહોતી મગાવી.'

'જો એ વસ્તુ તમે મગાવી નહોતી તો પછી તેને રાખી મૂકવાનો કંઈ અર્થ નથી. તેના ભાંગીને ભુક્કા કરી નાખવા જોઈએ. ભલે જે થવાનું હોય તે થાય.'

આમ કહી દાદીમાની આજ્ઞા પ્રમાણે એમિલ્યાને ડ્રમ ઠોકતાં ઠોકતાં નદી તરફ ચાલવા માંડ્યું. આ જાદુઈ ડ્રમનો અવાજ સાંભળી રાજાનું આખું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું અને એમિલ્યાનને સલામ ભરી તેની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

રાજા બારીએથી આ બધું જોતો હતો. તેને કશું સમજાયું નહીં. તેણે પોતાના સૈનિકોને પાછા વળવાની આજ્ઞા કરી પણ પેલા જાદુઈ ડ્રમના અવાજમાં રાજાની આજ્ઞાને કોણ પૂછે?

હવે રાજા ખરેખર ગભરાઈ ગયો. તેણે તેના માણસોને કહ્યું, 'તમે એમિલ્યાનને તેની પત્ની સોંપી દો અને તેની પાસેથી ગમે તે રીતે આ જાદુઈ ડ્રમ લઈ લો.' એટલે રાજાના માણસો એમિલ્યાન પાસે ગયા અને ડ્રમ માગવા લાગ્યા.

'ના, એ નહીં મળે. મને એના ભુક્કા ઉડાવી દેવાનું કહેવામાં આવ્યું છે. હું તેને ભાંગીને ભુક્કા કરી નાખીશ અને નદીમાં ફેંકી દઈશ.'

આમ એમિલ્યાન ડ્રમ વગાડતો વગાડતો નદીકિનારે પહોંચી ગયો. સિપાઈઓ પણ તેની પાછળ પાછળ નદીની રેતીમાં ચાલ્યા આવ્યા અને વ્યવસ્થિત રીતે ઊભા રહ્યા.

એમિલ્યાને ડ્રમના ભાંગીને ભુક્કા કરી નાખ્યા અને તેને નદીના વહેણમાં ફેંકી દીધું. તેમ થતાં બધા સૈનિકો ત્યાંથી ચાલ્યા ગયા અને તે અને તેની પત્ની નદીકિનારે એકલાં રહી ગયાં. એમિલ્યાન તેની પત્ની સાથે ઘરે ગયો અને સુખેથી રહેવા લાગ્યો. રાજાએ હવે તેને સતાવવાનું બંધ કરી દીધું.

એમિલ્યાને અને તેની પત્નીએ ખાધુંપીધું ને રાજ કર્યું.

*

# ૬. સાચી જાત્રા

1

એક ગામમાં બે ડોસા રહેતા હતા. એકનું નામ એફિમ અને બીજાનું નામ એલિશા. એફિમ ગામનો સાધનસંપન્ન ખેડૂત હતો અને પૈસેટકે સુખી હતો. તેનું કુટુંબ પણ મોટું હતું. તેના બે દીકરા, દીકરાના દીકરા અને એ બધાનો પરિવાર મળી એક મોટું સંયુક્ત કુટુંબ બની જતું. તે શરીરે તંદુરસ્ત હતો. લાંબી દાઢી રાખતો હતો અને સાઠ વરસ વટાવ્યા પછી જ તેની દાઢીમાં ધોળા વાળ દેખા દેવા લાગ્યા હતા. એલિશા ગામનો સાધારણ સ્થિતિનો ખેડૂત હતો અને એફિમની સરખામણીમાં તેની સ્થિતિ ગરીબ હતી.

એફિમ ધીર, ગંભીર અને મક્કમ હતો. તેણે બે વખત ગામના મુખી તરીકેની કામગીરી બજાવી હતી અને તે વખતે તેનો કારભાર તદ્દન ચોખ્ખો હતો. તેને દારૂ કે બીડી તો શું પણ છીંકણીનુંય વ્યસન નહોતું. કોઈનું ભૂંડું બોલવાનું તો એ શીખ્યો જ નહોતો.

એલિશા સામાન્ય સ્થિતિનો માણસ હતો--ખાસ ધનિક પણ નહીં તેમ ખાસ ગરીબ પણ નહીં. પહેલાં તે સુથારીકામ કરીને પોતાનો નિર્વાહ ચલાવતો પણ હવે ઘડપણમાં તેનાથી એ કામ થતું નહોતું એટલે ઘરઆંગણે મધમાખી ઉછેરવાનું કામ કરતો હતો. તેને બે દીકરા હતા. મોટો રોજીની શોધમાં બહારગામ ગયો હતો અને નાનો તેની સાથે રહેતો હતો.

એલિશાને છીંકણીનું વ્યસન હતું. ક્યારેક મળે તો એકાદ પ્યાલી દારૂ પણ તે ચડાવી લેતો. ગાવા-બજાવવાનો પણ તેને ભારે શોખ હતો. ગામલોકો તેને ભલા અને આનંદી ડોસા તરીકે ઓળખતા. તે ક્યારેક દારૂ પીતો, પણ ઘરના માણસો સાથે કે બીજા કોઈનીય સાથે તેણે તકરાર કરી હોય એવું ક્યારેય બન્યું નહોતું. આમ તે કંઈક શાંતિપ્રિય હતો. શરીરે ઠીંગણા અને વાને કાળા એલિશાને પણ સંત એલિશાની જેમ માથે તાલ પડી ગયેલી હતી.

આ બંને ડોસાઓએ ઘણા સમય પર જેરૂસલેમની જાત્રાએ જવાની માનતા માની હતી. પણ આજ દિન સુધી કંઈ મેળ પડતો નહોતો. એફિમને તેના કામકાજમાંથી સમય મળતો નહોતો. તે હંમેશાં કંઈ ને કંઈ કામમાં જોતરાયેલો રહેતો. એક કામ પૂરું થાય ને બીજું હાથ પર લેવું એ તેનો સ્વભાવ હતો. પહેલાં તે તેના પૌત્રનાં લગન ગોઠવવાની તજવીજમાં હતો, તે કામ પત્યું એટલે તેણે તેનો મોટો દીકરો લશ્કરમાંથી રજા પર આવવાનો હતો તેની રાહ જોવા માંડી. તે આવી ગયો એટલે તેણે મકાન બાંધવાનું કામ ઉપાડ્યું.

એક દિવસ નમતે પહોરે એફિમ તેના નવા બંધાતા મકાન સામે ખાટલો ઢાળીને બેઠો હતો એટલામાં ત્યાં એલિશા આવી ચઢ્યો. એલિશાના મગજમાં જેરૂસલેમની જાત્રાએ જઈ આવવાની માનતાની વાત ઘોળાતી હતી, એટલે તેણે એફિમને પૂછ્યું, 'અરે એફિમ, આપણે જેરૂસલેમની જાત્રાએ જવાની માનતા માની છે તે આપણે ક્યારે પૂરી કરીશું?'

તેની વાત સાંભળી એફિમે મોં બગાડ્યું અને કહ્યું, 'એને માટે હજુ થોડી રાહ જોવી પડશે. મારે માટે આ વરસ કંઈક કપરું આવી પડ્યું છે. આ ઘર બાંધવું શરૂ કર્યું ત્યારે મને એમ હતું કે સોએક રૂબલમાં પતી જશે, પણ ત્રણસો ખરચાઈ ગયા તોપણ હજુ કામ પૂરું થયું નથી. આપણે ઉનાળા સુધી તો થોભી જ જવું પડશે. ઉનાળાના અરસામાં, ઈશ્વરની મહેરબાની હશે તો, આપણે જરૂર જાત્રાએ જઈશું.'

'મને લાગે છે, આપણે આપણી માનતા આમ ઠેલ્યા કરીએ તે બરાબર નથી. માનતા બને તેટલી વહેલી પૂરી કરવી જોઈએ. આપણે વસંતમાં જઈ આવીએ તે જ ઠીક પડશે.' એલિશાએ કહ્યું.

'એલિશા, એ સમય ખરેખર સારો ગણાય. પણ મારા આ મકાનનું શું? તેને અધૂરું મૂકીને મારાથી કેવી રીતે નીકળાય?

'તું તો તારી પાછળ જાણે કોઈ સંભાળનાર જ ન હોય એવી વાત કરે છે! તારો દીકરો તો છે, એ મકાન પૂરું કરાવશે.'

'એ તો બને એવું નથી. મારા મોટા છોકરાનો બહુ ભરોસો થાય એમ નથી. વળી હમણાંની તેને દારૂ ઢીંચવાની આદત પડી ગઈ છે.'

'ભલા માણસ! તું તો ખરી વાત કરે છે! આપણે નહીં હોઈએ ત્યારે તો તેઓ આપણા વિના પોતાનું ગાડું ગબડાવશે. દીકરા પર થોડી જવાબદારી નાખ, એટલે એની મેળે સીધી લીટી પર આવી જશે. તેને પણ કામકાજનો અનુભવ તો આપવો જ જોઈએ ને?'

'તારી વાત સાચી છે, પણ મને એમ થાય છે કે જે કામ મેં શરૂ કર્યું છે તે મારી દેખરેખ હેઠળ પૂરું થાય તો સારું.'

'ભાઈ, આપણે જે કરવાનું હોય છે તે બધું ભાગ્યે જ કરી શકીએ છીએ. ઘર બંધાઈ જશે એટલે નાતાલ માટે તેને સજાવવાની ધમાલ આવશે, તેમાંથી પરવારશું કે વળી નવું કામ આવી પડશે. મારા મોટા દીકરાની વહુ સમજુ છે. તે કહે છે તેમ, તહેવારો નક્કી દિવસે આવી પડે છે તે માટે આપણે તેનો આભાર માનવો જોઈએ. નહીં તો ચાહે એટલું મથીએ તોયે આપણે ક્યારેય તહેવાર માટેની તૈયારીઓ પૂરી કરી શકીએ જ નહીં.'

એફિમ વિચારમાં પડી ગયો. થોડો વિચાર કરી તેણે કહ્યું, 'એલિશા, આ મકાન પાછળ મેં ઘણો ખરચ કર્યો છે. હવે જાત્રાએ જવું હોય તો કંઈ ખાલી ખીસે થોડું જવાય છે? કમસે કમ સો રૂબલ તો જોઈએ, અને સો રૂબલ એ કંઈ નાની રકમ નથી.'

આ સાંભળી એલિશા હસી પડ્યો. તેણે હસતાં હસતાં કહ્યું, 'અરે ભાઈ, એવી વાત જવા દે. મારા કરતાં તો તારી સ્થિતિ ઘણી સારી છે. તારી પાસે છે તેના દસમા ભાગની મિલકતેય મારી પાસે નથી. આમ છતાં તું પૈસાની ચિંતા કરે છે એ કેવું? તું તારે એટલું કહે ને કે આપણે ક્યારે જવું છે, એટલે પત્યું. જોકે મારી પાસેય નાણાંની સગવડ તો નથી, પણ આપણે નીકળવાનું નક્કી કરીએ એટલે એ તો ગમે ત્યાંથી થઈ જશે.'

એલિશાની પૈસા બાબતની આવી નિશ્ચિંતતા જોઈ એફિમ હસી પડ્યો. તેણે કહ્યું, 'એમ! તું આટલો બધો પૈસાદાર છે એની તો મને ખબર જ નહોતી. તું જ કહે ને, સગવડ ક્યાંથી થઈ જશે?'

'અરે એટલું તો હું વૈતરું કરી થોડું થોડું બચાવીનેય ભેગું કરી લઈશ. તેમ કરતાં કંઈક ખૂટશે તો મારી પાસે જે મધપૂડા છે તેમાંના અડધા મારા પાડોશીને વેચી દઈશ. તે છેલ્લા કેટલાય સમયથી ખરીદવા માગે છે અને મારો જીવ ખાય છે.'

'અને તું મધપૂડા વેચી દઈશ પછી જો મધપૂડા પર મધ સારું જામ્યું, તો તને મધપૂડા વેચી જાત્રાએ જવા બદલ પસ્તાવો નહીં થાય?'

એફિમનો આવો સવાલ સાંભળી એલિશાએ ભવાં ચડાવી કહ્યું, 'શું કહ્યું? મને પસ્તાવો થાય! ના, ભાઈ ના. મારી જિંદગીમાં મને મારા પોતાના પાપ સિવાય બીજી કોઈ પણ વસ્તુ માટે પસ્તાવો થયો નથી. કંઈ બૂરું કામ કરીએ તો પસ્તાવો થાય. આત્માને છેતરીએ તો પસ્તાવો થાય. આત્મા કરતાં કીમતી બીજું કંઈ નથી.'

'તારી વાત બરાબર છે. તેમ છતાં આપણી પાસે જે કંઈ છે તેની તરફ બેદરકારી બતાવવી એ પણ મને ઠીક નથી લાગતું.'

'તો શું આત્મા તરફ બેદરકારી બતાવવી એ વાજબી છે? એનાથી ભૂંડું કંઈ જ નથી. આપણે માનતા માની છે, તો તે પૂરી કરવી જોઈએ. ખરેખર, આપણે તે પૂરી કરવી જ જોઈએ.'

*

## 2

એલિશા તેના સાથીદારને સમજાવવામાં સફળ થયો. એફિમે સવાર સુધીમાં પાકો વિચાર કરી લીધો અને સવાર થતાં જ તે એલિશાને ત્યાં ગયો.

'એલિશા, તારી વાત સાચી છે. આપણે જાત્રાએ જવાની માનતા પૂરી કરવી જ જોઇએ. આપણું જીવન અને મૃત્યુ ઈશ્વરના હાથમાં છે. અત્યારે આપણી શક્તિ છે--આપણાં શરીર સારાં છે, તો આપણે જાત્રાએ જઇ જ આવીએ.'

એલિશા તો તૈયાર જ હતો. બંને જણે એક અઠવાડિયા પછી જાત્રાએ જવા નીકળવાનું નક્કી કર્યું.

એફિમ પાસે પૂરતા પૈસા હતા. તેણે સો રૂબલ જાત્રાએ જાય ત્યારે સાથે લઇ જવા માટે નોખા કાઢ્યા અને બસો રૂબલ તેની પત્નીને આપી રાખ્યા. એલિશાને તો પૈસા ઊભા કરવાના હતા. તેથી તેણે તેના દસ મધપૂડા પડોશીને વેચી દીધા. તેમાંથી તેને સિત્તેર રૂબલ મળ્યા. તેના કુટુંબના સભ્યો પાસેથી પણ તેણે હતા તેટલા પૈસા માગી લીધા. તેની પત્નીએ આજ સુધી કરકસર કરી કરીને બચાવેલી નાની-શી રકમ તેને આપી દીધી. તેના મોટા દીકરાની વહુએ પણ તેની પાસે જે કંઇ હતું તે બધું જ આપી દીધું. આ બધું મળી બીજા ત્રીસ રૂબલ ઊભા થયા. આમ જાત્રાએ જવા માટે સો રૂબલની રકમ તેણે ઊભી કરી.

એફિમે તેના દીકરાને દરેક બાબતની સ્પષ્ટ સૂચના આપી દીધી. પોતે જાત્રાએથી પાછો ફરે ત્યાં સુધીમાં કરવાનાં કામો બરાબર બતાવી દીધાં. ઘાસ ક્યાંથી લાવવું, કેટલું લાવવું તથા ક્યાં ભરવું, ખાતર ક્યારે કાઢવું, ઘર ક્યારે ચળાવવું વગેરે બરાબર સમજાવી દીધું.

બીજી તરફ એલિશાએ તેના દીકરાને બોલાવી કહ્યું, 'હું તો જાત્રાએ જાઉં છું. હવે તમે અહીંના કર્તાહર્તા છો. કયું કામ કેવી રીતે કરવું તે હવે તમે જાણો.' દીકરાને માથે બધી જવાબદારી નાખી તેણે તેની પત્નીને કહ્યું, 'પેલા દસ પૂડા આપણે વેચી દીધા છે. તેમાંથી એક મધમાખી હવે આપણાથી ન લેવાય. એની માલિકી હવે આપણા પાડોશીની છે. આપણે આપણા પૂડા અલગ પાડ્યા છે તેનું બરાબર જતન કરજો. તો તેમાંથી ઘણું મળી રહેશે.'

હવે બંને ડોસાઓ જાત્રાએ જવા માટે તૈયાર થઇ ગયા. તેમણે પોતાની સાથે જરૂરી ભાથું, નાનકડો બિસ્તરો, એક જોડ પાવડી અને એક જોડ વધારાના જોડા લઇ લીધા. ગામના માણસો આ બંને ડોસાઓને પાદર સુધી વળાવવા આવ્યા. તેમની રજા લઇ બંને ડોસાઓ જેરૂસલેમની જાત્રાએ ચાલી નીકળ્યા.

ઘરના માણસોથી છૂટા પડતી વખતે એલિશાના મનને સહેજ પણ દુ:ખ ન થયું. તેણે આનંદથી વિદાય લીધી અને ગામની બહાર નીકળતાં તો ઘરની બધી વાતો તેણે મગજમાંથી કાઢી નાખી. પોતાનો સાથીદાર આનંદમાં રહે તે જોવાની અને પોતાનાથી કોઇનેય ભૂંડો શબ્દ ન કહેવાઇ જાય તેની તે કાળજી રાખતો. સુખરૂપ જાત્રા પૂરી કરી પાછલી જિંદગી શાંતિથી વિતાવવી એટલી જ તેની મહેચ્છા હતી. રસ્તે ચાલતાં ચાલતાં તે ભજન અને પ્રાર્થના ગણગણ્યા કરતો અને તેણે વાંચેલાં

સંતોનાં જીવન અને ઉપદેશનું મનમાં રટણ કરતો. રાતવાસો કરે ત્યાં અગર રસ્તામાં કોઈ માણસ તેને મળી જાય તો તેની સાથે એ બને તેટલું નમ્ર વર્તન રાખતો અને તેમને ભલાઈનાં બે વેણ કહેતો.



એક વસ્તુ તેનાથી ન થઈ શકી. છીંકણીનું વ્યસન તે ન છોડી શક્યો. જોકે છીંકણીની ડબ્બી તે સાથે લાવ્યો નહોતો, છતાં તેનું મન છીંકણી શોધ્યા કરતું. રસ્તામાં તેને એક માણસ મળ્યો. તેણે તેને થોડી છીંકણી આપી. છીંકણી તાણવી હોય ત્યારે તે થોડો પાછળ રહી જઇ છીંકણીનો સટાકો લગાવી લેતો. (રખે ને તેના સાથીને મન થઈ જાય!)

આમ તેણે રસ્તો કાપ્યે રાખ્યો, ભક્તિ કરતાં કરતાં, આનંદમાં, નિશ્ચિંત મને.

એફિમ પણ સારી રીતે, એક પણ નકામો શબ્દ બોલ્યા વગર, મક્કમતાથી રસ્તો કાપ્યે જતો હતો. પરંતુ તેનું હૃદય હજુ જોઇએ તેટલું હળવું થયું નહોતું. ઘરની ચિંતા તેના મનમાંથી ખસતી નહોતી. ઘરે શું ચાલતું હશે તેની ચિંતા તેને હંમેશાં રહેતી. પોતે દીકરાને અમુક વસ્તુ કહેવાનું ભૂલી તો નથી ગયો ને? દીકરો બધું બરાબર ચલાવતો તો હશે ને? એવા સવાલો તેના મનમાં કાયમ ઊઠ્યા કરતા. રસ્તામાં બટાકાની ખેતી થતી જોઈ તેને ઘરની ખેતી યાદ આવતી, કોઈ ખાતર કાઢતું હોય તો તેને ઘેર છોકરો ખાતર કાઢતો હશે કે કેમ એવી ચિંતા થતી. અને તેને ઘેર પાછા જવાની, દીકરાને બરાબર કામ સોંપવાની અને બને તો જાતે એ કામ પતાવી લેવાની ઇચ્છા થઈ આવતી.

*

બંને ડોસા જેરૂસલેમને માર્ગે આગળ વધી રહ્યા હતા. પાંચ અઠવાડિયાં બાદ તેઓ યુક્રેન પહોંચ્યા. આટલું અંતર કાપતાં તેમની પાવડીઓ નકામી થઇ ગઇ હતી. એટલે યુક્રેન પહોંચી તેમણે નવી પાવડી ખરીદી.

અત્યાર સુધી તેમને માર્ગમાં રાતવાસો કરવા માટે અને રોટી કે ભાથું ખરીદવા માટે પૈસા ખરચવા પડતા હતા, પણ યુક્રેનમાં તેમને જુદો જ અનુભવ થયો. અહીંના લોકો જાત્રાળુઓને પોતાના ઘરમાં રાખવા માટે અને તેમને સારી રીતે ખવડાવવા-પિવડાવવા માટે અંદરોઅંદર હરીફાઇ કરતા જોવામાં આવ્યા. આ મહેમાનગતિ બદલ તેઓ એક પાઇ પણ નહોતા લેતા, એટલું જ નહીં, જાત્રાળુઓને રસ્તે ખાવા માટે તેઓ ભાથું પણ બાંધી આપતા.

યુક્રેન પહોંચ્યા પછી લગભગ પાંચસો માઇલ સુધી આ ડોસાઓને ખાવા માટે તથા રાતવાસો કરવા માટે એક પાઇનોય ખરચ કરવો પડ્યો નહીં. પણ ત્યાર પછી જે પ્રદેશ આવ્યો તેમાં પાક નિષ્ફળ ગયો હતો. લોકોનાં ઘરમાં અન્ન નહોતું એટલે તેમણે આ ડોસાઓને રાતવાસો કરવાની સગવડ કરી આપી--તેને માટે પૈસા પણ ન લીધા, પરંતુ પૈસા ખરચતાંય રોટી આપવાની ના પાડી. ક્યાંથી આપે? તેમની પાસે હોય તો આપે ને? તેમણે રોટી માગી ત્યારે લોકોએ લાચારી દર્શાવી અને કહ્યું કે, ગયે વરસે પાક બિલકુલ થયો નથી. જેમની પાસે પૈસા અને સાધનો હતાં તેઓ પણ ખુવાર થઇ ગયા અને ઘરવખરી વેચી અહીંથી ચાલ્યા ગયા. જેમની સ્થિતિ સાધારણ હતી તેઓ સાવ કંગાળ થઇ ગયા, જે ગરીબ માણસો ત્યાંથી ચાલી ન ગયા તેઓ ભીખ માગતા ભટકવા લાગ્યા, અને જેઓ ભીખ ન માગતાં ઘરે રહ્યા તેઓ ભૂખના માર્યા મરી ગયા.

ચાલતાં ચાલતાં બંને ડોસાઓ એક ગામમાં આવી પહોંચ્યા. અહીં પૈસા ખરચતાં રોટી મળે તેમ હતું તેથી તેમણે પંદરેક રતલ રોટી ખરીદી લીધી. તેમાંથી થોડી ખાધી, બાકીની રસ્તે ખાવા માટે સાથે બાંધી લીધી અને રાતવાસો કરી વહેલી સવારે આગળ ચાલી નીકળ્યા. સૂરજ જરા ઊંચે આવે ત્યાં સુધીમાં તો તેમણે આઠેક માઇલ કાપી નાખ્યા. ત્યાં એક ઝરણું આવ્યું. તેમાંથી વાડકો પાણી ભરી લઇ તેમણે રોટી ગળે ઉતારી અને એક ઝાડ નીચે આરામ કરવા બેઠા. એલિશાને છીંકણી તાણવાનું મન થયું એટલે તેણે એફિમ ન જુએ તેમ ઝાડના થડની આડે રહી એક સટાકો લગાવી લીધો. પણ એફિમ તેને છીંકણી તાણતો જોઇ ગયો અને તેણે કહ્યું, 'અલ્યા! તેં જાત્રામાં પણ એ ગંદી ટેવ છોડી નથી--એ કેવું?'

એલિશાએ હાથનો ચાળો કરી કહ્યું, 'ભાઇ, શું કરું? મારા કરતાં એ બૂરી આદત વધારે બળવાન છે.'

થોડો આરામ કરી બંને પાછા ચાલી નીકળ્યા. સૂરજ માથે આવતાં સુધીમાં તેમણે બીજા આઠેક માઇલ કાપી નાખ્યા. ત્યાં એક બીજું ગામ આવ્યું. રસ્તો બરાબર ગામ વચ્ચેથી જતો હતો. એલિશા થાકી ગયો હતો અને તેની ઇચ્છા આરામ કરવાની હતી. તેને તરસ લાગી હતી. પરંતુ એફિમની ઇચ્છા થોભવાની નહોતી. તેની

ચાલવાની ઝડપ પણ વધારે હતી. એટલે એલિશા તેનાથી કંઈક પાછળ પડી ગયો. તેણે જરા મોટે સાદે એફિમને કહ્યું, ‘એફિમ, જરા થોભ. પણે પેલું નાનું ઝૂંપડું દેખાય છે. જો પાણી મળી જાય તો...’

‘ઠીક છે. તું પાણી પીને આવ, મારે પાણી નથી પીવું.’ એફિમે કહ્યું.

‘તો ઠીક છે...તું ચાલતો થા, હું મારે પાણી પીને ઝપાટાબંધ આવી પહોંચું છું. હું તને વિસામા પર પકડી પાડીશ.’ એમ કહી એલિશા ઝૂંપડા તરફ વળ્યો અને એફિમ આગળ વધ્યો.

વાડાની વચ્ચોવચ બાંધેલા એ ઝૂંપડાની ભીંતો માટીની હતી અને તેનો નીચેનો ભાગ કાળા રંગથી તથા ઉપરનો ભાગ ચૂનાથી ધોળેલો હતો. ભીંત પરની માટી ક્યાંક ક્યાંક ખરી ગયેલી દેખાતી હતી અને ઘરનું છાપરું પણ એક તરફ નમી ગયેલું હતું. વાડ ઓળંગી એલિશા વાડામાં દાખલ થયો. વાડામાં ઝૂંપડાને ફરતી માટીની નીચી પાળ બાંધેલી હતી અને એક દૂબળોપાતળો માણસ આ પાળ પાસે જમીન પર પડ્યો હતો. જ્યારે તે સૂતો હશે ત્યારે ત્યાં છાંયડો હશે, પણ અત્યારે તો સૂરજ માથે આવી ગયો હતો એટલે તે માણસ તડકામાં જ તપતો હતો. તે ઊંઘતો નહોતો. છતાં ત્યાં પડી રહ્યો હતો. એલિશાએ તેને બોલાવ્યો અને પોતાને પાણી જોઈએ છે એમ કહ્યું. પણ તેને કશો જવાબ ન મળ્યો.

‘એ કદાચ માંદો હશે, અથવા નઠોર પણ હોય...’ એમ કહી એલિશા ઝૂંપડાને બારણે પહોંચી ગયો. તે ત્યાં પહોંચ્યો તો તેણે એક બાળકના રડવાનો અવાજ સાંભળ્યો. અવાજ ઝૂંપડામાંથી જ આવતો હતો.

તેણે બારણા પર બેસાડેલા લાકડાના હાથા વડે બારણાને સહેજ ધકેલી બારણે ટકોરા માર્યા: ‘અરે ભાઈ, આ ઘરના માલિક કોઈ છે કે?’ આનો કંઈ જવાબ ન મળ્યો.

તેણે ફરીથી બારણું ખખડાવ્યું. લાકડી વતી જરા જોરથી ટકોરા માર્યા: ‘અરે મારા દોસ્તો, કોઈ છે કે?’ તેણે જરા મોટા સાદે કહ્યું. આનોયે કંઈ જવાબ ન મળ્યો.

‘અરે...આ ઘરમાં કોઈ છે કે? કોઈ હરિનો લાલ છે કે?’ એમ કહી તેણે ફરી પાછું બારણું ખખડાવ્યું. આ વખતે પણ કશો જવાબ ન મળ્યો.

આખરે તે પાછો ફરવા જતો હતો ત્યાં તેણે ઝૂંપડીના પાછળના ભાગમાં કોઈ દુ:ખનું માર્યું કણસતું હોય તેવો અવાજ સાંભળ્યો. ‘અરે! આ ઘરના માણસો પર કંઈ ને કંઈ આફત આવી પડી હોય એમ લાગે છે. મારે તે અંગે તપાસ કરવી જોઈએ.’ એમ વિચારી તે ઝૂંપડાને પાછલે બારણે ગયો. એ બારણું પણ બંધ હતું, એટલે એલિશા પાછો આગલે બારણે આવ્યો.

*

## 4

ઝૂંપડીના બારણાને અંદરથી સાંકળ મારેલી નહોતી એટલે એલિશાએ સહેજ ધક્કો માર્યો એટલામાં બારણું ખૂલી ગયું. એક નાની પરસાળ ઓળંગી તે અંદરના બારણા સુધી પહોંચી ગયો. એ બારણું ખુલ્લું જ હતું.

એલિશાએ અંદર નજર નાખી તો બેઠકના ઓરડામાં ડાબી બાજુએ ઠરી ગયેલી તાપણી હતી અને જમણી બાજુએ ઈશુનું નાનું મંદિર હતું. તેની બાજુમાં એક બાંકડો હતો અને બાંકડા પર એક ઘરડી ડોસી સામે પડેલા ટેબલ પર હાથ ટેકવી લમણે હાથ દઈ બેઠી હતી. તેની નજીકમાં જ એક છોકરો બેઠો હતો. તેનું પેટ નીકળી આવ્યું હતું અને તે રડતો રડતો ખાવાનું માગતો હતો.

બરાબર તે જ વખતે એલિશાએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. ઓરડાનું વાતાવરણ બંધિયાર અને ધૂંધળું હતું. એલિશાએ જરા ધ્યાનથી જોયું તો ઠરી ગયેલી તાપણીના પાછળના ભાગમાં એક બાઈ તરફડતી પડી હતી. તેની આંખો બંધ હતી અને હોઠ ધ્રૂજતા હતા. એ ખૂણામાંથી પણ ખૂબ દુર્ગંધ આવતી હતી. દેખીતી રીતે જ એ બાઇ રોગનો ભોગ બની નિરાધાર હાલતમાં પડી હતી અને તેની કાળજી લેનાર કોઇ નહોતું. ઓરડામાં કોઇ આવ્યું છે એમ લાગતાં ડોસીએ ડોકું ઊંચું કર્યું અને તે એલિશા સામે જોઈ રહી.

'તારે શું જોઇએ છે? અમારી પાસે કંઈ નથી.' એલિશા કંઇ બોલે તે પહેલાં જ ડોસીએ કહ્યું.

માજી યુક્રેનની ભાષા બોલતાં હતાં છતાં એલિશા તેમની વાત સમજી ગયો.

'માજી, હું યાત્રાળુ છું અને પાણીની શોધમાં અહીં આવ્યો છું. રસ્તા પરથી ઘર દીઠું એટલે મને થયું, અહીં પાણી મળશે.'

'પણ ભાઈ, અમારે ત્યાં પાણીબાણી કંઈ નથી.'

આ સાંભળી એલિશા વિચારમાં પડી ગયો. આમતેમ નજર નાખી તાપણી પાસે તરફડતી બાઈને બતાવી તેણે પૂછ્યું, 'માજી, તમારામાંથી કોઈ આ બાઈની ચાકરી કરી શકે એમ નથી?'

'ના ભાઈ, કોઈ નથી. મારો દીકરો સામે વાડામાં તરફડીને મરી રહ્યો છે--અમે અહીં અંદર મરી રહ્યાં છીએ.'

એલિશા ઓરડામાં દાખલ થયો ત્યારે તેને જોઇ છોકરો રડતો બંધ થઇ ગયો હતો. એલિશાને તેણે વાતો કરતો સાંભળ્યો એટલે તેણે પાછું રડવાનું શરૂ કરી દીધું: 'દાદીમા!...ભૂખ લાગી છે. ખાવાનું આપો.'

એલિશા ડોસીને કંઈ પૂછવા જતો હતો તે જ વખતે ડોસીનો દીકરો ભીંતને ટેકે ટેકે લથડિયાં ખાતો ખાતો ઓરડામાં આવ્યો. બાંકડા પાસે જવા માટે તેણે ભીંતનો ટેકો છોડ્યો અને તે લથડિયું ખાઈ ગબડી પડ્યો. બાંકડા સુધી પહોંચવા માટે ત્યાંથી ઊઠવાનો પ્રયત્ન સુધ્ધાં તેણે ન કર્યો અને તે ત્યાં ને ત્યાં બેસી રહ્યો. ત્યાં બેઠા બેઠા તે કંઈ કહેવા માગતો હતો પણ તેનામાં બોલવાનીય શક્તિ નહોતી. આખરે તેણે એક લાંબો શ્વાસ લઈ હાંફતાં હાંફતાં કહ્યું, ‘ભાઈ, અમે બધાં રોગના ભોગ થઈ પડ્યાં છીએ. વધારામાં આ કારમો ભૂખમરો!’

આટલું બોલી તેણે એક નિસાસો નાખ્યો. વળી થોડો થાક ખાઈ તેના નાના છોકરાને બતાવી કહ્યું, ‘અમે તો ઠીક, પણ આ મારો દીકરો…મારી આંખનું રતન…એય ખાધા વગર મરી રહ્યો છે.’ આટલું બોલી તેણે બધી શક્તિ ભેગી કરી બાંકડા તરફ ખસવા માંડ્યું.

એલિશાથી આ જોવાયું નહીં. તેણે ખભા પરના થેલાને બાંકડા પર ઉતારી તેના પટ્ટા છોડી નાખ્યા. થેલામાંથી ભાથાનો ડબ્બો કાઢી તેમાંથી રોટી બહાર કાઢી. રોટીનો એક ટુકડો તેણે પેલા માણસ સામે ધર્યો. પણ પોતાના દીકરાને મૂકી તે રોટીને હાથેય અડાડે ખરો કે? તેણે તેના દીકરા સામે નજર ફેરવી. એલિશાએ તે તરફ હાથ લંબાવ્યો. રોટી જોતાં જ છોકરામાં જાણે ચેતન આવી ગયું અને તેણે તેના નાના નાના હાથ લંબાવી એલિશાના હાથમાંથી રોટીનો ટુકડો લઈ લીધો. એલિશા રોટીને બચકાં ભરતા છોકરાને એકીટશે જોઈ રહ્યો હતો તેટલામાં તો તાપણીની પાછળથી એક નાની છોકરી પણ ત્યાં આવી પહોંચી અને કટકો રોટી માટે એલિશા ભણી દયામણી આંખે જોઈ રહી. એલિશાએ તેને પણ અડધી રોટી આપી. બીજી રોટીના બે ટુકડા કરી એક ટુકડો પેલાં માજીને અને બીજો ટુકડો તેના દીકરાને આપ્યો. માજીએ રોટીમાં બચકું ભરી તે ચાવતાં ચાવતાં કહ્યું, ‘ભાઈ, ઘણા દિવસથી ખાવાનું નથી મળ્યું એટલે અમારાં ગળાં સાવ સુકાઈ ગયાં છે. જો કોઈ થોડું પાણી લઈ આવે તો પાણી સાથે રોટી ગળે ઉતારાય….હું કાલે પાણી લેવા ગઈ હતી. કાલે કે પરમદિવસે તેય બરાબર યાદ નથી. હું પાણી લેવા ગઈ તો ખરી, પણ વાડામાં જ ઢળી પડી. પાણીનું વાસણેય હજુ ત્યાં પાછલા વાડામાં જ પડ્યું છે, સિવાય કે કોઈ ઉઠાવી ગયું હોય.’

એલિશાએ કૂવો ક્યાં છે તે પૂછી લીધું અને વાડામાંથી ડોલ લઈ તે કૂવે પહોંચી ગયો. ત્યાંથી ડોલ ભરીને પાણી ખેંચી લાવી તેણે બધાંને પાણી પાયું. પાણી સાથે બધાંએ બીજી અડધી અડધી રોટી ગળે ઉતારી. બધાંએ બીજી વખત રોટી લીધી, પણ પેલા માણસે ન લીધી. એલિશાએ તેને રોટી આપવા માંડી ત્યારે તેણે કહ્યું, ‘કોણ જાણે શાથી, પણ મારાથી ખવાતું જ નથી!’

તાપણી પાસે તરફડતી બાઈ હજુ ભાનમાં આવી નહોતી. ડોસીને ખાવા મળ્યું એટલે તેનામાં સહેજ શક્તિ આવી અને તે તેની પાસે ગઈ. એલિશા ગામમાંથી મીઠું, તેલ તથા આટો ખરીદી લાવ્યો અને થોડાં લાકડાં ફાડી ચૂલો સળગાવ્યો. નાની છોકરી તેની મદદે આવી અને તેમણે રાબ બનાવી. એલિશાએ બધાંને રાબ પીવા આપી. ગરમ ગરમ રાબ મળતાં સૌ રાજી રાજી થઈ ગયાં.

*

૬

બધાંએ રોટી અને રાબ ખાઈ લીધા બાદ મોંને જીભ ફેરવી ફેરવીને સાફ કર્યું. પેટમાં આધાર મળતાં નાનો છોકરો અને છોકરી ટૂંટિયું વાળીને ઘસઘસાટ ઊંઘી ગયાં. તેઓ ઊંઘી ગયાં પછી પેલા માણસે અને માજીએ એલિશાનો પાડ માની પોતે આવી સ્થિતિમાં કેવી રીતે આવી પડ્યાં તેની વાત માંડી: '...આમ તો અમે ગરીબ જ હતાં, તોય પ્રભુકૃપાથી અમારું ગાડું ગબડતું હતું. ગયે વરસે અમારો પાક નિષ્ફળ ગયો. આખું વરસ ચાલે એટલું અનાજ પાક્યું નહીં અને શિયાળો આવે તે પહેલાં તો કોઠીનું તળિયું દેખાવા લાગ્યું. થોડા દિવસમાં તો અમારે અમારા આડોશીપાડોશી પાસે આટો માગવો પડે એવી પરિસ્થિતિ આવી પડી. શરૂઆતમાં તો તેમણે તેમનાથી અપાય તેટલું આપ્યું, પણ પછી ના પાડી. હવે અમે પાડોશી સિવાય પણ જેઓ અમને મદદ કરી શકે તેવા હતા તેમની સામે હાથ લંબાવ્યો. શરૂઆતમાં તો તેમણે ના ન પાડી પણ પછી તેમણેય એક યા બીજું બહાનું આગળ ધરી ના પાડવા માંડી. હા, કેટલાક લોકો જરૂર એવા હતા જેઓ અમને મદદ કરવા રાજી હતા, પણ તેમની કોઠીમાંય જોઈએ તેટલું અનાજ નહોતું. અને ખરું પૂછો તો અમને માગતાંય શરમ આવતી હતી. અમે ધીમે ધીમે દેવાના ડુંગર નીચે કચડાતાં જતાં હતાં--પૈસા, આટો અને રોટી એમ ત્રણ જાતનાં દેવાં અમારે માથે વધતાં જતાં હતાં.' આટલી વાત કરી તે જરા થોભ્યો. તેના મોં પર અત્યારેય ઉદાસીનતા અને ગમગીની વરતાઈ આવી. તેવા ભાવ સાથે જ તેણે વાત આગળ ચલાવી:

'કંઈ કામ મળે તો કરવું એમ નક્કી કરી મેં કામની શોધ કરવા માંડી, પણ ક્યાંય કામ મળ્યું નહીં. પેટ પૂરતું ખાવાનું મળે તો તેના બદલામાં લોકો આખો દિવસ કામ કરવા રાજી હતા. પણ એમ કરતાંય કામ મળતું નહોતું. એક દિવસ મળતું તો બીજા ત્રણચાર દિવસ ખાલી હાથે બેસી રહેવું પડતું.

'આખરે મારી ઘરડી મા અને નાની દીકરી બાજુનાં ગામોમાં ભીખ માગવા નીકળ્યાં પણ ભીખમાંય ઝાઝું ક્યાંથી મળે? કંઈ મળતું જ નહીં એમ કહીએ તોય ચાલે. લોકોય ક્યાંથી લાવીને આપે? આમ છતાં અમે માગીભીખીને ભીખના રોટલા પર દિવસો ગુજારતા હતા. નવી ફસલ સુધી આમ ને આમ ગાડું ગબડી જશે, એવી આશા અમને હતી. પણ પછી તો લોકોએ વધેલા ટુકડા પણ ભીખમાં આપવાના બંધ કર્યા. તેમની સ્થિતિ પણ એવી થઈ કે ટુકડા ફેંકી દે એ પાલવે નહીં: અધૂરામાં પૂરું માંદગીએ અમારા પર પંજો માર્યો. અમારી સ્થિતિ બગડતી જ ગઈ. એક દિવસ કંઈક ખાવા મળતું તો પછી બીજા બે દિવસ પેટે પાટા બાંધીને ખેંચી કાઢવા પડતા. આખરે અમારે રોટલાને બદલે ઘાસ ખાવા વારો આવ્યો. એ ઘાસ ખાઈને, યા બીજા કોઈ કારણસર, મારી પત્ની આ માંદગીનો ભોગ બની. તે એવી તો લથડી ગઈ કે તેનામાં ઊભા રહેવાનીય શક્તિ રહી નહીં. મારામાં પણ શક્તિ રહી નહોતી અને અમને આ સ્થિતિમાંથી કોઈ બેઠાં કરે એવું એકેય ચિહ્ન જણાતું નહોતું.'

અહીંથી ઘરડી ડોસીએ વાત આગળ ચલાવતાં કહ્યું, 'મેં ડોસીએ એકલે હાથે ભૂખમરા ને માંદગીનો સામનો કરી જોયો. પણ આખરે એકબે દિવસમાં ખાવાનું ન મળતાં હું પણ સાવ નખાઈ ગઈ. આ નાની છોકરી પણ નબળી પડી ગઈ અને બીકણ બની ગઈ. મેં તેને પાડોશીને ત્યાં ચાલી જવા કહ્યું, પણ એ ઝૂંપડું છોડીને

બહાર ગઇ નહીં અને અહીં ખૂણામાં ટૂંટિયું વાળીને પડી રહી. એકબે દિવસ પર અમારી પાડોશણ અહીં ડોકિયું કરવા આવેલી, પણ અમને માંદાં અને ભૂખે મરતાં જોઇ તે પાછી ફરી ગઇ. તેના પતિને પણ બહાર કામ શોધવા જવું પડ્યું હતું તથા તેની પાસેય તેનાં બાળકોને ખવડાવવા માટે કટકો રોટલો નહોતો! આમ, અમે સૌ માત્ર મોતની રાહ જોતાં પડ્યાં હતાં.'

આ લોકોની આવી વાત સાંભળી એલિશાનો તેના સાથીદારને પકડી પાડી જેરૂસલેમને રસ્તે આગળ વધવાનો વિચાર મોળો પડી ગયો. રાત ખાસી થઈ ગઈ હતી એટલે સૌ સૂઇ ગયાં.

સવારમાં એલિશા વહેલો ઊઠી પડ્યો અને જાણે પોતાના જ ઘરમાં કામ કરતો હોય તેમ ઘરને વ્યવસ્થિત કરવાનું કામ તેણે શરૂ કર્યું. તેણે લાકડાં ફાડી ચૂલો સળગાવ્યો અને આગલી સાંજે વધેલા લોટમાંથી રોટલા બનાવવાની તૈયારી કરવા માંડી. ઘરમાં વાસણકૂસણ કંઈ નહોતું. પેટ ભરવા માટે આ લોકોને બધી ઘરવખરી વેચી નાખવી પડી હતી. એલિશા નાની છોકરી સાથે પાડોશીને ત્યાં ગયો અને જેના વગર કામ બિલકુલ ન ચાલે એવાં વાસણ વગેરે માગી લાવ્યો. જે વસ્તુ માગતાં ન મળી તે ખરીદી લીધી અને એ રીતે એક તદ્દન પડી ભાંગેલું ઘર બેઠું કરવા માટે એલિશાએ તેનાથી થઇ શકે તેટલું બધું કર્યું. શરૂઆતમાં ઘર બેઠું કરવા માટે તેને એક દિવસ રોકાવું પડશે એવી તેની ગણતરી હતી, પણ એક...બે...કરતાં ત્રણ દિવસ થઈ ગયા. ત્રણ દિવસમાં નાના છોકરામાં શક્તિ આવી ગઇ અને તે એલિશાની પાછળ ફરતો થઇ ગયો. નાની છોકરીમાં પણ સ્ફૂર્તિ આવી ગઇ અને તેણે એલિશાને નાનાંમોટાં કામોમાં મદદ કરવા માંડી.

ઘરડી ડોસીમાં પણ ધીમે ધીમે શક્તિ આવી ગઇ અને તેણે હવે ચાલીને આડોશીપાડોશીને મળવા જવા માંડ્યું. પુરુષમાં પણ હવે પગ પર ઊભા રહેવા જેટલી શક્તિ આવી ગઇ અને તેણે ભીંતને ટેકે ટેકે ઘરમાં ફરવા માંડ્યું. બધાં હરતાંફરતાં થયાં પણ ઘરની ઘરવાળીમાં હજુ જોઈએ તેટલી શક્તિ આવી નહોતી. બીજે દિવસે પણ તે બેહોશ રહી. આખરે ત્રીજે દિવસે તે ભાનમાં આવી અને ભાનમાં આવતાં જ તેણે કંઇક ખાવું છે એવી માગણી કરી.

ત્રીજે દિવસે રાત્રે સૂતી વખતે એલિશાએ વિચાર્યું, 'રસ્તામાં આટલા દિવસ ભાંગવા પડશે એવી ગણતરી મેં ક્યારેય કરી નહોતી. હવે મારે જેરૂસલેમને માર્ગે આગળ ચાલી નીકળવું જોઈએ.'

*

## 6

ચોથે દિવસે તહેવાર હતો. એલિશાની ઇચ્છા સવારમાં જ જેરૂસલેમ તરફ ચાલી નીકળવાની હતી પરંતુ તહેવારનો આખો દિવસ આમની સાથે ગાળવો સારો એમ વિચારી તેણે સાંજે જવાનું રાખ્યું.

સવારમાં નાહીધોઇને તે દેવળમાં જઇ આવ્યો અને આવતી વખતે બજારમાંથી મીઠાઇ ખરીદી લાવ્યો. ડોસીએ પણ મજાની રોટી બનાવી અને બધાંએ આનંદથી ભોજન કર્યું.

તે દિવસે જ ભાનમાં આવેલી બાઇમાં હવે થોડી શક્તિ આવી અને તે હરતીફરતી થઈ. ઘરના પુરુષમાં હવે પૂરતી સ્વસ્થતા આવી ગઈ હતી. માજીએ તેને માટે ધોયેલાં કપડાં પહેરી, દાઢી કરી તે જમીનદારને ત્યાં ગયો. પેટનો ખાડો પૂરવા માટે તેણે ખેતર, જમીન તથા ઘાસિયાં બધું જમીનદારને ત્યાં ગીરો મૂક્યું હતું. તેણે જમીનદાર પાસે જઈ કરગરીને કહ્યું, ‘સાહેબ, મારી એક નાની અરજ માનો. તમારે ત્યાં મેં જે જમીન ગીરો મૂકી છે તેમાં મને માત્ર એક પાક લઈ લેવા દો.’ પણ જમીનદાર કંઇ માને? એને ત્યાં ખેતર પડતર રહે તેનો વાંધો નહીં, પણ પૈસા ભરપાઇ થાય તે પહેલાં તે ખેતર ખેડવા આપે ખરો કે? તેણે કહ્યું, ‘મારા પૈસા પરત કરો, ત્યાર પછી જમીન તમારી જ છે. પછી તેમાં તમારે જેટલા પાક લેવા હોય તેટલા લો, મને વાંધો નથી. મારે તો મારા પૈસા જોઇએ. પૈસા આપો અને જમીન છોડાવો.’

આવો જવાબ મેળવી પુરુષ સાંજે ઘેર આવ્યો અને એલિશાના પગ પકડી ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. ‘દાદા, જમીનદાર જમીન ખેડવા દેવાની ના પાડે છે. તેને તો એના પૈસા જોઇએ છે. પહેલાં પૈસા પછી બીજી વાત, એમ કહી તેણે મને પાછો કાઢી મૂક્યો.’

એલિશા આ સાંભળી ફરી વિચારમાં પડી ગયો: ‘હવે આમનું શું થશે? આ લોકો કેવી રીતે દિવસો કાઢશે? બીજા લોકો જ્યારે પોતાના ઘાસિયામાં ઘાસ કાપવા જશે ત્યારે આ બાપડાં ઘરે બેસી રહેશે! તેમના ઘાસિયામાં ઘાસ છે, પણ તેમને કાપવા કોણ દે? રાઈનો પાક તૈયાર થવા આવ્યો છે. આ વરસે મેઘરાજાની મહેર છે અને પાક સારો થાય એમ છે. પણ આમની પાસે તો આવતી કાલ માટેય કંઇ નથી. તેમની ત્રણે એકર જમીન જમીનદારને ત્યાં ગીરો મૂકેલી છે. જો હું તેમને આ સ્થિતિમાં મૂકીને ચાલ્યો જઇશ તો તો હું આવ્યો ત્યારે તેમની જે દશા હતી તેવી દશામાં તેઓ પાછાં આવી પડશે.’

આમ, એલિશાનું મન દ્વિધામાં હતું: જવું કે રહી પડવું? આખરે તેણે એટલું નક્કી કર્યું કે આજનો દિવસ તો રોકાઈ જવું. કાલની વાત કાલે. કાલે સાંજે નીકળી જઈશ.

તે રાત્રે એલિશા સૂવા માટે ખાટલો વાડામાં ખેંચી ગયો. સૂતી વખતે પ્રાર્થના કરી તે સૂઈ તો ગયો, પણ તેને ઊંઘ ન આવી. એક તરફથી તેને એમ થતું હતું કે હવે કોઈ પણ હિસાબે મારે જેરૂસલેમને રસ્તે ચાલી નીકળવું જોઈએ, કારણ કે, તેણે ઘણો સમય તથા ઘણા પૈસા અહીં ખરચી નાખ્યા હતા. બીજી તરફથી તેને આ લોકોની દયા આવતી હતી અને તેના પગ ઊપડતા નહોતા.

'પણ આનો કોઈ અંત નથી. શરૂઆતમાં માત્ર તેમને થોડું પાણી લાવી આપવું અને દરેકને ટુકડો રોટી આપવી એટલો જ મારો આશય હતો. અને જુઓ તો ખરા! તેમાંથી હું ક્યાં પહોંચી ગયો? હવે તો તેમનાં ઘાસિયાં અને જમીનને ગીરોમાંથી છોડાવવાનો પ્રસંગ આવ્યો અને હું તે કરી આપીશ એટલે મારે તેમને માટે ગાય પણ લાવી આપવી પડશે. પછી તેમના અનાજને ગાડામાં ભરી લાવવા માટે ગાડું અને ઘોડા જોઈશે. એલિશા! તું તો ભલા ખરી માયામાં ફસાઈ ગયો!' એવા એવા વિચાર તેના મનમાં ઘોળાતા હતા.

એલિશા ઊઠ્યો. માથા નીચે તકિયા તરીકે મૂકેલા કોટના વીંટાને તેણે ખોલી કાઢ્યો અને તપખીરનો એક સટાકો લગાવ્યો. તેને એમ હતું કે તેના મનમાં ચાલતી ગડમથલ દૂર કરવામાં એનાથી કદાચ મદદ મળશે.

પણ ના! તેણે ઘણો વિચાર કર્યો, પરંતુ તે કશા નિર્ણય પર આવી શક્યો નહીં. તેના મનમાં ભારે ગડમથલ ચાલ્યા કરતી હતી. એક મન તેને જેરૂસલેમ જવા કહેતું હતું તો બીજું મન આ લોકોની દયા ખાઈ ત્યાંથી જવાની ના પાડતું હતું. શું કરવું તેની તેને સમજ પડી નહીં. તેણે પહેરવા માટે ખોલેલા કોટની ગડી વાળી દીધી અને તેને પાછો માથા નીચે મૂકી તે ફરીથી સૂઈ ગયો. સવાર થઈ અને કૂકડો બોલ્યો ત્યાં સુધીમાં તે મટકુંય ન મારી શક્યો. હજુ તેની આંખમાં ઊંઘ ભરેલી હતી. તેની આંખ મીંચાઈ ગઈ અને પછી તેને એમ લાગ્યું કે તેને કોઈ ઉઠાડે છે. તે પોતે કોટબોટ પહેરી ખભે થેલો ભેરવી, છીંકણીનો સટાકો લગાવી, જવા માટે તૈયાર થઈ ગયો છે. તેને ત્યાંથી છટકી જવામાં મદદ થાય તે માટે દરવાજો પણ અધખુલ્લો પડ્યો છે. તે ઊઠ્યો અને બહાર વાડામાં આવી પહોંચ્યો. તે વાડામાંથી બહાર નીકળવાની તૈયારીમાં હતો ત્યાં તેનો થેલો વાડમાં ભેરવાઈ ગયો હોય એમ તેને લાગ્યું--તેણે તેને તેમાંથી કાઢવા મથામણ કરી જોઈ. દરમિયાનમાં તેનો બીજી તરફનો પગ કોઈએ પકડી લીધો અને તેને ચાલતો રોકી દીધો. તેણે પાછળ જોઈ થેલો ખેંચ્યો તો તેણે જોયું કે થેલો વાડમાં ભરાયેલો નથી પણ નાની છોકરીએ પકડી રાખ્યો છે. છોકરી સાથે તેની આંખ મળતાં જ છોકરી રડી પડી અને કહ્યું, 'રોટી...દાદા...રોટી.'

હવે એલિશાએ પગ તરફ નજર નાખી તો નાના છોકરાએ પગ પકડી રાખ્યો હતો. બરાબર એ જ વખતે તેની નજર ઘરની બારી પર પડી. બારીમાં ડોસી અને તેનો દીકરો ઊભાં હતાં અને દયામણી નજરે તેની સામે જોઈ રહ્યાં હતાં.

એલિશાની આંખ ઊઘડી ગઈ. તે પથારીમાં બેઠો થઈ ગયો અને આંખ ચોળી જરા સ્વસ્થ થઈ મનોમન બોલ્યો, 'આવતી કાલે હું તેમનાં ઘાસિયાં અને જમીન ગીરોમુક્ત કરી આપીશ. ઘોડો લાવી આપીશ. નાનાં છોકરાંને દૂધ પીવા જોઈએ તો તે માટે ગાય પણ લાવી આપીશ તથા એમને આખું વરસ ચાલે તેટલું અનાજ

મેળવીને ભરી આપીશ. જો આટલું નહીં કરું તો મારા હૃદયમાં વિરાજતા પરમાત્માને હું ખોઇ બેસીશ. તેને ખોયા પછી હું દરિયો ઓળંગી જેરૂસલેમ જઇ પ્રભુને ખોળીશ તો તે મને ક્યાંથી મળવાનો હતો?'

આમ વિચારી એલિશા પાછો સૂઇ ગયો અને તેને ઊંઘ પણ આવી ગઈ. અજવાળું થતાં તે ઊઠ્યો અને તેની પાસે જેટલા પૈસા હતા તે લઈને જમીનદારને ત્યાં પહોંચી ગયો. તેનું દેવું ચૂકવી તેણે ખેતર અને ઘાસિયાંને ગીરોમુક્ત કરાવી દીધાં. એ લોકોએ ખેતીનાં સાધનો પણ વેચી દીધાં હતાં. એલિશાએ નવાં સાધનો ખરીદી લીધાં અને ઘરધણીને ચાર વાઢવા મોકલી તે પાછો ગામમાં ગયો. તેને જાણવા મળ્યું કે પીઠમાં કોઇ માણસ ગાડું તથા ઘોડો વેચવા આવ્યો છે એટલે તે સીધો ત્યાં પહોંચી ગયો. પેલા માણસ સાથે સોદો પતાવી ઘોડો અને ગાડું તેણે રાખી લીધાં. ત્યાર પછી તેણે આખું વરસ ચાલે તે માટે ગૂણબંધ અનાજ ખરીદ્યું અને તેને ગાડામાં ભરી લઇ ગાયની તપાસ કરવા માંડી.

રસ્તામાં બે બાઇઓ એલિશા વિશે વાત કરતી કરતી જતી હતી. એક બાઇ એલિશાને બતાવી બીજીને કહેતી હતી: 'આ માણસ કેટલો ભલો છે તેની પહેલાં કોઈને ખબર નહોતી. આમ તો એ તદ્દન સાધારણ માણસ લાગે છે. પણ તેના ગુણ કેવા છે! એ પેલા લોકોને ત્યાં માત્ર પાણી માગવા આવ્યો હતો, પણ પછી તેમને દુ:ખી જોઇને ત્યાં જ રહી પડ્યો. વળી જેને ત્યાં રહ્યો તેને માટે તેણે કેટલી સેવાચાકરી કરી તે તો જુઓ! તેણે તેમને બેઠાં કર્યાં, તેમનું ઘર બેઠું કર્યું, અને હવે આ બધી ખરીદી કરી તે ગાડું તેમને ઘેર લઈ જાય છે. આવા માણસો તો દુનિયામાં ઘણા ઓછા મળી આવે. એવાનાં દર્શનથીય આપણા જેવાનો તો ઉદ્ધાર થઈ જાય.'

આ બાઇઓની વાતમાંથી એલિશા જાણી ગયો કે ગામલોકો તેનાં વખાણ કરે છે અને તેના તરફ ભક્તિભાવથી જુએ છે. તેણે ગાય ખરીદવા જવાનું માંડી વાળ્યું અને તે સીધો પેલા માણસને ત્યાં ગાડું હંકારી ગયો. તેને ગાડા સાથે આવેલો જોઈ ઘરના માણસોને નવાઇ લાગી. તેઓને થયું તો ખરું કે દાદાજી આ ગાડું, ઘોડો અને અનાજ તેમને માટે જ ખરીદી લાવ્યા છે. પણ એવું પૂછવાની તેમની હિંમત ન ચાલી. ઘરધણીએ આવીને વાડાનો દરવાજો ઉઘાડ્યો અને પૂછ્યું, 'દાદાજી, આ ઘોડો ક્યાંથી લાવ્યા?'

'કેમ? મેં ખરીદ્યો. સસ્તો હતો એટલે મેં ખરીદી લીધો. જા, જઈને થોડી ચાર લઈ આવ અને એને નીર જેથી એને ખાવા મળે. અને જો, આ થેલામાં અનાજ છે તે પણ ઘરમાં ભરી લેવાનું છે.'

પેલા માણસે ગાડું છોડી ઘોડાને કોઢમાં બાંધી ગાડામાં ભરેલું અનાજ ઘરમાં આણ્યું. થોડી તાજી ચાર વાઢી લાવી ઘોડાને નીરી.

બપોરે બધા આરામ કરતા હતા ત્યારે એલિશાએ પણ તેની પથારી વાડામાં ઝાડ નીચે આણી રાખી. સાંજે થેલો પણ બહાર આણી પથારી સાથે મૂકી રાખ્યો.

રાત્રે બધાં સૂઇ ગયાં એટલે તે ઊઠ્યો, તેનો થેલો વ્યવસ્થિત બાંધી લીધો, પગે પાછા કંતાનના ટુકડા વીંટી લીધા અને પછી તેની પર જોડા પહેરી લઈ કોટ ચડાવ્યો.

બધાંને ઊંઘતાં મૂકી તે ગામ બહાર નીકળી ગયો અને જેરૂસલેમને રસ્તે ચાલી નીકળ્યો.

*

## 7

પરોઢિયું થતાં સુધીમાં તો એલિશાએ ત્રણેક માઇલ કાપી નાખ્યા અને પો ફાટતાં જ તેણે એક મોટા ઝાડ નીચે બેસી થોડો આરામ કરી લેવાનું વિચાર્યું.

પેલા માણસોને મદદ કરવામાં તેણે કેટલા પૈસા ખરચી નાખ્યા તેનો તેણે હિસાબ સુધ્ધાં નહોતો કર્યો. તેણે ગજવામાંથી પાકીટ કાઢી તેમાં કેટલી રકમ બચી છે તે ગણી કાઢ્યું. તેની પાસે સો રૂબલમાંથી માત્ર સત્તર રૂબલ અને વીસ કોપેક બાકી રહ્યા હતા.

'ઠીક છે. આટલા પૈસાથી કંઇ જેરૂસલેમ સુધી પહોંચાવાનું નથી. અને રસ્તામાં કોઇ પાસે પૈસા માગીને આગળ જવું એ તો ન જવા કરતાંય ભૂંડું છે. એફિમ ભલે એકલો જેરૂસલેમ પહોંચે. તે મારા વતીય એક દીવો તો કરશે જ. વળી હું હવે આ જિંદગીમાં મારી જેરૂસલેમની યાત્રાની માનતા પૂરી કરી શકીશ એમ મને નથી લાગતું. પરંતુ ઈશ્વર તો દયાનો સાગર છે. તે મારી આ ભૂલ માટે મને જરૂર માફી આપશે.'

આમ વિચારી એલિશા ઊઠ્યો. ખભે થેલો ભેરવી જેરૂસલેમને માર્ગે આગળ વધવાને બદલે તે ઘરભણી પાછો ફર્યો. જો ફરીને પેલા ગામમાંથી જવાનું થાય તો તેને પેલા લોકો ઓળખી ગયા વગર રહે નહીં. તેથી તેણે એ ગામને બાજુએ મૂકી ફેરાવાનો રસ્તો લીધો. ઘરેથી જેરૂસલેમ જતી વખતે તેને રસ્તો કાપવાનું જરા કઠણ લાગેલું. એફિમ હંમેશાં તેનાથી આગળ થઇ જતો અને તેને પકડવા માટે એને ઘણી મહેનત કરવી પડતી. પરંતુ પાછા ફરતાં જાણે ઈશ્વરે તેના પગમાં નવું જોર પૂરી આપ્યું. ઝડપથી ચાલવું એ તેને બચ્ચાના ખેલ જેવું લાગ્યું અને હાથમાંની લાકડી આમતેમ હલાવતાં હલાવતાં તેણે રોજના વીસપચીસ માઇલ કાપવા માંડ્યા.

એલિશા ઘેર પહોંચ્યો ત્યારે ખેતરમાં ફસલ બરાબર જામી હતી. ઘરના માણસો તેને પાછો ફરેલો જોઇ ખૂબ રાજી થયા. તે એફિમ કરતાં પાછળ કેમ રહી ગયો અને અધવચ્ચેથી પાછો કેમ ફર્યો તે બધા જાણવા માગતા હતા. પરંતુ એલિશાએ આ વિશે કોઈને કશી વાત કરી નહીં.

'ઈશ્વરની ઇચ્છા એવી હશે કે હું જેરૂસલેમ સુધી ન પહોંચું તેથી મારો સાથીદાર મારાથી આગળ નીકળી ગયો અને વધુમાં મારા પૈસા રસ્તે ખોવાઈ ગયા. એટલે મારે પાછા આવી રહેવું પડ્યું. બસ, એનાથી વધારે મને કંઇ ન પૂછશો. ભગવાનને ખાતર મને માફ કરો.' એમ કહી એલિશા વાતને એટલેથી જ અટકાવી દેતો.

એલિશા પાસે જે કંઇ પૈસા બચ્યા હતા તે તેણે તેની ઘરડી પત્નીને આપી દીધા. છોકરાંઓને તેણે ઘર અને ગામના સમાચાર પૂછ્યા. બધું બરાબર ચાલતું હતું. છોકરાઓએ બધું કામ સમયસર પતાવી દીધું હતું અને કોઇ પણ કામમાં બેકાળજી કરી નહોતી.

એલિશા પાછો ફર્યો છે તેની જાણ એફિમના ઘરના માણસોને પણ તે જ દિવસે થઇ ગઇ. તેઓ એફિમના ખબરઅંતર પૂછવા આવ્યા ત્યારે એલિશાએ તેમને પણ એટલું જ કહ્યું, 'એફિમની ચાલવાની ઝડપ મારા કરતાં ઘણી વધારે એટલે સહેજ સહેજ કરતાં અમારી વચ્ચે અંતર વધતું ગયું. અધૂરામાં પૂરા મારી પાસે પૈસા હતા તે ખોવાઈ ગયા એટલે મારે પાછા ફરવું પડ્યું.'

ગામલોકોએ જ્યારે જાણ્યું કે એલિશા જેરૂસલેમની જાત્રા પડતી મૂકી અધવચથી પાછો ફર્યો છે ત્યારે તેમને ખૂબ નવાઈ લાગી. એલિશા જેવા સમજુ અને વહેવારુ માણસેય આવી મૂર્ખામી શા માટે કરી હશે એ તેમને સમજાયું નહીં. એલિશાએ યાત્રા પડતી મૂકી, પોતાની માનતા પૂરી ન કરી અને રસ્તામાં પૈસા ગુમાવી મૂક્યા તે જાણી ગામલોકોને ખૂબ આશ્ચર્ય થયું. પણ લોકોને શું? તેમણે તો બે દિવસ વાતો કરી અને પછી બધું ભૂલી ગયા. એલિશાએ પણ એ વાતને વિસારે પાડી.

તેણે હવે ઘરનાં કામોમાં તથા ખેતીમાં મન પરોવ્યું. તેના દીકરા સાથે મળી શિયાળામાં બળતણ માટે જોઈતાં લાકડાં ફાડીને ભરી લીધાં. તેની પત્નીને અનાજ ઝૂડવામાં મદદ કરી. કોઢારાનું છાપરું ઢળી ગયું હતું તે તેણે નવેસરથી બેઠું કર્યું.

આટલું કર્યા પછી તેણે મધમાખો ઉછેરવાના કામમાં મન પરોવ્યું. મધપૂડા આમ તો સારી હાલતમાં જ હતા છતાં તેણે તે જગ્યાને બરાબર સાફ કરી. તેના પાડોશીને તેણે જે દસ પૂડા વેચ્યા હતા તેમાંથી હવે સત્તર પૂડા થઈ ગયા હતા. પાડોશી હજુ સુધી તે પૂડા લઈ ગયો નહોતો. આ બધા પૂડામાંથી કયામાં ઓછું મધ ભરાશે અને કયામાં વધારે મધ ભરાશે તે એલિશા અનુભવે જાણતો હતો.

પણ એલિશાની ઈમાનદારીનો જોટો જડે એમ નહોતો. તેણે પાડોશીને બોલાવી સારામાં સારા સત્તર મધપૂડા તેને આપી દીધા. જે દસ પૂડા વેચી દીધેલા તેમાંથી જ સત્તર પૂડા થયા, એટલે સત્તરેસત્તર પાડોશીના જ ગણાય ને? અને પાડોશીએ ખરે ટાંકણે મદદ કરેલી, તેને સારા પૂડા છોડી ખરાબ કેમ અપાય?

આમ, સારામાં સારા સત્તર પૂડા પડોશીને આપી દઈ જે પૂડા બાકી રહ્યા તેના કામકાજમાં એલિશાએ મન પરોવ્યું. શિયાળાની બધી તૈયારી થઇ ગઈ એટલે તેણે દીકરાને નોકરીની શોધમાં બહારગામ મોકલી આપ્યો.

*

## ૪

બીજી તરફ એફિમ અને એલિશા છૂટા પડ્યા પછી એફિમ થોડે છેટે જઇ વિસામો લેવા રોકાયો અને તેણે એલિશાની રાહ જોવા માંડી. પણ એલિશા તો માંદાં અને ભૂખે મરતાં માણસોની સેવાચાકરી કરવામાં રોકાઇ ગયો હતો એટલે ક્યાંથી આવે?

એફિમે તેની ઘણી રાહ જોઇ. રસ્તા પર દૂર સુધી નજર નાખી નાખીને તેની આંખ દુ:ખી ગઇ. તેણે એક મીઠી ઊંઘ પણ ખેંચી લીધી. ઊઠ્યા પછીય ખાસી વાટ જોઇ પણ એલિશા જણાયો નહીં. સૂરજ આથમવા આવ્યો તોય એલિશાનાં કશાં એંધાણ જણાયાં નહીં.

'કદાચ એણે મને અહીં સૂતેલો જોયો ન હોય અને તે મારાથી આગળ નીકળી ગયો હોય એવું પણ બને. કોઇ તેને ગાડામાં બેસાડી ગયું હોય એમેય બને. પણ આ જગ્યા એવી છે કે તે અહીંથી પસાર થાય તો હું તેની નજરે ચડ્યા વગર ન રહું. તેણે મને ન જોયો હોય એવું તો કેમ બને? જો હું પાછો ફરી તેની ભાળ કાઢવા જાઉં અને તે આગળ નીકળી ગયો હોય તો તો અમારી વચ્ચેનું અંતર વધતું જ જાય. એટલે હું પણ આગળ ચાલવા માંડું એ જ વધારે સારું, જેથી રાતવાસો રહેવાની જગ્યાએ અમે ભેગા થઇ જઇએ.' આમ વિચારી એફિમે ચાલવા માંડ્યું.

ચાલતો ચાલતો તે એક ગામમાં આવી પહોંચ્યો. ગામને પાદરે એક ચોકીદાર બેસી રહેતો હતો. એફિમે તેને કહ્યું, 'જો ભાઇ, મારો સાથીદાર પાછળ રહી ગયો છે. એ બુઢ્ઢો છે અને તેને માથે તાલ છે. જો તે આવી ચડે તો એને પણે પેલી ધરમશાળામાં મોકલજો. હું ત્યાં તેની રાહ જોતો બેઠો છું.'

એફિમે મોડી રાત સુધી એલિશાની રાહ જોઇ પણ તે આવ્યો નહીં. આખરે તે સૂઇ ગયો. તેને થયું કે નક્કી એલિશા આગળ નીકળી ગયો હોવો જોઇએ. તેથી સવારમાં ઊઠીને તેણે ધીમે ધીમે આગળ ચાલવા માંડ્યું. રસ્તામાં જે કોઇ સામે મળે તેને તે પૂછી જોતો કે તમને કોઇ બુઢ્ઢો યાત્રાળુ સામે મળ્યો? પરંતુ કોઈએ એવા માણસ વિશે કશી માહિતી આપી નહીં. આથી એફિમને જરા મૂંઝવણ તો થઇ, પણ તેણે ચાલ્યે રાખ્યું. તેને એમ હતું કે, 'ઓડેસામાં તો અમે જરૂર એકબીજાને મળીશું, અને ત્યાં ન મળ્યા તો પછી વહાણમાં તો અમારો ભેટો થશે જ થશે.'

રસ્તામાં તેને એક બીજો યાત્રાળુ મળ્યો. તેને માથે લાંબા વાળ હતા અને તેણે પાદરી લોકો પહેરે છે તેવી બેઠ્ઠા ઘાટની ટોપી તથા લાંબો કાળો ડગલો પહેરેલો હતો. તેનું કહેવું એમ હતું કે તે માઉન્ટ એથોસ થઇ આવ્યો છે અને બીજી વખત જેરૂસલેમની યાત્રાએ જઇ રહ્યો છે. બંને જણા રાતવાસો કરવાને સ્થળે સાથે થઇ ગયા અને બીજે દિવસે સાથે જ ચાલી નીકળ્યા.

બંને જણ સહીસલામત ઓડેસા પહોંચી ગયા. વહાણ ત્રણ દિવસ પછી ઊપડવાનું હતું તેથી તેઓ ત્યાં ત્રણ દિવસ રોકાઇ ગયા. ત્યાં જુદા જુદા દેશમાંથી ઘણા યાત્રાળુઓ આવેલા હતા. અહીં પણ એફિમે એલિશાની ઘણી શોધખોળ કરી, પણ કંઇ પત્તો લાગ્યો નહીં.

એફિમે પાંચ રૂબલ ખરચી જરૂરી પાસપોર્ટ કઢાવી લીધો અને ચાળીસ રૂબલમાં જેરૂસલેમ જઈને પાછા આવવાની ટિકિટ કઢાવી. આ ઉપરાંત રસ્તે ખાવા માટે જરૂરી ભાથું પણ તેણે ખરીદી લીધું.

પેલા યાત્રાળુએ એફિમને ભાડું ખર્ચ્યા વગર વહાણ પર કેવી રીતે ઘૂસી જવું તેની યુક્તિ બતાવી, પણ એફિમે તેની વાત તરફ ધ્યાન ન આપ્યું. તેણે કહ્યું, 'ના, મારે એવું નથી કરવું. હું પૈસા ખરચવાની તૈયારી સાથે અહીં આવ્યો છું. ભાડું આપ્યા વગર મારાથી મુસાફરી ન થાય.'

ત્રણ દિવસે વહાણ આવ્યું. વહાણમાં માલસામાન ભરાઈ ગયો એટલે યાત્રાળુઓએ વહાણ પર ચડવા માંડ્યું. એફિમ વહાણ પર પહોંચી ગયો અને તેનો નવો સાથીદાર પણ ત્યાં આવી પહોંચ્યો. વહાણનું લંગર ઉપાડી લેવામાં આવ્યું અને ધીમી ગતિએ વહાણે કિનારો છોડ્યો.

આખો દિવસ શાંતિથી પસાર થયો. પરંતુ રાત્રે એકદમ પવન ફૂંકાવો શરૂ થયો અને વાદળાં ચડી આવ્યાં. વરસાદ તૂટી પડ્યો અને વહાણ આમથી તેમ ડોલવા લાગ્યું. યાત્રાળુઓ ગભરાઈ ગયા. સ્ત્રીઓએ ભયના માર્યા કિકિયાણ કરી મૂક્યું અને ઢીલાપોચા માણસોએ આશ્રય શોધવા માટે વહાણ પર દોડાદોડ કરી મૂકી. એફિમને પણ બીક તો લાગી, પણ તેણે કોઈને જણાવા દીધું નહીં. તેના જેવા જ બીજા યાત્રાળુઓની સાથે તે પણ તૂતક પર થેલો પકડીને બેસી રહ્યો. એક રાત અને એક દિવસ આમ ને આમ પસાર થઈ ગયાં પછી તોફાન કંઈક શમ્યું. ત્રીજે દિવસે વાતાવરણ ચોખ્ખું થઈ ગયું અને વહાણ હાલમડોલમ કર્યા વગર સીધું પાણી કાપવા લાગ્યું. પાંચમે દિવસે વહાણે કોન્સ્ટેન્ટિનોપલ બંદરે લંગર નાખ્યું.

કોન્સ્ટેન્ટિનોપલમાં વહાણ ચોવીસ કલાક રોકાવાનું હતું. કેટલાક યાત્રાળુઓ ત્યાં સેન્ટ સોફિયાનું દેવળ જોવા ગયા, પણ એફિમ વહાણ પર જ રહ્યો. તેની પાસે ભાથું પૂરતું ન હતું તેથી તેણે થોડું ભાથું ખરીદી લીધું. બીજે દિવસે વહાણ ઊપડ્યું અને બીજાં બે નાનાં બંદરોએ રોકાઈ બે દિવસે જાફા પહોંચ્યું.

જેરૂસલેમ જનારા યાત્રાળુઓને અહીં ઊતરી જવાનું હતું અને અહીંથી બીજા ચાળીસ માઈલ જેટલું અંતર પગે ચાલીને કાપવાનું હતું. વહાણમાંથી કિનારે લઈ જવા માટે જે હોડીમાં મુસાફરોને ઉતારવામાં આવતા હતા તે હોડી એટલી બધી ડોલતી હતી કે ઊતરનારને ઊતરતાં ઊતરતાં દરિયામાં ગબડી તો નહીં પડીએ ને એવી બીક રહેતી હતી. પરંતુ બધા મુસાફરો સુખરૂપ હોડીમાં ઊતર્યા અને કિનારે પહોંચી ગયા.

ત્યાંથી બધા જાત્રાળુઓ જેરૂસલેમ જવા નીકળ્યા. ચાળીસ માઈલનો રસ્તો કાપી તેઓ જેરૂસલેમ આવી પહોંચ્યા અને શહેર બહાર આવેલી ધર્મશાળામાં મુકામ કર્યો. અહીં તેમના પાસપોર્ટ તપાસવામાં આવ્યા. એ કામ પૂરું થયા પછી બધાએ ખાઈ લીધું અને જેરૂસલેમનાં પવિત્ર સ્થળોની મુલાકાતે જવાની તૈયારી કરવા માંડી.

એફિમ પણ તેના નવા સાથીદાર સાથે નીકળી પડ્યો. તેનો નવો સાથીદાર અગાઉ એક વાર જેરૂસલેમ આવી ગયેલો હતો અને તેણે બધું જોયેલું હતું. એટલે તેણે ફરી ફરીને એફિમને બધી જગ્યાઓ બતાવી તથા કઈ જગ્યાએ કઈ વિધિ કરવાની હોય છે તે પણ બતાવ્યું. એફિમે દરેક જગ્યાએ પેલાએ કહ્યું તે પ્રમાણે વિધિ કરી તથા દરેક સ્થળે તેણે કહ્યું તેટલા પૈસા મૂક્યા.

બપોર થતાં સુધીમાં તો તેઓ પાછા ધર્મશાળામાં આવી પહોંચ્યા અને તેમણે જમી લીધું. બીજા જાત્રાળુઓ પણ આવી ગયા હતા. સૌ જમીને આડેપડખે થવાની તૈયારીમાં હતા તે જ વખતે એફિમના નવા સાથીદારે બૂમાબૂમ કરી મૂકી, 'અરે…મારું પાકીટ ચોરાઈ ગયું. તેમાં તેવીસ રૂબલ હતા….દસ દસની બે નોટ અને ત્રણ રૂબલ છૂટા…બધું ગયું…હવે મારું શું થશે?' આ પ્રમાણે તેણે ઘણી રોકકળ કરી, પણ તેનાથી શું વળે?

આખરે તે શાંત પડ્યો અને બધા જાત્રાળુઓ આરામ કરવા માટે સૂઈ ગયા.

*



## 9

એફિમ સૂતો તો ખરો પણ તેને ઊંઘ ન આવી. તેના સાથી યાત્રાળુ વિશે હવે તેના મનમાં જાત જાતના વિચારો આવવા લાગ્યા:

'એના પૈસા કોઈએ ચોર્યા હોય એમ મને નથી લાગતું. મને તો ઊલટું એમ લાગે છે કે એની પાસે રાતી પાઈ સુધ્ધાં નહોતી. અમે જ્યાં જ્યાં ફર્યા ત્યાં દરેક જગ્યાએ એણે મારી પાસે પૈસા મુકાવ્યા, પણ એકેય જગ્યાએ એણે કંઈ ચડાવ્યું હોય એવું મને યાદ નથી. વળી એક રૂબલ તો એણે મારી પાસે ઉછીનો લીધો હતો. જો એની પાસે પૈસા હતા તો પછી એણે મારી પાસે ઉછીનો રૂબલ શા માટે લીધો?'

તેના મનમાં આવા વિચાર ચાલતા હતા ત્યાં મન પાછું બીજા વિચારે વળ્યું: 'હશે, કોઈ માણસ કેવો છે અને કેવો નથી એ નક્કી કરવાનો મને શો અધિકાર? એવી રીતે કોઈને વિશે હલકા વિચાર કરવા અને કોઈને ખરાબ માની લેવો એ પણ પાપ ગણાય.' આવો વિચાર આવતાં તેણે મનને બીજી દિશામાં વાળવાનો પ્રયત્ન કરી જોયો, પણ તેને ફરી ફરીને પેલા યાત્રાળુના જ વિચાર આવવા લાગ્યા:

'એ માણસને પૈસામાં કેટલો બધો રસ છે! પૈસાની વાત આવે ને એ કેવો થઈ જાય છે? વળી, જ્યારે એનું પાકીટ ચોરાયું છે એવી બૂમાબૂમ એણે કરી ત્યારે એનો અવાજ કેવો જુઠ્ઠો અને છેતરામણો લાગતો હતો? ખરેખર તો એની પાસે એક દોઢિયુંય નહોતું. મને તો એની વાત બનાવટી અને જુઠ્ઠી લાગે છે.'

આવા વિચારમાં ને વિચારમાં એફિમને ઊંઘ ન આવી. બપોરનો આરામ મળ્યો નહીં અને સાંજ પડી ગઈ. સાંજ થતાં બધા યાત્રાળુઓ પાછા દેવળમાં જવાની તૈયારી કરવા લાગ્યા.

સાંજે બધા યાત્રાળુઓ જે દેવળમાં ઈશુની કબર આવેલી છે તે દેવળમાં પ્રાર્થના કરવા માટે જવા નીકળ્યા. એફિમ પણ બધાની સાથે ચાલી નીકળ્યો. પેલા યાત્રાળુએ એફિમનો કેડો ન છોડ્યો અને તેની સાથે ત્યાં જવા નીકળ્યો.

તેમણે ઈશુને વધસ્તંભ પર ચડાવતાં પહેલાં જ્યાં ઊભા રાખીને ફટકા મારેલા તે જગ્યા તથા જે પથ્થર પર બેસાડી ઈશુને કાંટાળો તાજ પહેરાવવામાં આવ્યો હતો તે જગ્યા જોઈ. ઈશુને વધસ્તંભ ઊભો કરતાં પહેલાં જે જગ્યાએ વધસ્તંભ પર જડવામાં આવેલા તે સ્થળ તથા જ્યાં વધસ્તંભ ઊભો કરવામાં આવેલો તે જગ્યા પણ તેમણે જોઈ.

મુખ્ય દેવળમાં યાત્રાળુઓની ઠઠ જામી હતી. દુનિયાના જુદા જુદા ભાગમાંથી યાત્રાળુઓ અહીં યાત્રા કરવા આવ્યા હતા. આવી ગિરદીમાં દેવળમાં પેસતી વખતેય એફિમના મનમાં તો તેના સાથી યાત્રાળુ વિશેના વિચાર ઘોળાયા કરતા હતા. તે એને વિશે તર્કવિતર્ક કરી મનોમન પાપ આચરી રહ્યો હતો. એ માણસથી

છૂટા પડવાની એફ્રિમે ઘણી કોશિશ કરી, પણ પેલાએ એફ્રિમનો કેડો ન છોડ્યો. એફ્રિમે પ્રાર્થના માટે આગલી હરોળ સુધી પહોંચવા માટે મહેનત કરી જોઈ, પણ ગિરદી એટલી બધી હતી કે કોઈનાથી ચસકાય એમ નહોતું.

આવી ગિરદીમાં એફ્રિમ બધાની સાથે પ્રાર્થના કરતો ઊભો હતો. પ્રાર્થના કરતી વખતેય તેના મનમાં તેની સાથે જ ઊભેલા પેલા માણસ વિશેના વિચારો ચાલતા હતા. વધુમાં તેને તેના પાકીટની પણ ચિંતા થવા લાગી હતી. તેને થતું હતું, 'આ માણસ મને છેતરે છે. અને જો તે મને છેતરતો ન હોય અને તેના પૈસા ખરેખર ચોરાયા હોય તો પછી મારું પાકીટ પણ ત્યાંથી નહીં ચોરાઈ જાય એમ કોણે જાણ્યું?'

*

ઈશુની કબર પર છત્રીસ દીવા બળતા હતા. એફિમની આગળ ઘણા માણસો ઊભા હતા. એફિમ એ બધાની પાછળ કબર પર નજર નાખી પ્રાર્થના કરતો ઊભો હતો ત્યાં તેની નજર કબરની તદ્દન નજીકમાં ઊભા ઊભા પ્રાર્થના કરતા એક માણસ પર પડી. તેને થયું, 'અરે! એલિશા અહીં ક્યાંથી?' એ માણસે એલિશા જેવો જ કોટ પહેર્યો હતો. તેનું મોં દેખાતું નહોતું પણ તેનું માથું, તેની ચળકતી તાલ, અને પાછળનો બધો દેખાવ એલિશા જેવો જ હતો.

એફિમને થયું, 'એ માણસ એલિશા જેવો જ લાગે છે તો ખરો, પણ એલિશા અહીં ક્યાંથી હોય! તે મારાથી આગળ નીકળી ગયો હોય એવું બનવાનો તો સહેજે સંભવ નથી. અમારા વહાણ કરતાં આગળ જે વહાણ ઊપડ્યું તે તો અઠવાડિયા જેટલું વહેલું ઊપડ્યું હતું. તે વહાણ એલિશાએ પકડ્યું હોય એવું બનવાનો જરાય સંભવ નથી. વળી અમારા વહાણમાં તો એ નહોતો જ. કારણ, અમારા વહાણમાં તો એની તપાસ કરવામાં મેં કંઈ બાકી નથી રાખ્યું.'

એફિમ આવું વિચારતો હતો તે જ વખતે એલિશા જેવા લાગતા એ માણસે પ્રાર્થના પૂરી કરી ત્રણ વખત નમન કર્યું. એક વખત ઈશુને અને પછી ડાબી તથા જમણી બાજુએ ઊભેલા ભાઇઓને. એ માણસે જમણી તરફ ફરીને નમન કર્યું તે વખતે એફિમે તેને બરાબર ઓળખી કાઢ્યો. તેની ગૂંચળાંવાળી ભૂખરી દાઢી, તેનું વિશાળ તરતું કપાળ, લાંબું નાક, ઊંડી આંખો અને મોં પરના ભાવ બધું એફિમે બરાબર જોયું. તેને ખાતરી થઈ કે એ એલિશા જ છે.

પોતાનો ખરો સાથીદાર પાછો મળી ગયો તે જાણીને એફિમને ઘણો આનંદ થયો. સાથે સાથે એલિશા તેનાથી આગળ નીકળી ગયો તેની તેને ખૂબ નવાઈ લાગી.

'એલિશા, તું તો ખરો! જોયો, કેવો પહેલી હરોળમાં બધાથી આગળ પહોંચી ગયો! રસ્તામાં કોઈ જાત્રાળુએ તને આગળ કેવી રીતે પહોંચી જવું તેની તરકીબ બતાવી રાખી હોવી જોઇએ. અહીંથી બધા બહાર નીકળશે ત્યારે હું તને ખોળી કાઢીશ. તું મળી જાય એટલે મારી સાથેના આ બેઠ્ઠી ટોપીવાળા ઠગથી પણ હું છૂટો પડી શકીશ. પછી આપણે સાથે રહીશું. આગલી હરોળમાં શી રીતે પહોંચી જવું તે મને બતાવીશ ને?' એફિમે મનોમન વિચાર્યું.

એલિશા નજરમાંથી છટકી ન જાય તે માટે એફિમ તેને બરાબર જોઇ રહ્યો. પણ પ્રાર્થના પૂરી થતાં પવિત્ર કબર સુધી પહોંચવા માટે અને તેને સ્પર્શ કરવા માટે યાત્રાળુઓમાં ધક્કામુક્કી થઈ. આ ધક્કામુક્કીમાં એફિમ બાજુએ ધકેલાઇ ગયો. વળી આ ધમાલમાં તેનું પાકીટ કોઈ તફડાવી ન જાય તેની પણ તેને ચિંતા થવા લાગી. તેણે ગજવામાં હાથ નાખી પાકીટ પકડી રાખ્યું અને કોણીની મદદથી લોકોની ભીડમાંથી રસ્તો કરવા માંડ્યો. આ રીતે એ દેવળમાંથી બહાર નીકળી આવ્યો. બહાર નીકળી તેણે એલિશાની ખૂબ તપાસ કરી. તે વખતે તેને દરેક જાતના લોકો જોવા મળ્યા: કેટલાક ખાણીપીણીમાં પડી ગયા હતા, કેટલાક દારૂ પીતા હતા, કેટલાક વાંચતા હતા--તો કેટલાક ઊંઘી ગયા હતા. આ બધામાં એલિશા શોધ્યો જડ્યો નહીં. આખરે એફિમ એકલો ધર્મશાળામાં પાછો ફર્યો. ધર્મશાળામાં આવીને તેણે જોયું તો પેલો ઠગ ત્યાંથી ચાલ્યો ગયો હતો. એફિમે તેને આપેલો રૂબલ પાછો વાળવા તે શાનો રોકાય?

બીજે દિવસે સાંજે એફિમ એક બુઢ્ઢા યાત્રાળુ સાથે દેવળમાં ગયો. તેની સાથે એને વહાણ પર ઓળખાણ થઈ હતી. દેવળમાં આજે પણ કાલ જેવી જ ગિરદી હતી. એફિમે આગલી હરોળમાં પહોંચવા માટે ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં તે સફળ થયો નહીં. આખરે તેણે પાછળ એક થાંભલા પાસે ઊભા રહી પ્રાર્થના કરી લીધી.

આજે પણ એફિમે તદ્દન આગલી હરોળમાં એલિશાને પ્રાર્થના કરતો ઊભેલો જોયો. પવિત્ર કબરની તે એટલો બધો નજીક હતો કે દીવાના પ્રકાશમાં તેની તાલ ચમકતી હતી. એલિશા હાથ પસારીને પાદરીની જેમ પ્રાર્થના કરતો હતો.

'હવે આજે તો એને છટકવા દેવો નથી' એમ વિચારી એફિમે ટોળામાંથી માર્ગ કરતાં આગળ વધવા માંડ્યું. પણ આ શું? તે આગલી હરોળે પહોંચીને જુએ છે તો એલિશા ત્યાં નથી!

ત્રીજે દિવસે પણ એફિમે પ્રાર્થના વખતે એલિશાને પવિત્ર કબરની તદ્દન નજીક, જ્યાં બધા તેને જોઈ શકે એવે સ્થાને ઊભા રહી પ્રાર્થના કરતો જોયો: એલિશા હાથ પસારીને ઊભો છે, તેની આંખો આકાશ તરફ મંડાયેલી છે અને દીવાના પ્રકાશમાં તેની તાલ ચમકી રહી છે.

'એલિશા! આજે તું છટકી શકવાનો નથી. હું અત્યારથી દરવાજે પહોંચી જાઉં છું. ત્યાંથી બહાર નીકળતી વખતે તને પકડી પાડીશ. દરવાજે આપણે બંને એકબીજાની નજરે પડ્યા વિના નહીં રહીએ.' એમ વિચારી એફિમ દરવાજે પહોંચી ગયો. પ્રાર્થના પૂરી થતાં બધા ત્યાંથી બહાર નીકળવા લાગ્યા. વારાફરતી બધા ત્યાંથી પસાર થઈ ગયા, પણ તેમાં એલિશા ક્યાંય દેખાયો નહીં.

એફિમ છ અઠવાડિયાં જેરૂસલેમ રહ્યો. જેરૂસલેમ સાથે સંકળાયેલાં આજુબાજુનાં બધાં તીર્થોની તેણે યાત્રા કરી. જોર્ડન નદીમાંથી થોડું પાણી તથા ત્યાંની પવિત્ર માટી તેણે સાથે લઈ લીધી અને વાટખર્ચી જેટલા પૈસા સાથે રાખી તે પાછો ઘરે જવા નીકળ્યો. જેરૂસલેમથી પગપાળા જાફા પહોંચ્યો. ત્યાંથી વહાણમાં ઓડેસા ગયો અને ઓડેસાથી ઘરે પહોંચવા માટે તેણે પાછો પગપાળા પ્રવાસ શરૂ કર્યો.

*

એફિમ જે રસ્તે ગયો હતો તે જ રસ્તે પાછો ફરી રહ્યો હતો. તેનું ઘર જેમ જેમ નજીક આવતું જતું હતું તેમ તેમ તેની ગેરહાજરીમાં ઘરનું શું થયું હશે તે જાણવાની તેની ઇંતેજારી વધતી જતી હતી: 'હું અહીંથી ગયો ત્યાર પછી તો નદીમાંથી ઘણું પાણી વહી ગયું....ઘર બાંધવું એટલે કેટલી માથાકૂટ! માણસ તેની જિંદગીમાં એક વખત ઘર બાંધી શકે છે. પણ છતાં એને બરબાદ થતાં ઝાઝો સમય થોડો લાગે છે? હું મારા છોકરાને માથે બધું નાખી ગયો હતો. પણ મારા વગર તેણે ગાડું કેમ ગબડાવ્યું હશે તે સવાલ છે. ઉલાળી ન મૂક્યું હોય તો પ્રભુની મહેરબાની....વળી, આ વરસે પાક કેવો થયો હશે, શિયાળામાં ઢોર સાજાં રહ્યાં હશે કે કેમ, અને જે ઘરનું બાંધકામ હું અધૂરું મૂકી ગયો હતો તે પૂરું થયું હશે કે કેમ?' આવી ચિંતા કરતો કરતો એફિમ પોતાના ગામ તરફ આગળ વધી રહ્યો હતો.

ચાલતાં ચાલતાં જે ગામમાં એલિશા પાણી માગવા ગયો હતો અને જ્યાંથી એફિમ અને એલિશા છૂટા પડી ગયા હતા એ ગામ આવ્યું. એફિમે જોયું કે ગયા ઉનાળામાં જ્યાં દુકાળ પડ્યો હતો અને માણસો ભૂખે મરતાં હતાં ત્યાં આ વરસે પાક સારો થયો હતો. લોકો પાછા રોજિંદું જીવન જીવતા થઇ ગયા હતા અને તેમનું આગલું દુ:ખ પણ ભૂલી ગયા હતા.

ચાલતાં ચાલતાં એફિમ એલિશા જે ઝૂંપડામાં પાણી માગવા ગયો હતો તે ઝૂંપડા પાસે આવી પહોંચ્યો. બરાબર તે જ વખતે ઝૂંપડામાંથી એક નાની છોકરી બહાર આવી. એફિમને જોઇને તે ખુશ થઇ ગઇ અને તેણે 'દાદા આવ્યા...દાદા આવ્યા...' એવી બૂમ મારવા માંડી.

એફિમની ઇચ્છા એ તરફ ધ્યાન આપ્યા વગર ત્યાંથી આગળ ચાલી જવાની હતી. પરંતુ પેલી નાની છોકરી તેની પાસે આવી પહોંચી અને તેનો કોટ પકડી, 'દાદા, અમારે ત્યાં ચાલો....તમારે અમારે ત્યાં આવવું જ પડશે...' એવું કાલી કાલી ભાષામાં કહેવા લાગી. તે જ વખતે છોકરીની મા પણ ઘરમાંથી બહાર આવી. તેની સાથે એક નાનો છોકરો હતો તે પણ એફિમને જોઇ 'દાદા...દાદા...' કરવા લાગ્યો. પેલી બાઇએ કહ્યું, 'દાદાજી, અમારા મહેમાન થાઓ. અમારી સાથે આજનો દિવસ રહો, જમો, અને રાતવાસો કરી સવારે અહીંથી ચાલી નીકળજો.'

એફિમે રોકાઈ જવાનું નક્કી કર્યું. પેલી બાઇએ તેનો થેલો ઉપાડી લીધો અને સૌ ઝૂંપડામાં આવી પહોંચ્યાં. એફિમને થયું, 'એલિશા જે ઘરમાં પાણી માગવા ગયો હતો તે જ આ ઘર લાગે છે. લાવને આ લોકોને એ વિશે પૂછી જોઉં. તેમને એ વિશે માહિતી હોવાનો સંભવ છે.'

પેલી બાઇ પાણીની બાલટી લઇ આવી. એફિમે હાથમોં ધોઇ લીધાં. તે હાથમોં ધોઇ રહ્યો ત્યાં તો તેની થાળી તૈયાર થઇ ગઇ હતી. પેલી બાઇએ કોઇ મોંઘેરા મહેમાનને જમાડતી હોય તેટલા હેતથી એફિમને જમાડ્યો. એફિમે એ બાઇનો આભાર માન્યો અને જમીને ઊઠતાં ઊઠતાં એક યાત્રાળુ તરફ આવી ભલી લાગણી બતાવવા માટે ફરી પાછી આભારની લાગણી વ્યક્ત કરી.

તેના જવાબમાં પેલી બાઈએ કહ્યું, 'અહીંથી પસાર થતા યાત્રાળુઓને અમે આ રીતે આવકારીએ છીએ તેનું એક ખાસ કારણ છે. અમે ઈશ્વરને ભૂલી ગયાં હતાં અને પરિણામે એવી હાલતમાં પહોંચી ગયાં હતાં કે મરી જ જાત--આજે આપણે મળી પણ ન શકત. પણ તે વખતે તમારા જેવા એક યાત્રાળુએ અમને જીવન શું છે તે વાતનું દર્શન કરાવ્યું.

'ગયા ઉનાળામાં અમે આ જ ઘરમાં તદ્દન નિરાધાર અવસ્થામાં મોતની રાહ જોતાં બેઠાં હતાં. ઘરમાં અનાજનો એક દાણો સરખો નહોતો. પીવાને પાણી નહોતું, અને વધુમાં અમે રોગચાળાનો ભોગ થઈ પડ્યાં હતાં. આ સ્થિતિમાં અમે મરી જ ગયાં હોત, પણ ઈશ્વરે તમારા જેવા એક યાત્રાળુને અમારી મદદે મોકલ્યો. આમ તો એ પીવાનું પાણી લેવા માટે અહીં આવ્યો હતો, પણ અમારી સ્થિતિ જોઈ તેને અમારી દયા આવી અને તે યાત્રા પડતી મૂકી અહીં જ રહી પડ્યો. તેણે અમને તેના ભાથામાંથી રોટલો ખાવા આપ્યો, પાણી આણી આપ્યું; અમારી ચાકરી કરી અમને રોગના પંજામાંથી બહાર કાઢ્યાં અને અમને ફરીને બેઠાં કર્યાં એટલું જ નહીં, અમારાં ખેતરો ગીરો મૂકેલાં હતાં તે પણ તેણે છોડાવી આપ્યાં તથા અમને ઘોડો તથા ગાડું પણ આણી આપ્યાં.'

ઘરડાં ડોશીમા ઓટલે બેઠાં બેઠાં વાત સાંભળતાં હતાં તે પણ હવે વાતમાં દાખલ થયાં અને તેમણે વાત આગળ ચલાવી: 'ખરેખર તો એ માણસ હતો કે દેવદૂત હતો તેની જ અમને ખબર નથી. તેણે અમારી દયા ખાધી, અમને ખવડાવ્યું-પિવડાવ્યું, અમારી પ્રેમથી સેવા કરી અને છેવટે તેનાં નામઠામ પણ જણાવ્યા વગર અહીંથી ચાલી ગયો. અમારી ઉપર તેણે જે ઉપકાર કર્યો તે માટે અમારે ઈશ્વર સિવાય કોનો આભાર માનવો તે પણ અમને તો સમજાતું નથી.

'એ આખું દૃશ્ય મારી આંખ સામે હજુ જેવું ને તેવું દેખાય છે. હું પણે આ સામેના બાંકડા પર મોતની રાહ જોતી બેઠી હતી. તે વખતે બરાબર તમારા જેવો જ ઘરડો, માથે તાલવાળો એક યાત્રાળુ અહીં આવ્યો. આમ તો એ પાણી માગવા માટે જ આવ્યો હતો પણ મને એમ થયું કે એ અહીંથી લાગ જોઈને કંઈક ઉઠાવી જવા માટે આવ્યો હોવો જોઈએ. પણ આજે થાય છે કે હું કેવી પાપી તે એ ભલા માણસ માટે એવો વિચાર કર્યો! એણે અમારે માટે જે કંઈ કર્યું તેનો વિચાર તો કરો! અમને ભૂખ લાગી છે અને ભૂખે મરીએ છીએ એ જાણતાં જ તેણે આ બાંકડા પર થેલો મૂકી થેલાના પટ્ટા છોડી નાખ્યા....'

હવે પેલી નાની છોકરી પણ વાતમાં સામેલ થઈ: 'દાદીમા, એણે પહેલાં અહીં ઓરડામાં વચ્ચે જમીન પર થેલો મૂકેલો, પછી તેને ઊંચકીને બાંકડા પર મૂકેલો.'

પછી તો ઘરના બધા સભ્યોએ એ ઘરડા યાત્રાળુએ--જેને તેઓ દાદા જ કહેતા--શું શું કરેલું અને શું શું કહેલું તે સંભારી સંભારીને કહેવા માંડ્યું. તે ક્યાં ક્યાં બેઠેલો, ક્યાં સૂતેલો તથા ઘરના દરેક સભ્યને તેણે શી શી સલાહ આપેલી તે પણ તેમણે એફિમને કહી સંભળાવ્યું.

સાંજે ઘરધણી પણ ઘેર આવ્યો. તેણે પણ એક અજાણ્યા યાત્રાળુએ તેમને કેવી રીતે મદદ કરેલી તેની ઘણી વાતો એફિમને કરી. તેણે કહ્યું, 'એ આવ્યો ન હોત તો અમે અમારાં પાપનો હિસાબ ચૂકવવા માટે ક્યારનાંય પ્રભુના દરબારમાં ચાલી નીકળ્યાં હોત. અમે નિરાશ અને નિરાધાર થઈ મરવા પડ્યાં હતાં અને અમારી આવી સ્થિતિ કરવા માટે માણસોને અને ઈશ્વરને મનોમન ભાંડતાં હતાં. પણ એ બુઢ્ઢા યાત્રાળુએ અહીં આવી અમને જીવન શું છે તે બતાવ્યું તથા સમજાવ્યું. તેણે

અમને ઈશ્વરનું દર્શન કરાવ્યું અને તેને જોઈને અમને લાગ્યું કે માણસમાં સારો અંશ પણ રહેલો છે, પુણ્ય હજુ પરવારી નથી ગયું. પ્રભુ એ અજ્ઞાત યાત્રાળુને દીર્ઘાયુ આપે. અમે ઢોરની જેમ રહેતાં હતાં, તેણે અમને માનવીની રીતે જીવન જીવતાં શીખવ્યું.'

રાત્રે મોડે સુધી આ બધી વાતો ચાલી અને પછી સૌ ઊંઘી ગયાં.

એફિમ પણ પથારીમાં પડ્યો પરંતુ તેને ઊંઘ ન આવી. તેની નજર સામેથી એલિશા ખસતો નહોતો અને તેણે જેરૂસલેમમાં એલિશાને દેવળમાં સૌથી આગલી હરોળમાં ઊભા રહીને પ્રાર્થના કરતો જોયો હતો તે ચિત્ર પણ તેની નજરમાંથી ખસતું નહોતું.

'એટલે આ લોકો કહે છે તે પરથી તો એમ લાગે છે કે એલિશા પીડિતોની સેવાચાકરી કરી, તેમની સેવા દ્વારા મારાથી આગલી હરોળમાં પહોંચી ગયો. ખરેખર! ઈશ્વર મારી યાત્રા કદાચ ન સ્વીકારે એવું બને, પણ એની યાત્રા તો એણે જરૂર સ્વીકારી લીધી.'

બીજે દિવસે સવારે એફિમે પેલા કુટુંબની રજા લીધી. તેમણે એફિમને રસ્તે ખાવા માટે ભાથું બાંધી આપ્યું અને તે લઈ એફિમ તેના ગામ ભણી ચાલી નીકળ્યો.

*

જેરૂસલેમની જાત્રા કરી લગભગ એક વરસે એફ્રિમ તેના ગામમાં આવી પહોંચ્યો. તે ઘરે પહોંચ્યો ત્યારે તેનો દીકરો ઘરમાં નહોતો. તપાસ કરતાં ખબર પડી કે તે પીઠામાં ગયો છે. પીઠામાંથી તે પાછો આવ્યો ત્યારે તેણે સારા પ્રમાણમાં દારૂ ઢીંચેલો હતો. એફ્રિમે તેને ઘર અને ખેતીના સમાચાર પૂછી જોયા. તેને જે જવાબ મળ્યા તેમાંથી તે એટલું તારવી શક્યો કે તેની ગેરહાજરીમાં તેનો દીકરો તદ્દન રખડેલ થઇ ગયો હતો. ખેતીના એકે કામમાં તેણે ધ્યાન આપ્યું નહોતું તથા તેને આપેલા પૈસા તેણે ખોટે રસ્તે વાપરી નાખ્યા હતા. એફ્રિમે તેના દીકરાને તેની ભૂલ બતાવી પણ દીકરાએ તે તરફ ધ્યાન ન આપતાં બેજવાબદાર અને તોછડા જવાબો આપ્યા:

'તમારે જાતે અહીં રહીને એ બધાની કાળજી રાખવી જોઈતી હતી ને! એક તો તમે બહાર ફરવા ચાલ્યા ગયા, સાથે સારા એવા પૈસાય લેતા ગયા, અને હવે પાછા મારો વાંક કાઢો છો?'

દીકરાના આવા વર્તનથી એફ્રિમને ખૂબ ગુસ્સો ચડ્યો. તેણે દીકરાને ધીબી નાખ્યો.

તે રાત્રે અફ્રિમને ઊંઘ ન આવી. સવાર થતાં તેને થયું, 'લાવ ને ગામના મુખીને મળું અને તેની સાથે મળી આ બેજવાબદાર છોકરાનું શું કરવું તેનો વિચાર કરું.' આમ વિચારી તે મુખીને ત્યાં જવા નીકળ્યો, રસ્તામાં એલિશાનું ઘર આવતું હતું. એલિશાની ધણિયાણી બહાર આંગણામાં જ ઊભી હતી. તેણે એફ્રિમને જોયો અને તેને આવકારતાં કહ્યું, 'કેમ ભાઈ, કેમ છો? જેરૂસલેમથી ક્યારે પાછા ફર્યા?'

એફ્રિમ અટક્યો.

'માજી, કાલે જ આવ્યો. પ્રભુકૃપાથી ત્યાં જઈ આવ્યો. રસ્તામાં હું અને એલિશા છૂટા પડી ગયેલા, પણ મેં સાંભળ્યું કે એલિશા પણ સહીસલામત પાછો આવી ગયો છે.' તેણે કહ્યું.

ડોસી જરા વાતોડિયણ હતી. તેથી તેણે વાત આગળ ચલાવી: 'હા, તેઓ તો ઘણા દિવસ પર પાછા આવી ગયા હતા. વળી ઈશ્વરે તેમને અધવચ્ચેથી પાછા મોકલ્યા તે પણ અમારે માટે તો સારું જ થયું. તેમના વગર અમને પણ ગમતું નહોતું. તેઓ હવે ઘરડા થયા છે અને તેમનાથી કંઈ કામ નથી થતું; તેમના કામ કરવાના દિવસો હવે પૂરા થયા, તોય એ ઘરના વડીલ રહ્યા. તેઓ ઘરમાં હોય તો તેટલા માત્રથી કારભાર આપોઆપ બરોબર ચાલ્યા કરે. તેઓ પાછા આવ્યા એટલે ઘરમાં છોકરાંઓ તો રાજી રાજી થઈ ગયાં. છોકરાંઓ કહે છે કે જેમ સૂરજ વગર અંધારું અંધારું લાગે છે, તેમ દાદાજી ઘરમાં ન હોય તોપણ બધે અંધારું અંધારું લાગે છે. ખરેખર, એમના વગર ઘર સૂનું સૂનું લાગે છે. અમને સૌને એમના વગર ગમતું નથી. અમે એમની પૂરતી કાળજી રાખીએ છીએ.'

‘અત્યારે તે ઘરે જ છે?’

‘હા, હા, ઘરે જ છે. વાડામાં મધમાખોના પૂડા તપાસે છે. તેમનું કહેવું છે કે આ વખતે પૂડા સરસ ભરાયા છે. આ અગાઉ આવું મધ ક્યારેય ભરાયું નહોતું. તેઓ કહે છે, ઈશ્વર પણ કેવો ભલો છે! તે આપણાં પાપનો બદલોય નથી લેતો! તમે અંદર તો આવો. તમને મળીને એઓ ખૂબ રાજી થશે.’

આમ કહી ડોસી એફિમને વાડા તરફ લઈ ગઈ. વાડામાં પેસતાં જ એફિમે જોયું કે એલિશા હાથ પસારીને આકાશ સામે જોઈ પ્રાર્થના કરતો ઊભો હતો. એ જ ખાખી કોટ, એ જ ચમકતી તાલ અને એ જ ભક્તિ કરતો એલિશા! એફિમે જેરૂસલેમના દેવળમાં તેને આ જ રીતો જોયો હતો. દેવળમાં અગ્નિની જ્વાળાઓ હતી; અહીં ઝાડની ડાળીઓમાંથી ચળાઈને આવતાં સૂર્યનાં કિરણો હતાં. એલિશાના માથા પાસે ગોળ ગોળ ફર્યા કરતી સોનેરી મધમાખોને કારણે ત્યાં તેજનું કૂંડાળું હોય એવું લાગતું હતું.

આ દૃશ્ય જોઈને એફિમ અટકી ગયો. ડોશીએ તેના પતિને સાદ દઈને કહ્યું, ‘અરે જુઓ...આ તમારા મિત્ર તમને મળવા આવ્યા છે.’

એલિશાએ પાછળ જોયું. તેના મુખ પર શાંતિ અને સંતોષ તથા તેનો આનંદ સ્પષ્ટ દેખાતાં હતાં. તે ધીમે પગલે એફિમ પાસે આવ્યો. તેની દાઢીમાં પેસી ગયેલી મધમાખોને તેણે વીણી વીણીને ઉડાડી મૂકી.

‘આવ ભાઈ એફિમ, આવ! તું સુખરૂપ જેરૂસલેમની યાત્રા કરી આવ્યો ને?’

‘હા, મારા પગ મને ત્યાં સુધી લઈ ગયા ખરા. હું તારે માટે જોર્ડન નદીની પવિત્ર રેતી તથા પાણી લેતો આવ્યો છું. એ લેવા માટે તારે મારે ઘેર આવવું જ પડશે. અને બીજું, મારી જાત્રાને ઈશ્વરે માન્ય રાખી હશે કે કેમ...’

‘એ તો ઠીક છે. ઈશ્વરનો પાડ માનો. તે દયાનો સાગર છે.’ એલિશાએ વાત અટકાવતાં કહ્યું.

એફિમ પણ એક પળ શાંત થઈ ગયો. પછી તેણે કહ્યું, ‘મારું શરીર જેરૂસલેમની જાત્રા કરી આવ્યું ખરું પરંતુ મારા આત્માએ સાચી જાત્રા કરી કે તારા આત્માએ સાચી જાત્રા કરી...’

‘એ જોવાનું કામ આપણું નથી, ઈશ્વરનું છે.’ એલિશાએ ફરી વાર એફિમને અટકાવીને કહ્યું.

પણ એફિમથી પૂરી વાત કર્યા વગર રહેવાયું નહીં. તેણે વાતને આગળ ચલાવી અને કહ્યું, ‘એલિશા, જે ઝૂંપડામાં તું રોકાઈ ગયો હતો તે ઝૂંપડામાં હું પણ જેરૂસલેમથી પાછા ફરતાં એક રાત રહ્યો. એ લોકોએ મને બધી વાત...’

આ સાંભળી એલિશા સાવધ થઈ ગયો. તેણે કહ્યું, ‘ભાઈ એફિમ, એ બધું જ ઈશ્વર કરે છે. બધું એનું ધાર્યું થાય છે, આપણે તો નિમિત્ત છીએ.’ આમ કહી વાતનો વિષય બદલી નાખતાં તેણે કહ્યું, ‘અરે એફિમ, આ વખતે મધ સરસ થયું છે. ચાલ હું તને ઘરમાંથી થોડું મધ આપું.’

એફિમ સમજી ગયો કે એલિશા વાત ટાળે છે. તેથી તેણે એ વાત એટલેથી જ અટકાવી દીધી. તેણે એલિશાને જેરૂસલેમના પવિત્ર દેવળમાં પ્રાર્થના કરતો જોયો હતો એ વાત પણ તેણે કોઈને ન કરતાં મનમાં જ રહેવા દીધી.

પરંતુ એક વાત તેને સમજાઈ ગઈ: ઈશ્વરનું વ્રત પાળવાનો અને તેની ઇચ્છાને અનુસરવાનો સાચો રસ્તો આ છે: बीजानुं भलुं करवा माटे जीववुं अने बीजा तरफ प्रेम राखवो

*

# 7. શેતાનની શોધ

એક ગરીબ ખેડૂત વહેલી સવારે ખેડ કરવા માટે તેના ખેતરે જવા નીકળ્યો. બપોરના ભાથા માટે તેણે તેની સાથે લૂખોસૂકો રોટલો લઈ લીધો. ખેતરે પહોંચી તેણે હળ જોડ્યું અને સાથે આણેલ રોટલાને ફાળિયામાં વીંટી ઝાડીમાં મૂકી દીધો. બપોર થતાં સુધીમાં તે અને તેના ઘોડા થાક્યા. તેણે ઘોડાને ચરવા છોડી મૂક્યા અને તે ભાથાનો રોટલો લેવા પેલી ઝાડી પાસે ગયો.

તેણે ઝાડીમાંથી ફાળિયું ઉપાડ્યું ત્યારે તે હલકું હલકું લાગ્યું. તેમાં વીંટીને મૂકી રાખેલો લૂખોસૂકો રોટલો કોઇ ચોરી ગયું હતું. તેણે ઝાડીમાં જ્યાં ફાળિયું મૂક્યું હતું ત્યાં રોટલો પડી તો નથી ગયો ને તે જોઇ લીધું પણ ત્યાંય રોટલો હતો નહીં. ફાળિયું બરાબર ખંખેરી જોયું તોય રોટલો મળ્યો નહીં. ત્યાં ખેતરમાં એના સિવાય કોઈ આવ્યું સુધ્ધાં નહોતું, છતાં આમ રોટલો કોણ ચોરી ગયું તે એને સમજાયું નહીં.

'આ ખરું! અહીં કોઈ માણસ આવ્યો નથી અને સાથે સાથે મારો રોટલો કોઇ ચોરી ગયું છે એ પણ હકીકત છે.' તે બબડ્યો.

ખેડૂત જ્યારે ખેડ કરતો હતો ત્યારે શેતાનના સાગરીતે તેનો રોટલો ગુમ કરી દીધો હતો. રોટલો ગુમ થતાં ખેડૂત શેતાનને ગાળ દેશે એમ માની તે ઝાડીની પાછળ સંતાઇ રહી ખેડૂત શેતાનને ગાળ દે તેની રાહ જોતો બેસી રહ્યો હતો.

પોતાનો લૂખોસૂકો રોટલો પણ કોઇ ચોરી ગયું તેથી ખેડૂતને દુ:ખ તો થયું પણ, 'હશે...એનો હવે કોઇ ઉપાય નથી. હું કાંઇ રોટલા વગર ભૂખે મરી જવાનો નથી. વળી જેણે રોટલો લઇ લીધો તેને તેની જરૂર હશે તો જ લીધો હશે એ તો શંકા વગરની વાત છે,' એમ વિચારી તેણે કહ્યું, 'એ રોટલો જેણે લીધો હશે તેનું તો એ પેટ ભરશે ને!'

આમ વિચારી તે કૂવા પર ગયો, પાણી પીધું અને આરામ કરી પાછી ખેડ શરૂ કરી દીધી.

શેતાનનો સાગરીત ખેડૂત પાસે શેતાનને ગાળ ન દેવડાવી શક્યો તેથી નાહિંમત થઇ ગયો અને નીચી મૂડીએ તેના માલિક શેતાન પાસે જઇને ઊભો રહ્યો. તેણે ખેડૂતનો રોટલો સંતાડી દીધો તોપણ ખેડૂતે શેતાનનું બૂરું ન ઇચ્છતાં 'એ રોટલો જેણે ચોર્યો હશે તેનું તો એ પેટ ભરશે ને!' એમ કહ્યું તે આખી વાત તેણે શેતાનને કહી સંભળાવી.

આ સાંભળી શેતાન ગુસ્સે થઇ ગયો અને કહ્યું, 'જો માણસ તારાથી ચડી જાય તો તેમાં વાંક તારો છે--તારું કામ તને આવડતું નથી. જો ખેડૂત અને તેની સ્ત્રીઓ આ રીતે વર્ત્યાં કરશે તો આપણી આખી બાજી ધૂળમાં મળી જશે. આ વાતને આમ પડતી મૂકવા જેવી નથી. અત્યારે ને અત્યારે પાછો જા અને બાજી સુધારી લે. જો ત્રણ વરસમાં તું ખેડૂતને તારી જાળમાં ફસાવી નહીં લે તો મારે તને ફાંસીએ લટકાવી મારી નાખવો પડશે.'

શેતાનનો સાગરીત ગભરાયો. પોતાની ભૂલ શી રીતે સુધારી લેવી તેનો વિચાર કરતો કરતો તે પૃથ્વી પર પાછો ફર્યો. તેણે ખૂબ વિચાર કર્યો અને આખરે ખેડૂતને પોતાની જાળમાં ફસાવવાની યોજના ઘડી કાઢી.

તેણે વેશપલટો કરી મજૂરનો વેશ ધારણ કરી લીધો અને પેલા ખેડૂતને ત્યાં મજૂર તરીકે જોડાઇ ગયો. પહેલે વર્ષે તેણે ખેડૂતને ખેતરના કાદવવાળા ભીના ભાગમાં વાવણી કરવાની સલાહ આપી. તે વરસે વરસાદ થયો નહીં અને બધા ખેડૂતોનો પાક પાણી વગર સૂરજના તાપમાં સુકાઈને ખલાસ થઈ ગયો. પણ પેલા ગરીબ ખેડૂતનો પાક ખૂબ સારો થયો. ખેતરના કાદવવાળા ભાગમાં રોપેલા છોડ ગીચ અને ઊંચા થયા તથા કંટીમાં પૂરા દાણા ભરાયા. તેને પોતાને આખું વરસ ચાલે તેટલા દાણા તો પાક્યા જ, અને વધારામાં સારો એવો દાણો તે બચાવી શક્યો.

બીજે વરસે શેતાનના સાગરીતે ખેડૂતને ઢોળાવવાળા ભાગ પર વાવણી કરવાની સલાહ આપી. તે વરસે ખૂબ વરસાદ થયો. બીજા ખેડૂતોનો પાક ધોવાઈ ગયો, સડી ગયો. પણ પેલા ગરીબ ખેડૂતે ઢોળાવ પર કરેલી વાવણી સારી રીતે ખીલી. તેને ગઈ સાલ કરતાં પણ વધારે દાણો પાક્યો અને આ વરસે વધારાના દાણાનું શું કરવું એ તેને માટે પ્રશ્ન થઈ પડ્યો.

એટલે શેતાનના સાગરીતે વધારાના અનાજને કોવડાવી, તે કોહી ગયેલા રગડામાંથી દારૂ કેમ બનાવવો, તે પેલા ખેડૂતને શીખવ્યું. આમ ખેડૂતે ખૂબ જ જલદ દારૂ બનાવી પીવા માંડ્યો અને તેના મિત્રોને પણ પાવા માંડ્યો.

આટલું કામ પતાવી શેતાનનો સાગરીત માલિક પાસે ગયો અને પોતાની ભૂલ સુધારી લીધી છે તેની વાત બડાશ મારીને તેને કરી. શેતાને કહ્યું કે હું જાતતપાસ કરી પરિસ્થિતિ કેવી છે તે જોવા માગું છું.

શેતાન અને તેનો સાગરીત ખેડૂતને ત્યાં આવ્યા ત્યારે ખેડૂતે તેના પાડોશીઓને દારૂ પીવા માટે આમંત્રણ આપ્યું હતું. આખી મંડળી એક ટેબલની ફરતે ગોળાકારમાં બેઠી હતી અને ખેડૂતની સ્ત્રી બધાને દારૂની પ્યાલી આપી રહી હતી. મહેમાનોને દારૂની પ્યાલી આપતાં આપતાં તેના હાથમાંની થાળી ટેબલ સાથે અથડાઇ અને એક પ્યાલીમાંનો દારૂ છલકાઇને જમીન પર ઢોળાયો.

આ જોઇ ખેડૂત ગુસ્સે થઇ ગયો અને પત્નીને વઢવા લાગ્યો, ‘બુદ્ધુ! કંઈ ભાન છે કે નહીં? જંગલી! તારા મનમાં તો આ કૂવાનું પાણી હશે, જેથી ઢળે એટલે કંઈ વાંધો નહીં, ખરું ને!’

શેતાનના સાગરીતે શેતાનને કોણી અડાડી આ ઝઘડા તરફ ધ્યાન દોરી કહ્યું, ‘જુઓ આ એ માણસ છે કે જે લૂખોસૂકો રોટલો જતો હતો તોય રોટલો લઈ જનારનું ભૂંડું નહોતો ઇચ્છતો.’

પેલો ખેડૂત હજુ પત્ની પર ધૂંધવાયા કરતો હતો. તેણે પત્નીના હાથમાંથી દારૂની પ્યાલીઓ ભરેલી થાળી લઈ લીધી અને જાતે મહેમાનોને દારૂ આપવા માંડ્યો. તે બધાને દારૂ આપતો હતો તે વખતે એક ગરીબ ખેડૂત કામકાજથી પરવારી, કોઈ પણ જાતના આમંત્રણ વગર, ત્યાં આવી પહોંચ્યો અને મંડળીને રામરામ કરી ત્યાં બેઠો. તેણે જોયું કે બધા લિજ્જતથી કંઈ પી રહ્યા છે. આખો દિવસ કામ કરી કરીને તે થાકી ગયો હતો એટલે તેને પણ એકાદ પ્યાલી પીવા મળે તો ચડાવી લેવાની ઇચ્છા થઈ આવી. તે ત્યાં બેસી રહ્યો. તેનું મોં પાણી પાણી થઈ ગયું, પણ યજમાને તેને પ્યાલી ધરવાનો વિવેક સુધ્ધાં કર્યો નહીં. ઊલટાનું તેણે કહ્યું, 'અહીં જે આવે તે બધાને માટે હું આ પીણું ક્યાંથી લાવું?'

આ સાંભળી શેતાન રાજી થયો. તેના સાગરીતે તેની સામે જોઈ આંખ નચાવી અને કહ્યું, 'માલિક, જરાક રાહ જુઓ. હજુ બીજું ઘણું જોવા મળશે.'

પેલા ખેડૂતે અને તેના મહેમાનોએ દારૂની એક પ્યાલી ચડાવી. બધા પીધેલી હાલતમાં એકબીજાને જુઠ્ઠી અને લસપસતી વાતો કહેવા લાગ્યા.

શેતાન આ બધું જોતો રહ્યો અને તેણે તેના સાગરીતને શાબાશી આપી.

'જો આ પીણું તેમને આવા ભૂખ્યા શિયાળ જેવા બનાવી દે અને એકબીજાને છેતરતા કરી દે તો તે બધા આપણી જાળમાં તરત જ ફસાવાના!' શેતાને તેના સાગરીતને કહ્યું.

'જરા થોભો અને જે બને તે જોયા કરો. તેમને બીજી પ્યાલી ચડાવવા દો. અત્યારે તો તેઓ શિયાળવા જેવા લાગે છે, પૂંછડી પટપટાવતા એકબીજાને છેતરે તેવી જુઠ્ઠી લસપસતી વાતોમાં પડ્યા છે, પણ એક બીજી પ્યાલી ચડાવતાં તો તેઓ જંગલી વરુ જેવા થઈ જશે.'

ખેડૂતોએ એક બીજી પ્યાલી ચડાવી. હવે તેમનાં મોંમાંથી જંગલી અને હલકટ ભાષા નીકળવા માંડી. જુઠ્ઠી અને લસપસતી વાતોની જગ્યાએ તેમણે એકબીજા સાથે ફાવે તેમ ગાળાગાળી કરવા માંડી અને એકબીજા પર દાંતિયાં તથા ઘુરકિયાં કરવા માંડ્યાં. બધા અંદરઅંદર લડવા લાગ્યા અને મુક્કાબાજી પર આવી ગયા. તેમના યજમાન પણ લડાઈમાં જોડાયા અને તેને પણ સારી પેઠે માર પડ્યો.

આ બધું જોઈને શેતાન ખૂબ રાજી થયો.

'વાહ! તેં તો કમાલ કરી!' તેણે તેના સાગરીતને કહ્યું.

'અરે સાહેબ, ખરી કમાલ તો હજુ હવે આવશે. સહેજ રાહ જુઓ. તેઓ ત્રીજી પ્યાલી ચડાવે એટલી જ વાર. અત્યારે તેઓ વરુની જેમ અંદરઅંદર લડી રહ્યા છે, એકબીજા પર દાંતિયાં અને ઘુરકિયાં કરી રહ્યા છે, પણ ત્રીજી પ્યાલી ચડાવતાં તો તેઓ જંગલી ભૂંડ જેવા થઈ જશે.'

અને ખેડૂતોએ ત્રીજી પ્યાલી લેતાં તો તેઓ ખરેખર જંગલી પશુ જેવા થઈ ગયા. તેમણે મોટે મોટેથી લવારા કરવા માંડ્યા. કોઈ કોઈની વાત સાંભળતું નહોતું, બધા ફાવે તેમ બક્યે જતા હતા. વધુમાં તેઓ શા માટે આમ કરે છે તેની તેમને ખબર સુધ્ધાં નહોતી.

ત્રણ પ્યાલી ચડાવ્યા બાદ મંડળી વિખેરાવા લાગી. કોઈ એકલું, કોઈ જોડીમાં તો કેટલાક ત્રણ ત્રણની ટોળીમાં લથડિયાં ખાતાં ખાતાં શેરીમાં આવ્યા. તેમનો યજમાન પણ તેમને વળાવવા માટે શેરીના નાકા સુધી આવતો હતો, પણ તે અધવચ્ચે જ લથડિયું ખાઈને ગંદી ગટરમાં ગબડી પડ્યો. તે ગટરમાં પૂરો ખરડાઈ ગયો અને ભૂંડની જેમ આળોટવા લાગ્યો.

આ જોઈ શેતાનના આનંદનો પાર ન રહ્યો.

'વાહ! તેં એક નંબરના પીણાની શોધ કરી છે. ખેડૂતનો રોટલો ચોરી લઈ તેને ચીડવવાની જે ભૂલ કરેલી તે તેં હવે સુધારી લીધી છે.

'પણ તેં આ પીણું શી રીતે બનાવ્યું તે મારે જાણવું છે. હું માનું છું તેં પહેલાં શિયાળનું લોહી લીધું હશે: જેનાથી ખેડૂતો એકબીજાને જુઠ્ઠી વાતો કહેતાં અને છેતરતાં શીખ્યા. પછી, મારા ખ્યાલ પ્રમાણે તેં તેમાં વરુનું લોહી ઉમેર્યું હશે: તેણે તેમને વરુ જેવા બનાવી મૂક્યા. અને છેલ્લે તેં ભૂંડનું લોહી નાખ્યું હશે જેથી તેઓ છેવટે ભૂંડની જેમ લથડિયાં ખાતા અને આળોટતા થઈ જાય.' શેતાને કહ્યું.

'ના, માલિક! મેં એવી રીતે આ પીણું નથી બનાવ્યું,' સાગરીતે જવાબ આપતાં કહ્યું. 'મેં તો માત્ર ખેડૂત પાસે તેના ખપ કરતાં વધારે અનાજ ભેગું થાય તેવી ગોઠવણ કરી. દરેક માણસના લોહીમાં પશુના લોહીનો અંશ પડેલો જ હોય છે, પણ જ્યાં સુધી તેને ખપ પૂરતું જ ખાવા મળે ત્યાં સુધી તે દેખા દેતો નથી. જ્યારે ખેડૂત પાસે ખપ પૂરતું જ અનાજ હતું ત્યારે તેનો લૂખોસૂકો રોટલો ચોરી જનારનુંય તેણે ભૂંડું નહોતું ઇચ્છ્યું. પણ જ્યારે તેની પાસે જરૂરિયાત કરતાં વધારે અનાજ થયું ત્યારે તેણે એ વધારાના અનાજનો ઉપયોગ કરી તેમાંથી મોજ કેમ માણી શકાય તેનો વિચાર કરવા માંડ્યો. અને સાહેબ, મેં તેને રસ્તો બતાવ્યો --દારૂ બનાવીને પીવાનો! અને જ્યારે તેણે ધરતીમાતાએ આપેલી ધાન્યની કીમતી ભેટને પોતાના આનંદ માટે દારૂમાં ફેરવવા માંડી, ત્યારે તેના લોહીમાં પડેલું શિયાળનું, વરુનું તથા જંગલી ભૂંડનું લોહી આપોઆપ બહાર આવ્યું. અને હવે જો તે દારૂ પીવાનું ચાલુ રાખશે, તો તે હમેશને માટે પશુ જેવો થઈ જશે.'

સાગરીતની વાત સાંભળી શેતાને તેને ખૂબ ધન્યવાદ આપ્યા. તેની અગાઉની ભૂલ માફ કરી અને બઢતી આપી ઊંચી પદવી પર તેની નિમણૂક કરી દીધી.

*

# ૪. સમજુ કોણ?

ઈસ્ટરના તહેવારોની શરૂઆતના દિવસોની વાત છે. આમ તો બરફ ઓગળી ગયો હતો તોય હજુ ખેતરોમાં ક્યાંક ક્યાંક બરફ જામેલો હતો. તે બરફ ઓગળી રહ્યો હતો અને તેનું પાણી ગામની નીચાણવાળી શેરીઓ પાસેથી વહી જતું હતું. ખેતરમાંથી આવતા આ ગંદા પાણીએ એક શેરીની તદ્દન નજીકમાં એક નાનકડી તલાવડી ભરી દીધી હતી.

આ તલાવડીની નજીકમાં આવેલાં બે સામસામાં ઘરોમાંથી બે નાની છોકરીઓ રમવા માટે શેરીમાં આવી. બંનેમાં એક જરા નાની હતી અને બીજી તેનાથી કંઈક મોટી. બંનેએ નવાં ફ્રોક પહેરેલાં હતાં. નાનીએ આસમાની રંગનું અને મોટીએ પીળી છીંટનું. બંને મળ્યાં એટલે પહેલાં તો તેમણે એકબીજાને પોતાનાં નવાં કપડાં બતાવ્યાં અને પછી તેઓ રમતે ચડ્યાં. પોતાના ઘર પાસે ભરાયેલી તલાવડી જોઈ બંનેને પાણીમાં છબછબિયાં કરવાનું મન થયું.

બંને તલાવડી પાસે ગયાં. નાની છોકરીએ પગમાંનાં બૂટમોજાં કાઢ્યા વગર પાણીમાં ઊતરવા માંડ્યું. તેને તેમ કરતી અટકાવી મોટીએ કહ્યું, 'માલાશા, અહીં મારી સાથે બૂટ અને મોજાં કાઢી નાખ, નહીં તો કાદવમાં ખરડાઈ જશે અને તારી મા તને લડશે.'

બંને જણે બૂટમોજાં કાઢી નાખ્યાં અને પછી ફ્રોક પલળી ન જાય તે રીતે ઊંચું પકડી પાણીમાં ઊતરવા માંડ્યું. થોડે ગયાં એટલે પાણી માલાશાનાં ઘૂંટણ સુધી આવી ગયું. તે ગભરાઈ અને કહ્યું, 'આકુલ્યા, અહીં પાણી ઊંડું લાગે છે. મને તો બીક લાગે છે.'

'ડરીશ નહીં, માલાશા! ચાલ્યા કર. આનાથી વધારે ઊંડું પાણી હવે આવવાનું નથી.'

બંને જણાં ચાલતાં ચાલતાં એકબીજાની તદ્દન નજીક આવી ગયાં એટલે આકુલ્યાએ માલાશાને કહ્યું, 'માલાશા, ધીમેથી સંભાળીને ચાલ; મને છાંટા ન ઊડે તેનું ધ્યાન રાખ.'

પણ આકુલ્યા આ વાક્ય પૂરું કરે તે પહેલાં તો માલાશાનો પગ એક ખાડામાં પડ્યો અને કાદવવાળા પાણીના છાંટાથી આકુલ્યાનું ફ્રોક તેમ જ મોં છંટાઈ ગયાં. પોતાના ફ્રોક પર ગંદા પાણીના છાંટા ઊડેલા જોઈ આકુલ્યા ગુસ્સે થઈ ગઈ અને માલાશાને મારવા દોડી. માલાશા ગભરાઈ ગઈ અને પાણી છબછબાવતી બહાર નીકળી ને ઘર તરફ ભાગી. બરાબર તે જ સમયે આકુલ્યાની મા ત્યાં આવી પહોંચી. તેણે આકુલ્યાને કહ્યું, 'એય કારભારણ! આ બધું શું કર્યું? આ કપડાં ગંદાં કરી મૂક્યાં તે કોણ...'

'મા! મેં નથી કર્યાં. પેલી માલાશાએ હાથે કરીને છાંટા ઉડાડ્યા છે.'



*"વાહ બાળકો વાહ! તમે તો મોટેરાંનેય ચડી ગયાં!"*

બસ. આકુલ્યાની માએ ભાગતી માલાશાને પકડી પાડી અને કાનપટ્ટી પકડી તેને એક ધોલ પણ ખેંચી કાઢી. માલાશાએ આખી શેરી ગજાવી મૂકે તેટલા જોરથી રડવા માંડ્યું. તેને રડતી સાંભળી તેની મા ત્યાં દોડી આવી. તેણે આકુલ્યાની માને કહ્યું: 'એય...! મારી છોકરીને નાહક મારે છે શાની? એણે તારું શું બગાડ્યું છે?'

આના જવાબમાં આકુલ્યાની મા કંઈક બોલી અને પછી તો આખી વાત હુંસાતુંસી પર પહોંચી ગઈ. બોલાચાલી સાંભળી શેરીની બીજી સ્ત્રીઓ પણ ત્યાં આવી પહોંચી. પુરુષો પણ આવ્યા. વાત બોલાચાલી પરથી ધક્કામુક્કી પર પહોંચી ગઈ. મામલો વધુ બગડી મારામારી પર પહોંચવાની તૈયારીમાં હતો તે સમયે આકુલ્યાની ઘરડી દાદી ત્યાં આવી પહોંચી. તે ટોળાની વચ્ચે પહોંચી ગઈ અને બધાને સંબોધીને કહ્યું, 'અરે! તમે આ શું માંડ્યું છે? આ તમને શોભે છે? અને તેય આ સપરમે દા'ડે? આજે તહેવાર છે અને આનંદ માણવાનો દિવસ છે, લડવાનો નહીં.'

પણ આ ઘરડાં માની વાત કોણ સાંભળે? કારણ બધાં પોતપોતાનું ટીપ્યે જતાં હતાં અને કોઈ કોઈનું સાંભળતું નહોતું. ડોસીમા ટોળામાંથી જેમતેમ બહાર આવ્યાં અને પડતાં પડતાં રહી ગયાં.

દરમિયાનમાં આકુલ્યાએ તેના ફ્રોક પર પડેલા કાદવના છાંટા ખંખેરી નાખ્યા. તેણે હાથમાં એક પથરો લઈ ટોળું લડતું હતું ત્યાંથી માંડીને તલાવડી સુધીની એક નીક ખોદવા માંડી. માલાશા પણ તેની પાસે પહોંચી ગઈ અને લાકડાની ફાચર લઈ આકુલ્યાને નીક ખોદવામાં મદદ કરવા મંડી પડી. બંનેએ મળીને તલાવડી સુધીની નીક ખોદી કાઢી.

નીક તલાવડી સાથે જોડાતાં તલાવડીમાંનું પાણી નીક વાટે ટોળા તરફ વહેવા લાગ્યું. માલાશાએ પોતાના હાથમાંથી લાકડાની ફાચર એ નીકમાં નાખી. ફાચર તણાવા લાગી. માલાશા અને આકુલ્યા હસતાં હસતાં ફાચર સાથે દોડવા લાગ્યાં. પાણીમાં તરતી ફાચરની સાથે દોડતાં દોડતાં તેઓ ટોળા પાસે આવી પહોંચ્યાં.

તેમને એકસાથે હસતાં-રમતાં બતાવી પેલી ડોસીએ ટોળાને કહ્યું, ‘અરે...આમ તો જુઓ! આ છોકરીઓને એકસાથે હસતી-રમતી જોઈ તમને શરમ નથી આવતી? તેમને માટે તમે તકરાર માંડી બેઠાં છો. અને જેને માટે તકરાર માંડી છે તેઓ તો સાથે રમે છે અને આનંદ કરે છે! વાહ બાળકો વાહ! તમે તો આ મોટેરાંનેય ચડી ગયાં!’

ટોળું બાળકોની નિર્દોષતા જોઈ શરમાઈ ગયું. બધાંને પોતપોતાની જાત પર હસવું આવ્યું અને સૌ વિખેરાયાં.

*

## ૧. પશ્ચાત્તાપ

વ્લાડીમીર નામના શહેરમાં ઇવાન નામે એક વેપારી રહેતો હતો. તે પૈસેટકે સુખી હતો. શહેરમાં તેની બે દુકાનો ચાલતી હતી અને રહેવા માટે ઘરનું ઘર હતું.

ઇવાન દેખાવે ખૂબસૂરત અને સ્વભાવે આનંદી હતો. ગાવા-બજાવવાનો તેને નાનપણથી જ શોખ હતો. ભર જુવાનીમાં તે કંઈક છેલબટાઉ જેવો થઈ ગયો હતો અને તેણે તેની જાત દારૂને સોંપી દીધી હતી. પણ તેના પગમાં લગ્નની બેડી પડતાં જ તે દારૂની લતમાંથી ઊગરી ગયો. અલબત્ત, વારતહેવારે તે એકાદ પ્યાલી ચડાવી લેતો ખરો.

તેના શહેરથી દૂર આવેલા એક સ્થળે દર ઉનાળામાં એક મોટો મેળો ભરાતો. આ મેળામાં જતાં લગભગ બે દિવસ થતા તોપણ વેપાર વધારવા માટે મોટા ભાગના વેપારીઓ ત્યાં જતા. એક ઉનાળામાં ઇવાન આ મેળામાં જવા માટે તૈયાર થયો ત્યારે તેની પત્નીએ કહ્યું, 'તમે આજે જવાનું માંડી વાળો. મને આજે રાત્રે એક અપશુકનિયાળ સપનું આવ્યું હતું.'

ઇવાને હસતાં હસતાં કહ્યું, 'એના કરતાં એમ કહેને કે હું મેળામાં જઈ દારૂના પીઠામાં ફસાઈ પડીશ એવી તને બીક રહે છે.'

તેની પત્નીએ કહ્યું, 'મને શેની બીક રહે છે તે તો હું પણ નથી જાણતી. મને તો એટલી જ ખબર છે કે મને આવેલું સપનું અપશુકનિયાળ છે. સપનામાં તમે મેળામાંથી ઘેર પાછા આવીને માથા પરથી ટોપી કાઢી ત્યારે તમારા વાળ સફેદ થઈ ગયા હતા.'

ઇવાનને આ સાંભળી વધારે હસવું આવ્યું. તેણે કહ્યું, 'અરે! એ તો શુકન ગણાય. જોજે, આ વખતે હું મારી સાથેનો બધો માલ વેચી દઈ તારે માટે મજાની ભેટ લઈને પાછો આવું છું કે નહીં.'

આમ કહી તે પોતાની ઘોડાગાડીઓમાં માલ લાદી મેળામાં જવા માટે ચાલી નીકળ્યો.

રસ્તામાં તેને એક ઓળખીતો વેપારી મળ્યો. રસ્તે એક ધર્મશાળા આવી તેમાં તેમણે રાત રોકાવાનું નક્કી કર્યું. બંનેએ સાથે બેસી ચા પીધી, ભાથું ખાધું અને પછી નજીક નજીક આવેલી બે ઓરડીઓ પસંદ કરી બંને પોતપોતાની ઓરડીઓમાં સૂઈ ગયા.

ઇવાનને મોડે સુધી જાગવાની આદત નહોતી. વળી સાંજ થતાં પહેલાં મેળાના સ્થળે પહોંચી જવાય તે ખ્યાલથી તે વહેલો ઊઠ્યો અને ગાડીવાનને પણ ઉઠાડી દીધો. બંનેએ મળી ગાડી જોડી અને આગળ જવા માટે તૈયાર થઈ ગયા.

ધર્મશાળાનો દરોગો ધર્મશાળાની પાછળ આવેલી એક કોટડીમાં રહેતો હતો. તેને જે કંઈ ચૂકવવાનું હતું તે ચૂકવી ગાડી લઈ તેઓ આગળ ચાલી નીકળ્યા.

બપોર થતાં સુધીમાં પચીસેક માઇલનો રસ્તો કાપી તે નાની ધર્મશાળા પાસે આવી પહોંચ્યો. અહીં બપોર ગાળી જરા નમતે પહોરે આગળ ચાલી નીકળીશું એમ વિચારી ઇવાને ત્યાં ગાડી છોડી થોડું પાણી ગરમ કરી હાથમોં ધોયાં અને પછી થોડું ભાથું ખાઇ ધર્મશાળાની પરસાળમાં આરામ કરવા બેઠો. મન બહેલાવવા માટે તેણે પોતાની ગિટાર કાઢી તેના તાર છેડ્યા.

તે ગિટાર વગાડતો બેઠો હતો તેવામાં ઘોડાગાડીની ઘંટડીઓ સંભળાઇ અને એક ઘોડાગાડી ધર્મશાળાને દરવાજે આવી ઊભી રહી. તેમાંથી એક અમલદાર અને બે સિપાઈ નીચે ઊતર્યા. સિપાઇઓને બહાર ઊભા રાખી અમલદાર સીધો ઇવાન પાસે આવ્યો. તેણે ઇવાનનાં નામઠામ પૂછ્યાં તથા તે ક્યાંથી આવે છે તેની માહિતી માગી. ઇવાને જે હતું તે જણાવી દીધું અને પૂછ્યું, ‘મારી સાથે નાસ્તો લેશો?’ પણ અમલદારે તેની વાત ન સાંભળતાં પ્રશ્નોની ઝડી ચાલુ રાખી: ‘ગઈ રાત્રે તમે ક્યાં રોકાયા હતા? તમે એકલા હતા કે તમારી સાથે કોઇ બીજો વેપારી હતો? આજે સવારે તમારી સાથેના વેપારીને તમે જોયેલો ખરો? અને તમે સવાર થતાં પહેલાં જ ધર્મશાળા છોડીને કેમ ચાલી નીકળ્યા?’

ઇવાનને આ જાતના સવાલો સાંભળી સહેજ નવાઇ લાગી. છતાં તેણે તે બધા સવાલના જવાબો આપ્યા અને પૂછ્યું, ‘હું કોઇ ચોર કે લૂંટારુ હોઉં તેમ તમે મને આ જાતના સવાલો શા માટે પૂછો છો? હું મારે મારા ધંધા અંગે મેળામાં જઇ રહ્યો છું. અને મેં એવું કંઇ કર્યું નથી, જેથી તમારે ઊલટતપાસ લેવી પડે.’

અમલદારે બૂમ પાડી સિપાઈઓને અંદર બોલાવ્યા અને પોતાનો પરિચય આપતાં કહ્યું, ‘હું આ જિલ્લાનો મુખ્ય પોલીસ અધિકારી છું. તમે જેની સાથે પાછલી રાત ગાળી તે વેપારીનું ધર્મશાળામાં રાત્રે ખૂન થયું છે. તેથી મારે તમને કેટલાક સવાલો પૂછવા પડ્યા. માફ કરજો, પણ મારે તમારા સામાનની પણ ઝડતી લેવી પડશે.’

ઇવાનના મનમાં પાપ નહોતું. તેણે ધર્મશાળાની પરસાળમાં પડેલો પોતાનો સામાન બતાવ્યો. પોલીસે સામાનની ઝડતી લેવા માંડી. અમલદારે પણ ઝીણવટથી સામાન તપાસવા માંડ્યો. ઇવાનના સામાનમાંથી તેણે એક લોહીથી ખરડાયેલી છરી ખેંચી કાઢી. છરીને આમતેમ ફેરવી જોઇ તેણે ઇવાનને પૂછ્યું, ‘બોલ! આ છરી કોની છે?’

પોતાના સામાનમાંથી આવી છરી નીકળી આવેલી જોઇ ઇવાન અવાક થઇ ગયો--ગભરાઇ ગયો.

‘આ છરી પર લોહીના ડાઘા ક્યાંથી આવ્યા?’ અમલદારે જરા કરડાકીથી પૂછ્યું.

ઇવાન બાઘા જેવો બની ગયો. તેણે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો પણ તેનું મોં સિવાઇ ગયું. આખરે થોથવાતી જીભે તેણે કહ્યું, ‘મને ખબર નથી. મારી...આ છરી...મારી નથી.’

અમલદારે કહ્યું, 'આજે સવારે જ પેલા વેપારીનું ધર્મશાળામાં ખૂન થયું છે. એ ખૂન આ છરીથી થયું હોવું જોઈએ. ધર્મશાળાનો દરવાજો અંદરથી બંધ હતો અને તેમાં તમારા બે સિવાય કોઈ નહોતું. વધુમાં તારા સામાનમાંથી લોહીના ડાઘાવાળી આ છરી મળી આવી છે. તેં ગુનો કર્યો છે એનો એ બોલતો પુરાવો છે. એટલે હવે તેં એને શી રીતે મારી નાખ્યો તથા તેના કેટલા પૈસા તફડાવ્યા છે તે જણાવી દે તો મહેરબાની.'

ઇવાને સોગંદપૂર્વક જણાવ્યું કે તેણે ખૂન કર્યું નથી. તેમણે બંનેએ સાથે બેસી ચા પીધી ત્યાર પછી તેણે એ વેપારીને જોયો પણ નથી. તેની પાસે તે ઘરેથી ૪૦૦ રૂબલ લઈને નીકળ્યો હતો તેમાંથી ખર્ચ બાદ કરતાં વધેલા રૂબલ જેમના તેમ છે. તેના સામાનમાંથી મળી આવેલી છરી તેની નથી. આટલું કહેતાં તો તેનું મોં પડી ગયું, તેનો અવાજ ભાંગી પડ્યો અને તેના પગ ધ્રૂજી ઊઠ્યા. જાણે એ જ ગુનેગાર ન હોય!

પોલીસ અમલદારે ઇવાનને બાંધીને ગાડીમાં બેસાડવાનો હુકમ કર્યો. પોલીસો ઇવાનને દોરડાથી બાંધી ગાડીમાં લઈ ગયા ત્યારે ઇવાને આકાશ સામે જોઈ ઈશ્વરને યાદ કર્યો અને તેની આંખમાં આંસુ આવી ગયાં. તેની પાસેનો સામાન તથા પૈસા પોલીસે કબજે કરી લીધા. તેને નજીકના શહેરની ચોકીમાં લઈ જઈ કાચી જેલમાં પૂરી દેવામાં આવ્યો. વ્લાડીમીર શહેરમાં ઇવાનનું ચારિત્ર કેવું હતું તેનાં પોલીસ નિવેદનો લેવામાં આવ્યાં. ત્યાંના વેપારીઓ તથા શહેરીઓએ કહ્યું કે ભર જુવાનીમાં તે ઉડાઉ, છેલબટાઉ તથા પીધેલ હતો. પછી મુકદ્દમો ચાલ્યો. ઇવાન પર વેપારીનું ખૂન કરવાનો તથા તેમ કરી તેના વીસ હજાર રૂબલ ચોરી લેવાનો આરોપ મૂકવામાં આવ્યો.

ઇવાનની પત્નીએ જ્યારે આ બધું જાણ્યું ત્યારે તે દુઃખી દુઃખી થઈ ગઈ. શું માનવું અને શું ન માનવું એની તેને સમજ પડી નહીં. તેનાં બાળકો નાનાં હતાં. એક તો હજુ ધાવણું હતું. તે બધાંને સાથે લઈ તે ઇવાનને જ્યાં કેદ કરવામાં આવ્યો હતો તે શહેરમાં આવી પહોંચી. પહેલાં તો તેને ઇવાનને મળવાની રજા આપવામાં આવી નહીં, પણ ઘણા કાલાવાલાને અંતે તેને પોતાના પતિને મળવાની રજા મળી. પોતાના પતિને ચોરો અને ગુંડાઓ સાથે કેદીના પોશાકમાં પૂરી રાખેલો જોઈ એ ભલી બાઈને મૂર્છા આવી ગઈ. ઘણી વારે તે ભાનમાં આવી. પોતાનાં બાળકોને સાથે લઈને તે પતિના પગ આગળ બેસી પડી. તેણે પહેલાં તો શહેરમાં ચાલતી વાતો ઇવાનને કરી અને આ બધું શું બની ગયું તે પૂછ્યું. ઇવાને જે બન્યું હતું તે કહી સંભળાવ્યું એટલે તેની પત્નીએ પૂછ્યું, 'હવે આપણે શું કરીશું?'

'એક નિર્દોષની જિંદગી ધૂળમાં ન મળી જાય તે માટે આપણે ઝારને દયાની અરજી કરવી જોઈએ.' ઇવાને કહ્યું.

તેની પત્નીએ જણાવ્યું કે તેણે ઝારને દયાની અરજી કરી હતી પણ તે સ્વીકારવામાં આવી નથી.

ઇવાન આ સાંભળીને શાંત થઈ ગયો અને નીચું જોઈ બેસી રહ્યો.

તેની પત્નીએ શાંતિ તોડી અને કહ્યું, 'તમારા વાળ સફેદ થઇ ગયા છે એવું સપનું મને આવેલું તે નકામું નહોતું આવ્યું. તમને યાદ છે? તમે એ દિવસે નીકળ્યા ન હોત તો કેવું સારું થાત!' આમ કહી તેણે પોતાના પતિના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં પૂછ્યું, 'ઇવાન! તારી પત્નીને તારે જે સાચું હોય તે જણાવી દેવું જોઇએ. બોલ, ખૂન તેં તો નથી કર્યું ને?'

'એટલે તને પણ મારા પર વહેમ છે!' એમ કહી ઇવાને તેના બે હાથ વચ્ચે માથું સંતાડી દીધું અને તે રડી પડ્યો. બરાબર તે જ વખતે સિપાઇ ત્યાં આવ્યો અને જણાવ્યું કે મુલાકાતનો સમય પૂરો થઇ ગયો છે, એટલે ઇવાનની પત્ની તથા બાળકોએ ત્યાંથી ચાલ્યા જવું. ઇવાને તેના કુટુંબને છેલ્લી વિદાય આપી.

તેઓ ગયાં પણ પત્નીએ પૂછેલો સવાલ ઇવાનના મનમાંથી ગયો નહીં. પોતાની પત્ની પણ પોતાને વિશે શંકા સેવે છે એ વાત યાદ આવતાં તેને થયું, 'એમ લાગે છે કે સાચી વાત માત્ર ઇશ્વર જ જાણી શકે છે. આપણે તેની પાસે જ દયાની માગણી કરવી જોઇએ અને આપણે તેની જ દયાના અધિકારી પણ છીએ.'

આમ વિચારી ઇવાને પોતાને નિર્દોષ સાબિત કરવા માટે ઝારને અરજી કરવાનું માંડી વાળ્યું. તેણે બધી આશા છોડી દીધી અને માત્ર ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી.

ઇવાનને ફટકા ખાવાની સજા થઇ અને ત્યાર પછી જેલમાં પૂરવો એવું સજામાં નક્કી થયું. તેને ચાબખાના સખત ફટકા મારવામાં આવ્યા અને ફટકાના ઘા રુઝાતાં તેને બીજા કેદીઓ ભેગો સાઇબીરિયા મોકલી દેવામાં આવ્યો.

ઇવાને છવ્વીસ વરસ સાઇબીરિયાની જેલમાં કેદી તરીકે ગાળ્યાં. તેના માથાના વાળ સફેદ થઇ ગયા. તેની દાઢી વધી ગઇ અને ભૂખરી થઇ ગઇ. તેનો ખુશમિજાજ સ્વભાવ ઓસરી ગયો. ઘડપણને લીધે તે કેડમાંથી વાંકો વળી ગયો, તેની ચાલ ધીમી થઇ ગઇ, તેના મોં પર હમેશ રમ્યા કરતું હાસ્ય હવે અદૃશ્ય થઇ ગયું. તેની પાસે એક જ પ્રવૃત્તિ રહી: ઇશ્વરની પ્રાર્થના.

જેલમાં તે જોડા બનાવતાં પણ શીખ્યો અને તેમાંથી તેને કંઇક કમાણી પણ થઇ. આ નાની શી કમાણીમાંથી તેણે 'સંતોનું જીવન' નામનું પુસ્તક ખરીદ્યું. જેલના ઝાંખા ઝાંખા અજવાળામાં તેણે એ પુસ્તક પૂરું કર્યું. જેલના દેવળમાં રવિવારે પ્રાર્થના થતી. ઇવાનનો કંઠ સુરીલો હતો એટલે તે રવિવારે દેવળમાં ભજન ગાઇ સંભળાવતો.

ઇવાનના આવા સદ્વર્તનથી જેલના અધિકારીઓ તેને ભલમનસાઇની નજરે જોતા. તેની સાથેના બીજા કેદીઓ તેને દાદા કહીને બોલાવતા અને માન આપતા. કેટલાક કેદીઓ તો એને સાધુદાદા પણ કહેતા. જેલના અધિકારીઓને કંઇ વાજબી વાત જણાવવી હોય ત્યારે તેઓ ઇવાન મારફત તેમની માગણી રજૂ કરતા. કેદીઓ અંદર અંદર લડી પડતા ત્યારે પણ ઇવાન જે નિર્ણય આપે તે માન્ય રાખી ઝઘડાનો અંત આણવામાં આવતો.

આ છવ્વીસ વરસ દરમિયાન તેના ઘરેથી કંઇ ખબરઅંતર આવ્યા નહીં. પોતાનાં બૈરીછોકરાં જીવે છે કે કેમ તેની પણ તેને ખબર નહોતી.

એક દિવસ કેદીઓની નવી ટુકડી જેલમાં આવી. સાંજ થતાં જૂના કેદીઓ પોતાના નવા સાથીદારોને ઘેરી વળ્યા અને તેઓ કયા ગામમાંથી આવે છે તથા તેમને કયા ગુના બદલ સજા થઈ છે તે પૂછવા લાગ્યા. ઇવાનને પણ નવા સાથીઓ વિશે જાણવાની આતુરતા હતી એટલે તે પણ નવા કેદીઓની વાત સાંભળવા માટે તેમની પાસે ગયો.

નવા આવેલા કેદીઓમાં ભૂખરી દાઢીવાળો એક કેદી લગભગ સાઠેક વરસની ઉંમરનો લાગતો હતો. હજુ આ ઉંમરે પણ તેનું શરીર ખાસું મજબૂત હતું. તે બીજાઓને પોતાની આપવીતી કહી રહ્યો હતો:

'મારે એક દિવસ ઉતાવળ હતી. એક ગાડી સાથે બાંધી રાખેલો ઘોડો છોડી હું તેની પર ઘેર ગયો. તેટલા ખાતર મારી ધરપકડ કરવામાં આવી અને મારા પર ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો. પણ મેં ઘોડાની ચોરી કરી નહોતી. હું ઘેર પહોંચી ગયો કે તરત જ મેં ઘોડાને છોડી મૂક્યો હતો. વધુમાં એ ઘોડાગાડીવાળો મારો અંગત મિત્ર હતો. બસ મારે એટલું જ કહેવાનું હતું. પણ પેલાઓએ કહ્યું, 'ના, તમે ચોરી જ કરી છે.' પણ મેં ક્યાં અને કેવી રીતે ચોરી કરી હતી તે તેમનાથી પુરવાર થયું નહીં....પણ તે પહેલાં, ઘણાં વરસ પર મેં એક મોટો ગુનો કર્યો હતો. તે વખતે હું પકડાયો નહોતો. તમારી આગળ મારે સાચી વાત શા માટે છુપાવવી જોઇએ? મારો અહીં આવવાનો હક તો તે દા'ડાનો સ્થાપિત થઈ ચૂક્યો હતો. આ વખતની વાત કરો, તો તો મને તદ્દન નજીવા કારણસર અહીં ધકેલી દેવામાં આવ્યો છે. પણ...હું આ અગાઉ પણ સાઇબીરિયા આવી ગયો છું. તે વખતે હું અહીં લાંબા સમય સુધી રહ્યો નહોતો.'

'તમારું નામ શું? ગામ કયું?' એક કેદીએ પૂછ્યું.

'મારું નામ મેકાર, વતન વ્લાડીમીર.'

પોતાના વતનનું નામ સાંભળી ઇવાને કેદી તરફ જોયું અને પૂછ્યું, 'સેમ્યોનિચ. તમારા ગામમાં ઇવાન એકસ્યોનોવ નામે એક વેપારી કુટુંબ રહેતું હતું. તેને તમે ઓળખો છો?'

'ઓળખું છું એમ પૂછો છો? કહો કે સારી રીતે ઓળખું છું. તેમની સ્થિતિ આજે સારી છે પણ તેમનો વડો આજે સાઇબીરિયામાં સબડે છે. આપણા જેવો જ પાપી હોવો જોઇએ. પણ દાદા, તમે અહીં કેવી રીતે આવી પડ્યા તે તો કહો.'

ઇવાનને પોતાની કમનસીબ કહાણી કહેવાની ઇચ્છા નહોતી. તેણે માત્ર નિસાસો નાખી કહ્યું, 'મેં કરેલા પાપને લીધે છવ્વીસ વરસથી હું અહીં આ જેલમાં છું.'

'પણ કયા પાપ માટે?'

ઇવાને એ વાત ઉડાવી દીધી અને કહ્યું, 'હશે! હું એને લાયક હોઇશ.' આનાથી વધારે તેણે કશી માહિતી ન આપી. પણ બીજા કેદીઓએ પેલા નવા બુઢ્ઢાને બધી વાત કહી: કોઇએ ખૂન કરીને છરી ઇવાનદાદાના સામાનમાં સંતાડી દીધી હતી. એટલે દાદા પકડાઇ ગયા અને તેમને ખોટી રીતે ગુનેગાર ઠરાવી અહીં જેલમાં મોકલી આપવામાં આવ્યા.

આ બધી વાત જાણીને નવા આવેલા બુઢ્ઢા કેદીને ભારે નવાઇ લાગી. 'વાહ! આ ખરું! ખરેખર, નવાઇ લાગે તેવી વાત કહેવાય! પણ દાદા, તમારી ઉંમર ઘણી થઇ ગઇ.'

બીજા કેદીઓને આ બુઢ્ઢાની આવી વાત સાંભળી ખૂબ નવાઇ લાગી. તેમણે એને પૂછ્યું, 'આ વાત જાણી તમને આટલી બધી નવાઇ શાની લાગે છે? તમે આ અગાઉ કદી ઇવાનદાદાને મળેલા ખરા?' પણ મેકારે તેનો જવાબ આપ્યો નહીં અને કહ્યું, 'ખરેખર! આપણને બધાને અહીં ભેગા થઇ ગયેલા જોઇ મને ખૂબ નવાઇ લાગે છે.'

તેની આવી વાત સાંભળી ઇવાનને થયું કે આ માણસ પેલા વેપારીનો સાચો ખૂની કોણ છે એ વાત જાણતો હોવો જોઇએ. તેથી તેણે એને પૂછ્યું, 'મેકાર, કદાચ તને એ ખૂનની વાત વિશે ખબર હશે. તેં મને આ અગાઉ જોયો હોય એવું પણ બને.'

'અરે ભાઇ! કાનને કંઇ તાળાં થોડાં મરાય છે? અફવાઓ તો જાત જાતની સાંભળવામાં આવે છે, પણ ખેર, એ વાતને તો આજે પચીસેક વરસ થઇ ગયાં. ખરું પૂછો તો હું એ બધું ભૂલી ગયો છું.' તેણે કહ્યું.

'પણ વેપારીનું ખૂન કોણે કર્યું હતું તે વિશે તો તેં સાંભળ્યું હશે.'

ઇવાનની આ વાત સાંભળી મેકાર હસી પડ્યો અને કહ્યું, 'આપણે ત્યાં કહેવત છે ને કે છીંડે ચડ્યો એ ચોર. એટલે મને તો લાગે છે કે જેના સામાનમાંથી છરી મળી આવી તેણે જ ખૂન કર્યું હોવું જોઇએ. થેલી તો તારા માથા નીચે દબાવેલી હતી. તો પછી રાત્રે તે થેલીમાં કોઇ છરી શી રીતે મૂકી જઇ શકે? એમ કોઇ છરી મૂકી જાય તો તું ઊઠી ન પડે?'

બુઢ્ઢા મેકારની આવી વાત સાંભળી ઇવાનને ખાતરી થઇ ગઇ કે વેપારીનું ખૂન આ માણસે જ કર્યું હોવું જોઇએ. તે તેની પાસેથી ચાલ્યો ગયો. એ રાત્રે તેને ઊંઘ ન આવી. તેને ખૂબ લાગી આવ્યું અને જૂની સ્મૃતિઓ તાજી થઇ. તે મેળામાં જવા નીકળ્યો તે વખતે તેની પત્ની તેને વિદાય આપતી હતી તે ચિત્ર તેની આંખ સામે ખડું થયું. જાણે તે તેની સામે જ ઊભી હોય તેમ તેનું આખું ચિત્ર ઇવાનની સ્મૃતિમાં ઊપસી આવ્યું. તેનો વાત કરવાનો અને હસવાનો અવાજ પણ તેને કાને પડ્યો. તેની સાથે તેનાં બાળકો પણ યાદ આવ્યાં. એક બાળક તો હજુ માની કેડે વળગેલું હતું! પછી તેને પોતાનું જીવન--જુવાની અને તેની મોજમજા--યાદ આવ્યું. પોતે મેળામાં જતો હતો અને રસ્તામાં આવેલી ધર્મશાળામાં તે ગિટાર વગાડતો બેઠો હતો ત્યારે તેનું જીવન કેટલું નિશ્ચિંત હતું! પછી તેને પકડી લેવામાં આવ્યો.

તેને ચાબખા ફટકારવામાં આવ્યા હતા તે સ્થળ, જલ્લાદ અને તે જોવા માટે ભેગા મળેલા લોકો તેને જેમના તેમ દેખાયા. પછી તો તે કેદખાનાની સાંકળો, બીજા કેદીઓ અને છવ્વીસ વરસની કેદી તરીકેની જિંદગી અને અકાળે આવી ગયેલા ઘડપણ સુધી આવી પહોંચ્યો. આ બધું યાદ આવતાં તેને પોતાની શુષ્ક જાત ઉપર તિરસ્કાર આવ્યો અને તે આપઘાત કરીને મરી જવું એવા વિચારમાં ફસાયો.

પણ એવામાં તેને બીજો વિચાર આવ્યો: 'આપઘાત એ શેતાનનો રસ્તો છે. એવો વિચાર સુધ્ધાં ન કરવો જોઇએ.' તેનું મન એટલું બધું ધૂંધવાયેલું હતું કે તેને કોઇ પણ ભોગે મેકારને મારી નાખી બદલો લેવાનું મન થઇ આવ્યું. પોતાના મનની આવી સ્થિતિને શાંત કરવા તેણે આખી રાત પ્રાર્થના કરી, પણ મનને શાંતિ ન વળી. દિવસ દરમિયાન મેકાર સામે મળે તો ઇવાન મોં ફેરવી લેતો અને પોતાનો માર્ગ બદલી કાઢતો.

આમ ને આમ પંદર દિવસ પસાર થઇ ગયા. ઇવાનની ઊંઘ ઊડી ગઇ. તેની સ્થિતિ એટલી બધી દુ:ખી થઇ ગઇ કે શું કરવું અને શું ન કરવું તે તેને સમજાયું નહીં.

એક રાત્રે તે કેદીઓના સૂવાના ખાટલાઓ પાસેથી પસાર થતો હતો ત્યારે ખાટલા નીચેથી થોડી તાજી માટી તેના પગ પાસે આવીને પડી. આ માટી ક્યાંથી આવી તે જાણવા માટે તે ઊભો રહ્યો. એવામાં મેકાર દબાતે પગલે ખાટલા નીચેથી બહાર નીકળ્યો. ઇવાનને ત્યાં ઊભેલો જોઇ તે ડઘાઇ ગયો. ઇવાને તેને જોયો, પણ જાણે કંઇ બન્યું જ નથી એમ નજર ચુકાવી ચાલવા માંડ્યું. મેકારે તેને પકડ્યો અને કહ્યું, 'ઇવાન! મેં એક સુરંગ ખોદવા માંડી છે. સુરંગમાંથી નીકળતી માટી હું બૂટમાં ભરી લઉં છું અને જેલવાળાઓ સવારે આપણને કામ કરવા માટે બહાર લઇ જાય ત્યારે કોઇ ન જાણે તેમ તેને બહાર ફેંકી દઉં છું.'

ઇવાનને તેની વાતમાં રસ નથી એમ લાગતાં મેકાર કંઇક ગુસ્સે થયો અને કહ્યું, 'ડોસા! મૂંગો રહેજે. આપણે બંને અહીંથી છટકી જઇ શકીશું. જો આ વાત તું ખુલ્લી પાડી દઇશ તો આ લોકો મને ચાબખા મારી મારીને મારી નાખશે. પણ યાદ રાખજે, જો તેમ થશે તો હું પહેલાં તને સ્વધામ પહોંચાડી દઇશ.'

પોતાના દુશ્મનને આ સ્થિતિમાં સામે ઊભેલો જોઇ ઇવાનની આંખમાં ગુસ્સો ભભૂકી ઊઠ્યો. છતાં તેણે ગુસ્સો શાંત પાડ્યો અને કહ્યું, 'મારે અહીંથી છટકી નાસવું નથી. વળી તારે મને મારી નાખવાની પણ જરૂર નથી. તેં તો આજથી પચીસ વરસ પર મને જીવતો મારી નાખ્યો હતો. અને તારા વિશે--હું કહી દઉં, કે ન પણ કહું--જેવી ઈશ્વરની પ્રેરણા. ટ્ટા જેમ કહેશે તેમ કરીશ.'

બીજે દિવસે જ્યારે કેદીઓને કામ કરવા માટે બહાર કાઢવામાં આવ્યા ત્યારે ચોકીદારનું ધ્યાન રસ્તા પર વેરાયેલી તાજી માટી તરફ ગયું. કોઇ કેદી બૂટમાં માટી ભરી લાવી બહાર ઠાલવી દેતો હોવો જોઇએ એ વાત તે પામી ગયો. કેદખાનાની બારીકાઇથી તપાસ કરવામાં આવી અને તેમ કરતાં પેલી સુરંગ મળી આવી. જેલના ગવર્નરને આ વાતની જાણ કરવામાં આવી. ગવર્નર જાતે જેલમાં આવ્યા અને આ સુરંગ કોણે ખોદી છે તે જાણવા માટે બધા કેદીઓને ઊલટાસૂલટી સવાલો પૂછ્યા. પણ બધાએ એક જ જવાબ આપ્યો: અમને કંઇ જ ખબર નથી. જેઓ જાણતા હતા તેઓ પણ જૂઠું બોલ્યા. સાચી વાત બહાર પડી જાય તો મેકારને

ચાબખા મારી મારીને મારી નાખવામાં આવશે તે વિશે કોઈને શંકા નહોતી. આખરે ગવર્નર ઇવાન પાસે આવ્યા. તેઓને ખાતરી હતી કે આ ભલો ડોસો જો સાચી વાત જાણતો હશે તો જણાવી દેશે.

'દાદા, તમે હંમેશાં સાચું બોલો છો. ઈશ્વરની સાક્ષીએ એટલું કહો, આ પરાક્રમ કોનું છે?' તેણે પૂછ્યું.

મેકાર પોતાને આ મામલામાં કશી જ લેવાદેવા ન હોય એવા નફ્ફટ ચહેરે ઊભો હતો. તેની નજર ગવર્નર પર મંડાયેલી હતી. ઇવાન તરફ તો તે નજર સુધ્ધાં નહોતો નાખતો. ઇવાનના મનમાં ભારે ગડમથલ ચાલતી હતી: 'જેણે મારું આખું જીવન ધૂળમાં મેળવી દીધું છે તેનો બચાવ કરવાનો શો અર્થ છે? મેં જે ભોગવ્યું છે તેનો બદલો તે ભલે ને ચૂકવે! પણ સાથે સાથે બીજી વાતેય છે. જો હું સાચી વાત કહી દઈશ તો જેલવાળાઓ એને જીવતો નહીં છોડે. કદાચ મને તેના પર ખોટી શંકા હોય એમ પણ બને અને એ બધા કરતાંય, સાચી વાત જણાવી દેવાથી મને શો ફાયદો થવાનો છે?'

તેણે ગવર્નરને કશો જવાબ આપ્યો નહીં. તે ચુપચાપ ઊભો હતો.

'દાદા, સાચી વાત હોય તે જણાવી દો. આ સુરંગ કોણે ખોદી છે?' ગવર્નરે ફરી પૂછ્યું.

ઇવાને મેકાર તરફ એક નજર નાખી અને પછી ગવર્નરને કહ્યું, 'સાહેબ, હું એ વાત કહી શકું એમ નથી. મારો અંતરાત્મા મને તેમ કરવાની ના પાડે છે. મારી જિંદગી તમારા હાથમાં છે, તમારે જેમ કરવું હોય તેમ કરો.'

ગવર્નરે ઇવાનને ઘણું સમજાવ્યો, પણ ઇવાને પોતે જે કહેવાનું હતું તે કહી દીધા પછી એક શબ્દ સરખો ન ઉચ્ચાર્યો. આમ વાતનો આટલેથી અંત આવ્યો.

તે રાત્રે ઇવાન પથારીમાં પડ્યો હતો અને તેની આંખ મીંચાવાની તૈયારીમાં હતી તેવામાં એક માણસ દબાતે પગલે ત્યાં આવ્યો અને એક માણસ દબાતે પગલે ત્યાં આવ્યો.

તેના ખાટલા પર બેસી ગયો. ઇવાને અંધારામાં પણ તેને ઓળખી કાઢ્યો. એ મેકાર હતો.

'હવે આથી વધારે તારે મારી પાસે શું જોઈએ છે?' ઇવાને પૂછ્યું.

મેકાર ચુપચાપ બેસી રહ્યો, એટલે ઇવાન પથારીમાં બેઠો થયો અને પૂછ્યું, 'તું અહીં શા માટે આવ્યો છે? તારે શું જોઈએ છે? અહીંથી ચાલ્યો જા, નહીં તો હું સિપાઈને બોલાવું છું.'

મેકાર ઇવાનની પાસે સરક્યો અને કોઈ ન સાંભળે તે રીતે ધીમેથી બોલ્યો, 'ઇવાન! મને માફ કર.'

'માફી? શાની માફી?' ઇવાને પૂછ્યું.

'આજથી પચીસેક વરસ પર તારી સાથેના વેપારીનું ખૂન મેં કર્યું હતું. તારા સામાનમાંથી નીકળેલી છરી પણ મેં જ ત્યાં સંતાડી હતી. ખરું પૂછે તો મારો ઇરાદો તો તને પણ પૂરો કરવાનો હતો. હું તને મારવા આવ્યો, પણ એટલામાં બહાર કંઈક ખખડાટ થયો એટલે હું છરી ત્યાં સંતાડી ભાગી ગયો, બારીમાંથી.'

ઇવાન શાંતિથી બેસી રહ્યો. એને શું કહેવું તેની તેને સમજ ન પડી. મેકાર ખાટલા પરથી ઊઠી નીચે જમીન પર બેસી ગયો. ખાટલાની ઈસ આગળ માથું રાખી તેણે કહ્યું, 'ઇવાન, હું જેલવાળાઓ પાસે કબૂલ કરીશ કે વેપારીનો સાચો ખૂની તું નહીં પણ હું છું. એટલે તેઓ તને છોડી મૂકશે. અને તું પાછો ઘેરે જઇ શકીશ.'

ઇવાન એકાદબે મિનિટ કંઇ બોલ્યો નહીં. પછી કહ્યું, 'મેકાર! તારે માટે બોલવું સહેલું છે પણ...તારે લીધે આ મારી છવ્વીસ વરસની જિંદગી ઘસાઇ ગઇ. હવે હું ક્યાં જાઉં? મારી પત્ની આજે હયાત નથી. મારાં બાળકો મને ઓળખશે અને સાથે રાખશે કે કેમ તે સવાલ છે. મારે હવે ક્યાંય જવાનું નથી રહ્યું....'

મેકાર ખાટલા પાસે જ બેસી રહ્યો. તેના હૃદયમાં પસ્તાવાની લાગણીઓ ઊભરાવા લાગી. તે ખાટલાની ઈસ પર માથું પછાડવા લાગ્યો. તેણે ઇવાનને કહ્યું, 'ઇવાન! મને માફ કર. તને જોઇને અત્યારે મને જે દુ:ખ થાય છે તે મને ચાબખા મારવામાં આવ્યા ત્યારે થયેલા દુ:ખ કરતાં અનેકગણું વધારે છે. મેં તને આટલો બધો દુ:ખી કર્યો છતાં હજુ તને મારી દયા આવે છે. તું કેટલો ભલો છે! તેં મારું નામ ખુલ્લું ન પાડ્યું અને મને બચાવી લીધો. ઇવાન! ઈશ્વરને ખાતર મને માફ કર....' આટલું કહેતાં તેની આંખ ભરાઇ આવી. તે ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. તેનાં ધ્રુસકાં સાંભળી ઇવાનની આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં.

'ઈશ્વર તને માફી આપશે,' ઇવાને કહ્યું, 'કદાચ હું તારા કરતાં સોગણો વધારે પાપી હોઉં એવું પણ બને.' આ શબ્દોની સાથે તેનું હૃદય પુલકિત થઇ ગયું. તેને હવે ઘેર જવાની કે જેલમાંથી છૂટવાની ઇચ્છા ન રહી. ઈશ્વર તેને બોલાવી લે તેની તેણે રાહ જોવા માંડી.

ઇવાને ના પાડી હોવા છતાં મેકારે તેનો ગુનો જેલવાળાઓ આગળ કબૂલ કર્યો. પણ તેની મુક્તિ માટેનો હુકમ આવે તે પહેલાં તો ઇવાન આ જગતમાંથી મુક્તિ પામી પ્રભુના દરબારમાં પહોંચી ગયો હતો.

વ્લાડીમીર નામના શહેરમાં ઇવાન નામે એક વેપારી રહેતો હતો. તે પૈસેટકે સુખી હતો. શહેરમાં તેની બે દુકાનો ચાલતી હતી અને રહેવા માટે ઘરનું ઘર હતું.

ઇવાન દેખાવે ખૂબસૂરત અને સ્વભાવે આનંદી હતો. ગાવા-બજાવવાનો તેને નાનપણથી જ શોખ હતો. ભર જુવાનીમાં તે કંઇક છેલબટાઉ જેવો થઇ ગયો હતો અને તેણે તેની જાત દારૂને સોંપી દીધી હતી. પણ તેના પગમાં લગ્નની બેડી પડતાં જ તે દારૂની લતમાંથી ઊગરી ગયો. અલબત્ત, વારતહેવારે તે એકાદ પ્યાલી ચડાવી લેતો ખરો.

તેના શહેરથી દૂર આવેલા એક સ્થળે દર ઉનાળામાં એક મોટો મેળો ભરાતો. આ મેળામાં જતાં લગભગ બે દિવસ થતા તોપણ વેપાર વધારવા માટે મોટા ભાગના વેપારીઓ ત્યાં જતા. એક ઉનાળામાં ઇવાન આ મેળામાં જવા માટે તૈયાર થયો ત્યારે તેની પત્નીએ કહ્યું, 'તમે આજે જવાનું માંડી વાળો. મને આજે રાત્રે એક અપશુકનિયાળ સપનું આવ્યું હતું.'

ઇવાને હસતાં હસતાં કહ્યું, 'એના કરતાં એમ કહેને કે હું મેળામાં જઈ દારૂના પીઠામાં ફસાઈ પડીશ એવી તને બીક રહે છે.'

તેની પત્નીએ કહ્યું, 'મને શેની બીક રહે છે તે તો હું પણ નથી જાણતી. મને તો એટલી જ ખબર છે કે મને આવેલું સપનું અપશુકનિયાળ છે. સપનામાં તમે મેળામાંથી ઘેર પાછા આવીને માથા પરથી ટોપી કાઢી ત્યારે તમારા વાળ સફેદ થઈ ગયા હતા.'

ઇવાનને આ સાંભળી વધારે હસવું આવ્યું. તેણે કહ્યું, 'અરે! એ તો શુકન ગણાય. જોજે, આ વખતે હું મારી સાથેનો બધો માલ વેચી દઈ તારે માટે મજાની ભેટ લઈને પાછો આવું છું કે નહીં.'

આમ કહી તે પોતાની ઘોડાગાડીઓમાં માલ લાદી મેળામાં જવા માટે ચાલી નીકળ્યો.

રસ્તામાં તેને એક ઓળખીતો વેપારી મળ્યો. રસ્તે એક ધર્મશાળા આવી તેમાં તેમણે રાત રોકાવાનું નક્કી કર્યું. બંનેએ સાથે બેસી ચા પીધી, ભાથું ખાધું અને પછી નજીક નજીક આવેલી બે ઓરડીઓ પસંદ કરી બંને પોતપોતાની ઓરડીઓમાં સૂઈ ગયા.

ઇવાનને મોડે સુધી જાગવાની આદત નહોતી. વળી સાંજ થતાં પહેલાં મેળાના સ્થળે પહોંચી જવાય તે ખ્યાલથી તે વહેલો ઊઠ્યો અને ગાડીવાનને પણ ઉઠાડી દીધો. બંનેએ મળી ગાડી જોડી અને આગળ જવા માટે તૈયાર થઈ ગયા.

ધર્મશાળાનો દરોગો ધર્મશાળાની પાછળ આવેલી એક કોટડીમાં રહેતો હતો. તેને જે કંઈ ચૂકવવાનું હતું તે ચૂકવી ગાડી લઈ તેઓ આગળ ચાલી નીકળ્યા.

બપોર થતાં સુધીમાં પચીસેક માઇલનો રસ્તો કાપી તે નાની ધર્મશાળા પાસે આવી પહોંચ્યો. અહીં બપોર ગાળી જરા નમતે પહોરે આગળ ચાલી નીકળીશું એમ વિચારી ઇવાને ત્યાં ગાડી છોડી થોડું પાણી ગરમ કરી હાથમોં ધોયાં અને પછી થોડું ભાથું ખાઇ ધર્મશાળાની પરસાળમાં આરામ કરવા બેઠો. મન બહેલાવવા માટે તેણે પોતાની ગિટાર કાઢી તેના તાર છેડ્યા.

તે ગિટાર વગાડતો બેઠો હતો તેવામાં ઘોડાગાડીની ઘંટડીઓ સંભળાઇ અને એક ઘોડાગાડી ધર્મશાળાને દરવાજે આવી ઊભી રહી. તેમાંથી એક અમલદાર અને બે સિપાઇ નીચે ઊતર્યા. સિપાઇઓને બહાર ઊભા રાખી અમલદાર સીધો ઇવાન પાસે આવ્યો. તેણે ઇવાનનાં નામઠામ પૂછ્યાં તથા તે ક્યાંથી આવે છે તેની માહિતી માગી. ઇવાને જે હતું તે જણાવી દીધું અને પૂછ્યું, 'મારી સાથે નાસ્તો લેશો?' પણ અમલદારે તેની વાત ન સાંભળતાં પ્રશ્નોની ઝડી ચાલુ રાખી: 'ગઈ રાત્રે તમે ક્યાં રોકાયા હતા? તમે એકલા હતા કે તમારી સાથે કોઇ બીજો વેપારી હતો? આજે સવારે તમારી સાથેના વેપારીને તમે જોયેલો ખરો? અને તમે સવાર થતાં પહેલાં જ ધર્મશાળા છોડીને કેમ ચાલી નીકળ્યા?'

ઇવાનને આ જાતના સવાલો સાંભળી સહેજ નવાઇ લાગી. છતાં તેણે તે બધા સવાલના જવાબો આપ્યા અને પૂછ્યું, 'હું કોઇ ચોર કે લૂંટારુ હોઉં તેમ તમે મને આ જાતના સવાલો શા માટે પૂછો છો? હું મારે મારા ધંધા અંગે મેળામાં જઇ રહ્યો છું. અને મેં એવું કંઇ કર્યું નથી, જેથી તમારે ઊલટતપાસ લેવી પડે.'

અમલદારે બૂમ પાડી સિપાઇઓને અંદર બોલાવ્યા અને પોતાનો પરિચય આપતાં કહ્યું, 'હું આ જિલ્લાનો મુખ્ય પોલીસ અધિકારી છું. તમે જેની સાથે પાછલી રાત ગાળી તે વેપારીનું ધર્મશાળામાં રાત્રે ખૂન થયું છે. તેથી મારે તમને કેટલાક સવાલો પૂછવા પડ્યા. માફ કરજો, પણ મારે તમારા સામાનની પણ ઝડતી લેવી પડશે.'

ઇવાનના મનમાં પાપ નહોતું. તેણે ધર્મશાળાની પરસાળમાં પડેલો પોતાનો સામાન બતાવ્યો. પોલીસે સામાનની ઝડતી લેવા માંડી. અમલદારે પણ ઝીણવટથી સામાન તપાસવા માંડ્યો. ઇવાનના સામાનમાંથી તેણે એક લોહીથી ખરડાયેલી છરી ખેંચી કાઢી. છરીને આમતેમ ફેરવી જોઇ તેણે ઇવાનને પૂછ્યું, 'બોલ! આ છરી કોની છે?'

પોતાના સામાનમાંથી આવી છરી નીકળી આવેલી જોઇ ઇવાન અવાક થઇ ગયો--ગભરાઇ ગયો.

'આ છરી પર લોહીના ડાઘા ક્યાંથી આવ્યા?' અમલદારે જરા કરડાકીથી પૂછ્યું.

ઇવાન બાઘા જેવો બની ગયો. તેણે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો પણ તેનું મોં સિવાઇ ગયું. આખરે થોથવાતી જીભે તેણે કહ્યું, 'મને ખબર નથી. મારી...આ છરી...મારી નથી.'

અમલદારે કહ્યું, 'આજે સવારે જ પેલા વેપારીનું ધર્મશાળામાં ખૂન થયું છે. એ ખૂન આ છરીથી થયું હોવું જોઇએ. ધર્મશાળાનો દરવાજો અંદરથી બંધ હતો અને તેમાં તમારા બે સિવાય કોઇ નહોતું. વધુમાં તારા સામાનમાંથી લોહીના ડાઘાવાળી આ છરી મળી આવી છે. તેં ગુનો કર્યો છે એનો એ બોલતો પુરાવો છે. એટલે હવે તેં એને શી રીતે મારી નાખ્યો તથા તેના કેટલા પૈસા તફડાવ્યા છે તે જણાવી દે તો મહેરબાની.'

ઇવાને સોગંદપૂર્વક જણાવ્યું કે તેણે ખૂન કર્યું નથી. તેમણે બંનેએ સાથે બેસી ચા પીધી ત્યાર પછી તેણે એ વેપારીને જોયો પણ નથી. તેની પાસે તે ઘરેથી ૪૦૦ રૂબલ લઇને નીકળ્યો હતો તેમાંથી ખર્ચ બાદ કરતાં વધેલા રૂબલ જેમના તેમ છે. તેના સામાનમાંથી મળી આવેલી છરી તેની નથી. આટલું કહેતાં તો તેનું મોં પડી ગયું, તેનો અવાજ ભાંગી પડ્યો અને તેના પગ ધ્રૂજી ઊઠ્યા. જાણે એ જ ગુનેગાર ન હોય!

પોલીસ અમલદારે ઇવાનને બાંધીને ગાડીમાં બેસાડવાનો હુકમ કર્યો. પોલીસો ઇવાનને દોરડાથી બાંધી ગાડીમાં લઇ ગયા ત્યારે ઇવાને આકાશ સામે જોઇ ઈશ્વરને યાદ કર્યો અને તેની આંખમાં આંસુ આવી ગયાં. તેની પાસેનો સામાન તથા પૈસા પોલીસે કબજે કરી લીધા. તેને નજીકના શહેરની ચોકીમાં લઇ જઇ કાચી જેલમાં પૂરી દેવામાં આવ્યો. વ્લાડીમીર શહેરમાં ઇવાનનું ચારિત્ર કેવું હતું તેનાં પોલીસ નિવેદનો લેવામાં આવ્યાં. ત્યાંના વેપારીઓ તથા શહેરીઓએ કહ્યું કે ભર જુવાનીમાં

તે ઉડાઉ, છેલબટાઉ તથા પીધેલ હતો. પછી મુકદ્દમો ચાલ્યો. ઇવાન પર વેપારીનું ખૂન કરવાનો તથા તેમ કરી તેના વીસ હજાર રૂબલ ચોરી લેવાનો આરોપ મૂકવામાં આવ્યો.

ઇવાનની પત્નીએ જ્યારે આ બધું જાણ્યું ત્યારે તે દુ:ખી દુ:ખી થઇ ગઇ. શું માનવું અને શું ન માનવું એની તેને સમજ પડી નહીં. તેનાં બાળકો નાનાં હતાં. એક તો હજુ ધાવણું હતું. તે બધાંને સાથે લઇ તે ઇવાનને જ્યાં કેદ કરવામાં આવ્યો હતો તે શહેરમાં આવી પહોંચી. પહેલાં તો તેને ઇવાનને મળવાની રજા આપવામાં આવી નહીં, પણ ઘણા કાલાવાલાને અંતે તેને પોતાના પતિને મળવાની રજા મળી. પોતાના પતિને ચોરો અને ગુંડાઓ સાથે કેદીના પોશાકમાં પૂરી રાખેલો જોઇ એ ભલી બાઇને મૂર્છા આવી ગઇ. ઘણી વારે તે ભાનમાં આવી. પોતાનાં બાળકોને સાથે લઈને તે પતિના પગ આગળ બેસી પડી. તેણે પહેલાં તો શહેરમાં ચાલતી વાતો ઇવાનને કરી અને આ બધું શું બની ગયું તે પૂછ્યું. ઇવાને જે બન્યું હતું તે કહી સંભળાવ્યું એટલે તેની પત્નીએ પૂછ્યું, ‘હવે આપણે શું કરીશું?’

‘એક નિર્દોષની જિંદગી ધૂળમાં ન મળી જાય તે માટે આપણે ઝારને દયાની અરજી કરવી જોઇએ.’ ઇવાને કહ્યું.

તેની પત્નીએ જણાવ્યું કે તેણે ઝારને દયાની અરજી કરી હતી પણ તે સ્વીકારવામાં આવી નથી.

ઇવાન આ સાંભળીને શાંત થઇ ગયો અને નીચું જોઇ બેસી રહ્યો.

તેની પત્નીએ શાંતિ તોડી અને કહ્યું, ‘તમારા વાળ સફેદ થઇ ગયા છે એવું સપનું મને આવેલું તે નકામું નહોતું આવ્યું. તમને યાદ છે? તમે એ દિવસે નીકળ્યા ન હોત તો કેવું સારું થાત!’ આમ કહી તેણે પોતાના પતિના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં પૂછ્યું, ‘ઇવાન! તારી પત્નીને તારે જે સાચું હોય તે જણાવી દેવું જોઇએ. બોલ, ખૂન તેં તો નથી કર્યું ને?’

‘એટલે તને પણ મારા પર વહેમ છે!’ એમ કહી ઇવાને તેના બે હાથ વચ્ચે માથું સંતાડી દીધું અને તે રડી પડ્યો. બરાબર તે જ વખતે સિપાઇ ત્યાં આવ્યો અને જણાવ્યું કે મુલાકાતનો સમય પૂરો થઇ ગયો છે, એટલે ઇવાનની પત્ની તથા બાળકોએ ત્યાંથી ચાલ્યા જવું. ઇવાને તેના કુટુંબને છેલ્લી વિદાય આપી.

તેઓ ગયાં પણ પત્નીએ પૂછેલો સવાલ ઇવાનના મનમાંથી ગયો નહીં. પોતાની પત્ની પણ પોતાને વિશે શંકા સેવે છે એ વાત યાદ આવતાં તેને થયું, ‘એમ લાગે છે કે સાચી વાત માત્ર ઈશ્વર જ જાણી શકે છે. આપણે તેની પાસે જ દયાની માગણી કરવી જોઇએ અને આપણે તેની જ દયાના અધિકારી પણ છીએ.’

આમ વિચારી ઇવાને પોતાને નિર્દોષ સાબિત કરવા માટે ઝારને અરજી કરવાનું માંડી વાળ્યું. તેણે બધી આશા છોડી દીધી અને માત્ર ઈશ્વરની પ્રાર્થના કરવા માંડી.

ઇવાનને ફટકા ખાવાની સજા થઇ અને ત્યાર પછી જેલમાં પૂરવો એવું સજામાં નક્કી થયું. તેને ચાબખાના સખત ફટકા મારવામાં આવ્યા અને ફટકાના ઘા રુઝાતાં તેને બીજા કેદીઓ ભેગો સાઇબીરિયા મોકલી દેવામાં આવ્યો.

ઇવાને છવ્વીસ વરસ સાઇબીરિયાની જેલમાં કેદી તરીકે ગાળ્યાં. તેના માથાના વાળ સફેદ થઇ ગયા. તેની દાઢી વધી ગઇ અને ભૂખરી થઇ ગઇ. તેનો ખુશમિજાજ સ્વભાવ ઓસરી ગયો. ઘડપણને લીધે તે કેડમાંથી વાંકો વળી ગયો, તેની ચાલ ધીમી થઈ ગઇ, તેના મોં પર હમેશ રમ્યા કરતું હાસ્ય હવે અદૃશ્ય થઇ ગયું. તેની પાસે એક જ પ્રવૃત્તિ રહી: ઈશ્વરની પ્રાર્થના.

જેલમાં તે જોડા બનાવતાં પણ શીખ્યો અને તેમાંથી તેને કંઇક કમાણી પણ થઇ. આ નાની શી કમાણીમાંથી તેણે 'સંતોનું જીવન' નામનું પુસ્તક ખરીદ્યું. જેલના ઝાંખા ઝાંખા અજવાળામાં તેણે એ પુસ્તક પૂરું કર્યું. જેલના દેવળમાં રવિવારે પ્રાર્થના થતી. ઇવાનનો કંઠ સુરીલો હતો એટલે તે રવિવારે દેવળમાં ભજન ગાઈ સંભળાવતો.

ઇવાનના આવા સદ્વર્તનથી જેલના અધિકારીઓ તેને ભલમનસાઇની નજરે જોતા. તેની સાથેના બીજા કેદીઓ તેને દાદા કહીને બોલાવતા અને માન આપતા. કેટલાક કેદીઓ તો એને સાધુદાદા પણ કહેતા. જેલના અધિકારીઓને કંઇ વાજબી વાત જણાવવી હોય ત્યારે તેઓ ઇવાન મારફત તેમની માગણી રજૂ કરતા. કેદીઓ અંદર અંદર લડી પડતા ત્યારે પણ ઇવાન જે નિર્ણય આપે તે માન્ય રાખી ઝઘડાનો અંત આણવામાં આવતો.

આ છવ્વીસ વરસ દરમિયાન તેના ઘરેથી કંઇ ખબરઅંતર આવ્યા નહીં. પોતાનાં બૈરીછોકરાં જીવે છે કે કેમ તેની પણ તેને ખબર નહોતી.

એક દિવસ કેદીઓની નવી ટુકડી જેલમાં આવી. સાંજ થતાં જૂના કેદીઓ પોતાના નવા સાથીદારોને ઘેરી વળ્યા અને તેઓ કયા ગામમાંથી આવે છે તથા તેમને કયા ગુના બદલ સજા થઇ છે તે પૂછવા લાગ્યા. ઇવાનને પણ નવા સાથીઓ વિશે જાણવાની આતુરતા હતી એટલે તે પણ નવા કેદીઓની વાત સાંભળવા માટે તેમની પાસે ગયો.

નવા આવેલા કેદીઓમાં ભૂખરી દાઢીવાળો એક કેદી લગભગ સાઠેક વરસની ઉંમરનો લાગતો હતો. હજુ આ ઉંમરે પણ તેનું શરીર ખાસું મજબૂત હતું. તે બીજાઓને પોતાની આપવીતી કહી રહ્યો હતો:

'મારે એક દિવસ ઉતાવળ હતી. એક ગાડી સાથે બાંધી રાખેલો ઘોડો છોડી હું તેની પર ઘેર ગયો. તેટલા ખાતર મારી ધરપકડ કરવામાં આવી અને મારા પર ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો. પણ મેં ઘોડાની ચોરી કરી નહોતી. હું ઘેર પહોંચી ગયો કે તરત જ મેં ઘોડાને છોડી મૂક્યો હતો. વધુમાં એ ઘોડાગાડીવાળો મારો અંગત મિત્ર હતો. બસ મારે એટલું જ કહેવાનું હતું. પણ પેલાઓએ કહ્યું, 'ના, તમે ચોરી જ કરી છે.' પણ મેં ક્યાં અને કેવી રીતે ચોરી કરી હતી તે તેમનાથી પુરવાર થયું નહીં....પણ તે પહેલાં, ઘણાં વરસ પર મેં એક મોટો ગુનો કર્યો હતો. તે વખતે હું પકડાયો નહોતો. તમારી આગળ મારે સાચી વાત શા માટે છુપાવવી જોઇએ? મારો અહીં આવવાનો હક તો તે દા'ડાનો સ્થાપિત થઇ ચૂક્યો હતો. આ વખતની વાત કરો, તો તો મને તદ્દન નજીવા કારણસર અહીં ધકેલી દેવામાં આવ્યો છે. પણ...હું આ અગાઉ પણ સાઇબીરિયા આવી ગયો છું. તે વખતે હું અહીં લાંબા સમય સુધી રહ્યો નહોતો.'

'તમારું નામ શું? ગામ કયું?' એક કેદીએ પૂછ્યું.

'મારું નામ મેકાર, વતન વ્લાડીમીર.'

પોતાના વતનનું નામ સાંભળી ઇવાને કેદી તરફ જોયું અને પૂછ્યું, 'સેમ્યોનિચ. તમારા ગામમાં ઇવાન એક્સ્યોનોવ નામે એક વેપારી કુટુંબ રહેતું હતું. તેને તમે ઓળખો છો?'

'ઓળખું છું એમ પૂછો છો? કહો કે સારી રીતે ઓળખું છું. તેમની સ્થિતિ આજે સારી છે પણ તેમનો વડો આજે સાઇબીરિયામાં સબડે છે. આપણા જેવો જ પાપી હોવો જોઇએ. પણ દાદા, તમે અહીં કેવી રીતે આવી પડ્યા તે તો કહો.'

ઇવાનને પોતાની કમનસીબ કહાણી કહેવાની ઇચ્છા નહોતી. તેણે માત્ર નિસાસો નાખી કહ્યું, 'મેં કરેલા પાપને લીધે છવ્વીસ વરસથી હું અહીં આ જેલમાં છું.'

'પણ કયા પાપ માટે?'

ઇવાને એ વાત ઉડાવી દીધી અને કહ્યું, 'હશે! હું એને લાયક હોઇશ.' આનાથી વધારે તેણે કશી માહિતી ન આપી. પણ બીજા કેદીઓએ પેલા નવા બુઢ્ઢાને બધી વાત કહી: કોઇએ ખૂન કરીને છરી ઇવાનદાદાના સામાનમાં સંતાડી દીધી હતી. એટલે દાદા પકડાઇ ગયા અને તેમને ખોટી રીતે ગુનેગાર ઠરાવી અહીં જેલમાં મોકલી આપવામાં આવ્યા.

આ બધી વાત જાણીને નવા આવેલા બુઢ્ઢા કેદીને ભારે નવાઇ લાગી. 'વાહ! આ ખરું! ખરેખર, નવાઇ લાગે તેવી વાત કહેવાય! પણ દાદા, તમારી ઉંમર ઘણી થઇ ગઇ.'

બીજા કેદીઓને આ બુઢ્ઢાની આવી વાત સાંભળી ખૂબ નવાઇ લાગી. તેમણે એને પૂછ્યું, 'આ વાત જાણી તમને આટલી બધી નવાઇ શાની લાગે છે? તમે આ અગાઉ કદી ઇવાનદાદાને મળેલા ખરા?' પણ મેકારે તેનો જવાબ આપ્યો નહીં અને કહ્યું, 'ખરેખર! આપણને બધાને અહીં ભેગા થઇ ગયેલા જોઇ મને ખૂબ નવાઇ લાગે છે.'

તેની આવી વાત સાંભળી ઇવાનને થયું કે આ માણસ પેલા વેપારીનો સાચો ખૂની કોણ છે એ વાત જાણતો હોવો જોઇએ. તેથી તેણે એને પૂછ્યું, 'મેકાર, કદાચ તને એ ખૂનની વાત વિશે ખબર હશે. તેં મને આ અગાઉ જોયો હોય એવું પણ બને.'

'અરે ભાઇ! કાનને કંઇ તાળાં થોડાં મરાય છે? અફવાઓ તો જાત જાતની સાંભળવામાં આવે છે, પણ ખેર, એ વાતને તો આજે પચીસેક વરસ થઇ ગયાં. ખરું પૂછો તો હું એ બધું ભૂલી ગયો છું.' તેણે કહ્યું.

'પણ વેપારીનું ખૂન કોણે કર્યું હતું તે વિશે તો તેં સાંભળ્યું હશે.'

ઇવાનની આ વાત સાંભળી મેકાર હસી પડ્યો અને કહ્યું, 'આપણે ત્યાં કહેવત છે ને કે છીંડે ચડ્યો એ ચોર. એટલે મને તો લાગે છે કે જેના સામાનમાંથી છરી મળી આવી તેણે જ ખૂન કર્યું હોવું જોઇએ. થેલી તો તારા માથા નીચે દબાવેલી હતી. તો પછી રાત્રે તે થેલીમાં કોઈ છરી શી રીતે મૂકી જઇ શકે? એમ કોઇ છરી મૂકી જાય તો તું ઊઠી ન પડે?'

બુઢ્ઢા મેકારની આવી વાત સાંભળી ઇવાનને ખાતરી થઇ ગઇ કે વેપારીનું ખૂન આ માણસે જ કર્યું હોવું જોઇએ. તે તેની પાસેથી ચાલ્યો ગયો. એ રાત્રે તેને ઊંઘ ન આવી. તેને ખૂબ લાગી આવ્યું અને જૂની સ્મૃતિઓ તાજી થઇ. તે મેળામાં જવા નીકળ્યો તે વખતે તેની પત્ની તેને વિદાય આપતી હતી તે ચિત્ર તેની આંખ સામે ખડું થયું. જાણે તે તેની સામે જ ઊભી હોય તેમ તેનું આખું ચિત્ર ઇવાનની સ્મૃતિમાં ઊપસી આવ્યું. તેનો વાત કરવાનો અને હસવાનો અવાજ પણ તેને કાને પડ્યો. તેની સાથે તેનાં બાળકો પણ યાદ આવ્યાં. એક બાળક તો હજુ માની કેડે વળગેલું હતું! પછી તેને પોતાનું જીવન--જુવાની અને તેની મોજમજા--યાદ આવ્યું. પોતે મેળામાં જતો હતો અને રસ્તામાં આવેલી ધર્મશાળામાં તે ગિટાર વગાડતો બેઠો હતો ત્યારે તેનું જીવન કેટલું નિશ્ચિંત હતું! પછી તેને પકડી લેવામાં આવ્યો. તેને ચાબખા ફટકારવામાં આવ્યા હતા તે સ્થળ, જલ્લાદ અને તે જોવા માટે ભેગા મળેલા લોકો તેને જેમના તેમ દેખાયા. પછી તો તે કેદખાનાની સાંકળો, બીજા કેદીઓ અને છવ્વીસ વરસની કેદી તરીકેની જિંદગી અને અકાળે આવી ગયેલા ઘડપણ સુધી આવી પહોંચ્યો. આ બધું યાદ આવતાં તેને પોતાની શુષ્ક જાત ઉપર તિરસ્કાર આવ્યો અને તે આપઘાત કરીને મરી જવું એવા વિચારમાં ફસાયો.

પણ એવામાં તેને બીજો વિચાર આવ્યો: 'આપઘાત એ શેતાનનો રસ્તો છે. એવો વિચાર સુધ્ધાં ન કરવો જોઇએ.' તેનું મન એટલું બધું ધૂંધવાયેલું હતું કે તેને કોઈ પણ ભોગે મેકારને મારી નાખી બદલો લેવાનું મન થઇ આવ્યું. પોતાના મનની આવી સ્થિતિને શાંત કરવા તેણે આખી રાત પ્રાર્થના કરી, પણ મનને શાંતિ ન વળી. દિવસ દરમિયાન મેકાર સામે મળે તો ઇવાન મોં ફેરવી લેતો અને પોતાનો માર્ગ બદલી કાઢતો.

આમ ને આમ પંદર દિવસ પસાર થઇ ગયા. ઇવાનની ઊંઘ ઊડી ગઇ. તેની સ્થિતિ એટલી બધી દુ:ખી થઇ ગઇ કે શું કરવું અને શું ન કરવું તે તેને સમજાયું નહીં.

એક રાત્રે તે કેદીઓના સૂવાના ખાટલાઓ પાસેથી પસાર થતો હતો ત્યારે ખાટલા નીચેથી થોડી તાજી માટી તેના પગ પાસે આવીને પડી. આ માટી ક્યાંથી આવી તે જાણવા માટે તે ઊભો રહ્યો. એવામાં મેકાર દબાતે પગલે ખાટલા નીચેથી બહાર નીકળ્યો. ઇવાનને ત્યાં ઊભેલો જોઇ તે ડઘાઇ ગયો. ઇવાને તેને જોયો, પણ જાણે કંઇ બન્યું જ નથી એમ નજર ચુકાવી ચાલવા માંડ્યું. મેકારે તેને પકડ્યો અને કહ્યું, 'ઇવાન! મેં એક સુરંગ ખોદવા માંડી છે. સુરંગમાંથી નીકળતી માટી હું બૂટમાં ભરી લઉં છું અને જેલવાળાઓ સવારે આપણને કામ કરવા માટે બહાર લઇ જાય ત્યારે કોઈ ન જાણે તેમ તેને બહાર ફેંકી દઉં છું.'

ઇવાનને તેની વાતમાં રસ નથી એમ લાગતાં મેકાર કંઈક ગુસ્સે થયો અને કહ્યું, ‘ડોસા! મૂંગો રહેજે. આપણે બંને અહીંથી છટકી જઇ શકીશું. જો આ વાત તું ખુલ્લી પાડી દઈશ તો આ લોકો મને ચાબખા મારી મારીને મારી નાખશે. પણ યાદ રાખજે, જો તેમ થશે તો હું પહેલાં તને સ્વધામ પહોંચાડી દઈશ.’

પોતાના દુશ્મનને આ સ્થિતિમાં સામે ઊભેલો જોઇ ઇવાનની આંખમાં ગુસ્સો ભભૂકી ઊઠ્યો. છતાં તેણે ગુસ્સો શાંત પાડ્યો અને કહ્યું, ‘મારે અહીંથી છટકી નાસવું નથી. વળી તારે મને મારી નાખવાની પણ જરૂર નથી. તેં તો આજથી પચીસ વરસ પર મને જીવતો મારી નાખ્યો હતો. અને તારા વિશે--હું કહી દઉં, કે ન પણ કહું--જેવી ઈશ્વરની પ્રેરણા. ટઙ્ગા જેમ કહેશે તેમ કરીશ.’

બીજે દિવસે જ્યારે કેદીઓને કામ કરવા માટે બહાર કાઢવામાં આવ્યા ત્યારે ચોકીદારનું ધ્યાન રસ્તા પર વેરાયેલી તાજી માટી તરફ ગયું. કોઇ કેદી બૂટમાં માટી ભરી લાવી બહાર ઠાલવી દેતો હોવો જોઈએ એ વાત તે પામી ગયો. કેદખાનાની બારીકાઈથી તપાસ કરવામાં આવી અને તેમ કરતાં પેલી સુરંગ મળી આવી. જેલના ગવર્નરને આ વાતની જાણ કરવામાં આવી. ગવર્નર જાતે જેલમાં આવ્યા અને આ સુરંગ કોણે ખોદી છે તે જાણવા માટે બધા કેદીઓને ઊલટાસૂલટી સવાલો પૂછ્યા. પણ બધાએ એક જ જવાબ આપ્યો: અમને કંઈ જ ખબર નથી. જેઓ જાણતા હતા તેઓ પણ જૂઠું બોલ્યા. સાચી વાત બહાર પડી જાય તો મેકારને ચાબખા મારી મારીને મારી નાખવામાં આવશે તે વિશે કોઇને શંકા નહોતી. આખરે ગવર્નર ઇવાન પાસે આવ્યા. તેઓને ખાતરી હતી કે આ ભલો ડોસો જો સાચી વાત જાણતો હશે તો જણાવી દેશે.

‘દાદા, તમે હંમેશાં સાચું બોલો છો. ઈશ્વરની સાક્ષીએ એટલું કહો, આ પરાક્રમ કોનું છે?’ તેણે પૂછ્યું.

મેકાર પોતાને આ મામલામાં કશી જ લેવાદેવા ન હોય એવા નફ્ફટ ચહેરે ઊભો હતો. તેની નજર ગવર્નર પર મંડાયેલી હતી. ઇવાન તરફ તો તે નજર સુધ્ધાં નહોતો નાખતો. ઇવાનના મનમાં ભારે ગડમથલ ચાલતી હતી: ‘જેણે મારું આખું જીવન ધૂળમાં મેળવી દીધું છે તેનો બચાવ કરવાનો શો અર્થ છે? મેં જે ભોગવ્યું છે તેનો બદલો તે ભલે ને ચૂકવે! પણ સાથે સાથે બીજી વાતેય છે. જો હું સાચી વાત કહી દઇશ તો જેલવાળાઓ એને જીવતો નહીં છોડે. કદાચ મને તેના પર ખોટી શંકા હોય એમ પણ બને અને એ બધા કરતાંય, સાચી વાત જણાવી દેવાથી મને શો ફાયદો થવાનો છે?’

તેણે ગવર્નરને કશો જવાબ આપ્યો નહીં. તે ચુપચાપ ઊભો હતો.

‘દાદા, સાચી વાત હોય તે જણાવી દો. આ સુરંગ કોણે ખોદી છે?’ ગવર્નરે ફરી પૂછ્યું.

ઇવાને મેકાર તરફ એક નજર નાખી અને પછી ગવર્નરને કહ્યું, ‘સાહેબ, હું એ વાત કહી શકું એમ નથી. મારો અંતરાત્મા મને તેમ કરવાની ના પાડે છે. મારી જિંદગી તમારા હાથમાં છે, તમારે જેમ કરવું હોય તેમ કરો.’

ગવર્નરે ઇવાનને ઘણું સમજાવ્યો, પણ ઇવાને પોતે જે કહેવાનું હતું તે કહી દીધા પછી એક શબ્દ સરખો ન ઉચ્ચાર્યો. આમ વાતનો આટલેથી અંત આવ્યો.



*એક માણસ દબાતે પગલે ત્યાં આવ્યો.*

તે રાત્રે ઇવાન પથારીમાં પડ્યો હતો અને તેની આંખ મીંચાવાની તૈયારીમાં હતી તેવામાં એક માણસ દબાતે પગલે ત્યાં આવ્યો અને એક માણસ દબાતે પગલે ત્યાં આવ્યો.

તેના ખાટલા પર બેસી ગયો. ઇવાને અંધારામાં પણ તેને ઓળખી કાઢ્યો. એ મેકાર હતો.

‘હવે આથી વધારે તારે મારી પાસે શું જોઇએ છે?’ ઇવાને પૂછ્યું.

મેકાર ચુપચાપ બેસી રહ્યો, એટલે ઇવાન પથારીમાં બેઠો થયો અને પૂછ્યું, ‘તું અહીં શા માટે આવ્યો છે? તારે શું જોઇએ છે? અહીંથી ચાલ્યો જા, નહીં તો હું સિપાઇને બોલાવું છું.’

મેકાર ઇવાનની પાસે સરક્યો અને કોઇ ન સાંભળે તે રીતે ધીમેથી બોલ્યો, ‘ઇવાન! મને માફ કર.’

‘માફી? શાની માફી?’ ઇવાને પૂછ્યું.

‘આજથી પચીસેક વરસ પર તારી સાથેના વેપારીનું ખૂન મેં કર્યું હતું. તારા સામાનમાંથી નીકળેલી છરી પણ મેં જ ત્યાં સંતાડી હતી. ખરું પૂછે તો મારો ઇરાદો તો તને પણ પૂરો કરવાનો હતો. હું તને મારવા આવ્યો, પણ એટલામાં બહાર કંઇક ખખડાટ થયો એટલે હું છરી ત્યાં સંતાડી ભાગી ગયો, બારીમાંથી.’

ઇવાન શાંતિથી બેસી રહ્યો. એને શું કહેવું તેની તેને સમજ ન પડી. મેકાર ખાટલા પરથી ઊઠી નીચે જમીન પર બેસી ગયો. ખાટલાની ઇસ આગળ માથું રાખી તેણે કહ્યું, ‘ઇવાન, હું જેલવાળાઓ પાસે કબૂલ કરીશ કે વેપારીનો સાચો ખૂની તું નહીં પણ હું છું. એટલે તેઓ તને છોડી મૂકશે. અને તું પાછો ઘેરે જઇ શકીશ.’

ઇવાન એકાદબે મિનિટ કંઇ બોલ્યો નહીં. પછી કહ્યું, ‘મેકાર! તારે માટે બોલવું સહેલું છે પણ...તારે લીધે આ મારી છવ્વીસ વરસની જિંદગી ઘસાઇ ગઇ. હવે હું ક્યાં જાઉં? મારી પત્ની આજે હયાત નથી. મારાં બાળકો મને ઓળખશે અને સાથે રાખશે કે કેમ તે સવાલ છે. મારે હવે ક્યાંય જવાનું નથી રહ્યું....’

મેકાર ખાટલા પાસે જ બેસી રહ્યો. તેના હૃદયમાં પસ્તાવાની લાગણીઓ ઊભરાવા લાગી. તે ખાટલાની ઇસ પર માથું પછાડવા લાગ્યો. તેણે ઇવાનને કહ્યું, ‘ઇવાન! મને માફ કર. તને જોઇને અત્યારે મને જે દુઃખ થાય છે તે મને ચાબખા મારવામાં આવ્યા ત્યારે થયેલા દુઃખ કરતાં અનેકગણું વધારે છે. મેં તને આટલો બધો દુઃખી કર્યો છતાં હજુ તને મારી દયા આવે છે. તું કેટલો ભલો છે! તેં મારું નામ ખુલ્લું ન પાડ્યું અને મને બચાવી લીધો. ઇવાન! ઇશ્વરને ખાતર મને માફ કર....’ આટલું કહેતાં તેની આંખ ભરાઇ આવી. તે ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યો. તેનાં ધ્રુસકાં સાંભળી ઇવાનની આંખમાં પણ ઝળઝળિયાં આવી ગયાં.

‘ઇશ્વર તને માફી આપશે,’ ઇવાને કહ્યું, ‘કદાચ હું તારા કરતાં સોગણો વધારે પાપી હોઉં એવું પણ બને.’ આ શબ્દોની સાથે તેનું હૃદય પુલકિત થઇ ગયું. તેને હવે ઘેર જવાની કે જેલમાંથી છૂટવાની ઇચ્છા ન રહી. ઇશ્વર તેને બોલાવી લે તેની તેણે રાહ જોવા માંડી.

ઇવાને ના પાડી હોવા છતાં મેકારે તેનો ગુનો જેલવાળાઓ આગળ કબૂલ કર્યો. પણ તેની મુક્તિ માટેનો હુકમ આવે તે પહેલાં તો ઇવાન આ જગતમાંથી મુક્તિ પામી પ્રભુના દરબારમાં પહોંચી ગયો હતો.

# 10. ઈંડા જેવડો દાણો!

રજાના કોઈ એક દિવસે ગામનાં બાળકો રમતાં રમતાં ગામ નજીક આવેલી ટેકરીઓમાં જઈ ચઢ્યાં. ત્યાંથી તેમને એક અજાયબ વસ્તુ મળી. આ વસ્તુનો આકાર ઘઉંના દાણા જેવો હતો અને તેનું કદ મરઘીના ઈંડા જેવડું હતું. રસ્તે પસાર થતા મુસાફરે બાળકોને નજીવી કિંમત આપી તેમની પાસેથી એ વસ્તુ લઈ લીધી અને રાજાને ભેટ આપી. આ અજાયબ વસ્તુના બદલામાં રાજાએ મુસાફરને મોટી બક્ષિસ આપી.

રાજાએ પોતાના પંડિતોને બોલાવ્યા અને આ અજાયબ વસ્તુ હકીકતમાં શું છે તે શોધી કાઢવા જણાવ્યું. પંડિતોએ રાતદિવસ એક કર્યાં અને હતાં તેટલાં થોથાં ઉકેલી જોયાં, પણ આ અજાયબ વસ્તુ શી છે, તેનો ભેદ તેઓ પામી શક્યા નહીં. એક દિવસ રાજપંડિત એ વસ્તુ સામે મૂકી તેનો ભેદ ઉકેલવા મથતા હતા ત્યાં ઓચિંતી એક મરઘી આવી ચડી અને ઝડપથી આ વસ્તુ લઈને ભાગી ગઈ. તેણે ચાંચ મારી આ વસ્તુમાં કાણું પાડી નાખ્યું. રાજપંડિતે મહામુશ્કેલીએ મરઘી પાસેથી એ વસ્તુ પડાવી લીધી. ત્યારે તેમને ખબર પડી કે, આ અજાયબ વસ્તુ તો બીજું કશું નહીં, પણ એક ઘઉંનો દાણો જ છે! તેણે બીજા પંડિતોને બોલાવ્યા. બધા પંડિતો ભેગા થઈ રાજા પાસે ગયા અને કહ્યું:

'મહારાજ, આ તો ઘઉંનો દાણો છે!'

આ જાણીને રાજાને વધુ નવાઈ લાગી. તેણે પંડિતોને કહ્યું, 'આવડો મોટો ઘઉંનો દાણો ક્યાં અને કયે સમયે પાકતો હતો તે તાબડતોબ શોધી કાઢો.' પંડિતો પાછા કામે લાગ્યા. રાતદિવસ એક કર્યાં. બધાં થોથાં પાછાં ઉથલાવી કાઢ્યાં, પણ ક્યાંય આવડા મોટા ઘઉંના દાણાનો ઉલ્લેખ સરખો મળ્યો નહીં. આખરે તેઓ રાજા પાસે ગયા અને જણાવ્યું, 'મહારાજ, શાસ્ત્રમાં આવડા મોટા ઘઉંના દાણાનો ઉલ્લેખ ક્યાંય મળતો નથી.' એક શાણા પંડિતે રાજાને કહ્યું, 'મહારાજ, કોઈ ઘરડા ખેડૂતને બોલાવીને તેને આ અંગે પૂછી જુઓ. તેના બાપદાદાએ આવો દાણો રોપ્યાની વાત તેણે કદાચ સાંભળી હોય એવું બને.'

રાજાએ ઘરડામાં ઘરડા ખેડૂતને શોધી લાવવા હુકમ કર્યો. સિપાઈઓએ એવા ખેડૂતને શોધી કાઢ્યો અને તેને રાજદરબારમાં હાજર કર્યો. આ ખેડૂતના શરીરે અસંખ્ય કરચલીઓ પડી ગઈ હતી અને તે કેડમાંથી વાંકો વળી ગયો હતો. બે લાકડીને ટેકે ટેકે તે રાજદરબારમાં આવ્યો.

રાજાએ તેને દાણો બતાવ્યો પણ ખેડૂતની બંને આંખો ચાલી ગઈ હતી તેથી તે દાણાને જોઈ શક્યો નહીં. તેણે બે હાથની વચ્ચે દાણાને થોડા વખત સુધી ફેરવ્યા કર્યો અને પછી રાજાને પાછો આપી દીધો. રાજાએ તેને પૂછ્યું, 'આવડો મોટો ઘઉંનો દાણો કયા મુલકમાં પાકે છે? તમે કદી આવું બી ખરીદેલું કે વાવેલું ખરું?'

બુઢ્ઢા ખેડૂતે કાન પણ ગુમાવ્યા હતા, એટલે તે રાજાની વાત સાંભળી શકતો નહીં. મહામહેનતે તેને રાજાનો સવાલ સમજાવવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું, 'ના, મહારાજ! મેં મારા ખેતર માટે આવું મોટું બી ખરીધું નથી કે વાવ્યું પણ નથી. અમે જે બી ખરીદતા અને વાવતા તે બીનો દાણો આજના ઘઉંના દાણા જેવડો જ હતો. પણ તમે મારા બાપાને પૂછી જુઓ, તેમને કદાચ આ મરઘીના ઇંડા જેવડા મોટા ઘઉંના દાણાની માહિતી હશે.'

રાજાએ આ બુઢ્ઢાના બાપને બોલાવવા માટે માણસો મોકલ્યા અને રાજાના માણસો તેને શોધી લાવ્યા. એક જ લાકડીના ટેકે ચાલતો ચાલતો આ માણસ રાજદરબારમાં દાખલ થયો. રાજાએ તેને દાણો બતાવ્યો. આ ખેડૂતની આંખ હજુ સાબૂત હતી. તેણે દાણાને ફેરવી ફેરવીને જોયો. અને પછી રાજાને પરત કર્યો.

'બાપજી, આવો દાણો કયા મુલકમાં પાકે છે? આવું મોટું બી ખરીધાનું કે વાવ્યાનું તમને યાદ છે?' રાજાએ પૂછ્યું.

'ના મહારાજ, મેં કદી આવું બી વાવ્યું નથી. ખરીધું તો ક્યાંથી હોય? કારણ અમારા જમાનામાં પૈસાનું ચલણ જ નહોતું! દરેક માણસ પોતાના ખપ પૂરતું અનાજ પકવી લેતો અને જો કોઇને ભીડ પડે તો બધા તેને મદદ કરતા. આવો દાણો કયા મુલકમાં થાય છે તેની પણ મને ખબર નથી. એટલું ખરું કે, અમારા જમાનામાં ઘઉંનો દાણો આજના દાણા કરતાં કંઈક મોટો હતો અને તેમાંથી આજના કરતાં લોટ પણ વધારે નીકળતો. પણ આવડો મોટો--મરઘીના ઇંડા જેવડો--દાણો તો મેં આજે જ જોયો.' આટલું કહીને તે સહેજ અટક્યો. પછી કંઈ યાદ કરતો હોય તેમ તેણે કહ્યું, 'મહારાજ, મારા બાપા કહેતા હતા કે તેમના જમાનામાં દાણો ઘણો મોટો થતો અને તેમાંથી ઢગલો લોટ નીકળતો. તમે એમને બોલાવીને પૂછી જુઓ કે, એવો દાણો કયા મુલકમાં થાય છે.'

બુઢ્ઢા ખેડૂતના બાપ પણ જીવે છે તે સાંભળી રાજાને અને દરબારીઓને ભારે નવાઇ લાગી. રાજાએ તેને તેડવા માટે માણસો મોકલ્યા અને તેઓ તેને બોલાવી લાવ્યા. આટલી મોટી ઉંમરે પણ આ બુઢ્ઢાને ટટ્ટાર ચાલતો જોઈ, દરબારીઓ આશ્ચર્યમાં પડી ગયા. તેનું તેજસ્વી કપાળ, ઝગારા મારતી આંખો અને જુવાનને પણ શરમાવે તેવી ચાલ જોઈ રાજા પણ પ્રભાવિત થયો. રાજાએ તેને દાણો બતાવ્યો. દાણાને હાથમાં લેતાં જ દાદાજી હસી પડ્યા અને કહ્યું, 'મહારાજ! આ દાણો તમે ક્યાંથી લાવ્યા? ઘણે વખતે મને આવું બી જોવા મળ્યું!' આમ કહી તેણે દાણાને સહેજ તોડીને ચાખી જોયો. 'બરાબર, અમારા જમાનામાં પાકતો તે જ આ દાણો છે.' તેણે કહ્યું.

'દાદાજી, આવો દાણો કયા મુલકમાં અને ક્યારે પાકતો હતો? તમે આવું બી ખરીદેલું કે વાવેલું ખરું?' રાજાએ પૂછ્યું.

'અરે મહારાજ, મારા જમાનામાં તો આવડા મોટા દાણાવાળું અનાજ બધે જ પાકતું, જુવાનીમાં હું આવું જ અનાજ ખાતો અને ખવડાવતો. બધા ખેડૂતો આવું બી વાવતા અને આવું સુંદર ધાન્ય પકવતા.' દાદાજીએ કહ્યું.

'દાદાજી, આવું બી તમે બહારથી વેચાતું આણતા કે તમારે ત્યાં જ પાકતું?'

રાજાનો આ સવાલ સાંભળી ખેડૂત હસ્યો અને કહ્યું, 'અનાજ જેવી વસ્તુને વેચવાનું પાપ અમારા જમાનામાં કોઈ નહોતું કરતું. એટલું જ નહીં, પૈસા જેવી વસ્તુને અમે જાણતા પણ નહોતા. દરેક માણસ પોતાના ખપ પૂરતું અનાજ પકવી લેતો.'

'તો દાદાજી, તમારાં ખેતર ક્યાં આવેલાં હતાં અને કયા મુલકની જમીનમાં આ દાણો પાકતો?' રાજાએ અધીરાઈથી પૂછ્યું.

'આ ધરતીમાતા તે અમારું ખેતર. હું જે જમીન ખેડતો ત્યાં મારું ખેતર થઈ જતું. બધી જમીન ઈશ્વરની માલકીની ગણાતી. કોઈ પણ માણસ જમીનની માલકીનો દાવો કરતો નહોતો. માણસ પાસે માત્ર એક જ મૂડી હતી, અને તે શ્રમ--મહેનત.'

'મારે હજુ બીજા બે સવાલ પૂછવા છે.' રાજાએ કહ્યું. 'પહેલો તો એ કે, તમારા જમાનામાં જે ધરતીમાતા આવડો મોટો દાણો આપતી, તે જ ધરતીમાતા આજે એટલો મોટો દાણો નથી આપતી તેનું શું કારણ? અને બીજો, તમારા દીકરાના દીકરાને ચાલવા માટે બે લાકડીના ટેકા જોઈએ છે. તમારો દીકરો એક લાકડીને ટેકે ચાલે છે, અને તમે તો આટલી ઉંમરે પણ લાકડીના ટેકા સિવાય જુવાનને શરમાવે તે રીતે ચાલો છો. આટલી ઉંમરે પણ તમારી આંખ તેજસ્વી છે, તમારો દાંત સરખો હજુ પડ્યો નથી, તમારા અવાજમાં ઘડપણની જરા પણ ધ્રુજારી નથી, તેનું શું કારણ?'

દાદાજી રાજાના આ સવાલ સાંભળી મીઠું હસ્યા અને પછી કહ્યું, 'રાજાજી, અમારા સમયમાં ધરતીમાતા જેવડો દાણો આપતી તેવડો આજે આપતી નથી કારણ કે, માણસે જાતમહેનત પર જીવવું છોડી દીધું છે. આજે દરેક માણસ પારકાની મજૂરી પર જીવવા માગે છે. અમારાં શરીર આટલાં તંદુરસ્ત રહેતાં કારણ અમે ઈશ્વરના કાયદાને માન આપતા. અમારા શરીરનો બાંધો પરસેવાની રોટીથી બંધાયો છે. અમે અમારા પરસેવાની રોટી જ ખાતા અને બીજાનું કંઈ પણ પડાવી લેવાની અમને ઇચ્છા સરખી થતી નહોતી. ત્યારના અને આજના જમાનામાં જે કંઈ તફાવત જોવા મળે છે, તે આને જ કારણે છે.'

આમ કહીને દાદાજી રાજાની અને રાજદરબારની રજા લઈ, ટટ્ટાર પગલે ઘર તરફ પાછા વળ્યા.

*

# ૧૧. તૃષ્ણા

1

બે બહેનો હતી. તેમાંની મોટી શહેરના એક સુખી વેપારીને અને નાની ગામડાના એક ખેડૂતને પરણી હતી. એક વખત મોટી બહેન નાની બહેનને મળવા આવી. રાત્રે ઘરના કામકાજથી પરવારી બંને બહેનો વાતો કરવા બેઠી. મોટી બહેને શહેરના જીવન વિશે બડાશ હાંકવા માંડી. શહેરમાં લોકો કેવી સુખસગવડ ભોગવે છે. તેમનાં બાળકો રંગબેરંગી કપડાં પહેરી કેવાં અમનચમન કરે છે, સિનેમા જોવાની તેમ જ દરિયાકિનારે મહાલવાની કેવી મજા પડે છે, વગેરે વાતો તેણે વિગતે અને રસપૂર્વક નાની બહેનને કહી સંભળાવી.

નાની બહેને બધી વાતો સાંભળી પણ તેને તે બહુ ગમી નહીં. વળી, મોટી બહેન ગામડાના જીવનને ઉતારી પાડતી હતી તેથી તેને જરા ખચકો પણ લાગ્યો. શહેરનું જીવન દેખાય છે તેટલું સારું નથી હોતું એમ કહી તેણે ગામડાના જીવનની તરફદારી કરી.

‘તારી વાત સાંભળી હું મારું જીવન બદલવા નથી માગતી,’ તેણે મોટી બહેનને કહ્યું. ‘હા, અમારું જીવન થોડું કઠણ હશે ખરું, પણ અમારે ખોટી ચિંતાઓ હોતી નથી. તમે અમારા કરતાં સારી રીતે રહેતાં હશો, પણ ઘણી વાર તમારી કમાણી તમને ઓછી પડતી હશે, અને હા...એક દિવસ મહેલમાં મહાલતો માણસ બીજે દિવસે ભીખ માગતો થઈ જાય છે એવું તમારા શહેરમાં ઘણી વખત બને છે, ખરું ને? એ રીતે જોતાં અમારું જીવન સલામત ગણાય. ખેડૂતના જીવનમાં બહુ મોજમજા નહીં હોય એ સાચું, પણ તે ઊથલપાથલ વગરનું સુખી જીવન જીવતો હોય છે. અમે પૈસાદાર નહીં થઈ શકીએ એ ખરું, પણ ત્યારે અમારી કોઠીમાં દાણોય ખૂટતો નથી. અમારી કોઠીમાં પૂરતો દાણો હમેશાં રહેશે.’

નાની બહેનની આવી વાત સાંભળી મોટી બહેન ચિડાઈ ગઈ અને બોલી, ‘હા...ડુક્કર અને ઢોર જેવું ખાવું હોય તો તે તમને પૂરતું મળી રહે ખરું! સારું ખાવાનું, શોભા, સુઘડતા, રીતભાત વગેરેમાં તમે શું સમજો? તમે કામ, મહેનત ને મજૂરી કરી કરીને મરી જશો તોયે ગરીબીમાંથી ઊંચાં નહીં આવો. તમે તો ગરીબ રહેશો, પણ તમારાં છોકરાંયે ગરીબીમાં જ જિંદગી પૂરી કરશે.’

‘તેમાં શું થઈ ગયું?’ નાનીએ કહ્યું. ‘અમારો ધંધો મહેનતનો અને તમને કંઈક હલકો લાગે એવો હશે, પણ અમે કોઈનાં ગુલામ તો નથી. શહેરમાં તો અનેક લાલચો માણસને લલચાવે છે. આજે તારું ગાડું બરાબર ચાલે છે, પણ ન કરે નારાયણ ને કાલે શેતાન મારા બનેવીને જુગાર, દારૂ, વેશ્યા વગેરેમાં ફસાવી દઈને બરબાદ કરે તો તારી શી હાલત થાય? શહેરમાં આવું બને છે, એ તો તું પણ કબૂલ કરશે ને?

નાનીનો ધણી સગડી પાસે તાપતો તાપતો બંને બહેનોની વાત સાંભળતો હતો. તેનું નામ પેહોમ હતું. તેણે કહ્યું: ‘અમારી ગામડાની જિંદગી જ સારી. અમે નાના હતા તે વખતથી ખેતીના કામમાં વળગેલા. ધરતીમાતાની રહેમથી અમારા દિલમાં ખોટી લાલચ પેસી જ શકતી નથી. અમારી એકમાત્ર મુશ્કેલી હોય તો એટલી કે અમારી પાસે જોઇએ તેટલી જમીન નથી. મારી પાસે મોટા પ્રમાણમાં જમીન હોય તો હું શેતાનથી પણ ન ડરું.’

વાતોમાં રાત ઘણી વીતી ગઇ એટલે સૌ સૂઇ ગયાં.

તાપણી પાછળ સંતાઇને બેઠેલા શેતાને આ બધી વાત સાંભળી. ખેડૂતે કહ્યું કે, ‘મારી પાસે મોટા પ્રમાણમાં જમીન હોય તો હું શેતાનથી પણ ન ડરું,’ એ સાંભળી શેતાન ખૂબ રાજી થયો.

‘ભલે! આપણે મેદાને પડીએ. હું તને જમીન આપું. જોઇએ તેટલી જમીન આપું, અને પછી એ જ જમીનથી તને પૂરો કરું.’ શેતાન મનોમન બોલ્યો.

*

## 2

ગામની નજીકમાં ત્રણસો એકર જેટલી જમીનની એક જાગીર હતી. જાગીરની માલિક બાઈ વિધવા હતી અને તેણે જાગીરનો વહીવટ કરવા માટે એક નિવૃત્ત લશ્કરી અમલદારને રાખ્યો હતો. બાઈ સ્વભાવે ભલી હતી અને ખેડૂતો સાથે સારા સંબંધ રાખતી, પણ તેનો વહીવટદાર ખૂબ આકરા સ્વભાવનો હતો. મિલકતને જરાસરખું નુકસાન કરનાર પાસે પણ તે આકરા દંડ વસૂલ કરતો.

પેહોમ પોતાનાં ઢોરને બરાબર સાચવતો છતાં ક્યારેક તેનો ઘોડો જાગીરના ઘઉંમાં ઘૂસી જતો, તો ક્યારેક તેના વાછરડા જાગીરના ઘાસિયામાં ઘૂસી જતા, તો ક્યારેક ગાય બગીચામાં ભરાઈ જઈ ફૂલઝાડને નુકસાન કરતી. દર વખતે આકરો દંડ વસૂલ થાય પછી જ ઢોર પાછું મળતું. જે દિવસે પેહોમને દંડ ભરવો પડતો તે દિવસે તેનું મન ખૂબ કચવાતું અને કચવાટમાં ને કચવાટમાં તે ઘરમાં તકરાર કરી બેસતો.

ઉનાળો આમ ને આમ પૂરો થયો. શિયાળો આવતાં ઢોરને ચરવા મોકલવાનું બંધ થયું. ઢોરનું ખાણ પેહોમને મોંઘું પડતું, છતાં ઢોર ઘેર રહેતાં હોવાથી તેમની ફિકર કરવાનું રહ્યું નહીં અને તેણે નિરાંત અનુભવી.

બીજા શિયાળામાં ગામમાં એવી વાત વહેતી થઈ કે જાગીરદાર બાઈ પોતાની મિલકત વેચી દેવા માગે છે અને ગામ પાસેથી નીકળતા ધોરી રસ્તા પરના વીશીવાળાએ એ જમીન ખરીદવાનું ઠરાવ્યું છે. વીશીવાળાની શાખ ગામમાં સારી નહોતી. તે જમીન લે તો ગામલોકોને ખોટી રીતે હેરાન કર્યા વગર રહે નહીં એમ ગામલોકોએ માન્યું અને ગ્રામપંચાયતે એ જાગીર આખા ગામ સારુ ખરીદી લેવી એવું ગામના આગેવાનોએ નક્કી કર્યું.

પંચાયતના સભ્યો પેલી બાઈ પાસે ગયા અને જમીન વીશીવાળાને ન વેચતાં ગ્રામપંચાયતને વેચવા વિનંતી કરી. વીશીવાળા કરતાં થોડી વધારે કિંમત આપવાનું પણ તેમણે સ્વીકાર્યું. બાઈ પણ વીશીવાળાને બદલે પંચાયતને જમીન વેચવા કબૂલ થઈ.

પણ જમીન સહિયારી માલિકીની રહે એ ગામના એક પક્ષને ગમ્યું નહીં અને તેમાંથી ઝઘડા થશે એવી વાત આગળ કરી તેમણે સહકાર આપવાની ના પાડી. એટલે આખા ગામ સારુ પંચાયત જમીન ખરીદે એ વિચાર પડતો મૂકવો પડ્યો અને દરેક માણસ પોતપોતાની ગરજ ને ગુંજાશ પ્રમાણે જમીન ખરીદી લે એવું નક્કી થયું. ભલી બાઈ તેમાં પણ સંમત થઈ.

પેહોમે સાંભળ્યું કે તેનો પડોશી પચાસ એકર જમીન ખરીદવાનો છે. વળી, બાઈએ જમીનમાં અડધા પૈસા રોકડા અને અડધા પૈસા આવતે વર્ષે લેવાનું સ્વીકાર્યું છે. પેહોમને પણ આવી શરતે જમીન ખરીદી લેવાનું મન થયું.

'જો, બધી જમીન વેચાઇ જવા લાગી; પછી મારે માટે કંઇ નહીં રહે.' તેણે તેની ઘરવાળીને કહ્યું. 'બીજા માણસો જમીન ખરીદે છે, તો આપણે પણ થોડી ખરીદી લઇએ. જીવન દિવસે દિવસે મુશ્કેલ થતું જાય છે અને પેલો વહીવટદાર આપણને દંડના બોજા નીચે દબાવતો જ જાય છે!'

ધણીધણિયાણી બંને જમીન ખરીદવાની બાબતમાં એકમત થયાં. પણ તે માટે પૈસા ક્યાંથી કાઢવા? સોએક રૂબલ તેમણે બચાવેલા હતા. તેમણે એક ઘોડો વેચી દીધો અને થોડાં મરઘાંબતકાં પણ કાઢી નાખ્યાં. મોટા દીકરાને એક જગ્યાએ નોકરીએ લગાડી પગારના પૈસા અગાઉથી મેળવી લેવાની જોગવાઇ કરી તથા ઘટતા પૈસા બનેવી પાસેથી ઉછીના લઇ ચાળીસ એકર જમીન ખરીદાય તેટલા પૈસા તેમણે ઊભા કર્યા.

પૈસાની સગવડ કરી લીધા પછી પેહોમે પેલી બાઇની જમીનમાંથી ચાળીસ એકર જમીનનો એક ટુકડો પસંદ કર્યો. તેમાં ખેડવાની જમીન, ઘાસિયું, ગોચર અને થોડી પડતર જમીન હતી. બાનાખત કરી તે બાઇ સાથે કચેરીમાં ગયો અને ત્યાં એ જમીન અંગે જરૂરી દસ્તાવેજો ને કાગળિયાં કરી લીધાં. જમીનના અડધા પૈસા ચૂકવી દીધા અને બાકીના પૈસા બે વરસમાં ચૂકતે આપવાની શરત કરી પેહોમ ઘેર આવ્યો.

તે હવે ચાળીસ એકર જમીનનો માલિક હતો. ઉછીનો દાણો લાવી તેણે વાવણી કરી અને પાક સોળ આની ઊતર્યો! એક જ વર્ષમાં તેણે જમીનના બાકીના અડધા પૈસા ચૂકવી દીધા ને બનેવીનું દેવું પણ વાળી દીધું. હવે પેહોમ કોઇ પણ જાતના દેવા વગરનો, પોતાની જમીન ખેડતો, પોતાના ઘાસિયા ને ગોચરવાળો નાનો જમીનદાર બન્યો. ખેતરમાં ઊભેલો મબલક પાક, ઘાસિયામાં લહેરાતું મજાનું ઘાસ અને પોતાની જ જમીનમાં મોજથી ચરતાં ઢોરોને જોઇ પેહોમનો આનંદ માતો નહોતો. એક નાની વાડી પણ તેણે ઊભી કરી અને આ વાડીના જેવાં ફૂલઝાડ ક્યાંયે થતાં નથી એવું તેને લાગવા માંડ્યું.

પહેલાં જ્યારે તે આ જમીન પાસેથી નીકળતો ત્યારે તેને આ જમીન બીજી જમીન જેવી જ લાગતી. પણ હવે તેને એ ધરતીમાંથી નવી જ સુગંધ આવતી જણાઇ.

*

## 3

પેહોમને ખેતી માટે પૂરતી જમીન મળી ગઇ હતી. હવે તેને એક જ દુઃખ હતું. અને તે એ કે તેના પાડોશીઓ તેમનાં ઢોરને ઊભા પાકમાં ને ઘાસિયામાં ચરવા છોડી મૂકતા હતા.

પેહોમે તેમને તેવું ન કરવા વિનંતી કરી પણ તેની કંઇ અસર ન થઇ. હવે તો ગામના ગોવાળે પણ બધાં ઢોર પેહોમના ગોચરમાં ધકેલવા માંડ્યાં. ગામના ખેડૂતોએ રાત્રે ચરવા માટે છૂટા મૂકેલા ઘોડાઓ પણ પેહોમનો ઊભો પાક ભેલાડવા લાગ્યા. પેહોમ દર વખતે આવાં ઢોરને હાંકી કાઢતો અને તેના માલિકોને ફરી આવું ન કરવાની સૂચના આપી માફ કરતો.

પેહોમ જાણતો હતો કે ખેડૂતો પાસે ગોચરની પૂરતી જમીન નથી તેનું આ પરિણામ છે. પરિસ્થિતિને વશ ખેડૂતોને એમ કરવું પડે છે એમ પેહોમ સમજતો હતો. તેથી ખેડૂતો પર કેસ કરી તેમને સજા કે દંડ કરાવવાનો વિચાર તેણે ઘણા સમય સુધી દાબી રાખ્યો. પણ તેના પાકને અને ઘાસિયાને થતા નુકસાનથી છેવટે તે કંટાળ્યો.

'મારે ક્યાં સુધી નુકસાન વેઠ્યા કરવું? જો હું તેમને આમ ને આમ માફ કર્યા કરીશ તો તેઓ મારું આખું ખેતર ઉજ્જડ કરી મૂકશે. બીજાના ખેતરને નુકસાન ન કરવું જોઇએ એવો પાઠ ભણાવવા પણ મારે ફરિયાદ તો કરવી જ જોઇએ.' આમ વિચારી પેહોમે કેટલાક ખેડૂતો સામે કેસ કર્યો અને તેમાંના બેચારનો દંડ પણ થયો. પરંતુ તેણે જેટલા ખેડૂતો સામે ફરિયાદ દાખલ કરી હતી તે બધા તેના દુશ્મન જેવા થઇ ગયા. તેમણે પેહોમને હેરાન કરવા માટે તેના ખેતરમાં રાત્રે ઢોર છોડી મૂકવા માંડ્યાં. પેહોમે પોતાના વાડાના પાછલા ભાગમાં હારબંધ પાંચ લીમડા ઉગાડ્યા હતા. એક જણને લીમડાના કુમળા ઝાડની છાલની જરૂર પડી. અને તેણે રાત્રે છાનામાના એ પાંચેપાંચ ઝાડ કાપી નાખી જોઇતી છાલ ઉતારી લીધી.

બીજે દિવસે પેહોમ ત્યાંથી નીકળ્યો ત્યારે તેણે મહેનતથી ઉછેરેલા લીમડાને કોઇએ કાપી નાખેલા જોયા. ઝાડનાં ઠૂંઠાં જોતાંની સાથે જ પેહોમ ગુસ્સે થઇ ગયો. 'હરામખોરે ઝાડ કાપ્યા વગર જોઇતી છાલ ઉતારી લીધી હોત તો તો સમજ્યા....આણે તો પાંચેપાંચ ઝાડ કાપી નાખ્યાં. આ કોનું કારસ્તાન છે તેની ખબર પડે તો એને સમજ પાડી દઉં....તેને દંડ કરાવી આ ઝાડની કિંમત વસૂલ કરું....' પછી તેણે આ કોનું કારસ્તાન હશે તે અંગે મગજ દોડાવ્યું. 'સાઇમન જ હોવો જોઇએ....તેના સિવાય કોઇ આવી હિંમત ન કરે.'

સાઇમને આ ઝાડ કાપી નાખ્યાં છે તેના પુરાવા મેળવવા તેણે થોડી ખટપટ કરી જોઇ, પણ કંઇ પુરાવા હાથ લાગ્યા નહીં. આખરે ખોટા પુરાવા ઊભા કરી તેણે સાઇમન સામે ફરિયાદ દાખલ કરી દીધી. શહેરની અદાલતમાં કેસ ચાલ્યો, અપીલ થઇ, અને આખરે પુરાવાના અભાવે સાઇમન નિર્દોષ છૂટી ગયો. પેહોમને

આથી નાક કપાવા જેવું લાગ્યું અને તેણે તેનો બધો ગુસ્સો ન્યાયાધીશ પર ઠાલવ્યો: 'તમે ચોરને લાંચ આપવા દો છો! જો તમે સાચા ન્યાયાધીશ હોત તો ચોરને છોડી ન મૂકત!' તેણે કહ્યું.

આમ પેહોમે ન્યાયાધીશ સાથે તેમ જ તેના ગામના લોકો સાથે તકરાર વહોરી લીધી.

ગામના કેટલાક લોકોનો તે દુશ્મન જેવો થઈ પડ્યો. તેનું ઘર બાળી મૂકવાની ધમકીઓ સંભળાવા લાગી. તેની પાસે પૂરતી જમીન હોવા છતાં ગામમાં તેનું સ્થાન પહેલાં જેવું ન રહ્યું--કંઈક નીચું ઊતરી ગયું.

ગામના ઘણા લોકો આ ગામ છોડી બીજે સારી જગ્યા મળતાં ત્યાં વસવાટ માટે જઈ રહ્યા છે એવી અફવા આ દિવસોમાં વહેતી થઈ.

આ અફવા સાંભળી પેહોમ રાજી થયો. 'આખું ગામ ભલે ને ચાલ્યું જાય, મારે મારી જમીન છોડીને જવાની જરૂર નથી. તેમના જવાથી વધુ જમીન મળશે. હું તેમની જમીન ખરીદી લઈશ અને મારી ખેતી વધારીશ. તેમ થતાં હું વધારે સારી રીતે રહી શકીશ. આજે મારી પાસે પૂરતી જમીન છે, પણ મારું જીવન કંઈ બહુ સુખી ગણાય એવું નથી.' એમ વિચારી તે ખુશી થયો.

એક સાંજે એક મુસાફર પેહોમને ત્યાં આવ્યો અને તેનું ગામ હજુ ઘણું દૂર હોવાથી ઓટલા પર રાતવાસો રહેવા દેવા તેણે પેહોમને વિનંતી કરી. પેહોમે તેને હા પાડી, અને રાતે વાળુ પણ કરાવ્યું. વાળુ કરી બંને જણ વાત કરવા બેઠા:

'ક્યાંથી આવો છો?' પેહોમે પૂછ્યું.

'વોલ્ગાની પણ પેલે પાર ઘણા દૂરના મુલકમાંથી આવું છું.' પેલાએ જવાબ આપ્યો.

'વેપાર કરો છો?'

'ના ખેતમજૂર છું. એ મુલકમાં ખેતીની મજૂરી કરતો હતો. હવે પાછો મારા મુલકમાં જાઉં છું.'

ખેતીની વાત નીકળતાં જ ત્યાંની જમીન વિશે વાત નીકળી. પેલાએ કહ્યું કે ત્યાંની જમીન ખૂબ ફળદ્રુપ છે. મોટો દાણો ને મબલક પાક. વળી ત્યાંની પંચાયતમાં જોડાનારાને અને ત્યાં વસવાટ કરનારને ઘરના માણસ દીઠ પચીસ એકર જમીન મફત આપવામાં આવે છે. વધુ જમીન જોઈતી હોય તો તે પણ ઘણી સસ્તી છે.

'આ ગામમાંથી પણ ઘણા લોકો ત્યાં વસવાટ માટે જાય છે અને ત્યાં જનાર ઘણું કમાય છે. એક ખેડૂત ખાલી હાથે આવેલો અને આજે તેની પાસે સારી એવી જમીન, છ ઘોડા અને બે ગાય છે.' પેલાએ કહ્યું.

આ વાત સાંભળી પેહોમનું મન લલચાયું.

‘જો ત્યાં લોકો આટલા બધા સુખી થતા હોય તો મારે અહીં શા માટે સબડ્યા કરવું જોઈએ? હું પણ મારી જમીન અને ઘરવખરી વેચી નાખી ત્યાં જાઉં અને ત્યાં નવેસરથી બધું વસાવું.’ તેણે વિચાર્યું. આ ગામથી તે કંટાળેલો તો હતો જ. ‘વળી આ ગામમાં ઝઘડા પણ થયા કરે છે અને નવી નવી ઉપાધિ આવ્યા જ કરે છે. પણ અહીંનું બધું વેચી કાઢતાં પહેલાં ત્યાં જઈ જાતતપાસ કરી આવું.’

આમ વિચારી ઉનાળામાં તે પેલા મુલકમાં જવા નીકળ્યો. સમરા સુધી તે સ્ટીમરમાં ગયો અને ત્યાંથી ત્રણસો માઈલની પગપાળા મજલ કાપી તે પેલા મુસાફરે કહેલી જગ્યાએ આવી પહોંચ્યો. અહીં દરેક ખેડૂત કુટુંબ પાસે માથા દીઠ પચીસ એકર લેખે જમીન હતી. આ જમીન તેમને પંચાયત તરફથી મળતી. વળી આ ઉપરાંત જેને વધારે જમીન જોઈતી હોય તેને બે રૂબલે એકરના ભાવે જોઈએ તેટલી અઘાટ જમીન મળતી. પેહોમે પણ અહીં વસવાટ કરવા આવવાનું નક્કી કર્યું.

તે પાછો તેને ગામ ગયો અને તેની બધી જમીન તેણે ઊંચા ભાવે વેચી દીધી. મિલકત અને ઘરવખરી પણ વેચી દીધાં. ગામની પંચાયતમાંથી છૂટો થઈ તે નવી જગ્યાએ સ્થિર થવા માટે કુટુંબકબીલા સાથે ત્યાં જવા રવાના થયો.

*

## 4

પેહોમ વસવાટના નવા સ્થળે પહોંચ્યો કે તરત જ ગામના મુખીને મળ્યો. ગામના નિયમ પ્રમાણે ગામમાં વસનાર કુટુંબને જણ દીઠ પચીસ એકર લેખે જમીન મળતી. પેહોમના ઘરમાં પાંચ જણ હતા તેથી તેને એકસો પચીસ એકર જમીન મળી, જોકે બધી જમીન એક જથ્થે મળી શકી નહીં. આ ઉપરાંત ગામના ગોચરનો ઉપયોગ કરવાની પણ તેને છૂટ હતી. પેહોમે તેને મળેલી જમીન પર એક ઘર ઊભું કર્યું, થોડું રાચરચીલું વસાવ્યું, અને થોડાં ઢોર પણ ખરીદ્યાં. હવે તેની પાસે પહેલાંના કરતાં ત્રણગણી વધારે જમીન હતી. આ બધી જમીન પડતર ખેડની જમીન હતી અને પેહોમ હવે ઇચ્છે તેટલાં ઢોર વસાવી શકે તેમ હતું.

શરૂઆતમાં ઘર બાંધવાની ધમાલમાં તેમ જ સ્થિર થવાના કામમાં થોડા દિવસ નીકળી ગયા. પણ પેહોમની જમીનની તૃષ્ણા હજુ શાંત થઇ નહોતી. સ્થિર થયા પછી તેને એમ લાગવા માંડ્યું કે અહીં પણ તેની પાસે પૂરતી જમીન નથી--જેટલી હોવી જોઇએ તેટલી તો નથી જ. પહેલે વર્ષે તેણે પોતાને મળેલી બધી જમીનમાં ઘઉં કર્યા અને પાક ખૂબ સારો ઊતર્યો. તેની ઇચ્છા બીજે વર્ષે પણ ઘઉંની ખેતી કરવાની હતી, પણ તેની પાસે તે માટે જમીન રહી નહીં; કારણ આ પ્રદેશની જમીન એવી હતી કે તેમાં દર વર્ષે ઘઉં કરી શકાતા નહીં. એક વરસ ઘઉંનો પાક લઇ, તે જમીનને પાછી પડતર રહેવા દેવી પડતી. પછી બીજે વરસે તેમાં ઘઉંની ખેતી થઇ શકતી. વળી જે ખેડૂતો પાસે આવી પડતર જમીન હોય તેઓ તેના પૈસા ઉપજાવવા તે જમીન જમીનના દલાલોને આપી દેતા.

પેહોમની જમીન ઘઉં માટે નકામી થઇ જતાં તેણે ગામથી દૂર એક ખેડૂતની જમીન ગણોતે રાખી અને તેમાં ઘઉં કર્યા. મબલક પાક ઊતર્યો. જોકે જમીન ગામથી ખાસી છેટે હોવાથી ઘઉં ગામમાં લાવવામાં તેને થોડી મુશ્કેલી પડી ખરી.

દરમિયાનમાં પેહોમે જાણ્યું કે કેટલાક ખેડૂતો ગામ તરફથી મળતી જમીન ઉપરાંત પોતાની જમીન પણ ખરીદી રાખે છે. તેઓ અવારનવાર તે બીજી જમીન ઉપયોગમાં લઇને ઘઉંની ખેતી કરી ખૂબ કમાય છે.

'જો હું પણ ગામ તરફથી મળતી જમીન ઉપરાંત થોડી ખાનગી જમીન ખરીદું તો આ ગણોતે જમીન લેવાની જરૂર ન રહે, અને...પોતાની જમીન! એનો રંગ જ કોઇ ઓર જામે...હું વધુ પૈસાદાર થઇ શકું.' પેહોમે વિચાર્યું. હવે એવી ખાનગી જમીન ખરીદવાનો વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો.

ત્રણેક વરસ સુધી પેહોમે ગણોતે જમીન લઇ ઘઉંની ખેતી કરી અને દર વરસે પાક સારો ઊતર્યો. તેણે ત્રણ વરસ દરમિયાન સારી એવી રકમ બચાવીને ભેગી કરી. પણ હવે તે ગણોતે જમીન ખેડી ખેડીને કંટાળ્યો હતો. કારણ, ઘઉંની ખેતી લાયક જમીન ગણોતે ખેડવા માટે પણ પડાપડી થતી હતી અને જો ક્યાંક ગાફેલ રહ્યા, તો એવી જમીન પણ મળતી નહીં! અધૂરામાં પૂરું તેણે ત્રીજેચોથે વરસે કેટલાક ખેડૂતો પાસેથી જમીન ગણોતે રાખી અને તેમાં ઘઉં કર્યા પણ તેના કમનસીબે આ જમીન અંગે કંઇ ઝઘડો થયો અને મામલો કોરટે પહોંચ્યો. તેમાં પેહોમ હારી ગયો અને તેને મોટી ખોટ સહન કરવી પડી.

'જો આ જમીન મારી પોતાની હોત, તો મારે આ ખોટ ન ખમવી પડત. નાહકનો કજિયો ન થાત અને કોરટે પણ ન જવું પડત.' એમ વિચારી તેણે જમીન ખરીદી લેવાનું નક્કી કર્યું, અને પોતે ખરીદી શકે એવી જમીન શોધવા માંડી. એક ખેડૂતે તેરસો એકર જમીન ખરીદી હતી. પણ તેને નાણાભીડ હોવાથી તે જમીન વેચી દેવા માગતો હતો. પેહોમ તેને મળ્યો અને ભાવતાલમાં બને તેટલી ખેંચતાણ કરી તેણે દોઢ હજારમાં સોદો પાકો કર્યો. તેમાંથી અડધી રકમ રોકડી અને અડધી રકમ પાછળથી આપવાનું નક્કી કરી તેણે બાનાખત પણ કરી લીધું. બાનાખત કરી તે ઘરે આવ્યો ત્યારે તેને એક જમીનનો દલાલ મળ્યો. આ દલાલ બાસ્કર લોકોના પ્રદેશમાંથી આવ્યો હતો. આ પ્રદેશ ઘણો દૂર હતો, પણ ત્યાં જમીન ખૂબ સસ્તી મળતી હતી. પેલા દલાલના જણાવવા પ્રમાણે એક હજાર રૂબલની તેર હજાર એકર!

'એટલે કે એક રૂબલની તેર એકર, ખરું?' પેહોમે પૂછ્યું.

'હા, અને જો તારામાં આવડત હોય તો એથી પણ સસ્તી મળી શકે.' પેલા દલાલે કહ્યું.

'શી રીતે? શેની આવડત?'

'બાસ્કરોના મુખી સાથે દોસ્તી પાડવાની અને તેને ખુશ કરવાની. મેં તેને લગભગ સો રૂબલનાં રેશમી કપડાં અને ગાલીચા, એક સુંદર કપરકાબીનો સેટ અને બીજી થોડી ભેટ આપેલી. તેના સાથીદારોમાં જેઓ પીતા હતા તેમને દારૂ પાયેલો. પરિણામે મને જે જમીન મળી તે તેથીય સસ્તી પડી!' આમ કહી પેલાએ તેર હજાર એકર જમીનનો પાકો દસ્તાવેજ પેહોમને બતાવ્યો અને કહ્યું:

'આ બધી જમીન ખેતી માટે ઉત્તમ ગણાય તેવી છે અને બરાબર નદી પર આવેલી છે.'

'ત્યાં પહોંચતાં કેટલો વખત લાગે?' પેહોમે પૂછ્યું.

'ખાસા છ મહિના થાય. પણ ત્યાંના લોકો--બાસ્કર લોકો--તદ્દન ભોટ છે. મેં કહ્યું તેમ તેમના મુખીને ખુશ કરીને તું લગભગ મફતમાં જમીન મેળવી શકીશ.'

દલાલ ગયો, પણ પેહોમના મનમાં શેતાન પેસાડી ગયો. નવા સ્થળે સ્થિર થયેલા પેહોમને તેણે વધુ જમીનની લાલચ લગાડી: 'જો બાસ્કર લોકોના પ્રદેશમાં હજાર રૂબલમાં તેર હજાર એકર જમીન મળતી હોય તો પછી અહીં પંદરસોમાં તેરસો એકર જમીન લેવાની શી જરૂર? એના કરતાં ત્યાં જઈ દસગણી જમીન ન મેળવું?' પેહોમના મનમાં ભરાયેલા તૃષ્ણાના શેતાને કહ્યું.

પેહોમે તેરસો એકર જમીનનું બાનાખત રદ કરી બાસ્કર લોકોના મુલકમાં જઈ તેર હજાર એકર જમીન ખરીદવાનું નક્કી કર્યું.

*

## 5

પેહોમે પેલા દલાલને બાસ્કર લોકોના પ્રદેશમાં શી રીતે જવાય તે અંગે બધી પૂછપરછ કરી લીધી હતી. એટલે દલાલ તેને ત્યાંથી ગયો કે તરત જ તેણે ત્યાં જવાની તૈયારી કરવા માંડી. તેની પત્નીને ઘર અને ખેતરની દેખરેખ રાખવાનું સોંપી તે એક નોકર સાથે બે ઘોડાવાળી ગાડીમાં બાસ્કરોના મુલક તરફ જવા ચાલી નીકળ્યો.

રસ્તામાં એક શહેર આવ્યું. ત્યાં તે રોકાયો. ત્યાંથી તેણે બાસ્કરો માટે તેમ જ તેના મુખી માટે સારી સારી ભેટો, ચા તેમ જ દારૂ ખરીદી લીધાં અને પાછી મુસાફરી શરૂ કરી. સાત દિવસને અંતે ત્રણસો માઈલ કરતાં પણ વધારે અંતર કાપી તેઓ બાસ્કરોના મુલકમાં આવી પહોંચ્યા.

પેલા દલાલે જણાવ્યું હતું તેવા બેઠા ઘાટના તંબૂમાં બાસ્કરો રહેતા હતા. નદીકિનારે મોટા સપાટ મેદાનમાં તેમના તંબૂઓ આવેલા હતા. સપાટ ખુલ્લા મેદાનમાં તેમનાં ઢોર અને ઘોડાનાં ટોળાંનાં ટોળાં ચર્યા કરતાં. બાસ્કરો પાસે ઘોડાઓનાં ધણનાં ધણ હતાં. દરેક તંબૂની પાછળના ભાગમાં તેઓ વછેરા બાંધી રાખતા અને ખાવામાં પણ ઘોડીનું દૂધ જ વાપરતા. ઘોડીના દૂધમાંથી તેમની સ્ત્રીઓ કુમિસ અને ચીઝ બનાવતી. તેની સાથે તેઓ ઘેટાંનું માંસ ખાતા. ચા અને દારૂ પણ લેતા. સ્ત્રીઓનો બધો સમય ઢોરની ચાકરી કરવામાં અને રાંધવામાં પૂરો થતો અને પુરુષો કુમિસ તથા ચા પીવામાં અને માંસ ખાવામાં, તેમ જ ખાધા પછી હુક્કો ગગડાવવામાં આખો દિવસ પૂરો કરતા. પડછંદ બાંધાના મોજીલા પુરુષો ઉનાળો પૂરો થાય ત્યાં સુધી આ સિવાય બીજું કામ કરવાનો વિચાર સુધ્ધાં નહોતા કરતા. બધા અભણ હતા અને તેમને રશિયન ભાષા પણ આવડતી નહોતી; તેમની વસ્તીમાં માત્ર એક જ જણ રશિયન જાણતો અને ત્યાં આવી ચડનાર સાથે વાત કરવાની થાય ત્યારે તે દુભાષિયાનું કામ કરતો.

પેહોમને જોતાં જ બાસ્કરો તંબૂમાંથી નીકળી આવ્યા અને તેને ઘેરી વળ્યા. એક છોકરો પેલા દુભાષિયાને શોધી લાવ્યો અને તેની મારફત પેહોમે પેલાઓને કહ્યું કે તે થોડી જમીન ખરીદવા માટે અહીં આવ્યો છે. બાસ્કરો તે જાણી રાજી થયા અને પેહોમને એક સુંદર તંબૂમાં લઈ ગયા. આ તંબૂમાં કીમતી ગાલીચાઓ પાથરેલા હતા અને તેની વચ્ચોવચ એક પલંગ જેવું આસન ગોઠવેલું હતું. તેની ઉપર ગાદી અને કીમતી ચાદરો પાથરેલી હતી. બાસ્કરોએ પેહોમને તેની ઉપર બેસાડ્યો. દુભાષિયો પણ તેની પાસે બેઠો અને બીજા બધા તેમની ફરતે ગોઠવાઈ ગયા. પેહોમને માટે કુમિસ અને ચા મગાવવામાં આવ્યાં અને એક ઘેટું પણ કાપ્યું. પેહોમે તેના માણસ પાસે શહેરમાંથી ખરીદેલી ભેટો મગાવી અને બાસ્કરોને વહેંચી. તેમને ચા અને દારૂ આપ્યાં. બાસ્કરો ભેટો અને ચા તથા દારૂ મળતાં ખુશ ખુશ થઈ ગયા. બધા ગેલમાં આવી ગયા અને અંદર અંદર વાત કરવા મંડી પડ્યા. તેઓમાંના એકે બધાને શાંત પાડ્યા અને પછી પેલા દુભાષિયાને કંઈક કહ્યું.

દુભાષિયાએ પેહોમને કહ્યું, 'તેઓ તમારું સ્વાગત કરે છે. તમારી ભેટો તેમને ખૂબ ગમી છે. તેઓ આ ભેટના બદલામાં તેમના મહેમાનને રીઝવવા માટે તમારી શી સેવા કરી શકે? કઈ ચીજ તમને વધારેમાં વધારે ગમશે એમ તેઓ પૂછે છે.'

'મને કઇ ચીજ વધારેમાં વધારે ગમશે એમ પૂછો છો?' પેહોમે પૂછ્યું. 'તમારી જમીન. અમારી જમીન પર વસ્તી ખૂબ વધી ગઇ છે. વળી તેમાં ઝાઝો કસ પણ નથી રહ્યો. વળી તમારી પાસે ઘણી જમીન છે અને તે ફળદ્રુપ છે. મેં એવી જમીન ક્યાંય જોઇ નથી.'

દુભાષિયાએ આ વાત બાસ્કરોને કહી. દુભાષિયાની વાત સાંભળી બાસ્કરો અંદર અંદર વાતો કરવા લાગ્યા. પેહોમને તેમની વાતમાં સમજણ ન પડી, પણ તેણે જોયું કે તેની વાત સાંભળી આ લોકોને ખૂબ નવાઇ લાગી છે અને તેઓ જોરજોરથી હસી રહ્યા છે. પછી તેઓ શાંત થઈ ગયા અને દુભાષિયા સામે જોયું. પેહોમે દુભાષિયાને પૂછી જોયું કે તેઓ શું કહેવા માગે છે.

'તેઓ એમ કહેવા માગે છે કે તમારે જોઇએ તેટલી જમીન તેઓ તમને ખુશીથી આપશે. તેમની પાસે ખૂબ જમીન છે અને તમારે જે જમીન જોઇએ તે તમને મળી શકશે. તમો બતાવશો એટલે તેઓ તે જમીન તમને આપી દેશે.'

બાસ્કરો પાછા અંદર અંદર વાત કરવા લાગ્યા અને ઝઘડી પડ્યા. તેઓમાં બે પક્ષ પડી ગયા હોય એમ લાગ્યું અને બંને પક્ષ સામસામે જોરજોરથી બોલાચાલી કરવા લાગ્યા. જમીનની તૃષ્ણામાં તણાતા પેહોમને થયું, 'આ લોકો મને જમીન આપવી કે ન આપવી એવી લડાઇ તો નહીં કરતા હોય!' તેથી તેણે દુભાષિયાને પૂછ્યું, 'આ લોકોમાં શી તકરાર પડી છે? મને જમીન આપવાની હા પાડ્યા પછી તેઓ શા માટે લડવા લાગ્યા? જમીન આપવી કે ન આપવી એની લડાઇ તો નથી?'

'અરે, તમને જમીન તો આપશે જ. પણ તેમનો મુખી અહીં નથી. એટલે કેટલાક એમ માને છે કે મુખીની ગેરહાજરીમાં તેની સલાહ વગર ન વર્તતાં, તે આવે ત્યારે તેની સલાહ લઇ જમીન આપવી. જ્યારે બીજો પક્ષ એમ માને છે કે, જમીન જેવી વસ્તુ વેચવામાં પણ મુખીને શું પૂછવાનું? આપણી પાસે ઘણી જમીન છે....'

*

બરાબર એ જ વખતે એક સફેદ દાઢીવાળો અને પ્રતિભાશાળી વૃદ્ધ તંબૂમાં આવી પહોંચ્યો. તેણે કીમતી વસ્ત્રો અને રૂંવાંવાળી ટોપી પહેરેલી હતી. તેના આગમનની સાથે બાસ્કરો શાંત થઈ ગયા અને તેમણે ઊભા થઈ પેલા વૃદ્ધને પ્રણામ કર્યા.

દુભાષિયાએ પેહોમને કહ્યું, ‘આ અમારા મુખી છે.’ પેહોમે તેને નમન કરી, તેને માટે જ ખાસ ખરીદેલો કીમતી પોશાક તેને ભેટ આપી કહ્યું, ‘મારા તરફથી આટલી ભેટ સ્વીકારશો.’ પેલો વૃદ્ધ એ કીમતી પોશાક જોઈ ખુશ થયો અને પોતાના આસન પર જઈને બેઠો. પેહોમને પણ તેની પાસે બેસાડ્યો અને તેમના બેઠા પછી બાસ્કરો પણ નીચે બેઠા.

બાસ્કરોમાંથી એક જણ ઊભો થયો અને તેણે નમન કરી મુખીને કંઈ કહ્યું. પેહોમ કંઈ સમજ્યો નહીં પણ તે એટલું સમજી શક્યો કે આ માણસ પોતાની વાત મુખીને સમજાવી રહ્યો છે અને વાત કરતી વખતે તે બાસ્કરોની સંમતિ પણ લેતો જાય છે.

તેની વાત સાંભળી મુખી હસ્યો અને તેણે પેહામને સંબોધીને ભાંગીતૂટી રશિયન ભાષામાં કહ્યું, ‘તમારે જમીન જોઈએ છે ને! અમે ખુશીથી આપીશું. અમારી પાસે ઘણી જમીન છે. તમારે જોઈએ તે પસંદ કરી શકો છો.’

આ વખતે પેહોમના મનમાં ભરાયેલા શેતાને જોર કર્યું: ‘મારે જોઈતી વધારેમાં વધારે જમીન હું કેવી રીતે મેળવી શકું? વળી અમુક જમીન મને આપી છે એવો દસ્તાવેજ પણ મારે કરાવી લેવો જોઈએ. નહીં તો તેઓ આજે મને જમીન આપે અને કાલે પાછી લઈ લે તો શું થાય?’

આમ વિચારી તેણે મુખીને કહ્યું, ‘તમારી ભલાઈ માટે આભાર. તમારી પાસે ઘણી જમીન છે. એ બધી જમીન કંઈ મારે જોઈતી નથી, તેમાંનો ઘણો થોડો ભાગ જ મારે જોઈએ છે. પણ મારો ભાગ કયો તે આપણે નક્કી કરી લઈ શકીએ તો સારું. વળી તેનું માપ લઈ તે મારે નામે ન કરી શકાય? તમે તો ભલા છો અને મને જમીન આપો છો, પણ કાળની ગતિ ન્યારી છે. કાલે તમારા દીકરાના હાથમાં વહીવટ આવશે અને તેને આ જમીન પાછી લઈ લેવાની ઈચ્છા થાય એવું પણ બને.’

‘તમારી વાત તદ્દન સાચી છે. અમે તમને તમારી જમીન અંગે લખાણ કરી આપીશું.’ મુખીએ કહ્યું.

પેહોમ પોતાની વાત પાકી કરી લેવા માગતો હતો. તેણે કહ્યું, ‘થોડા વખત પર એક વેપારી જમીન ખરીદવા અહીં આવ્યો હતો અને તમે તેને થોડી જમીન વેચી હતી એવું મેં સાંભળ્યું છે. તમે તેને જેવો દસ્તાવેજ કરી આપ્યો હતો તેવો મને ન કરી આપી શકો?’

મુખી પેહોમની વાત સમજી ગયો.

'હા, તેવું કરવામાં કંઇ હરકત નથી. અમારી પાસે એક લહિયો છે. તેની પાસે દસ્તાવેજ કરાવી લઇ આપણે સાથે શહેરમાં જઇ તેની નોંધણી કરાવી લઇશું.' તેણે કહ્યું.

'અને તમારી જમીનનો ભાવ કેટલો છે?' પેહોમે પૂછ્યું.

'અમારે ત્યાં કાયમ એક જ ભાવ હોય છે. એક દિવસના હજાર રૂબલ.'

પેહોમને ભાવમાં સમજ ન પડી.

'દિવસના હજાર રૂબલ એટલે શું? કેટલા એકર બરાબર એક દિવસ થાય?' તેણે પૂછ્યું.

'એ ગણતરીમાં અમને સમજ ન પડે. અમે તો દિવસના હિસાબે જ જમીન વેચીએ છીએ. એક દિવસમાં તમે પગે ચાલીને જેટલી જમીન આંતરી લઈ શકો તેટલી જમીન તમારી અને તેની કિંમત એક હજાર રૂબલ.'

પેહોમને આ જાણી આશ્ચર્ય થયું.

'પણ એક દિવસમાં તો માણસ ઘણી જમીન આંતરી લઈ શકે!' પેહોમે કહ્યું.

તેની આ વાત સાંભળી મુખી જોરથી હસી પડ્યો. 'ખરી વાત છે. પણ એ બધી જમીન એની થઈ જાય.' તેણે હસતાં હસતાં કહ્યું, 'અને હા...બીજી એક શરત તમને જણાવવાની રહી ગઇ.'

'કઈ શરત?'

'જો તમે જે સ્થળેથી જમીન આંતરી લેવા નીકળ્યા હો તે સ્થળે સાંજે સૂર્યાસ્ત પહેલાં ન આવી જાઓ તો તમારા પૈસા જાય--પાછા ન મળે.'

'પણ હું જે રસ્તેથી ગયો હોઉં તે રસ્તો શી રીતે યાદ રહે, કંઇ નિશાની જેવું?' પેહોમે પૂછ્યું.

'કેમ? જુઓ, પહેલાં તો આપણે તમે પસંદ કરો તેવા એક સ્થળે જઇશું. સૂરજ ઊગતાં તમારે ત્યાંથી ચાલવાની શરૂઆત કરવાની. સાથે એક નાનો પાવડો રાખવાનો અને જ્યાં તમે વળો, દિશા બદલો, ત્યાં તમારે પાવડાથી નિશાની કરી લેવાની. પછી આપણે હળ લઈને જઈશું અને બધાં નિશાન જોડી દઈશું. એ સાચની વચ્ચેની બધી જમીન તમારી. આ રીતે તમે તમારાથી બને તેટલું મોટું ચક્કર મારી તમારે જોઈએ તેટલી જમીન આંતરી લઈ શકો. પણ સૂરજ આથમે તે પહેલાં તમે જ્યાંથી નીકળ્યા હો ત્યાં તમારે પાછા આવી જ જવું જોઇએ. તમે દિવસ દરમિયાન જેટલી જમીન આંતરશો તે તમારે નામે કરી આપી તેનો દસ્તાવેજ નોંધાવી લઈશું.'

મુખીની પૂરી વાત સાંભળી પેહોમ ખુશ ખુશ થઇ ગયો. તે મુખીની સાથે જઇ આવતી કાલે સવારે પોતે કઈ જગ્યાએથી ચાલવાનું શરૂ કરશે તે પણ નક્કી કરી આવ્યો.

સાંજ પડી. બાસ્કરોએ પેહોમને કુમિસ અને માંસ ખાવા આપ્યાં અને રાત્રે સૂવા માટે એક મોટા પલંગ પર પીંછાં ભરેલું ગાદલું નાખી તેના પર કીમતી ચાદર પાથરી પથારી કરી આપી. બીજે દિવસે પો ફાટતાં ભેગા થવાનું અને નક્કી કરેલા સ્થળે સૂર્યોદય પહેલાં પહોંચી જવાનું નક્કી કરી સૌ વિખેરાયા.

*

## 7

પેહોમ આખી રાત પથારીમાં જાગતો પડી રહ્યો. તેને જમીનના જ વિચાર આવ્યા કર્યા અને તે ઊંઘી શક્યો નહીં.

‘હું કેટલી બધી જમીન આંતરી લઈ શકીશ!’--એ વિચારે તેને ઊંઘવા ન દીધો. ‘હું દિવસના પાંત્રીસ માઈલ તો સહેલાઈથી ચાલી શકું; વળી અત્યારે દિવસ પણ લાંબો છે. અને પાંત્રીસ માઈલના ઘેરાવામાં તો કેટલી બધી જમીન આંતરી લેવાય! તેમાંથી નબળી અને કસ વિનાની જમીન વેચી દઈશ, અથવા ગરીબ ખેડૂતોને આપી દઈશ, અને બાકીની સારી જમીનમાં ખેતી કરીશ. બે બળદની જોડી વેચાતી લાવીશ અને બે મજૂર શોધી કાઢીશ. દોઢસો એકર જેટલી જમીનમાં ખેતી કરીશ અને બાકીનીમાં ઢોર માટે ઘાસ કરીશ--ચરાણ માટે રહેવા દઈશ.’

આમ પેહોમે આખી રાત વિચારમાં ને વિચારમાં ગાળી અને લગભગ પરોઢિયે તેને એક ઝોકું આવ્યું. તેની આંખો મીંચાઈ હશે કે તરત જ તેને એક સપનું આવ્યું:



તે તંબૂમાં પથારીમાં પડ્યો હતો તેવામાં તેણે તંબૂની બહાર કોઇનો જોર જોરથી હસવાનો અવાજ સાંભળ્યો. ‘આ રીતે કોણ હસતું હશે?’ એમ વિચારી તે તંબૂની બહાર નીકળ્યો. તેણે જોયું તો તંબૂની બહાર બાસ્કરોનો મુખી પેટ પકડીને મોટે મોટેથી હસતો હતો. પેહોમ તેની પાસે ગયો અને પૂછ્યું, ‘તમે કોને હસો છો?’ પણ તેણે જોયું કે એ બાસ્કરોનો મુખી નહોતો પણ કોઇ વેપારી હતો. પેહોમે તેને ઓળખી કાઢ્યો. થોડા દિવસ પર આ વેપારી તેને ઘેર રાતવાસો રહ્યો હતો. તેણે જ તેને બાસ્કરોના પ્રદેશમાં મળતી સસ્તી જમીનની વાત કરી હતી તથા પોતે ખરીદેલી જમીનના દસ્તાવેજ બતાવ્યા હતા. પેહોમે તેને પૂછ્યું, ‘તું અહીં ક્યાંથી આવી ચડ્યો?’ પણ તેનો જવાબ મળે તે પહેલાં તો એ વેપારીની જગ્યાએ કોઇ ખેડૂત બેઠેલો જણાયો. આ ખેતમજૂરને પણ પેહોમે ઓળખ્યો. તેના જૂના ઘરમાં તે એક રાત રહ્યો હતો અને વોલ્ગાની પેલે પારના પ્રદેશમાં જમીન ખૂબ સસ્તી મળે છે એમ તેણે તેને કહ્યું હતું.

તે ખેડૂતને કંઈ કહેવા જાય ત્યાં તો ખેડૂતની જગ્યાએ તેણે શિંગડાંવાળા શેતાનને બેઠેલો જોયો! શેતાન જોર જોરથી ગાંડાની જેમ હસતો હતો અને એક માણસ તેના પગ આગળ આળોટતો હતો. એ માણસના શરીર પર પૂરાં વસ્ત્રો પણ નહોતાં અને બિચારો તરફડિયાં મારતો હતો. આ માણસ કોણ હશે તે જોવા માટે પેહોમે તેને ધ્યાનથી જોવા માંડ્યો. તે માણસ તરફડિયાં મારતો બંધ થયો. પેહોમે જોયું તો તે મરી ગયેલો જણાયો. તેણે તેને ઓળખી કાઢ્યો. એ માણસ પેહોમ પોતે જ હતો. એ જોઇ પેહોમ ચમકી ગયો!

‘સપનાં પણ કેવાં વિચિત્ર આવે છે!’ તે આંખો ચોળતો ચોળતો બોલ્યો. તેણે જોયું તો સવાર થવા આવી હતી.

‘પેલાઓને હવે ઉઠાડવા જોઇએ. નહીં તો સમયસર પેલી ટેકરી પર નહીં પહોંચાય’ એમ વિચારી તે ઊઠ્યો. ‘ઊઠ, તૈયાર થા. જમીન માપવા માટે જવાનો સમય થઇ ગયો છે.’ તેણે ગાડીમાં ઊંઘતા નોકરને ઉઠાડીને ગાડી જોડી તૈયાર થઇ જવા કહ્યું.

બાસ્કરો ઊઠ્યા. ભેગા થયા. તેમનો મુખી પણ આવી પહોંચ્યો. બધાએ ભેગા મળી કુમિસ પીવા માંડી અને પેહોમને માટે ચા બનાવવા કહ્યું પણ પેહોમે ચા પીવાની ના પાડી.

‘જો આપણે જમીન માપવાના સ્થળે જવા નીકળવું હોય તો સમય થઇ ગયો છે. ચા પીવા રોકાઇશું તો મોડું થઇ જશે,’ તેણે કહ્યું.

*

## ૪

બાસ્કરોના વસવાટથી પાંચેક માઇલ પર એક ટેકરી આવેલી હતી. એ ટેકરીનું નામ શિખન હતું. પેહોમ આગલે દિવસે મુખી સાથે ત્યાં જઇ આવ્યો હતો અને ત્યાંથી પોતે જમીન આંતરવા માટે સૂરજ ઊગતાં ચાલવાની શરૂઆત કરશે એવું તેની સાથે નક્કી કર્યું હતું. બાસ્કરો ભેગા થઇ ત્યાં જવા નીકળ્યા. કેટલાક ઘોડેસવાર થયા તો કેટલાકે ગાડીઓ જોડી. પેહોમ પણ પોતાની નાની રેંકડીમાં પાવડો લઈને બેસી ગયો અને તેના નોકરને રેંકડી ટેકરી તરફ મારી મૂકવા સૂચના આપી. સૌ ટેકરી પાસે પહોંચ્યા ત્યારે અજવાળું થવા આવ્યું હતું. ત્યાં પહોંચી બધાએ ગાડી છોડી અને ઘોડાને ચાર નાખી સૌ ટેકરીની વચ્ચોવચ ભેગા થયા.

મુખી પેહોમ પાસે આવ્યો અને ટેકરી પરથી નજર પહોંચે ત્યાં સુધી દેખાતું ખુલ્લું મેદાન બતાવી કહ્યું, ‘અહીંથી ગમે તે દિશામાં તમે જઇ શકો. બધી જ જમીન અમારી છે.’

ચારે તરફ દેખાતી અફાટ ખુલ્લી જમીન જોઇ પેહોમની આંખ ચમકી ઊઠી.

‘આ બધી જમીન પડતર છે અને હથેળી જેવી સપાટ છે. ફળદ્રુપ તો છે જ. તેમાં ઊગતું ઘાસ લગભગ છાતી જેટલું ઊંચું થાય છે.’ એમ કહેતાં કહેતાં મુખીએ તેની રૂંવાંવાળી ટોપી કાઢી જમીન પર મૂકી અને કહ્યું, ‘અહીંથી તમારે નીકળવાનું અને અહીં જ પાછા ફરવાનું. તમે જેટલી જમીન આંતરી લેશો તેટલી તમારી થઈ જશે.’

પેહોમ હવે અધીરો બન્યો હતો. તેણે મુખીને આપવાના પૈસા ગજવામાંથી કાઢી ટોપી પર મૂક્યા. તેણે કોટ અને પેન્ટ કાઢીને તેના નોકરને આપી દીધાં અને માત્ર ઉરેફ અને ઊંચી બાંયનો લેંઘો પહેરેલો રાખી, કેડ ઉપર એક પટ્ટો કસીને બાંધ્યો. ઉરેફના ગજવામાં બે નાના રોટલા લઈ લીધા અને રસ્તે પાણી પીવા જોઇએ તે માટે એક નાનકડી મશક પટ્ટે બાંધી લીધી. હાથમાં પાવડો લઇ તે સૂરજ ઊગવાની રાહ જોતો ઊભો રહ્યો. ચારે તરફ ખુલ્લી જમીન જોઇ પળવાર તો તે મૂંઝાયો: ‘કઇ તરફ જાઉં?’ મનમાં થોડી ગડમથલને અંતે ઊગતા સૂર્યની દિશામાં જવાનું નક્કી કરી તે ઉત્તર દિશા તરફ મોં રાખી ઊભો રહ્યો.

સૂરજ ઊગવાને થોડી જ વાર હતી. પેહોમના મનમાં તરંગના ઘોડા પુરવેગે દોડતા હતા: આજે મારે સહેજ પણ સમય ગુમાવવો ન જોઇએ. આજની મિનિટેમિનિટ મારે માટે કીમતી છે.

દૂર ક્ષિતિજ પર સૂરજનું પહેલું કિરણ ફૂટ્યું ન ફૂટ્યું ત્યાં તો પેહોમે ઉત્તર દિશામાં ચાલવા માંડ્યું. શરૂઆતમાં તે સ્વસ્થ ગતિએ ચાલતો હતો. હજારેક વાર પહોંચી તેણે પાવડાથી એક કૂંડાળું દોર્યું. નિશાની તરીકે આ પૂરતું હતું છતાં તેણે ત્યાં થોડાં ઢેફાંની નાની ઢગલી કરી, જેથી નિશાની તરત જણાઇ આવે! ત્યાંથી ફરી આગળ ચાલવા માંડ્યું. આટલું ચાલવાથી તેના પગ હવે છૂટા થયા હતા અને તેથી તેની ઝડપ પણ વધી હતી.

અંદાજે એકાદ માઈલ જેટલું ચાલી તેણે પાછળ જોયું. સવારના સૂર્યના પ્રકાશમાં ટેકરી સાફ દેખાતી હતી. ટેકરી પર ઊભેલા બાસ્કરો પણ તે જોઈ શક્યો. સૂરજના કિરણમાં ટેકરી પરના ગાડાની વાટ ચમકતી જોઈ તેને થયું, 'મારું નસીબ પણ કેવું ચમક્યું! જમીન જ જમીન! સાંજ સુધીમાં તો કેટલી બધી જમીન મારી માલિકીની થઈ જશે!'

પેહોમના શરીરમાંથી પરસેવો છૂટવા માંડ્યો. તેણે ઉરેફ કાઢીને ખભે નાખ્યું અને ઝડપથી ચાલવા માંડ્યું. સૂર્ય સામે જોયું તો નાસ્તો કરવાનો સમય થઈ ગયો હતો, પણ તે નાસ્તો કરવા રોકાયો નહીં! 'એક દિવસ નાસ્તો નહીં કરું તો મરી નહીં જાઉં. એકાદ પહોર જેટલો સમય વહી ગયો છે, પણ દિવસ ચાર પહોરનો હોય છે. અત્યારથી હું દિશા બદલું એ તો મૂર્ખાઈ જ ગણાય.' એમ વિચારી તે નાસ્તો કરવા પણ ન થોભ્યો અને તેણે ઝડપભેર ચાલવા માંડ્યું. ઝડપ વધારવા માટે જોડા કાઢી નાખવા જોઈએ એમ વિચારી તેણે જોડા કાઢી નાખ્યા અને કમરપટા સાથે બાંધી દીધા. જોડા કાઢી નાખતાં ચાલવામાં ખૂબ સુગમતા થઈ ગઈ. તેણે પુરઝડપે ચાલવા માંડ્યું.

પેહોમની ગણતરી એવી હતી કે તે દિવસના પાંત્રીસછત્રીસ માઈલ ચાલી શકે છે. એટલે છ માઈલ ચાલી ડાબી બાજુએ વળી જતાં સાંજ સુધીમાં તે છત્રીસ ચોરસ માઈલ જેટલી વિશાળ જમીન આંતરી લઈ શકશે.

પેહોમે પાછળ જોયું તો ટેકરી તદ્દન ઝાંખી દેખાતી હતી. તેની ઉપર ઊભેલા માણસો હવે દેખાતા બંધ થયા હતા. સૂરજ લગભગ માથે આવી ગયો હતો. 'મેં છએક માઈલ કાપી નાખ્યા હશે. હવે મારે દિશા બદલવી જોઈએ.' તે એમ વિચારતો હતો તેવામાં એક લીલા ઘાસથી છવાયેલો જમીનનો સુંદર ટુકડો તેણે જોયો. 'પાછળથી થોડી ઝડપ વધારીશ, પણ આ ટુકડો તો આંતરી જ લેવો જોઈએ.' એમ વિચારી તે એ ટુકડાને છેડે પહોંચ્યો. ત્યાં તેણે એક મોટું કૂંડાળું કરી થોડાં ઢેફાંની ઢગલી કરી. અહીંથી ડાબી બાજુ વળતાં પહેલાં તેણે ભાથું ખાઈ લેવાનું વિચાર્યું.

ગજવામાંથી રોટલો કાઢી તે ઝડપભેર ગળે ઉતારી ગયો. થોડું પાણી પીધું. થોડો આરામ કરવાની ઈચ્છા થઈ પણ ઊંઘ આવી જાય એ બીકે તે સૂતો નહીં. થોડો વખત બેસી તેણે પાછું ચાલવાનું શરૂ કરી દીધું. પૂરતો આરામ કરવાનો તેની પાસે સમય જ ક્યાં હતો? રોટલાના જોરે શરૂઆતમાં તેની ચાલ વેગીલી રહી, પણ બેક માઈલ ચાલ્યા પછી તેને ઊંઘ આવવા માંડી. તે આરામ કરવા રોકાયો નહીં તેનું આ પરિણામ હતું, છતાં તેણે ચાલ્યા જ કર્યું. તેને હતું, 'આજનો દિવસ ચાલી નાખું પછી આખી જિંદગી નિરાંત જ છે ને!'

ચોરસની બીજી બાજુના છ માઈલ તેણે ખેંચી કાઢ્યા, પણ તેને ખૂબ થાક લાગ્યો. વળી રસ્તે આવતા જમીનના નાનામોટા સુંદર ટુકડા આંતરી લેવાના લોભે તેણે છ માઈલ કરતાં વધારે અંતર કાપી નાખ્યું હતું. સૂરજે પણ હવે માથેથી પશ્ચિમ દિશા તરફનો અડધો રસ્તો કાપી નાખ્યો હતો. પેહોમની તેની ગણતરી પ્રમાણે હજુ અડધી મજલ કાપવાની બાકી હતી.

આટલી મજલ પૂરી કરવામાં સાંજ પડી જશે અને ટેકરીએ પહોંચી નહીં શકાય એમ તેને સ્પષ્ટ દેખાયું. ચોરસની ત્રીજી બાજુએ તેણે બેક માઈલનું અંતર કાપ્યું. પછી તેને થયું, 'મારા ખેતરનો આકાર બરાબર સમચોરસ ન થાય તો ભલે, પણ મારે હવે જલદી ટેકરીએ પહોંચવું જોઈએ. નહીં તો બધી મહેનત ધૂળમાં મળી જશે.' આમ વિચારી તેણે ત્રીજી બાજુએ તે જ્યાં પહોંચ્યો હતો ત્યાં ઝડપભેર પાવડાથી માટીની નાની ઢગલી કરી ત્યાંથી સીધા ટેકરી તરફ ચાલવા માંડ્યું.

*

## 9

પેહોમે સીધા ટેકરી તરફ ચાલવા તો માંડ્યું, પણ તેનાથી હવે ચલાતું નહોતું. થાક અને ગરમીને કારણે તે ઢીલો થઈ ગયો હતો. તેના ઉઘાડા પગમાં ઉઝરડા પડ્યા હતા અને બંને પગ અંદરોઅંદર અટવાતા હતા. તેને આરામ કરવાની ઇચ્છા થઈ પણ તેમ કરવા જાય તો સૂરજ આથમતાં પહેલાં ટેકરી સુધી ન પહોંચી શકાય. સૂરજ કંઈ થોડો કોઈને માટે થોભે છે? તેણે તો પશ્ચિમમાં ઢળવાનું શરૂ કરી દીધું હતું.

'અરેરે...જો મેં ઘણીબધી જમીન આંતરી લેવાની ભૂલ ન કરી હોત તો...પણ...મોડું થયું તેથી શું...હજુ બહુ મોડું નથી થયું...કદાચ જોર લગાવું તો પહોંચી પણ જાઉં...' એમ વિચારી તેણે ટેકરી તરફ જોયું. ટેકરી દૂર હતી, સૂરજ ક્ષિતિજે પહોંચવા માટે ઝપાટાબંધ નીચે ઊતરી રહ્યો હતો.

પેહોમથી ચલાતું નહોતું છતાં તેણે ચાલ્યા કર્યું. ટેકરી હજુ દૂર હતી. તેણે ઉરેફ, જોડા, પાણીની મશક વગેરે બધું ફેંકી દઈ પાવડાને ટેકે ટેકે દોડવા માંડ્યું.

'મારું શું થશે? મેં દિવસ દરમિયાન ઘણી જમીન આંતરી છે...પણ સૂરજ આથમતાં પહેલાં હું ટેકરી પર મૂકેલી ટોપી પાસે નહીં પહોંચી શકું તો એ જમીનનો કંઈ અર્થ નથી...સૂરજ આથમતાં પહેલાં હું ત્યાં નહીં પહોંચી શકું એમ લાગે છે.' આ વિચારે તેને વધારે નાહિંમત કરી નાખ્યો. તે પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. તેનું ગળું સુકાતું હતું. તે લુહારની ધમણની જેમ હાંફતો હતો અને તેના હૃદયના ધબકારા જોરથી ચાલતા હતા. તેના પગ પણ પરાયા હોય તેમ ચાલવાની ના પાડતા હતા, ઘસડાતા હતા! આ બધાને પરિણામે હું મરી તો નહીં જાઉં ને એવી તેને બીક લાગતી હતી.

પણ જમીનની તૃષ્ણાએ તેની મૃત્યુની બીક પર વિજય મેળવ્યો. તેણે પાવડાને ટેકે ટેકે લથડતા લથડતા દોડવાનું ચાલુ જ રાખ્યું. 'આટલું બધું ચાલ્યા પછી હું ટેકરીએ નહીં પહોંચું તો બાસ્કરો મને મૂરખ માનશે'--એમ મન મનાવી તેણે દોડ્યે રાખ્યું.

પેહોમ નાનીશી ટેકરીની તળેટીમાં આવી પહોંચ્યો હતો. ટેકરી પર ઊભેલા બાસ્કરોએ, 'ઉતાવળ કર...જલદી...તેં ઘણી જમીન મેળવી છે...સહેજ માટે હિંમત ન મૂકી દઈશ' એવું કહી ટેકરી ગજવી મૂકી. તેમના અવાજોએ પેહોમને નવું જોર આપ્યું.

*



*પેહોમને આટલી જ જમીનની જરૂર હતી.*

સૂરજ ક્ષિતિજે પહોંચી ગયો હતો. ધૂમસના આવરણમાં આથમતો સૂરજ લાલચોળ દેખાતો હતો. તે ક્ષિતિજે ધરતીમાં ડૂબી જવાની, હા...આથમી જવાની તૈયારીમાં હતો. બીજી તરફ પેહોમ પણ ટેકરીની તદ્દન નજીક આવી પહોંચ્યો હતો. ટેકરી પર ઊભેલા માણસોને તે સાફ જોઈ શકતો હતો. તેઓ હાથમાંના રૂમાલ જોરશોરથી હલાવતાં પેહોમને ઉતાવળ કરવાનું કહેતા હતા. પેહોમ ટેકરી પર મૂકેલી ટોપીની જગ્યા પણ જોઈ શક્યો, બાસ્કરોનો મુખી ટોપી પાસે બેસીને પેટ પકડી જોરજોરથી હસતો હતો! પેહોમને ગઈ રાત્રે આવેલું સ્વપ્ન યાદ આવ્યું.

'મેં ઘણી જમીન મેળવી, પણ ભગવાન મને એ ભોગવવા દેશે? મેં બધું ગુમાવ્યું...મારી જિંદગી ગુમાવી...મારી બધી મહેનત ધૂળમાં મળી ગઈ...એ ટોપી પાસે હવે હું નહીં પહોંચી શકું!' પેહોમ મનોમન આવું વિચારતો હતો અને તેના પગ ચાલવાની ના પાડતા હતા. પેહોમે ક્ષિતિજ તરફ જોયું. સૂરજ આથમી રહ્યો હતો. માત્ર એક ટપકું જ દેખાતું હતું--બરાબર જમીન પર મૂકેલી પેલી રૂંવાંવાળી ટોપી જેવડું. અને પળવારમાં તો અંધકાર જેવું ફેલાઈ ગયું. સૂરજ આથમી ગયો.

'મારી બધી મહેનત પાણીમાં ગઇ...હવે નાહકનું દોડવાનો કંઇ અર્થ નથી.' એમ વિચારી પેહોમ ત્યાં બેસી પડતો હતો, પણ તેની જમીનની તૃષ્ણાએ તેને બેસવા ન દીધો.

બાસ્કરોના હસવાના અને ઉતાવળ કરવાનું કહેતા અવાજો તેને કાને પડ્યા: 'દોડ...ઉતાવળ કર...બેત્રણ મિનિટનો જ સવાલ છે...તું આવી પહોંચીશ....'

પેહોમે બેસી પડવાનો વિચાર માંડી વાળ્યો ને દોડ્યે રાખ્યું. સાચું કહીએ તો તેના શરીર સાથે તેના પગને ઘસડાવું પડ્યું. 'અહીં મને સૂરજ આથમેલો લાગે છે પણ તે લોકો મારાથી થોડી ઊંચી સપાટીએ છે. તેમને ત્યાંથી સૂરજ દેખાતો હોવો જોઇએ...' એમ વિચારી તે દોડતો હતો. ટોપી હવે હાથવેંતમાં હતી. બાસ્કરોનો મુખી ટોપી પાસે બેસી પેટ પકડીને ખડખડાટ હસતો હતો. તેને જોઈ પેહોમને ફરી પેલું સ્વપ્ન યાદ આવ્યું.

તેણે છેલ્લું ડગ ભર્યું. તે માટે તેના શરીરની બધી શક્તિ તેણે ખરચી નાખી. તે ટોપીને અડ્યો, અને ત્યાં જ ઢગલો થઇ ગયો.

'વાહ! આ માણસ નસીબદાર નીકળ્યો! તેણે ખૂબ જમીન મેળવી!' મુખીએ હસતાં હસતાં કહ્યું.

પેહોમનો નોકર તેને ઉઠાડવા દોડી ગયો. પણ તેના મોંમાંથી લોહી વહેતું હતું. તેનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું.

આ જોઈ બાસ્કોની આંખ ફાટી ગઈ. તેમનાં મોં સિવાઇ ગયાં.

પેહોમના નોકરે જમીન પર પડેલો પાવડો ઉપાડી લઇ પેહોમને દાટવા માટે ખાડો ખોદ્યો. બાસ્કરોએ ભેગા મળી પેહોમની અંતિમક્રિયા કરી અને તે જગ્યાએ માટીની કાચી કબર બનાવી. આ કબર છ ફૂટ લાંબી ને બે ફૂટ પહોળી હતી. પેહોમને એટલી જ જમીનની જરૂર હતી!

*

# 12. જીવાદોરી

1

સાઇમન નામે એક મોચી હતો. તેને ન તો ગામમાં પોતાનું ઘર હતું કે ન તો સીમમાં ખેતર. એક ખેડૂતની ભાડાની ઝૂંપડીમાં તે રહેતો અને જોડા સીવવાનું તથા સમારવાનું કામ કરી તેનું તથા તેના કુટુંબનું પૂરું કરતો. આ કામ એવું હતું કે તેમાંથી ઝાઝું મળતર થતું નહીં. જ્યારે બીજી બાજુ અનાજ અને રોટલો મોંઘાં હતાં. આમ, જે કંઇ કમાણી થતી તે તો પેટ ભરવામાં જ પૂરી થઇ જતી. આ ગરીબ દંપતી પાસે ઠંડીના દિવસોમાં પહેરવા માટે એક ગરમ કોટ સિવાય બીજું કાંઇ નહોતું. હવે તો આ કોટ પણ ચીંથરેહાલ થઇ ગયો હતો. કારણ, છેલ્લાં બે વરસથી તેઓ નવો કોટ લાવવાનું વિચારતાં હતાં પણ બે છેડા જ જેમતેમ સંધાતા હોવાને લીધે નવો કોટ ખરીદવાનો મેળ પડતો નહોતો. આ વખતે શિયાળા પહેલાં સાઇમને થોડી બચત કરીને કોટ ખરીદવાનું નક્કી કર્યું હતું. તેની પાસે થોડી બચત હતી. તેની ઘરવાળીની પેટીમાં ત્રણેક રૂબલ હતા તથા ઘરાકો જોડા સમરાવી ગયા હતા તેના પાંચેક રૂબલ ઉઘરાવવાના હતા.

એક રજાના દિવસે તેણે નજીકના ગામમાં જઇ કોટ ખરીદી લાવવાનું નક્કી કર્યું. ઠંડી કાતિલ હતી. તેનાથી બચવા માટે તેણે તેના ફાટેલા ખમીસ પર ઘરવાળીનું જાકીટ ચડાવી લીધું. વધારામાં તેમનો એકનો એક ફાટેલો કોટ પણ તેણે પહેરી લીધો. સવારમાં નાસ્તો પતાવી, ગજવામાં ત્રણ રૂબલની નોટ લઇ, એક જૂની લાકડી લઇ તે ચાલી નીકળ્યો.

'ગામમાં પાંચ રૂબલ ઉઘરાવવાના બાકી છે તે ઊઘરાવી લઉં. તેમાં આ ત્રણ રૂબલ ઉમેરીશ એટલે આઠ થશે. બીજા બે મારી પાસે છે. આમ કુલ દસ રૂબલ થયા. તેટલામાં તો કોટ આવી જશે.' એમ વિચારતો વિચારતો તે ઉઘરાણી માટે એક મોટા જમીનદારને બારણે પહોંચ્યો. જમીનદાર સાહેબ ઘરમાં નહોતા. તેમની પત્ની પાસે સાઇમને પૈસા માગ્યા ત્યારે તેણે કહ્યું, 'ભાઇ, પૈસા આપવાની કોઈ ના નથી પાડતું, પણ તેઓ જાતે તને રકમ ચૂકવી આપવાનું કહેતા હતા. તેથી તેઓ આવે ત્યારે આવજે, અથવા આવતે અઠવાડિયે લઇ જજે.' આમ કહી તેણે બારણું ઢાંકી દીધું.

સાઇમન ત્યાંથી એક ખેડૂતને ત્યાં ગયો. અહીં પણ ઉઘરાણી બાકી પડતી હતી. આ બિરાદર ઘરમાં તો હતા, પણ તેણે કહ્યું કે મારી પાસે આજે સમ ખાવાનોય પૈસો નથી. પરંતુ સાઇમન તેને બરાબર ઓળખતો હતો. તેથી તેણે જરા દમ આપ્યો. આખરે પેલાએ વીસ કોપેક આપ્યા. પણ એટલાથી શું વળે?

આખરે સાઇમને શાખ પર કોટ મેળવવાનું નક્કી કર્યું અને તે બજારમાં પહોંચ્યો. ત્યાં જઇ તેણે દુકાનદારને શાખ પર કોટ આપવા વિનંતી કરી. તે મહિનામાં પૈસા ચૂકવી દેશે તેની તેણે ખાતરી આપી. પણ દુકાનદારે તેની વિનંતી ન માની. વધુમાં કહ્યું, 'ભાઇ, લોકો પાસેથી પૈસા કઢાવતાં નાકે દમ આવી જાય છે તેની તને ક્યાંથી ખબર હોય? એટલે શાખની વાત ને વિનંતી રહેવા દે અને રોકડા પૈસા લઇ આવ. આ આખા બજારમાં તને કોઇ શાખ પર કોટ આપે એમ મને નથી લાગતું.'

આમ કોટ ન મળ્યો અને એક જગ્યાએથી બીજી જગ્યાએ ધક્કા ખાવામાં જ આખો દિવસ પૂરો થઈ ગયો. પેલા ખેડૂત પાસે ઉઘરાણીના વીસ કોપેક મળ્યા તથા એક બીજા ખેડૂતે તેના જોડા સાંધવા માટે આપ્યા. તે લઈ તેણે ઘર તરફ ચાલવા માંડ્યું.

પરંતુ કોટ ન ખરીદી શકાયો તેથી તેનું મન ભાંગી પડ્યું હતું. રસ્તામાં પીઠું આવ્યું એટલે તે મન હળવું કરવા માટે પીઠામાં ગયો. તેને ઉઘરાણીમાં મળેલા વીસ કોપેકનો તેણે વોડકા પી લીધો. વોડકા ચડાવીને તેણે ઘરનો રસ્તો લીધો. સવારમાં તે ટાઢે ધ્રૂજતો હતો પણ વોડકા ચડાવ્યા પછી તેના શરીરમાં સ્ફૂર્તિ આવી ગઈ. તેણે કોટ કાઢીને ખભે નાખ્યો. એક હાથમાં લાકડી તથા બીજા હાથમાં દુરસ્ત કરવા માટે મળેલા જોડા લઈ, દારૂના નશામાં લથડિયાં ખાતાં ખાતાં તેણે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તેણે લવારો પણ કરવા માંડ્યો:

'આહ...અત્યારે શરીરમાં કેવી સ્ફૂર્તિ લાગે છે...અને અત્યારે મેં કોટ પણ ક્યાં પહેર્યો છે...એક પ્યાલી ચડાવી એટલે તો જાણે નસેનસમાં નવું જોમ આવી ગયું...હવે...! હવે મારે કોટની શી જરૂર?...હવે મારે કશાની ચિંતા નથી...હા, મેં પ્યાલી ચડાવી છે તેથી મારી ઘરવાળી જરા ચિડાશે ખરી...એ વિશે તો શંકા નથી...દારૂ પીવો એ કાંઈ સારી વસ્તુ તો નથી. માણસ આખો દા'ડો રળે તે બધું એમાં ખરચાઈ જાય...ઊભો રહે...જો મારા નીકળતા પૈસા તું મને નહીં આપે તો તારી ચામડી ઉતારી લઈશ...ન ઉતારું તો તારું નસીબ!...એ તે કંઈ વાત છે? કામ તો બધાને જલદી કરાવવું હોય છે...અને પૈસા...ત્યારે વાયદા કરે છે...એણે મને વીસ કોપેક આપ્યા. પણ એ વીસ કોપેકનું હું શું કરું? પ્યાલી ચડાવી લઉં--બીજું થાય પણ શું?...એ કહે છે એની પાસે હમણાં પૈસા નથી...કદાચ તેની વાત સાચી પણ હોય. પરંતુ તેણે મારી પાસે કામ કરાવ્યું છે તેના પૈસા તો તેણે મને આપવા જ જોઈએ ને?...એની પાસે પોતાનું ઘર છે, ઢોરઢાંખર છે, અને બીજું ઘણું છે...મારી પાસે તો એક ખોરડું જ છે. મારે દાણેદાણો ખરીદીને લાવવો પડે છે. હું કામ કરું કે ન કરું, મારે ત્રણ કોપેક તો દરરોજ માત્ર રોટલા માટે જોઈવાના ને જોઈવાના જ. ઘરે આવું ને છોકરાં રોટલા સફાચટ કરી ગયાં હોય એવુંયે બને...એટલે પાછા બીજા બેક કોપેક ખરચવાના...એટલે બિરાદર! બીજી ગરબડ સરબડ અને બહાનાં રહેવા દો...મારા લેણા નીકળતા પૈસા આપી દો...મારે બીજી કોઈ વાત સાંભળવી નથી.'

આમ લવારા કરતો કરતો તે રસ્તાના વળાંક પાસેથી પસાર થતો હતો ત્યાં તેની નજર વળાંક પરની દરગાહની ઓથે કંઈ સફેદ પ્રાણી બેઠું હતું ત્યાં પડી. દિવસનું અજવાળું ઓછું થઈ ગયું હતું. મોચીએ એ પ્રાણી તરફ ટીકી ટીકીને જોયું, પણ તે શું છે, તેનો તેને ખ્યાલ આવ્યો નહીં. 'પહેલાં અહીં આવો સફેદ રંગનો મોટો પથરો તો નહોતો. તો કોઈનો બળદ બેસી રહ્યો હોય એવું પણ બને. પણ ના, એ બળદ તો નથી. અરે! એનું માથું તો માણસ જેવું લાગે છે! તેની ચામડી સફેદ રંગની છે--એકદમ સફેદ. પણ અહીં અત્યારે કોઈ માણસ આમ આવીને બેસી ન રહે.'

આમ વિચારી એ શું છે તે જોવા માટે સાઈમન દરગાહની નજીક ગયો. તેણે જોયું તો તેની માન્યતા સાચી ઠરી. એક માણસ દરગાહની ઓથે ટૂંટિયું વાળીને બેઠેલો હતો. તેના શરીર પર એકેય કપડું નહોતું. વળી, તે નિશ્ચેતન લાગતો હતો--તે જીવે છે કે મરી ગયેલો છે તેની ખબર પડતી નહોતી. સાઈમનના શરીરમાંથી ભયની

ધ્રુજારી પસાર થઈ ગઈ. તેને થયું, ‘આ માણસને કોઈકે મારી નાખ્યો છે અને તેનાં કપડાં ઉતારી લીધાં છે. તેને આમ અહીં નાખી દઈ બદમાશો નાસી ગયા લાગે છે. જો હું વધારે ઊંડો ઊતરીશ તો કદાચ નકામી આફત વહોરી લઈશ.’

આમ વિચારી તેણે ચાલવા માંડ્યું. તે દરગાહ વટાવી આગળ નીકળી ગયો. તેણે કુતૂહલ ખાતર પાછળ નજર નાખી. આ વખતે પેલો માણસ ત્યાં નહોતો. એ માણસ ત્યાંથી ઊઠીને દયામણે ચહેરે સાઈમનની પાછળ ખસતો ખસતો આવતો હતો. એને જોતાંની સાથે જ સાઈમનનું હૃદય ફફડી ઊઠ્યું. આવા માણસને કંઈક મદદરૂપ થવા માટે ઊભા રહેવું કે ત્યાંથી નાસી છૂટવું તેની સમજ ન પડી. તેને થયું, ‘એ કોણ છે તેની મને ખબર નથી. અને તેની સ્થિતિ જોતાં તે અહીં કોઈ સારા કામ માટે આવ્યો હોય એવું પણ લાગતું નથી. જો હું તેને મદદ કરવા માટે તેની પાસે જાઉં તો તે મને વળગી પડે અને કદાચ મને મારી નાખે એવું પણ બને. અને માનો કે તે મને મારી ન નાખે, તોયે બોજારૂપ તો થાય જ. એક તદ્દન અજાણ્યા નગ્ન માણસ પર ભરોસો કેમ મુકાય? તેને માટે શું થઈ શકે? હા, એને મારું અંગરખું ઉતારી અપાય ખરું...હે પ્રભુ, હવે તો તું કરે તે ખરું.’

સાઈમને ઝડપથી પગલાં ભરવા માંડ્યાં. પણ આમ કરતાં તેનો અંતરાત્મા તેને ડંખ્યો. તે અટકી ગયો અને ઊભો રહ્યો. તેને અંતરાત્માએ કહ્યું, ‘સાઈમન, તું આ શું કરે છે? આ માણસ મરવા પડ્યો હોય એમ લાગે છે, મુશ્કેલીમાં છે, અને તું આમ નાસી જાય છે? શું તારી પાસે એટલા બધા પૈસા છે કે જેથી એ તને લૂંટી લેશે એવી તને બીક લાગે છે? સાઈમન, તને ભાગી જતાં શરમ આવવી જોઈએ.’

આવો વિચાર આવતાં સાઈમન પાછો ફર્યો અને પેલા માણસ પાસે પહોંચી ગયો.

*

## 2

સાઇમને પેલા અજાણ્યા માણસ પાસે જઇને જોયું તો એ માણસ ટાઢમાં ઠરીને શિંગડું થઇ ગયો હતો. તેના મોં પર ગભરાટ અને ભયની લાગણી જડાઇ ગયેલી હતી. તેનામાં તેની સામે આવીને ઊભેલા સાઇમન તરફ જોવા માટે આંખ ઉઠાવવા જેટલી પણ શક્તિ નહોતી. સાઇમને વાંકા વળી તેને ઢંઢોળ્યો. તેના શરીર પર એક પણ કપડું નહોતું. સાઇમને તેને ઢંઢોળ્યો તેની સાથે જ તેણે સાઇમન તરફ જોયું. તેની અને સાઇમનની આંખો મળી. તેની નજરમાં મીઠાશ હતી. આવી દશામાં પણ તેની આંખમાંની મીઠાશ જોતાં સાઇમનને એ માણસ ગમી ગયો. તેણે પોતાના હાથમાંના જોડા જમીન પર મૂકી દીધા. પોતાનો કોટ કાઢીને એ માણસને આપતાં કહ્યું, ‘ભાઇ, આ વાત કરવાનો સમય નથી. આ કોટ પહેરી લે અને મારી સાથે ચાલ.’ આમ કહી સાઇમને તેને ઊભા થવામાં મદદ કરી. એ માણસ ઊભો થતાં જ સાઇમન જોઇ શક્યો કે તે સશક્ત છે એટલું જ નહીં, પણ તેનું શરીર તદ્દન સાફ છે. શરીર પર રોગનું કોઇ ચિહ્ન નથી. તેના હાથપગ સુડોળ છે તથા મોં પરથી તે સજ્જન લાગે છે. સાઇમને તેના ખભા પર કોટ નાખ્યો. પણ એ માણસમાં જાતે કોટ પહેરવા જેટલી શક્તિ નહોતી. સાઇમને તેને કોટ પહેરવામાં મદદ કરી. બાંયમાં હાથ નાખી આપ્યા અને કોટ પહેરાવી દઇ બટન નાખી પટ્ટો પણ બાંધી આપ્યો.

સાઇમને પોતાના માથા પરની ટોપી પણ કાઢી નાખી અને એ માણસને પહેરાવી દીધી. પરંતુ તેમ કરતાં એને પોતાને ઠંડી લાગવા માંડી. આ ઠંડીને લીધે સાઇમનને નવો વિચાર આવ્યો: ‘જો મને માથામાં આટલી બધી ટાઢ વાગે છે તો આ બાપડાના પગ તો ઠરી ગયા હશે.’ આવો વિચાર આવતાં જ સાઇમન નીચે બેસી ગયો અને તેની પાસે જોડાની વધારાની જોડ હતી તે તેણે એ માણસના પગમાં પહેરાવી દીધી. આમ એક અજાણ્યા માણસને કોટ, ટોપી તથા જોડા આપી દીધા પછી તેણે કહ્યું, ‘દોસ્ત, હવે તું આમતેમ થોડું ચાલ એટલે શરીરમાં ગરમી આવી જશે. બીજી બધી વાતોનું તો થઇ પડશે. તારાથી ચલાય છે તો ખરું ને?’

એ માણસે સાઇમન સામે એક દયાભરી દૃષ્ટિ નાખી. પોતાની જગ્યાએથી એ એક ડગલુંયે ખસી શક્યો નહીં.

‘ભાઈ, તું કંઇ બોલતો કેમ નથી? અહીં આમ ઊભા રહેવાનો કંઇ અર્થ નથી. અહીં તો આપણે બંને ઠરી જઇશું. ચાલ, મારે ઘરે ચાલ. અને જો તને નબળાઇ જેવું લાગતું હોય તો લે આ મારી લાકડી. તેના ટેકાથી તો ચલાશે ને?’ આમ કહી સાઇમને તેની લાકડી પણ આ માણસને આપી દીધી.

એ માણસે લાકડીને ટેકે ટેકે ડગ ભરવા માંડ્યાં. તેનામાં હવે સ્ફૂર્તિ આવી ગઈ.

તેઓ થોડું ચાલ્યા એટલે સાઇમને પૂછ્યું, ‘ભાઈ, તારું વતન ક્યાં?’

‘હું અહીંનો વતની નથી.’

‘એ તો લાગે જ છે. પણ તું અહીં આ દરગાહ પાસે ક્યાંથી આવી પડ્યો?’

‘એ મારાથી કહી શકાય એમ નથી.’

‘કેમ? કોઈએ તારી સાથે અણઘટતો વર્તાવ તો નથી કર્યો ને?’

‘ના, કોઈએ મારી સાથે એવો વર્તાવ નથી કર્યો. ભગવાને મને સજા કરી છે.’

‘ભાઈ, આખરે તો આપણા બધાનો કરતાકારવતા એ જ છે....આમ છતાં તારે રહેવા માટે ઘર તથા કંઈ કામધંધો તો હશે ને? તારે જવું છે ક્યાં?’

‘એ બધાનો મારી પાસે કંઈ જવાબ નથી.’

આ સાંભળી સાઇમનને વધારે આશ્ચર્ય થયું: ‘આ માણસ સજ્જન લાગે છે. તેની વાતચીત સજ્જનને છાજે તેવી છે. અને આમ છતાં તે તેના પાછલા જીવન વિશે કંઈ માહિતી કેમ નથી આપતો?...હશે. કોને શી વીતી હોય તેની આપણને શી ખબર?’ આમ વિચારી તેણે પેલા અજાણ્યાને કહ્યું, ‘કંઈ નહીં, મારી સાથે મારે ઘરે ચાલ. ત્યાં જરા સ્વસ્થ થા અને પછી તારે જવું હોય ત્યાં જજે.’

પેલો માણસ સંમત થયો અને તેણે સાઇમનની સાથે તેના ઘર તરફ ચાલવા માંડ્યું. પવન જોરથી ફૂંકાતો હતો અને સાઇમનને ટાઢ વાતી હતી. તેના શરીરમાંથી દારૂનો નશો ઊતરતો જતો હતો અને તેમ તેમ ટાઢ વધારે લાગતી હતી. તે ટાઢે થરથરતો હતો. તેની પત્નીના ફાટેલાતૂટેલા જાકીટને તેણે બરાબર વીંટી લીધું. તેને થયું, ‘વાહ! જુઓ તો ખરા! હું ટાઢથી બચવા માટે નવો કોટ લેવા ગયો હતો. કોટ લાવવાનું તો બાજુએ રહ્યું...જે કોટ સાથે લઈ ગયો હતો તેય અત્યારે તો મારી પાસે નથી! વધુમાં એક માણસ, જેની પાસે પહેરવાનું એક કપડું સુધ્ધાં નહોતું...તેવા અજાણ્યા માણસને હું મારે ઘરે લઈ જઈ રહ્યો છું. મારી પત્ની આ જોઈને જરૂર નારાજ થશે.’

તેની પત્નીનો વિચાર આવતાં તેને પોતાને પણ દુઃખ થયું. તેણે તેની સાથે ચાલતા અજાણ્યા મહેમાન તરફ એક નજર નાખી. એ દરગાહની પાસે અસહાય સ્થિતિમાં પડ્યો હતો ત્યારે એણે જે મીઠી દયાભરી નજર નાખેલી તે સાઇમનને યાદ આવી. તે યાદ આવતાં જ તેનું દુઃખ ભુલાઈ ગયું અને એક સત્કર્મ કર્યાના આનંદથી તેનું હૃદય ભરાઈ ગયું.

*

## 3

સાઇમનની પત્નીએ તે દિવસે ઘરકામ વહેલું પતાવી લીધું હતું. તેણે લાકડાં ફાડી લીધાં હતાં, પાણી ભરી લીધું હતું, પોતે પણ જમી લીધું હતું અને હવે તે સાઇમન આવે તેની રાહ જોતી બેઠી હતી. તેણે આજે થોડા વધુ રોટલા પણ બનાવી રાખ્યા હતા. તેની પાછળ તેની એવી ગણતરી હતી કે જો સાઇમન મોડો આવશે તો બજારમાં જમીને જ આવશે, અને જો તેમ થાય તો આ વધારાના રોટલાથી આવતી કાલનો દિવસ પણ ખેંચી કઢાશે.

તેણે ફરી એક વાર કેટલા રોટલા બાકી છે તે જોઇ લીધું. કાલનો દિવસ તો આટલા રોટલા ચાલશે જ તેની એને ખાતરી થઈ ગઈ. ડબ્બામાં કેટલો લોટ છે તે પણ તેણે જોઇ લીધું. જે લોટ બાકી હતો તેનાથી શુક્રવાર સુધી ખેંચી કાઢીશું એવી ગણતરી તેણે મૂકી.

પછી તે સાઇમનની રાહ જોતી જોતી ખમીસ સાંધવા બેઠી. તે વખતે તેના હાથ ખમીસ સાંધતા હતા પણ તેનું મન સાઇમન જે નવો કોટ ખરીદી લાવવાનો છે તેના વિચારોમાં પરોવાયેલું હતું.

‘દુકાનદાર એમને છેતરે નહીં તો સારું. એ તદ્દન સીધાસાદા માણસ છે, કદી કોઈને છેતરે નહીં પરંતુ એમને નાનું છોકરુંય છેતરવા ધારે તો છેતરી જાય. આઠ રૂબલ એ કંઈ નાની રકમ ન કહેવાય. એટલામાં તો સુંદર કોટ મળશે. બહુ ઉમદા કોટ ભલે ન મળે, પણ જે મળશે તેનાથી ટાઢ સામે રક્ષણ તો મળશે...ગયે વરસે સારા કોટ વગર કેટલી બધી મુશ્કેલી પડી હતી! મારાથી ન તો નદીએ જવાતું કે ન ગામમાં કોઈને મળવા જવાતું. એમને ક્યાંય બહાર જવાનું થતું તો એઓ પણ ઘરમાં છે તેટલાં બધાં કપડાં પહેરી લેતા ત્યારે બહાર જઇ શકતા. એવે વખતે મારે ઘરમાં ઠૂંઠવાતા બેસી રહેવું પડતું....આજે તેઓ અહીંથી બહુ વહેલા તો નહોતા નીકળ્યા, તોય હવે આવી પહોંચવા જોઇએ....ભગવાન! આજે તેઓ દારૂના પીઠામાં ન જાય તો સારું.’

તે આમ વિચારતી બેઠી હતી તે જ સમયે પરસાળમાં કોઈનાં પગલાં સંભળાયાં. સાઇમનની પત્ની ખમીસ સાંધવાનું પડતું મૂકી બહાર પરસાળમાં ગઇ. ત્યાં તેણે બે માણસો જોયા: સાઇમન અને તેની સાથે આવેલા અજાણ્યા મહેમાન.

સાઇમન આજે દારૂનો ચસકો કરીને આવ્યો છે એ પણ તે તરત પામી ગઈ. ‘આખરે તેઓ પીઠામાં જ ગયા હતા,’ તે મનોમન બબડી. તેણે સાઇમનના શરીર પર ન તો નવો કોટ જોયો કે ન તો તેના હાથમાં નવા કોટનું પડીકું જોયું. વધારામાં સાઇમને માત્ર જાકીટ પહેરેલું હતું અને તેમનો જૂનો કોટ સાઇમન સાથે આવેલા અજાણ્યા માણસે પહેરેલો હતો તે વાતેય તેનાથી અજાણી ન રહી. સાઇમન આવી સ્થિતિમાં શરમિંદો બની તેની પત્ની સામે ઊભો હતો. તેથી સાથે આવેલો માણસ પણ ચુપચાપ, કોઈ પણ જાતનું હલનચલન કર્યા વગર, નીચું જોઇને ઊભો હતો. તેને જોઇને સાઇમનની પત્ની મારિયાને થયું, ‘આ માણસ સજ્જન નથી લાગતો. તે

કશાકથી બીતો હોય એવું લાગે છે. નહીં તો આમ નીચું જોઇને શા માટે ઊભો રહે? આમ છતાં તેણે તેના મનના ભાવ એ લોકોને જણાવા દીધા નહીં અને આ લોકો હવે શું કરે છે તે જોવા માટે તે તાપણી પાસે જઇ ઊભી રહી.

સાઇમન જાણે કશું જ ન બન્યું હોય તેમ બાંકડા પર બેઠો. જરા વાર રહી તેણે મારિયાને કહ્યું, ‘મારિયા, જો...ભાણું તૈયાર હોય તો અમે જમી લઇએ.’

મારિયા ત્યાં તાપણી પાસે ઊભી ઊભી મનમાં ને મનમાં કંઇક બબડી. જે થયું છે તે પોતાની ઘરવાળીને ગમ્યું નથી અને તે ગુસ્સામાં છે એ વાત સાઇમન પામી ગયો. છતાં તે કંઇ બોલ્યો નહીં અને તેણે આંખ આડા કાન કર્યા. મારિયાના ગુસ્સાની જાણે તેના પર કંઇ અસર જ ન થઇ હોય તેમ તે ઊઠ્યો, પોતાના અજાણ્યા અતિથિને પણ હાથનો ટેકો દઇ ઊભો કર્યો. તેણે પરસાળના ખૂણામાં હાથપગ ધોયા અને પેલા મહેમાનના હાથ ધોવડાવ્યા. પછી ચૂલા પાસે જઇ તેણે મહેમાનને કહ્યું, ‘ભાઇ, અહીં બેસ. આપણે થોડું ખાઇ લઇએ.’

આ બંને જણ જમવા માટે ચૂલા પાસે આવ્યા છતાં મારિયા તેમને જમાડવા માટે ત્યાં ન આવી. તે હજુ ધૂંધવાતી ધૂંધવાતી તાપણી પાસે જ ઊભી હતી.

‘મારિયા, અમારું ભાણું લાવ. તેં અમારે માટે કંઇ રાંધ્યું નથી કે શું?’ સાઇમને પૂછ્યું.

મારિયાએ અત્યાર સુધી ગુસ્સો દાબી રાખ્યો હતો. સાઇમનની વાત સાંભળી તે ભભૂકી ઊઠી: ‘રાંધ્યું તો છે, પણ તમારે માટે નહીં, સમજ્યા! તમે અહીંથી નવો કોટ લેવા બજાર ગયેલા. તે કોટ તો તમે ન જ લાવ્યા પણ સાથે જેની પાસે અંગ ઢાંકવાનાં પૂરાં કપડાંય નથી એવા રખડેલને પકડતા આવ્યા...વધુમાં દારૂ પણ ઢીંચેલો...ખરું ને! જાઓ, તમારા જેવા પીધેલા અને રખડેલા લોકો માટે મારી પાસે કંઇ ખાવાનું નથી.’

‘મારિયા, હવે બહુ થયું. તારી જીભને આમ નાહક છૂટી મૂકી દેવાનો કંઇ અર્થ નથી. એ માણસ વિશે કંઇ પણ કહેતાં પહેલાં એ માણસ કોણ છે તે અંગે તારે મને પૂછવું જોઇએ, સમજી?’

‘એ બધું પછી પૂછીશ. પહેલાં મારી પાસે જે પૈસા લઇ ગયા તેનું શું કર્યું તે કહેશો?’

સાઇમને ગજવાં ફંફોસી તેમાંથી ત્રણ રૂબલની નોટ કાઢી મારિયા સામે ધરી કહ્યું, ‘લે, આ રહ્યા તારા ત્રણ રૂબલ. બીજા પૈસા નથી. જેની પાસે લેણા પડતા હતા તેમણે પૈસા આપવાની ના પાડી. બને તેટલા જલદી આપી દઇશું એવો વાયદો કર્યો.’

મારિયાએ સાઇમનના હાથમાંથી ત્રણ રૂબલની નોટ લઇ તેને ઠેકાણે મૂકતાં કહ્યું, ‘મારે ત્યાં રખડેલ તથા પીધેલાઓ માટે ખાવાનું નથી. વળી આ દુનિયામાં તમારા સિવાય જે રખડેલ તથા પીધેલા છે તે બધાને ખવડાવવાનો કંઇ આપણે ઇજારો નથી રાખ્યો.’

સાઇમન પણ જરા અકળાયો. તેણે કહ્યું, ‘મારિયા, તારી જીભ પર જરા કાબૂ રાખ. પહેલાં મારી વાત સાંભળ.’

'તમારી પાસે આજ સુધી મેં આવી ઘણી વાતો સાંભળી છે. તમારા જેવા દારૂડિયાને હું પરણી એ ભૂલ થઈ. મારી માએ મને જે કંઈ આપેલું તેમાંથી મારી પાસે આજે કંઈ રહ્યું નથી. લગભગ બધું જ તમે પીવામાં વેડફી માર્યું છે. આજે તમે મારે માટે કોટ લેવા ગયેલા, અને આજેય પાછા પીઠાની સહેલ કરી આવ્યા!'

પોતે બધી રકમ પીઠામાં ખરચી નાખી નથી પણ માત્ર વીસ કોપેક જ પીઠામાં ખર્ચ્યા છે એ વાત મારિયાને સમજાવવા માટે સાઇમને ઘણી કોશિશ કરી. તેની સાથે આવેલો માણસ કોણ છે તથા તેનો કેવી રીતે ભેટો થઈ ગયો તે પણ તેણે મારિયાને સમજાવ્યું. પરંતુ મારિયાએ તેની એકેય વાત માની નહીં. સાઇમનના આવા વર્તનથી મારિયા હવે કંટાળી ગઈ હતી. આજે લાગ મળતાં છેલ્લાં દસ વરસમાં બની ગયેલી બધી વાતો યાદ કરી કરીને તેણે સાઇમનનો ઊધડો લઈ નાખ્યો.

'મારું જાકીટ મને આપી દો. મારી પાસે હવે એ જાકીટ સિવાય મારું કંઈ રહ્યું નથી. તમે જાકીટ પહેર્યું છે તે મને કાઢી આપો. તમારે જોઈએ તો મારી પાસે માગી લેજો, સમજ્યા?'

આમ કહેતીકને મારિયા સાઇમન પાસે પહોંચી અને સાઇમને પહેરેલું જાકીટ ખેંચવા લાગી. સાઇમને જાકીટ કાઢવા માંડ્યું, પરંતુ તે જાકીટમાંથી બાંય કાઢે એટલામાં તો મારિયાએ જાકીટ ખેંચી કાઢ્યું. ખેંચતાણમાં જાકીટ ફાટ્યું પણ ખરું. મારિયા જાકીટ ખભે નાખી ગુસ્સામાં ને ગુસ્સામાં ઘરના બારણા તરફ ચાલી ગઈ. જાણે ઘર છોડીને ચાલી જવાની હોય તેવો દેખાવ તેણે કર્યો.

તેના આ બધા ધમપછાડા માત્ર મનની વરાળ કાઢવા પૂરતા હતા. તે બારણા સુધી ગઈ ખરી પણ ત્યાંથી પાછી ફરી. તેની ઇચ્છા સાઇમન સાથે આવેલો માણસ કોણ છે અને કેવો છે તે જાણવાની હતી.

*

## 4

તે પાછી સાઇમન અને પેલો માણસ બેઠા હતા ત્યાં આવી: 'તમે કહો છો કે એ માણસ સજ્જન છે. પણ જો એ સજ્જન હોય તો એને આમ કપડાં વગર શા માટે રખડવું પડે? તેની પાસે પહેરવાનું ખમીસ સુધ્ધાં નથી! જો તે ખરેખર સારો માણસ હોય તો તેની અને તમારી મુલાકાત ક્યાં થઈ તે મને કહેશો?'

'એ વાત જ તો હું તને કહેવા જાઉં છું પણ તું સાંભળે છે ક્યાં? હું શહેર તરફથી પાછો ફરતો હતો ત્યારે રસ્તામાં આવતી દરગાહ પાસે આ માણસ તદ્દન ઉઘાડો પડ્યો હતો. ટાઢમાં તેનું શરીર ઠરીને શિંગડું થઈ ગયું હતું. બહાર ઠંડી કેવી પડે છે! ઉઘાડો માણસ ઠરી ન જાય તો બીજું શું થાય? પ્રભુનો પાડ માનો કે તેણે મને આ માણસ પાસે મોકલ્યો, નહીં તો સવાર થતાં સુધીમાં તો આ બાપડો ખલાસ થઈ જાત. મને શું કરવું તે સમજાયું નહીં. એના પર શી વીતી હશે તેની આપણને શી રીતે ખબર પડે? મેં એને બેઠો કર્યો. મેં જે કપડાં પહેર્યાં હતાં તેમાંથી તારું જાકીટ પહેરી રાખી બાકીનાં કપડાં મેં એને પહેરાવ્યાં. પછી તેને ત્યાંથી મારી સાથે લઈ હું અહીં આવ્યો.

'મારિયા, તું નાહક મારી ઉપર ગુસ્સો કરે છે. ગુસ્સો કરવો અને ગુસ્સામાં ગમે તેને ગમે તેમ કહેવું એ પાપ છે. તેં ગુસ્સામાં આ બધા ધમપછાડા કર્યા તેનો શો અર્થ? આપણી પાસે જે કંઇ છે તે આપણે મરી જઇએ ત્યારે સાથે લઈ જવાનાં નથી. અને એક દિવસ બધાએ જવાનું છે, એટલે બીજાના ભલા માટે જે કંઇ થાય તે કરી છૂટવાની આપણી ફરજ છે, સમજી?'

'સાઇમનનું આ પ્રવચન સાંભળીનેય મારિયાને ગુસ્સો તો ચડ્યો પરંતુ તે ગમ ખાઇ ગઈ. એણે પેલા અજાણ્યા મહેમાન તરફ નજર નાખી. એ માણસ બાંકડાના છેડા પર સ્થિર પૂતળાની જેમ બેઠો હતો. તેણે બંને હાથ ખોળામાં મૂકી માથું નીચું ઢાળી દીધું હતું. તેની આંખો બંધ હતી. તેના કપાળ પર કરચલીઓ પડી ગઈ હતી, અને તેને જોતાં જ જાણે તે કોઈ ઊંડા દુઃખમાં પડી ગયો હોય એમ લાગતું હતું. મારિયા તેને જોઈ રહી. આ જોઈ સાઇમને કહ્યું, 'મારિયા, તું પ્રભુના પ્રેમ જેવી કોઈ વસ્તુને પિછાને છે ખરી?'

સાઇમનના આ શબ્દોએ મારિયાના હૃદય પર જાદુઇ અસર કરી. તેણે પેલા માણસ તરફ ફરી એક નજર નાખી અને તેના હૃદયમાં દયા ભરાઈ આવી. તે સીધી રસોડામાં ગઈ અને ત્યાંથી રોટલો અને ઘેંશ લઈ આવી. બાંકડા સામે મૂકેલા ટેબલ પર ભાણું મૂકી તેણે કહ્યું, 'લો આ ભાણું તૈયાર છે, જમી લો.'

સાઇમને તેની સાથે આવેલા અજાણ્યા મહેમાનને કહ્યું, 'ભાઈ, આ તરફ આવ. આપણે જમી લઈએ.'

બંને જણ જમવા બેઠા. મારિયા તેમની સામે બેસી પેલા અજાણ્યા મહેમાનને ખાતો જોઈ રહી.

આ અજાણ્યા માણસ વિશે ગુસ્સામાં ગમે તેમ બોલ્યા બદલ હવે તેને પસ્તાવો થવા લાગ્યો. બરાબર તે જ વખતે તેણે એ માણસના માથાની આસપાસ પ્રકાશનું કૂંડાળું જોયું. તેના મોં પરથી વિષાદની છાયા અદૃશ્ય થઈ ગઈ. અત્યાર સુધી નીચી ઢાળી રાખેલી આંખો ઊંચી કરી તેણે મારિયા સામે જોયું અને જાણે તેનો આભાર માનતો હોય તેમ તેણે સ્મિત કર્યું.

તેઓ જમી રહ્યા એટલે મારિયા વાસણો વગેરે અંદર મૂકી આવી અને ટેબલ સાફ કરી એમના અજાણ્યા મહેમાન સાથે વાત કરવા બેઠી:

'ભાઈ, તમે ક્યાંના વતની છો?' તેણે પૂછ્યું.

'હું આ તરફનો નથી.'

'પણ તમે અહીં રસ્તામાં દરગાહની પાસે ક્યાંથી આવી પડ્યા?'

'એ મારે કહેવું જ જોઈએ એમ મને નથી લાગતું.'

'કોઈએ તમને લૂંટી તો નથી લીધા ને?'

'ના, એવું નથી. ઈશ્વરે મને સજા કરી છે.'

'પણ તમે ત્યાં દરગાહ પાસે ક્યાંથી આવ્યા, તમારાં કપડાં વગેરે કોણ લઈ ગયું?'

'બહેન, હું ત્યાં કપડાં વગર જ પડ્યો હતો--ટાઢમાં ઠરી જતો. સાઈમને મને જોયો અને તેને મારી દયા આવી. તમે મને ખાવા આપ્યું, ઘેંશ પાઈ અને એ રીતે મારા પર દયા બતાવી. ઈશ્વર જરૂર તમને એનો બદલો આપશે.'

મારિયા ઊઠી. સાઈમનનું ખમીસ તેણે સાંધીને ખીંટી પર મૂક્યું હતું તે લાવીને આ મહેમાનને પહેરવા આપ્યું. તેને માટે એક જૂનો સાંધેલો લેંઘો પણ તે લઈ આવી. આ કપડાં તેણે મહેમાનને આપતાં કહ્યું, 'ભાઈ, આ કપડાં તમને ટાઢ સામે રક્ષણ આપશે. ટાઢ વધારે છે એટલે અહીં તાપણા પાસે સૂઈ જજો. જો અહીં ન ફાવે તો બહાર પરસાળમાં સૂવાનું રાખજો. ત્યાંય સીધી ટાઢ નથી આવતી.'

પેલા માણસે કપડાં લઈ લીધાં. કોટ કાઢી પહેરણ પહેરી લીધું. તાપણા પાસે ન સૂતાં તે બહાર પરસાળમાં સૂઈ ગયો. મારિયાએ મીણબત્તી ઓલવી નાખી. કોટ લઈને તે સૂવા માટે મેડા પર ચાલી ગઈ.

મારિયા પથારીમાં પડી તો ખરી પણ તેને ઊંઘ ન આવી. આ અજાણ્યો માણસ કોણ હશે, ક્યાંથી આવ્યો હશે વગેરે સવાલોએ તેની ઊંઘ હરામ કરી મૂકી.

એના આવવાથી કાલે સવારે ખાવા માટે રાખી મૂકેલા રોટલા એને આપી દેવાના થયા. એની પાસે કપડાં નહોતાં તેથી તેને પહેરણ અને લેંઘો પણ આપવાં પડ્યાં. મારિયાના ગરીબ ઘરની જે પરિસ્થિતિ હતી તેમાં આ બધું જતું રહેવાથી તેને જરા દુઃખ જેવું લાગ્યું. પરંતુ આ બધાની મદદથી પેલા માણસને કેટલી બધી રાહત મળી તેનો વિચાર કરતાં તેનું દુઃખ હળવું થયું. વળી, આભારની લાગણી બતાવવા માટે એ માણસે મારિયા સામે જોઈ જે સ્મિત કરેલું તે યાદ આવતાં તો મારિયા તેનું દુઃખ સાવ ભૂલી ગઈ તથા તેણે કૃતજ્ઞતા અનુભવી.

મારિયા લાંબા સમય સુધી ખાટલામાં પડી રહી. તેને ઊંઘ આવતી નહોતી. તેણે સાઇમનની પથારી ભણી નજર નાખી. સાઇમન પણ પડખાં ઘસતો હતો. તેનેય ઊંઘ નહોતી આવી. મારિયા ઊઠી અને એનો કોટ તેણે સાઇમનને ઓઢવા આપી દીધો.

મારિયા પાછી તેના ખાટલામાં આવીને સૂતી. તેની આંખ આજે મીંચાતી નહોતી. થોડી વાર રહી તેણે સાઇમનને કહ્યું:

'સાઇમન!'

'બોલ, શું છે?'

'ઘરમાં જે કંઈ ખાવાનું હતું તે મેં તમને બંનેને આપી દીધું. કાલને માટે હવે કંઈ બચ્યું નથી. કાલે શું ખાઈશું તેની ચિંતામાં ઊંઘ નથી આવતી. કદાચ પડોશી પાસે આટો માગી લાવીને રોટલા ઘડવા પડશે.'

'જો મારિયા, એવી ચિંતાનો અર્થ નથી. ભગવાનનું નામ લઈ ઊંઘી જા. જો આપણે જીવતાં હોઈશું તો દાંત આપનારો ચાવણું પણ આપશે.'

સાઇમનના આ જવાબ સામે મારિયાને કશું કહેવાનું નહોતું. એકાદ મિનિટ પછી તેણે ફરી વાત શરૂ કરી:

'સાઇમન, એ માણસ આમ તો ભલો લાગે છે. પણ એ એનાં નામઠામ કેમ નથી જણાવતો?'

'કદાચ એવું કરવા માટે તેની પાસે કંઈ કારણ હશે.'

'સમજ્યા. મને બીજો સવાલ થાય છે.'

'શું?'

'મને એમ થાય છે કે આપણે બધાને આપતાં ફરીએ છીએ પણ આપણે મુસીબતમાં હોઈએ ત્યારે આપણને કોઈ કંઈ આપતું નથી. એવું કેમ હશે?'

મારિયાના આ સવાલનો શો જવાબ આપવો તે સાઈમનને સમજાયું નહીં. તેથી તેણે કહ્યું, ‘હવે વાતચીત લંબાવવાનો કંઈ અર્થ નથી. મને ઊંઘ આવે છે. તું પણ ઊંઘી જા.’

આમ કહી સાઈમને ફાટેલી પિછોડી માથા સુધી ઓઢી લીધી અને તે ઊંઘી ગયો.

*

## 5

સવારમાં સાઇમન ઊઠ્યો ત્યારે તેનાં છોકરાં હજુ ઊંઘતાં હતાં. ઘરમાં લોટ નહોતો તેથી ઘરવાળી પડોશીને ત્યાં લોટ માગવા ગઈ હતી. એમનો અજાણ્યો મહેમાન તેને પહેરવા આપેલાં જૂનાં કપડાં પહેરી ઓસરીમાં પડેલા બાંકડા પર બેઠો હતો. ગઈ કાલના કરતાં આજે તે કંઈક વધારે સ્વસ્થ જણાતો હતો.

સાઇમન તેની પાસે ગયો અને પૂછ્યું, 'કેમ ભાઇ, રાત કેવી ગઇ?'

'સારી.' પેલાએ ટૂંકો જવાબ આપ્યો.

'ભાઈ, હવે બીજો સવાલ. ભગવાને આપણને આ શરીર આપ્યું છે તેને ઢાંકવા માટે આપણે કપડાં જોઇએ તથા પેટનો ખાડો પૂરવા માટે ખાવું પડે. એને માટે દરેક માણસે કંઇ ને કંઇ કામ કરવું જોઇએ. તને એવું કોઇ કામ આવડે છે?'

'મને એવું એકેય કામ આવડતું નથી.'

સાઇમનને આ વાત સાંભળી નવાઇ તો લાગી પણ તેણે કહ્યું, 'ભલે, પરંતુ જો માણસ આવું કંઇ કામ શીખવા માગે તો તે જરૂર શીખી લઇ શકે.'

સાઇમનની આ વાત સાંભળી પેલા માણસે જરા વિચાર કરી કહ્યું, 'ખરી વાત છે. દરેકે જીવવા માટે કંઇક ઉદ્યમ તો કરવો જ જોઇએ. હું પણ એવો કોઇક ઉદ્યમ શીખી લઇશ.'

'તારું નામ શું? આપણે આટલી બધી વાતો કરી પણ તારું નામ પૂછવાનું તો રહી જ ગયું.'

'માઇકલ.'

'તો જો માઇકલ, તારા અંગત જીવન વિશે તારે મને કંઇ ન કહેવું હોય તો તે માટે મારું કોઇ દબાણ નથી. તું મારે ત્યાં રહેવા માગતો હોય તો હું તેમ કરવા રાજી છું. તને ખાવાનું તથા પહેરવા-ઓઢવાનું મળી રહેશે. રહેવાનું પણ અહીં જ રાખજે. પણ તારે હું શીખવું તે કામ શીખી લેવું પડશે.'

'ભગવાન તમારું ભલું કરો. તમે જે કામ બતાવો તે હું શીખી લઇશ. બોલો, મારે કયું કામ કરવાનું છે?'

સાઇમને કામ કરવાની જગ્યાએ બેઠક લીધી અને માઇકલને સામે બેસાડી સૂતરની આંટી ઉકેલતાં ઉકેલતાં કહ્યું, 'આમાં કાંઇ અઘરું નથી. જો, સૂતર ઉકેલી તેની એક લટ લઇ તેને આમ વળ આપવાનો.' આમ કહી સાઇમને દોરી વણવા માંડી.

સાઇમન કેવી રીતે દોરી વણતો હતો તે માઇકલે ધ્યાનથી જોયા કર્યું. સાઇમને વળ આપી દીધા બાદ દોરી પર મીણ ઘસ્યું. જોડા સીવવા માટેની દોરી તૈયાર થઇ ગઇ. માઇકલે દોરી હાથમાં લઇ તપાસી જોઇ. આ કામમાં માઇકલને રસ પડ્યો તે જોઇ સાઇમન ખૂબ રાજી થયો.

પછી સોયા વડે જોડા કેવી રીતે સીવવા તે સાઇમને માઇકલને શીખવ્યું. તે કામ પણ માઇકલને ગમ્યું તથા તેણે પણ જૂના ચામડાનો ટુકડો લઇ ટાંકા લેવાનું શરૂ કરી દીધું.

આવી તાલીમ ત્રણ દિવસ ચાલી. સાઇમને જે કંઇ શીખવ્યું તે માઇકલે ઝડપથી શીખી લીધું. ત્રણ દિવસ બાદ ચોથે દિવસે તો તેણે એક ઘડાયેલા કારીગરની જેમ કુશળતાથી જોડા સીવવા માંડ્યા. માઇકલ ખંતીલો હતો. આખો વખત તે તેના કામમાં લાગ્યો રહેતો. તેનો ખોરાક પણ થોડો હતો. તે સ્વભાવે પણ શાંત હતો. સાંજે કામકાજ પતાવી તે જમી લેતો અને જમ્યા પછી બાંકડા પર બેસી આકાશ સામે જોયા કરતો. તે ક્યારેય ગામમાં ફરવા જતો નહીં. કોઈની સાથે સામે ચાલીને વાત કરતો નહીં. કોઇ બોલાવે ત્યારે પણ તે ખપ પૂરતું જ બોલતો.

માઇકલના મોં પરનું સહજ ગાંભીર્ય ક્યારેય તૂટ્યું નહોતું. સાઇમને, તેની પત્નીએ કે બીજા કોઇ પણ માણસે માઇકલને હસતો જોયો નહોતો. હા, પહેલી વખત તે આવ્યો અને મારિયાએ તેને ખાવાનું આપ્યું ત્યારે આભારની લાગણી બતાવવા માટે તેણે એક સ્મિત વેરેલું, પણ તે સિવાય તે કદી હસતો કે મજાક કરતો જોવા મળ્યો નહોતો.

*

વખતને જતાં વાર લાગતી નથી. દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના પસાર થતા ગયા. એક વરસ પૂરું થયું. સાઇમનને ત્યાં માઇકલ નામે એક કારીગર છે તેના જેવા સુંદર અને ટકાઉ જોડા કોઇ સીવી શકતું નથી એવી વાત એ વિસ્તારમાં જાણીતી થઈ ગઈ. સાઇમનને ત્યાં દૂર દૂરના ગામના લોકો પણ જોડા સિવડાવવા આવવા લાગ્યા. સાઇમનનો જોડા સીવવાનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો.

શિયાળાના દિવસો હતા. સાઇમન અને માઇકલ બંને જણ જોડા સીવવાના કામમાં ગૂંથાયેલા હતા. તેવામાં તેમની શેરીમાં એક શણગારેલી ઘોડાગાડી દાખલ થઈ. ગાડીને ત્રણ ઘોડા જોડેલા હતા. ઘોડાના દાબડા અને ઘંટડીઓના રણકાર સાઇમનને દરવાજે આવીને અટકી ગયા. સાઇમને બારીમાંથી જોયું તો ગાડી ચલાવનાર કૂદકો મારીને નીચે ઊતરી ગાડીનું બારણું ખોલતો હતો. ગાડીમાંથી એક ગૃહસ્થ બહાર આવ્યા. તેણે રૂંવાંવાળો કોટ પહેરેલો હતો. ધીરગંભીર પગલાં માંડતો એ સજ્જન સાઇમનને ઊમરે આવી પહોંચ્યો. મારિયા સામી ગઇ અને તેણે બારણું પૂરેપૂરું ખોલી નાખી એ ગૃહસ્થને આવકાર્યા. આવનાર બારણા પાસે થોભી ગયો. તેની ઊંચાઈ બારસાખની ઊંચાઇ કરતાં વધારે હતી. તેને નીચા નમીને બારણામાંથી અંદર દાખલ થવું પડ્યું. સાઇમનની નાની ઝૂંપડીના એક ખૂણામાં તે ઊભો રહ્યો ત્યારે આખો ખૂણો જાણે ભરાઇ ગયો.

સાઇમન જોડા સીવવાનાં સાધનો હેઠાં મૂકી ઊભો થયો અને આગંતુકને આશ્ચર્યથી જોઈ રહ્યો. આવો ભરાવદાર, ઊંચો અને પ્રભાવશાળી માણસ તેણે અગાઉ ક્યારેય જોયો નહોતો. સાઇમન પોતે સુકલકડી હતો. માઇકલનું શરીરેય કંઇ ખાસ ભરાવદાર નહોતું. મારિયા તો તદ્દન પાતળી હાડપિંજર જેવી હતી. આ ત્રણેની વચ્ચે આવી પડેલો આ માણસ તો જાણે કોઈ નવી જ દુનિયામાંથી આવ્યો હોય તેમ લાગતું હતું. તેનો ચહેરો ગુલાબી હતો. તેના શરીરનો બાંધો મજબૂત અને ભરાવદાર હતો, તેની છાતી ટટાર હતી, ગરદન ઊંચી હતી, તેનું શરીર રોમન સૈનિકની યાદ આપે તેવું હતું.

એ ગૃહસ્થે એનો રૂંવાંવાળો કોટ કાઢી નાખ્યો અને બાંકડા પર બેસતાં બેસતાં પૂછ્યું, 'તમારામાંથી માલિક કોણ?'

'હું સાહેબ.' સાઇમને આગળ આવી કહ્યું.

પેલા માણસે બાંકડા પર બેઠાં બેઠાં પાસે ઊભેલા નોકરને કહ્યું, 'અરે જો, ગાડીમાંથી ચામડું કાઢી લાવ તો.'

નોકર દોડતો દોડતો ગાડીમાંથી એક પડીકું લઈ આવ્યો. પેલા ગૃહસ્થે પડીકું સાઇમનને આપતાં કહ્યું, 'આને છોડી નાખ.' સાઇમને પડીકું છોડી નાખ્યું.

પડીકામાંનું ચામડું દેખાતાં જ પેલા ગૃહસ્થે સાઇમનને કહ્યું, 'જો, આ ચામડું કેવું લાગે છે?'

'સારું લાગે છે.'

'અરે સારું તો ખરું જ, પણ એ કેવું છે, તેની તને ખબર છે?'

સાઇમને ચામડાને હાથમાં લઈ આમતેમ ફેરવી ફેરવીને તપાસી લીધું.

'ખરેખર ઉમદા પ્રકારનું ચામડું છે.'

'ઉમદા તો છે, પણ સાચું કહે, આ અગાઉ તેં આવું ચામડું કદીય જોયું છે? આ ચામડું જર્મનીથી આણેલું છે. મેં તેને માટે વીસ રૂબલ ખર્ચ્યા છે.'

સાઇમને ગભરાતાં ગભરાતાં કહ્યું, 'બાપજી, આવું ચામડું તો મેં ક્યાંથી જોયું હોય?'

'તો જો, આમાંથી મારા જોડા બનાવી આપવાના છે. તું બનાવી આપીશ?'

'જરૂર બનાવી આપીશ.'

'તું બનાવી શકીશ એમ! તો જરા કાન ખોલીને સાંભળી લે. તું કોને માટે જોડા બનાવે છે અને કયા ચામડામાંથી બનાવે છે તે તારે જાણી લેવું જોઇએ. આ ચામડામાંથી એક વરસ સુધી સહેજ પણ તૂટે નહીં તથા જેવા ને તેવા રહે એવા જોડા તારે સીવી આપવાના છે. જો તારાથી એવા જોડા બનાવાય તેમ હોય તો આ ચામડું લે અને જોડા સીવી કાઢ. અને જાણી લે કે, એક વરસ પહેલાં જો એ જોડામાંથી એક ટાંકોય તૂટી ગયો, અથવા તેના આકારમાં સહેજ પણ ફેરફાર થયો, તો તને જેલના સળિયા પાછળ ધકેલી દઈશ. અને જો વરસ સુધી એ જોડાને કંઈ ન થયું, તેવા ને તેવા રહ્યા, તો તને દસ રૂબલ આપીશ.'

પોતાના આ રાજવી ઘરાકની શરત સાંભળીને સાઇમન ગભરાઈ ગયો. આ ઘરાકને શો જવાબ આપવો એ તેને સમજાયું નહીં. તેણે માઇકલ સામે જોયું અને પૂછ્યું, 'માઇકલ, આ ચામડું રાખી લઈશું?'

માઇકલે હકારમાં માથું ધુણાવ્યું.

માઇકલની સલાહ પ્રમાણે સાઇમને ચામડું રાખી લીધું. પેલા રાજવીએ જણાવ્યા પ્રમાણેના જોડા સીવવાનું તેણે મંજૂર રાખ્યું.

પછી રાજવીએ બાંકડા સામે મૂકેલા લાકડાના ઢીમચા પર ડાબો પગ મૂકી તેના નોકરને જોડા કાઢી નાખવા કહ્યું. નોકરે જોડો કાઢી નાખ્યો.

'મારા જોડાનું માપ લઈ લે.' તેણે સાઇમનને કહ્યું.

સાઇમને એક સત્તર ઇંચ લાંબો કાગળ કાઢી તેના પર પડેલી ગડીઓ સરખી કરી. પેલાના પગનું માપ લેતાં તેના જોડા બગડે નહીં તેટલા માટે પોતાના હાથ લૂછી લૂછીને સાફ કર્યા. પછી એ રાજવીના પગના પંજાનું તથા એડીનુ માપ લીધું. અગાઉ કદી તેણે આવા ભારી પગનું માપ નહોતું લીધું.

'જોજે, પગમાં જોડા ડંખવા ન જોઇએ.'



*'જોડા સમયસર થઈ જાય તે જોજો.'*

સાઇમને કાળજીપૂર્વક માપ લઈ લીધું એટલે પેલા રાજવીએ મોજાં પહેરવા માંડ્યાં. મોજાં પહેરતાં પહેરતાં તેણે આખી ઝૂંપડીમાં એક નજર ફેરવી. તેણે માઇકલને જોયો અને સાઇમનને પૂછ્યું, 'આ કોણ છે?'

'સાહેબ, એનું નામ માઇકલ. એ મારો કારીગર છે. તમારા જોડા પણ એ જ સીવી આપશે.'

'તો ધ્યાન રાખજે માઇકલ, બરાબર એક વરસ સુધી એવા ને એવા રહે તેવા જોડા સીવવાના છે.'

સાઇમને પણ માઇકલ સામે જોયું, પરંતુ માઇકલનું ધ્યાન ન તો પેલા રાજવી તરફ હતું કે ન તો સાઇમન તરફ હતું. માઇકલનું ધ્યાન એ રાજવી જ્યાં ઊભો હતો તેની પાછળના ખૂણામાં હતું. ત્યાં જાણે કોઈ ઊભું હોય અને એ તેને જોતો હોય એમ લાગતું હતું. માઇકલે એ ખૂણામાં ટીકી ટીકીને જોયા કર્યું અને પછી એકાએક તેના મોં પર સ્મિત લહેરી ઊઠ્યું. તેના ચહેરા પર તેજ છવાઈ ગયું.

'અરે, મૂરખ, મારી વાત સાંભળે છે કે નહીં? જોડા સમયસર અને કહ્યા પ્રમાણે થઈ જશે ને?' માઇકલનું આવું વર્તન જોઈ પેલો રાજવી તડૂક્યો.

'જરૂર થઈ જશે. તમે માગો તે દિવસે.' માઇકલે કહ્યું. અને તે પાછો કામમાં ગૂંથાઈ ગયો.

'તો જોડા સમયસર થઈ જાય તે જોજે.' એવું સાઇમનને કહી એ માણસ ઊઠ્યો. તેણે તેનો રૂંવાંવાળો કોટ પહેરી લીધો અને ત્યાંથી દમામભેર ચાલવા માંડ્યું. જતી વખતે તે બારણા આગળ નીચા નમવાનું ચૂકી ગયો અને તેનું માથું બારસાખ જોડે અથડાયું.

તેને ગુસ્સો તો ચડ્યો, પણ કોને કહે? તેથી મનમાં ને મનમાં કંઈક બબડી, જ્યાં વાગ્યું હતું ત્યાં હાથ ઘસતાં ઘસતાં તે ગાડીમાં બેસી ગયો. ગાડી ચાલી નીકળી.

તે ગયો એટલે સાઇમને કહ્યું, 'માઇકલ, કેવી નમૂનેદાર તબિયત હતી! એને એક ધોકો માર્યો હોય તો ધોકણું તૂટી જાય પણ એને કંઈ ન થાય. તેનું માથું કેવું જોરથી બારસાખ સાથે અથડાયું? બારસાખ હાલી ગઈ, પણ એને તો જાણે કંઈ ન થયું!'

મારિયાએ કહ્યું, 'એના જેવું ખાવાપીવાનું તથા હરવાફરવાનું મળે તો માણસ તગડો ન થાય તો બીજું શું થાય? કેવી તબિયત! એ પહાડ જેવા માણસથી તો મોત દસ ગાઉ દૂર ભાગતું હશે.'

*

## 7

બીજે દિવસે સવારે કામ શરૂ કરતી વખતે સાઇમને માઇકલને કહ્યું, 'માઇકલ, આપણે આ કામ લીધું તો ખરું, પણ કંઈ આફત ન વહોરી બેસીએ તેની કાળજી રાખવી પડશે. ચામડું કીમતી છે અને તેના માલિકનો મિજાજ સાતમા આસમાને છે. આપણી જરા સરખી ભૂલ થઈ તો એ આપણને જીવતા નહીં છોડે. લે, તારી પાસે જે ચાલુ કામ છે તે તું મને આપી દે. તારી આંખ મારા કરતાં સારી છે. તારો હાથ પણ મારા કરતાં વધુ કેળવાયેલો છે. તેથી તું જ આ ચામડામાંથી જોડા માટે માપસરનું ચામડું વેતરી કાઢ.'

માઇકલે ચામડું લઈ લીધું અને તેને વેતરવા માટેના ટેબલ પર પાથરી દીધું. તેને વચમાંથી વાળી તેના બે સરખા ભાગ કર્યા અને પછી ચામડું વેતરવા માંડ્યું.

માઇકલ ચામડું વેતરતો હતો તે વખતે મારિયા પણ ત્યાં જ બેઠી હતી. તે માઇકલને ચામડું વેતરતો જોઈ રહી. જોડા માટેનું ચામડું કેવી રીતે વેતરવામાં આવે છે તે મારિયાએ ઘણી વખત જોયું હતું. આજે માઇકલ જોડા માટે વેતરવું જોઈએ તેના કરતાં કંઈક જુદી જ રીતે ચામડું વેતરતો હતો એ તે જોઈ શકી. માઇકલ આવું શા માટે કરે છે એમ પૂછવાનું તેને મન થયું, પરંતુ માઇકલ કેવા જોડા સીવવાના છે તે જાણે છે તથા તેના કામમાં તે પાવરધો છે એટલે તેને કંઈ પૂછવું ઠીક નહીં, એમ માની મારિયાએ જીભે આવેલા શબ્દો પાછા વાળ્યા.

માઇકલે ચામડું વેતરી સીવવાની તૈયારી કરવા માંડી. તેણે ચામડાને એક છેડેથી સીવવા માંડ્યું. જોડા સીવવા માટે ચામડાને બંને છેડેથી સીવવું જોઈએ. જ્યારે માઇકલે તો સપાટિયાં સીવવા માટે જે રીતે સિલાઈ કરવી પડે તે રીતે સીવવા માંડ્યું હતું. મારિયા આ જોતી હતી. 'આ માઇકલ જોડા સીવે છે કે સપાટિયાં?' એવો સવાલ પણ તેને થયો છતાં માઇકલના કામમાં તેને વિશ્વાસ હોવાથી તે આ વખતે પણ કંઈ બોલી નહીં.

બપોર થતાં સુધીમાં તો માઇકલે સપાટિયાંની એક જોડ સીવી કાઢી. સાઇમન બપોરે જમવા ઊઠ્યો ત્યારે તેની નજર કીમતી ચામડામાંથી માઇકલે સીવેલી સપાટિયાંની જોડ પર પડી. તેને થયું: 'અરે! માઇકલે આ શું કર્યું? આ ચામડામાંથી જોડા સીવવાના હતા અને એણે તો સપાટિયાં સીવી કાઢ્યાં! માઇકલ મારે ત્યાં કેટલાં વરસથી કામ કરે છે! એણે આવી ભૂલ કદી નથી કરી. પેલા રાજાએ તો ચારે તરફથી બાંધેલા, મજબૂત, ઊંચી એડીવાળા દમામદાર જોડા સીવવાનું કહ્યું હતું. જ્યારે માઇકલે તો માત્ર આગળથી પગ નાખીને પહેરી લેવાય તેવાં સપાટિયાં જ સીવ્યાં છે. સપાટિયાં સીવતાં ચામડું વધ્યું છે ખરું, પણ તેટલામાંથી જોડા નહીં સીવી શકાય. એ માણસને હવે હું શો જવાબ આપીશ? જો તે આવું ચામડું પાછું માગશે તો હું ક્યાંથી લાવી આપીશ?'

તેણે માઇકલને કહ્યું, 'માઇકલ, તેં આ શું કર્યું? તારું શું થશે તેની ખબર નથી પણ મારું તો આવી બન્યું જાણ. પેલા માણસે જોડા બનાવવા માટે ચામડું આપેલું અને તેં તો હલકાંફૂલ સપાટિયાં સીવી કાઢ્યાં. હવે શું થશે તે મને સમજાતું નથી.'

તેઓ આવી વાત કરતા હતા તે જ વખતે એક ઘોડેસવાર મારતે ઘોડે શેરીમાં દાખલ થયો અને સાઇમનના ઘરની સામે આવીને અટક્યો. સાઇમને જોયું તો ઘોડાને બહાર બાંધીને એ માણસ તેને ઘરે જ આવતો હતો. નજીક આવતાં સાઇમને તે માણસને ઓળખી કાઢ્યો. ગઈ કાલે જોડા સિવડાવવા માટે આવેલા રાજાનો ગાડીવાન ઘોડા પર આવ્યો હતો. તે ઝડપભેર સાઇમન પાસે આવ્યો અને તે કંઈ બોલે તે પહેલાં જ સાઇમને પૂછ્યું:

'બોલો ભાઈ, શું કામ લાવ્યા છો?'

'મારી માલિકણે મને પેલા જોડા અંગે તપાસ કરવા મોકલ્યો છે.'

'જોડા અંગે! એનું શું કરવાનું છે?'

'ભાઈ, ન બનવાનું બની ગયું છે. મારા માલિક એ જોડા પહેરવા માટે જીવ્યા નહીં....' પેલાએ જરા દુ:ખી અવાજે કહ્યું.

'હોય નહીં! એ પહાડ જેવો માણસ આમ એકાએક મરી જાય એ વાત માન્યામાં નથી આવતી.'

'ઘણાના માન્યામાં ન આવે એવી વાત છે. પણ આમાં માનવા ન માનવાનો સવાલ જ નથી. જે બન્યું છે તે દુખદ છે, છતાં હકીકત છે....' આટલું કહી એ માણસ જરા થોભ્યો.

'આ બન્યું શી રીતે?' સાઇમને પૂછ્યું.

'ભાઈ, તમને જોડા સીવવા માટે આપી અમે પાછા ફર્યા. અમારા માલિકે ગાડીમાં બેસી ગાડીનું બારણું બંધ કરી દીધું. તેઓ રસ્તામાં, ગાડીની અંદર ને અંદર જ ખલાસ થઈ ગયા. મેં ઘરે પહોંચી ગાડીનું બારણું ઉઘાડ્યું પણ તેઓ બહાર ન નીકળ્યા. મેં અંદર જોયું...તેઓ બેઠક પર ઢળી પડેલા હતા. મહામહેનતે અમે તેમના મૃતદેહને ગાડીમાંથી બહાર કાઢ્યો.

'મારા માલિક તમને જે ચામડું આપી ગયા છે તેના જોડા પહેરવા એ તેમની છેલ્લી ઇચ્છા હતી એમ ગણાય. પણ હવે એ જોડા સીવવાનો અર્થ નથી. મારાં માલિકણની એવી ઇચ્છા છે કે માલિકની છેલ્લી ઇચ્છા પૂરી કરવા માટે તેમના મૃતદેહને એ ચામડામાંથી સીવેલાં સપાટિયાં પહેરાવી પછી દફનવિધિ કરવી. એટલે એ ચામડામાંથી હલકાં સપાટિયાંની એક જોડ અત્યારે ને અત્યારે સીવી આપો. મારે એ જોડ સાથે લઈને પાછા જવું છે. એના વગર અંતિમ ક્રિયાનું કામ ઢીલમાં પડશે.'

માઇકલ પાસે એ ચામડામાંથી સીવેલી સપાટિયાંની જોડ તૈયાર હતી. તેણે તેને પોલિશ કરીને ચકચકિત કરી આપી. વધેલા ચામડામાં આ જોડ વીંટીને તેણે સાઇમનને આપી. સાઇમને એ પડીકું પેલા માણસને સોંપી દીધું.

એ માણસ સપાટિયાં તથા વધેલા ચામડાનું બંડલ લઈ મારતે ઘોડે ત્યાંથી વિદાય થયો.

*

## ૪

વરસ પર વરસ પસાર થઈ ગયાં. સાઇમનને ત્યાં માઇકલ તેનું છઠ્ઠું વરસ કાઢતો હતો. તેની રહેણીકરણીમાં કોઈ જાતનો ફેરફાર નહોતો થયો. તે ક્યાંય જતો નહીં, ખપ પૂરતું જ બોલતો, તથા ક્યારેય કોઈની સાથે મજાક કરતો નહીં. આ છ વરસ દરમિયાન સાઇમન તથા મારિયાએ બે જ પ્રસંગે તેના મોં પર સ્મિત જોયું હતું-- પહેલી વખત મારિયાએ તેને ખાવાનું આપ્યું ત્યારે અને બીજી વખત જ્યારે પેલો રાજવી જોડા સિવડાવવા માટે ઝૂંપડીમાં આવ્યો હતો ત્યારે.

સાઇમનને તેના આ કારીગર તરફ ભારે માયા હતી. તે ક્યારેય એને કંઇ પૂછતો નહીં. વળી તે ક્યાંથી આવ્યો હશે તેની પણ હવે સાઇમનને ચિંતા નહોતી. હવે તો માઇકલ કામ છોડીને ચાલ્યો ન જાય તે માટે સાઇમન પ્રભુને પ્રાર્થના કરતો હતો.

એક દિવસની વાત છે. મારિયા રસોડાના કામમાં ગૂંથાયેલી હતી. છોકરાંઓ ઓસરીમાં રમતાં હતાં અને સાઇમન તથા માઇકલ સામસામી બેઠક પર બેસીને જોડા સીવતા હતા.

એવામાં સાઇમનનો સૌથી નાનો છોકરો દોડતો દોડતો અંદર આવ્યો અને માઇકલને ગળે વીંટળાઈને કહેવા લાગ્યો: 'કાકા, જુઓ તો ખરા, પેલી બાઇ બે નાની નાની છોકરીઓને લઈને આ તરફ આવતી લાગે છે. એ બેમાંથી એક છોકરીનો પગ ચાલતી વખતે ખચકાય છે, તે લંગડી લાગે છે.'

છોકરાની આ વાત સાંભળી માઇકલે બધું કામ પડતું મૂકી બારીમાંથી બહાર શેરીમાં જોવા માંડ્યું.

માઇકલના આવા વર્તનથી સાઇમનને જરા નવાઇ લાગી. કારણ માઇકલ ક્યારેય કામ પડતું મૂકી શેરીમાં શું બની રહ્યું છે તે તરફ ધ્યાન આપતો નહીં. સાઇમનને પણ કુતૂહલ થયું અને તે બારી પાસે જઇ શેરીમાં શું બની રહ્યું છે તે જોવા લાગ્યો. એક બાઇ બે હાથે નાની ઢીંગલી જેવી છોકરીઓ વળગાડીને એમના ઘર તરફ જ આવતી હતી. છોકરીઓએ રૂંવાંવાળો કોટ પહેરેલો હતો તથા માથે કીમતી શાલ વીંટેલી હતી. એ બે છોકરીઓનાં તથા એ બાઈનાં કપડાં પરથી એ લોકો સુખી ઘરનાં હોય એમ લાગતું હતું. એ લોકો નજીક આવ્યાં એટલે બંને છોકરીઓના ચહેરા સ્પષ્ટ રીતે દેખાતા થયા. બંનેના ચહેરા તદ્દન સરખા હતા. એક જોઇએ અને બીજો ભુલાય. પરંતુ એક છોકરીનો પગ જરા લંઘાતો હતો અને એ રીતે તે બીજી છોકરીથી જુદી પડતી હતી.

એ બાઈ બંને છોકરીઓ સાથે સાઇમનના દરવાજે આવી પહોંચી. તે બારણું ધકેલી ઓસરીમાં આવી. પહેલાં પેલી બે છોકરીઓને આગળ કરી તેમની પાછળ પાછળ એ બાઈ સાઇમન અને માઇકલ જ્યાં જોડા સીવવા બેસતા તે જગ્યાએ આવી પહોંચી.

'આવો બહેન.' સાઇમને તેમને નમસ્કાર કરી કહ્યું.

બાઈએ સામા નમસ્કાર કર્યા અને તે બાંકડા પર બેઠી. બંને નાની છોકરીઓ તેના ખોળામાં ભરાતી હોય તેમ તેને વળગીને ઊભી રહી. ઝૂંપડીમાં નવા માણસોને જોઈ છોકરીઓ જરા બીતી હોય એવું લાગ્યું.

'બહેન, બોલો શું સિવડાવવું છે?' સાઇમને પૂછ્યું.

'મારે આ બંને છોકરીઓ માટે ચામડાની મોજડીઓ સિવડાવવી છે.' બાઈએ કહ્યું.

'ખુશીથી સીવી આપીશું. આજ સુધી આટલાં નાનાં બાળકો માટે મોજડી બનાવી નથી, પણ કંઈ ન જ બનાવી શકાય એવું થોડું છે? સીવી આપીશું. મારો કારીગર માઇકલ આ કામમાં નિપુણ છે. તે આ બંને છોકરીઓ માટે સુંદર મોજડીઓ સીવી આપશે.'

સાઇમને માઇકલ સામે જોયું. સામાન્ય રીતે કોઈ આવ્યું હોય ત્યારે પણ માઇકલ કામમાં ગૂંથાયેલો રહેતો. પરંતુ આજે તે કામ પડતું મૂકી બાઈ સાથે આવેલી બંને છોકરીઓને ધારી ધારીને જોઈ રહ્યો હતો. રૂંવાંવાળા કોટ તથા કીમતી શાલમાં લપેટેલી કાળી કાળી આંખો, ભરાવદાર મોં, ગુલાબી ગાલ, સુંદર કપડાંવાળી આ બે ઢીંગલીઓ કોઈનેય જોયા કરવી ગમે તેવી હતી. પરંતુ માઇકલ તો જાણે વરસોથી આ છોકરીઓને ઓળખતો ન હોય તે રીતે તેમની સામે જોયા કરતો હતો. આવા વર્તનથી સાઇમનના મનમાં અનેક તરંગો આવી ગયા, પણ તેણે બાઈ સાથે વાત કરતા રહી મોજડીનો ભાવ નક્કી કરવાનું ચાલુ રાખ્યું. આ કિંમત નક્કી થતાં તેણે છોકરીઓના પગનું માપ લેવાની તૈયારી કરવા માંડી. બાઈએ જે છોકરીનો એક પગ લંગડાતો હતો તેને ખોળામાં લઈ કહ્યું, 'તમે આનું બંને પગનું માપ લઈ લો. આ લંગડાય છે તે પગના માપની એક અને બીજા પગના માપની ત્રણ મોજડી બનાવી કાઢજો. બંનેના પગનું માપ સરખું જ છે. તસુનોય ફેર નથી. બંને જોડિયા બહેનો છે.'

સાઇમને પગનું માપ લઈ લીધું અને પછી કહ્યું, 'કેવી મજાની છોકરી છે! એનો પગ આવો શાથી થઈ ગયો? જન્મથી જ આવી ખોડ છે એવું તો નથી ને?'

'ના, એની માથી એનો કુમળો પગ કચરાઈ ગયો હતો.'

મારિયા પણ ત્યાં જ હતી. તેણે પૂછ્યું, 'એની માથી! તો શું આ તમારી દીકરીઓ નથી!'

'ના બહેન, હું તેમની માયે નથી તથા કોઈ સગી પણ નથી. તેમને ને મારે કશો સંબંધ નહોતો. પણ મેં તેમને મારી દીકરીઓ માનીને જ મોટી કરી છે.'

'એમ? તમારે એમની સાથે લોહીની સગાઈ નથી? તોય તમને આ છોકરીઓ તરફ આટલી બધી માયા છે?'

'બહેન, લોહીની સગાઈ નથી એ ખરું, પણ બંનેએ ધાવણ તો મારું પીધું છે. એટલે લોહીની સગાઈ જેવી માયા કેમ ન હોય? મારે એક બાળક હતું પણ પરમાત્માએ તેને લાંબો સમય મારી સાથે ન રહેવા દીધું. આજે તો તેના પર મને જેટલી માયા હતી તેના કરતાંય આ બે જણ પર વધારે માયા છે.'

મારિયાને આટલી વાતથી સંતોષ ન થયો એટલે તેણે કહ્યું, ‘બહેન, તમારી આટલી વાત જાણી અમને એ વાતમાં રસ પડ્યો છે. વાંધો ન હોય તો જરા વિગતે વાત કરો ને.’

*

## ૯

આટલી વાત કર્યા પછી વિગતે વાત કરવામાં એ બાઇને કશો વાંધો નહોતો. આથી તેણે માંડીને વાત કહી સંભળાવી:

'આજથી લગભગ છ વરસ પર આ બંને છોકરીઓનાં મા અને બાપ બંને એક જ અઠવાડિયામાં મરણ પામ્યાં હતાં. બાપ મંગળવારે મરણ પામ્યો અને તેની પાછળ શુક્રવારે મા પણ મરણ પામી. તેમના બાપના મૃત્યુ બાદ ત્રીજે દિવસે આ બંને છોકરીઓનો જન્મ થયેલો, અને જન્મ થયો તે જ દિવસે મા પણ મૃત્યુ પામેલી. અમારું ઘર એમની પડોશમાં આવેલું હતું, અમારાં ખેતરો પણ નજીક નજીક હતાં. તેમની જમીન નજીવી હતી. અમે ખેડૂત હતાં જ્યારે આ છોકરીઓનો બાપ કઠિયારો હતો. તેનું જીવન કંઈક એકલવાયું અને શાંત હતું. તે જંગલમાં ઝાડ કાપવા જતો. એક વખત તે કામે ગયો હતો ત્યારે બીજા કઠિયારાએ કાપેલું એક મોટું ઝાડ તેના પર ધસી આવ્યું અને તે તેની નીચે ચગદાઇ ગયો. તેની છાતીનો ભાગ છૂંદાઇ ગયો. માથા પર પણ ભારે ઈજા થઈ. તેના સાથીદારો તેને ઘરે લાવે તેટલામાં તો તેનું પ્રાણપંખેરું ઊડી ગયું. તે જ અઠવાડિયામાં તેને ત્યાં આ છોકરીઓનો જન્મ થયો. સુવાવડ વખતે એની મા ઘરમાં એકલી હતી. ઘરમાં ન તો નાનું છોકરું હતું કે ન કોઈ ઘરડું. છોકરીઓના જન્મ વખતે તેમની મા એકલી હતી, અને તે છોકરીઓને એકલી મૂકીને પ્રભુના દરબારમાં ચાલી ગઈ.

'બીજે દિવસે સવારે હું તેની ખબર કાઢવા ગઇ ત્યારે તે પથારીમાં ટૂંટિયું વાળીને પડી હતી. બિચારી! તેના શરીરમાંથી પ્રાણપંખેરું ઊડી ગયું હતું. મરતી વખતે તેણે એકાદ આળોટિયું ખાધું હશે તેમાં તરતની જન્મેલી આ છોકરીનો કુમળો પગ ચગદાઇ ગયેલો! ગામના લોકોએ ભેગા મળી એ બાઇનો અંતિમ સંસ્કાર કર્યો. ખરો સવાલ અંતિમ સંસ્કાર પતી ગયા પછી ઊભો થયો. ત્યાં ભેગા થયેલા ગામના લોકો સામે એક જ સવાલ હતો: આ બે છોકરીઓનું હવે કોણ? તેમનું શું કરવું? ગામમાં તે વખતે મારી એકલીને ઘેર ધાવણું છોકરું હતું. મારે પહેલે ખોળે જન્મેલા બે મહિનાના બાળકને હું મોટું કરતી હતી. એટલે બીજું કંઇ નક્કી થાય ત્યાં સુધી હું આ બંનેને મારે ત્યાં લઇ આવી. ગામના પંચે ઘણો વિચાર કરી જોયો પણ કંઇ સૂઝ્યું નહીં. એટલે આખરે તેઓ મારી પાસે આવ્યા. અમારા મુખીએ મને કહ્યું, 'મેરી, અમને કંઇ સૂઝતું નથી. તું જ આ બંને છોકરીઓને મોટી કર. તેઓ જરા મોટી થાય એટલે તેમનું શું કરવું તે અમે નક્કી કરીશું.'

'આમ એ બંને જણીઓ મારે ત્યાં આવી. આ પહેલીને હું ધવડાવતી, પણ આ જેનો પગ છૂંદાઈ ગયો હતો તેની તરફ મને માયા નહોતી થતી. મને એમ થતું કે આ કંઈ જીવવાની નથી. પણ પછી એમ થયું, 'મરવાની હશે જ એમેય કોણે જાણ્યું? એટલે હું તેને આમ ભૂખે મરવા દઉં તે બરાબર નથી.' એટલે મેં તેનેય ધવડાવવી શરૂ કરી. તે વખતે મારા ધાવણ પર ત્રણ જણ નભતાં હતાં. મારો બે મહિનાનો છોકરો અને આ બે છોકરીઓ. મારું શરીર ખૂબ તંદુરસ્ત હતું, મારે ત્યાં અનાજ કે ઘીદૂધની ખોટ નહોતી. વળી ઈશ્વર પણ અમારી સાથે હતો. તમે માનશો નહીં પણ આ ત્રણે જીવને ધવડાવવા છતાંય ક્યારેક તો ધાવણ વહી જતું! એવુંય બનતું કે બે જણાને હું એકસાથે ધવડાવતી, અને ત્રીજું રાહ જોતું તૈયાર હોય. બેમાંથી એક ધરાય એટલે હું ત્રીજાને લેતી. અને આમ આ ત્રણે જણ ખીલતા ફૂલની જેમ મોટાં થતાં હતાં. પરંતુ ઈશ્વરે જુદું જ ઇચ્છ્યું હતું. મારો દીકરો બે વરસ પૂરાં કરે તે પહેલાં તો ચાલ્યો ગયો. ત્યાર પછી મને ઈશ્વરે એકેય બાળક ન આપ્યું. પણ

પૈસેટકે અમારી સ્થિતિ સુધરતી જ ગઇ. મારા પતિની ખેતી વધતી ગઇ. અત્યારે તેને એક મોટા અનાજના વેપારીને ત્યાં સારો દરમાયો પણ મળે છે. અમારે આજે કશાની ખોટ નથી. તમે જ કહો, પૈસેટકે ભર્યાભાદર્યા અમારા ઘરમાં જો આ બે છોકરીઓ ન હોત, તો અત્યારે અમારા જીવનમાં શો આનંદ રહેત? આમ તેમની તરફ મને આટલું બધું વહાલ હોય તે તદ્દન સ્વાભાવિક છે. મારા જીવનનો ખરો આનંદ આ બે છોકરીઓ જ છે એમ કહેવું કંઈ વધારે પડતું નથી.'

આટલું કહેતાં એ બાઈનો સાદ ભરાઈ આવ્યો. તેણે એક હાથથી પેલી લંગડાતી છોકરીને સોડમાં લીધી અને બીજે હાથે પોતાની આંખો લૂછી નાખી.

મારિયાનું મન પણ ભરાઈ આવ્યું: 'માબાપ વગર જિવાય પણ ઈશ્વરની દયા વગર ન ચાલે.' તેણે ગંભીર અવાજે કહ્યું.

તેઓ આમ વાતચીત કરતાં હતાં તે વખતે આખી ઝૂંપડીમાં પ્રકાશ પ્રકાશ ફેલાઇ ગયો. આ પ્રકાશ માઇકલ જ્યાં બેઠો હતો તે ખૂણામાંથી આવતો હતો. માઇકલ ઘૂંટણિયે પડી હાથ જોડીને આકાશ સામે જોઇ રહ્યો હતો. તેના મોં પર પ્રસન્નતા છવાયેલી હતી, અને સ્મિત ફરકી રહ્યું હતું.

એ બાઈ અને પેલી બે છોકરીઓ ચાલ્યાં ગયાં એટલે માઇકલ બાંકડા પરથી ઊઠ્યો. તેણે તેનું કામ સમેટી લીધું. તેનો ડગલો કાઢી નાખ્યો અને પછી સાઈમન તથા તેની પત્નીને નમસ્કાર કરી કહ્યું: 'માલિક, હવે હું રજા લઈશ. ઈશ્વરે મને માફી આપી છે. અહીં તમારે ત્યાં કંઈ ભૂલ થઈ હોય તો તે બદલ તમે પણ મને માફ કરશો.'

હીરો જેમ ઝગારા મારે તેમ માઇકલનું કપાળ ઝળકતું હતું. સાઈમને ઊભા થઈ માઈકલને પ્રણામ કર્યા અને કહ્યું: 'માઇકલ, હું જોઈ શકું છું કે તું કાંઈ સામાન્ય માણસ નથી. હું તને મારે ત્યાં રહેવા માટે દબાણ કરી શકું એમ નથી, તેમ જ તું શા માટે અહીંથી ચાલી જવા માગે છે તે પણ પૂછી શકું એમ નથી. આમ છતાં મારા એક સવાલનો જવાબ આપવા માટે વિનંતી કરું છું. તું પહેલવહેલી વખત મને મળ્યો અને હું તને ઘરે લઈ આવ્યો ત્યારે તું દુ:ખી અને ઉદાસ જણાતો હતો. ઘરે મારી ઘરવાળીએ તને ખાવા આપ્યું ત્યારે તેં એની સામે જોઇ એક સ્મિત કર્યું હતું અને તે વખતે તારા મોં પર તેજ છવાઈ ગયું હતું. ત્યાર બાદ પેલો રાજવી આપણે ત્યાં જોડા સિવડાવવા આવ્યો તે દિવસે મેં બીજી વખત તારા મોં પર સ્મિત જોયું. તેં સ્મિત વેર્યું અને તારા ચહેરા પર અનોખો પ્રકાશ અને તેજ છવાઈ ગયાં! અને આજે પેલી બાઈ તેની સાથે બે છોકરીઓ લઈને આવી ત્યારે તેં ત્રીજી વખત સ્મિત કર્યું. તારા ચહેરા પર આજે પણ અનોખું તેજ હું જોઈ રહ્યો છું. માઇકલ, મેં ઉપર ગણાવ્યા તે ત્રણ પ્રસંગે તેં સ્મિત શા માટે કરેલું ને તે ત્રણે વખતે તારા ચહેરા પર આવું તેજ અને પ્રકાશ શાથી દેખાયાં તે મારે જાણવું છે. એ શાથી થયું?'

માઇકલે હસીને કહ્યું: 'આજે મારા ચહેરા પર જે પ્રકાશ કાયમ થયેલો દેખાય છે તેનું કારણ છે--ઈશ્વરે મને સજા કરી હતી, પણ હવે તેણે મને માફી આપી છે. ઈશ્વરે મને ત્રણ સત્યો શીખવા માટે મોકલ્યો હતો. એ ત્રણેય સત્ય હું શીખ્યો, અને જે વખતે હું તે શીખ્યો તે વખતે તમે મારા મોં પર સ્મિત લહેરાતું જોયું. પહેલું સત્ય જ્યારે માલિકણ બાઈએ મારા પર દયા બતાવી ત્યારે શીખ્યો અને તેથી તે વખતે મારા મોં પર સ્મિત લહેરાયું. પેલો રાજવી જોડા સિવડાવવા આવ્યો ત્યારે મને બીજું સત્ય શીખવા મળ્યું અને ફરી વાર તમે મારા મોં પર સ્મિત જોયું. છેલ્લે પેલી બે નાની નાની છોકરીઓને મેં જોઇ ત્યારે ત્રીજા સત્યનું મને જ્ઞાન થયું અને તેથી તે વખતે ત્રીજી વાર મારા મોં પર સ્મિત લહેરાયું.'

સાઈમને આટલી વાત સાંભળી બીજો સવાલ પૂછ્યો: 'માઇકલ, ઈશ્વરે તને શા માટે સજા કરી હતી? વળી, તું જે ત્રણ સત્યોની વાત કરે છે તે ત્રણ સત્યો કયાં કયાં? મને કહે, તો હું પણ તે જાણું.'

'ઈશ્વરે મને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા માટે સજા કરી હતી. હું ઈશ્વરનો દૂત હતો. સ્વર્ગમાં રહીને મેં ઈશ્વરની આજ્ઞા ઉથાપી. ઈશ્વરે મને એક સ્ત્રીનો આત્મા શોધી લાવવા માટે કહ્યું અને હું ઊડીને પૃથ્વી પર આવ્યો. એક ગામમાં ઊતર્યો. આ ગામમાં એક બાઈ માંદી હતી, પથારીવશ હતી. તેણે બે બાળકીઓને જન્મ આપ્યો

હતો. બંને બાળકીઓ માના પડખામાં હતી પણ મા તેમને ઊંચકીને ધવરાવી શકે તેમ નહોતું. એ બાઇએ મને જોયો અને તે સમજી ગઇ કે ઈશ્વરે મને તેનો પ્રાણ લેવા માટે મોકલ્યો છે. તે રડી પડી અને મને કહેવા લાગી, 'હે દેવદૂત, મારા ધણીને મર્યે હજુ બે દિવસ પણ નથી થયા. જંગલમાં ઝાડ પડતાં ઝાડ નીચે કચડાઈને તે મરી ગયો હતો. મારે કોઈ સગુંવહાલું નથી: ન મા છે, ન બહેન કે ન કોઈ મામામાશી. તું મારા પ્રાણ લઈ લઈશ તો આ અનાથ બાળકીઓ સામે કોઈ જોશે સુધ્ધાં નહીં. તેથી તું હમણાં થોભી જા. આ બાળકીઓ જરા મોટી થઈ જાય અને પગભર થઈ જાય પછી તું મારો પ્રાણ લઈ જાય એવી મારી પ્રાર્થના છે. હું એટલી મહેતલ માગું છું. છોકરાં મા કે બાપ વગર જીવી શકતાં નથી.'

'મને તે બાઈ પર દયા આવી અને મેં તેની વાત ધ્યાન પર લીધી. તેના પડખામાં ઊંઆં ઊંઆં કર્યા કરતી બે બાળકીઓમાંથી એકને તેની છાતી પર મૂકી આપી અને બીજીને તેના હાથમાં સોંપી હું ત્યાંથી પાછો ફર્યો. ઊડીને હું સ્વર્ગમાં ઈશ્વર પાસે આવ્યો અને ઈશ્વરને કહ્યું, 'એ બાઈનો પ્રાણ હું લાવી શક્યો નથી. એનો ધણી બે દિવસ પર જ મરણ પામ્યો છે. વળી બાઇએ બે બાળકીઓને જન્મ આપ્યો છે. અનાથ થનારી બાળકીઓની વાત કરી એ બાઈ તેનો પ્રાણ ન લેવા વીનવે છે. તે કહે છે કે બાળકો મા યા બાપ વગર જીવી શકતાં નથી. આ બાળકીઓ પગભર થઈ જાય તેટલી મને મહેતલ આપો. મને તેની દયા આવી અને હું તેનો પ્રાણ લીધા વગર પાછો આવ્યો છું.'

'મારી વાત સાંભળી ઈશ્વરે મને કહ્યું: 'પાછો જા અને એ બાઈનો પ્રાણ લઈ આવ. વળી ત્રણ સત્યો તારે શીખવાં પડશે: મનુષ્યના અંતરમાં શું રહેલું છે, કઈ વસ્તુની મનુષ્યને ખબર હોતી નથી, અને મનુષ્યની જીવાદોરી કઈ છે--તે શાના આધાર પર જીવે છે.'

'હું પાછો આવ્યો અને પેલી બાઈનો પ્રાણ મેં હરી લીધો. તેની છાતી પરથી બે કુમળી બાળકીઓ પડખે ગબડી પડી. બાઈએ મરતાં મરતાં પડખું ફેરવ્યું. તેમ થતાં એક છોકરીનો પગ તેના પડખામાં દબાઈને વળી ગયો. એ બાઈનો પ્રાણ સ્વર્ગમાં પહોંચાડવા માટે હું ઊડ્યો, પણ મારી પાંખમાંથી એક પછી એક પીંછાં ખરી જવા લાગ્યાં. આખરે મારી બંને પાંખો ખરી પડી. પેલી બાઈનો પ્રાણ એકલો સ્વર્ગમાં પહોંચી ગયો, અને હું ત્યાં પૃથ્વી પર રસ્તાને કિનારે ખેતરમાં આવીને પડ્યો.'

*

આજ સુધી તેમની સાથે રહેનાર તથા જેને તેમણે આશ્રય આપી ખવડાવ્યું-પીવડાવ્યું તે કોણ હતું તેની સાઇમન અને મારિયાને આજે ખબર પડી. તેમની આંખમાં હરખનાં આંસુ આવ્યાં. દેવદૂતે કહ્યું: 'હું ખેતરમાં એકલો પડ્યો હતો. મારા શરીર પર એકેય વસ્ત્ર ન હતું. મારે માણસ તરીકે પૃથ્વી પર જીવવાનું થયું ત્યાં સુધી માણસની જરૂરિયાતો ભૂખ, ટાઢ, તાપ વગેરે કશાની મને ખબર નહોતી. હું ભૂખે મરતો હતો, ટાઢે ઠરી ગયો હતો અને મારે શું કરવું તેની મને સમજ પડતી નહોતી. એવામાં મારી નજર ખેતરને કિનારેથી ચાલી જતા રસ્તા પર અને રસ્તાની પડખે આવેલી દરગાહ પર પડી. ત્યાં કંઈક આશ્રય મળશે એવી શ્રદ્ધા સાથે હું ત્યાં ગયો. પણ ત્યાં તાળું મારેલું હતું. હું ત્યાં આશ્રય મેળવી શક્યો નહીં એટલે પવનના સુસવાટાથી બચવા માટે હું ભીંતની ઓથે ટૂંટિયું વાળીને બેસી ગયો. ધીમે ધીમે સૂરજ ઢળવા લાગ્યો. કડકડતી ભૂખ અને કડકડતી ઠંડી--બંનેને લીધે મારા દુઃખનો પાર નહોતો. એવામાં રસ્તા પર કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. હાથમાં એક જોડ બૂટ લઈ એક માણસ એકલો એકલો કંઈક લવારા કરતો કરતો ચાલ્યો આવતો હતો. માણસ તરીકે પૃથ્વી પર આવ્યા પછી તે દિવસે સૌ પહેલી વાર મેં મનુષ્યનો નાશવંત ચહેરો જોયો. મને એ ચહેરો ભયજનક લાગ્યો અને મેં મોં ફેરવી લીધું. મેં સાંભળ્યું તો એ માણસ ટાઢથી બચવા માટે શું પહેરવું તથા પોતાનાં બૈરીછોકરાંને શું ખવડાવવું તેની ચિંતામાં કંઈક લવારા કરતો હતો. એ સાંભળી મને થયું: 'મારું શરીર ટાઢે ઠૂંઠવાય છે અને મને પેટમાં કકડીને ભૂખ લાગી છે. આ માણસેય શું પહેરવું, ઓઢવું તથા કુટુંબને શું ખવડાવવું તેની ચિંતામાં છે. એટલે એ મને કશી મદદ કરી શકે એમ નથી.' એ માણસે મારી સામે જોયું. તેની આંખમાં મારા તરફનો તિરસ્કાર હું જોઈ શક્યો. આ વખતે તેનો ચહેરો મને વધારે ભયાનક લાગ્યો. તે મારાથી દૂર, રસ્તાની બીજી બાજુએ ચાલી ગયો. મને નિરાશા જેવું લાગ્યું, પણ ત્યાં તો એ મને મદદ કરવા માટે પાછો મારી તરફ આવતો હોય એમ લાગ્યું. મેં તેની સામે જોયું પણ એ માણસને હું ઓળખી શક્યો નહીં. કારણ, પહેલાં મેં તેના ચહેરા પર મોત ભમતું જોયું હતું. પરંતુ તે હજુ જીવતો હતો અને તેના વર્તન પરથી તેના હૃદયમાં પણ ઈશ્વરનો વાસ છે તેની મને ખાતરી થઈ ગઈ હતી. એ મારી પાસે આવ્યો, મને બેઠો કર્યો, મને કપડાં આપ્યાં, અને પોતાની સાથે મને તેને ઘેર લઈ ગયો.

'હું તેના ઘરમાં દાખલ થયો ત્યારે એક બાઈ સામે આવી અને મારા યજમાનને વઢવા લાગી. મારા યજમાનને મેં પહેલી વખત જોયો ત્યારે તેનો ચહેરો મને જેટલો ભયાનક લાગેલો તેનાથીય આ બાઈનો ચહેરો મને વધારે ભયાનક લાગ્યો. તેના મોંમાંથી જે વેણ છૂટતાં હતાં તે પરથી તેનો કાળ નજીક આવેલો હોય એમ લાગતું હતું. તેના મોં પર મોત ભમતું હતું તે હું જોઈ શક્યો. અચાનક તેના ધણીએ તેને પરમાત્માની યાદ આપી અને પરમાત્માનું નામ સાંભળી એ બાઈ પીગળી. તેના હૃદયમાં રામ વસ્યા. તેણે તેના ધણીને વઢવાનું બંધ કર્યું અને અમને અંદર લઈ ગઈ. મને ખાવાનું આપ્યું અને એ વખતે મેં તેની સામે જોયું. તેના મોં પરથી કાળના ઓળા ઓસરી ગયા હતા. તે જીવંત લાગતી હતી અને તેના હૃદયમાં પણ પ્રભુનો વાસ છે એ હું જોઈ શક્યો.

'એ વખતે ઈશ્વરે મને જે ત્રણ વાતનું ભાન કરાવવા પૃથ્વી પર મોકલ્યો હતો તે વાત યાદ આવી: 'મનુષ્યના અંતરમાં શું રહેલું છે તે તું શીખજે.' મેં જોયું કે મનુષ્યના હૃદયમાં અપૂર્વ પ્રેમ ભરેલો હોય છે. ઈશ્વરે મને જેનું વચન આપેલું હતું તે તેણે મને શીખવવા માંડ્યું તેથી મને આનંદ થયો, અને તેથી તે વખતે મારા મોં પર પહેલી વખત સ્મિત ફરક્યું. હજુ કઇ વસ્તુની મનુષ્યને ખબર નથી તે અને માણસ કોના આધારે જીવે છે તે હું જાણતો નહોતો.

'હું તમારી સાથે રહેવા લાગ્યો. એક વરસ પસાર થઈ ગયું. એક દિવસ એક માણસ જોડા સિવડાવવા આવ્યો. તેને એવા જોડા જોઈતા હતા જે વરસ સુધી તેવા ને તેવા રહે. મેં તેની સામે જોયું અને અચાનક મારી નજર તેની પાછળ ઊભેલા મારા સાથીદાર પર પડી. મારો સાથીદાર એટલે યમનો દૂત! મારા સિવાય બીજા કોઈને તે દેખાતો નહોતો. મેં તેને ઓળખી કાઢ્યો. મને ખાતરી થઈ ગઈ કે સૂરજ આથમે તે પહેલાં તો મારો સાથીદાર આ જોડા સિવડાવવા આવનાર શ્રીમંતનો જીવ લઈ લેશે. મને થયું: 'આ માણસ એક વરસ સુધી જેવા ને તેવા રહે તેવા જોડા સિવડાવવા આવ્યો છે, પણ કાલે તે આ દુનિયામાં નહીં હોય તેની તેને ખબર છે ખરી?' મને ઈશ્વરની બીજી આજ્ઞા યાદ આવી: 'કઈ વસ્તુની માણસને ખબર નથી અથવા કઈ વસ્તુ તેના હાથમાં નથી.'

'માણસના હૃદયમાં શું રહેલું છે તેની મને અગાઉ ખબર પડી હતી. હવે કઈ વસ્તુની માણસને ખબર નથી હોતી તે વાતનું પણ મને જ્ઞાન થયું. પોતાને માટે શાની જરૂર પડશે તેની તેમને ખબર નથી હોતી. અને આ બીજી વાતનું જ્ઞાન થતાં મારા મોં પર બીજી વાર સ્મિત લહેરાયું. મારો સાથી મને જોવા મળ્યો તેથી અને ઈશ્વરે મને બીજી વાતનું જ્ઞાન કરાવ્યું તેથી મને ખૂબ આનંદ થયો. પણ હજી ઈશ્વરની ત્રીજી આજ્ઞા વિશે મને કંઈ ખબર નહોતી. મનુષ્ય શાના આધારે જીવે છે, તેની જીવાદોરી શી છે, તેની મને ખબર નહોતી. ઈશ્વર મને આ ત્રીજી આજ્ઞાનું જ્ઞાન કરાવે ત્યાં સુધી મારે તમારે ત્યાં જ રહેવું એમ મેં મન સાથે નક્કી કર્યું. આમ ને આમ છ વરસ પસાર થઈ ગયાં. છઠ્ઠે વરસે પેલી બે જોડિયા બહેનોને લઈ એક બાઈ આપણે ત્યાં આવી. મેં બંને છોકરીઓને ઓળખી કાઢી તથા તેમનો ઉછેર કેવી રીતે થયો તે પણ એ બાઈને મોઢે સાંભળ્યું. એ વાત સાંભળી મને થયું: 'આ બંને છોકરીઓની મા આ છોકરીઓ માટે પોતાને જીવતી રાખવા માટે મને આજીજી કરતી હતી. માબાપ વગર છોકરાં ન જીવી શકે એમ તે કહેતી હતી અને મનેય તે વાત સાચી લાગી હતી. પણ જુઓ તો ખરાં! એક અજાણી બાઈએ તેમને બંનેને પાળીપોષીને મોટી કીધી છે.'

'આ છોકરીઓની વાત કરતાં તેમની પાલકમાતાની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં. આ છોકરીઓ માટેનો તેનો પ્રેમ અને માયા અપૂર્વ હતાં. એ બાઈમાં મને જીવતાજાગતા ઈશ્વરનો સાક્ષાત્કાર થયો. માણસ શાના આધારે જીવે છે એ વાત હવે મને સમજાઈ. આમ, ઈશ્વરે મને તેની છેલ્લી આજ્ઞાનું ભાન પણ કરાવી દીધું અને એ રીતે મારું કામ પૂરું થયું. ઈશ્વરે મને માફી અને મુક્તિ આપ્યાં અને તે વખતે તમે ત્રીજી વાર મારા મોં પર સ્મિત લહેરાતું જોયું.'

*

આટલી વાત પૂરી થતાં દેવદૂતના શરીર પરનાં બધાં કપડાં ખરી પડ્યાં. તેના શરીરમાંથી એટલો બધો પ્રકાશ વેરાવા લાગ્યો કે તેની સામે જોવાનું પણ અશક્ય થઈ ગયું. તેનો અવાજ ઘેરો થઇ ગયો. આ અવાજ હવે આકાશવાણી જેવો લાગતો હતો:

‘દરેક માણસ માત્ર પોતાની જ સંભાળ રાખવાથી જીવતો નથી પણ એકબીજાં સાથે પ્રેમ અને સહાનુભૂતિની લાગણી રાખવાથી જીવે છે.



‘પોતાનાં બાળકોને જીવવા માટે શાની શાની જરૂર પડશે તેની માતાને પણ ખબર હોતી નથી. પોતાની જિંદગી માટે પોતાને શાની જરૂર પડશે તે વાતની જેની પાસે પૈસાની રેલમછેલ છે તેવા મહારાજાને પણ ખબર નથી હોતી. આજે સાંજે પોતાનું શરીર ઢાંકવા માટે ગરમ કપડાંની જરૂર પડશે કે પછી પોતાના જ મૃતદેહ પર ઓઢાડવા માટે રેશમી કપડું જોઇશે એની કોને ખબર હોય છે?

‘મનુષ્યદેહે દરગાહ પાસે નગ્નાવસ્થામાં પડ્યો હતો ત્યારે હું મારી પોતાની સંભાળથી જીવી શક્યો ન હોત. મારી પાસેથી પસાર થનારા એક અજાણ્યા માણસના હૃદયમાં વસતા પ્રેમને કારણે હું જીવતો રહ્યો. તેણે અને તેની ઘરવાળીએ મારી દયા ખાધી અને મને પ્રેમથી તેમની સાથે રાખ્યો તે કારણે હું જીવી શક્યો. બે નાની અનાથ બાળકીઓ તેની માતા તેની સંભાળ રાખે તેટલાથી જીવી શકત ખરી? એક અજાણી બાઇના હૃદયમાં પડેલા પ્રેમને કારણે બંને બાળકીઓ જીવતી હતી. તેણે આ બાળકીઓની દયા ખાધી, તેમની પર પ્રેમ ઢોળ્યો તથા તેમને પાળીપોષીને મોટી કરી. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે બધા માણસો પોતપોતાની સંભાળ રાખવાથી નહીં પણ મનુષ્યહૃદયમાં પડેલા અપૂર્વ પ્રેમને કારણે જીવે છે.

‘પહેલાં મને એમ હતું કે ઈશ્વરે મનુષ્યને જિંદગી આપી છે અને તે એવું ઇચ્છે છે કે તેમણે જીવન જીવવું જોઇએ, પણ હવે હું માનું છું કે જીવન તેનાથી કંઈક વિશેષ છે.

‘દરેક માણસ પોતાને માટે, પોતાના સ્વાર્થ માટે એકલપેટું જીવન જીવે એવું ઈશ્વર નથી ઇચ્છતો. એટલા માટે જ દરેક માણસને પોતાને પોતાનું જીવન જીવવા માટે શાની શાની જરૂર પડવાની છે તેનું ભાન ઈશ્વરે કરાવ્યું નથી. ઈશ્વર એમ ઇચ્છે છે કે બધા માણસોએ ભેગા મળીને રહેવું તથા જીવવું જોઇએ. તેથી બધાને માટે, બધાનું જીવન ટકાવવા માટે, શાની જરૂર છે તે ઈશ્વરે ખુલ્લું મૂકેલું છે.

‘દરેક માણસ પોતે પોતાની દેખભાળ તથા કાળજી રાખવાથી જીવી રહ્યો હોય એવું આપણને લાગે છે, પણ તેવું નથી. વાસ્તવમાં તો મનુષ્યમાત્ર એકબીજા પર પ્રેમ અને સહાનુભૂતિ રાખવાથી, પ્રેમની શક્તિથી જ જીવે છે. જે મનુષ્યના હૃદયમાં પ્રેમનો વાસ છે, જે બધી સ્થિતિમાં પ્રેમનો કાયદો પાળી તે મુજબ વર્તે છે, તે મનુષ્યમાં ઈશ્વરનો વાસ છે. કારણ ઈશ્વરના હૃદયમાં પ્રેમનો વાસ છે, ઈશ્વર પ્રેમસ્વરૂપ છે.’

આટલું કહી દેવદૂતે ઈશ્વરની સ્તુતિ ગાવાનું શરૂ કર્યું. તેના અવાજનાં આંદોલનોથી સાઇમનનું ઘર ગાજી ઊઠ્યું. સાઇમનના ઘરનું છાપરું ઉઘાડું થઈ ગયું. એ ઘરમાં દેવદૂત જ્યાં ઊભો હતો ત્યાં ધરતી ફાટી. ત્યાંથી અગનજ્વાળા નીકળવા લાગી અને એ જ્વાળા ઊંચે આકાશમાં સ્વર્ગ સુધી પહોંચી ગઈ. સાઇમન, તેની ઘરવાળી તથા તેમનાં છોકરાં આ અલૌકિક બનાવ બનતાં બેભાન બની જમીન પર ઢળી પડ્યાં. દેવદૂતના ખભાઓ પર પાંખો ફૂટી નીકળી અને તે ઊડીને સ્વર્ગમાં પહોંચી ગયો.

સાઇમન ભાનમાં આવ્યો ત્યારે તેનું ઘર પહેલાંના જેવું થઈ ગયું હતું. તેના ઘરમાં તેની ઘરવાળી અને તેનાં છોકરાં સિવાય બીજું કોઈ નહોતું.

*

## 13. રીંછનો શિકાર

[અહીં જે કથા ઉતારવામાં આવી છે તે 1858માં ટૉલ્સ્ટૉયને થયેલો સ્વાનુભવ છે. જીવદયાને ખાતર ટૉલ્સ્ટૉયે શિકાર કરવાનું છોડી દીધું તેનાં વીસથીય વધારે વરસ પહેલાંની આ વાત છે.]

અમે રીંછના શિકારે નીકળ્યા હતા. મારા સાથીએ રીંછ પર એક ગોળી છોડી હતી પણ તેનાથી રીંછને માત્ર ઈજા થઇ હતી, રીંછ મર્યું નહોતું પણ ભાગી છૂટ્યું હતું. બરફ પર તેનાં પગલાંનાં અને લોહીનાં નિશાન દેખાતાં હતાં.

જંગલમાં અમે બધા પાછા ભેગા મળ્યા. અત્યારે ને અત્યારે રીંછનો પીછો કરવો કે પછી બેત્રણ દિવસ રોકાઈ જઈ રીંછને પાછું સ્વસ્થ થવા દેવું એ અમારે નક્કી કરવાનું હતું. અમારે માટે રીંછને ભગાડી લાવનાર ખેડૂતોને અમે પૂછી જોયું કે રીંછ પાછું હાથ આવશે કે કેમ.

'ના, એ તો હવે અશક્ય જ જાણો,' એક ઘરડા ખેડૂતે કહ્યું, 'હવે તમારે રીંછને પાછું સ્વસ્થ થવા દેવું જોઇએ અને ઠેકાણે પડવા દેવું જોઇએ. પાંચેક દિવસમાં તો તે પાછું ફરતું થઇ જશે અને અમે તેને શિકાર માટે ઘેરી લાવીશું. જો અત્યારે ને અત્યારે એનો પીછો કરશો તો તમે એને નાહક બિવડાવી મૂકશો. તેનાથી વધારે કંઇ જ નહીં થાય. તે ઘવાયેલું અને બીધેલું છે એટલે પીછો કરતાં નાસી છૂટશે અને આપણા હાથમાં નહીં આવે.'

પરંતુ ખેડૂતોમાં એક જુવાનિયો હતો. તે બુઢ્ઢાની વાત સાથે સંમત થયો નહીં. તેનું કહેવું એમ હતું કે હજુ રીંછ નાસી ગયું નથી. તે આટલામાં જ હશે અને તેને ઘેરી લાવી શકાય એમ છે. રીંછ હાથ લાગવાની પૂરી શક્યતા છે.

તેણે બુઢ્ઢાની વાત ન માનતાં કહ્યું, 'કાકા, આ રીંછ તગડું અને ભારેખમ છે. આવા બરફમાં એ કંઇ બહુ દૂર સુધી નહીં જઇ શક્યું હોય. સાંજ સુધીમાં તો તે ક્યાંક ને ક્યાંક ધામો નાખશે જ, અને જો આઘું જતું રહ્યું હશે તો હું તેને પહોંચી વળીશ અને પાછું હાંકી લાવીશ.'

મારા સાથીદારની ઇચ્છા અત્યારે ને અત્યારે રીંછનો પીછો કરવાની નહોતી. તેણે પણ મને રોકાઈ જવાની સલાહ આપી. પણ મેં કહ્યું, 'આ બાબતમાં ચર્ચા કરવાની કંઇ જરૂર નથી. તું તારે જેમ કરવું હોય તેમ કર. હું તો આ જુવાનિયા સાથે રીંછનો પીછો કરું છું. અમે રીંછને પકડી પાડીશું તો એને પૂરું જ કરીશું. અને નહીં પકડાય તો એમાં કંઇ ગુમાવવાનું નથી. હજુ દિવસ ઘણો બાકી છે. વળી, અહીં જંગલમાં આપણે શિકાર સિવાય બીજું કામેય શું છે?'

એ રીતે અમારો કાર્યક્રમ નક્કી થયો.

મેં પેલા જુવાન ખેડૂત સાથે રીંછનો પીછો કરવાનું રાખ્યું અને મારા સાથીદારો બરફગાડીમાં બેસીને પાછા જંગલ નજીકના ગામમાં જવા ચાલી નીકળ્યા. અમે ખાવા માટે થોડી રોટી સાથે લઇ લીધી અને જંગલમાં રહી પડ્યા.

બધા દેખાતા બંધ થયા એટલે અમે બંનેએ અમારી બંદૂકો તપાસી લીધી. અમારા ગરમ કોટના લટકતા છેડાઓને પટ્ટામાં બરાબર બાંધી દઈ અમે ત્યાંથી ચાલી નીકળ્યા. રીંછનાં પગલાંને આધારે અમે તેનો પીછો પકડ્યો.

વાતાવરણ ખુશનુમા, ઠંડું અને શાંત હતું પણ બરફમાં જોડા પહેરીને ચાલવાનું કામ જરા કઠણ હતું. પીછાં જેવો પોચો બરફ હજુ જામીને જમીન જેવો સખત થયો નહોતો. વધુમાં કાલે જ પાછો નવો બરફ પડ્યો હતો એટલે બરફ પર ચાલતી વખતે જોડા છએક ઇંચ અને ક્યારેક તેનાથી પણ વધારે અંદર ઊતરી જતા હતા.

રીંછ જે રસ્તે ગયું હતું તે રસ્તે તેનાં પગલાં દૂરથી પણ સાફ દેખાતાં હતાં. બરફમાં ચાલતાં તેના પગ પણ ઊંડે ઊતરી જતા હતા અને જ્યાં વધારે ઊંડા ઊતરી જતા ત્યાં તેનું પેટ બરફ સાથે ઘસાતું તેનાં નિશાન પણ દેખાતાં હતાં. શરૂઆતમાં, જ્યાં સુધી અમે મોટાં ઝાડવાળા જંગલમાં હતા ત્યાં સુધી અમે તેનું પગેરું કાઢી શક્યા. પણ પછી જેમ જેમ નાના નાના ફરની ઝાડી આવવી શરૂ થઈ, તેમ તેમ પગેરું કાઢવાનું જરા મુશ્કેલ બન્યું અને મારી સાથેનો જુવાનિયો અટક્યો.

'હવે અહીંથી આગળ વધવાની જરૂર નથી. રીંછે મોટે ભાગે આટલામાં જ ક્યાંક પડાવ નાખ્યો હશે. આપણે અત્યાર સુધી બરફ પર જે નિશાન જોયાં તે પરથી તમે જોઈ શકશો કે તે થોડે થોડે અંતરે બેસતું બેસતું આગળ વધ્યું છે. હવે આપણે પગેરું છોડી દઈએ અને આજુબાજુ જરા તપાસ કરી લઈએ. પણ જોજો, આપણે સહેજ પણ અવાજ ન થાય તે રીતે સાવધાનીથી ચાલવાનું છે. મોટેથી બોલશો નહીં તથા છીંક કે ખૂંખારો સુધ્ધાં ખાશો નહીં.'

અમે પગેરું છોડી દીધું અને ડાબી તરફ વળ્યા. પણ એ દિશામાં અમે પાંચસો વાર જેટલે ગયા ત્યાં તો રીંછનાં પગલાં ફરી અમારી સામે આવીને ઊભાં. અમે તે પગલાં જોતાં જોતાં પાછા આગળ ચાલવા માંડ્યું. એ પગલાં અમને રસ્તા પર લઈ આવ્યાં. રસ્તા ઉપર રીંછનાં પગલાં તો હતાં, પણ તેની સાથે સાથે લાકડાના જોડા પહેરી રસ્તા પરથી પસાર થયેલા ગામલોકોનાં પગલાં પણ હતાં. એ પગલાંમાં રીંછનાં પગલાંનાં જે નિશાન દેખાતાં હતાં. તે પરથી રીંછ ગામ ભણી જ ગયું હોય એમ લાગતું હતું. હું એ પગલાં ધ્યાનથી જોતો હતો ત્યાં મારી સાથેના જુવાને કહ્યું, 'રસ્તા પર એનાં પગલાં જોવાનો કાંઈ અર્થ નથી. આપણે રસ્તાની બંને બાજુએ ધ્યાન રાખતા રાખતા આગળ ચાલવું જોઈએ અને રીંછ રસ્તો છોડી નીચે ક્યાંથી ઊતર્યું છે તથા ક્યાંથી પાછું ફર્યું છે, તે ખોળી કાઢવું જોઈએ. એક વાત તમે નક્કી જાણજો કે એ રસ્તે રસ્તે ચાલીને ગામમાં તો નહીં જ ગયું હોય.'

રસ્તાની બંને ધાર પર નજર રાખતાં રાખતાં અમે લગભગ એક માઈલ જેટલું અંતર કાપી નાખ્યું. આખરે અમે રસ્તાની એક બાજુએ રીંછનાં પગલાંને નીચે ઊતરતાં જોયાં. અમે એ પગલાં પાસે પહોંચી જઈ તેને ઝીણવટથી જોયાં તો અમારી નવાઈનો પાર ન રહ્યો. આ કેવું! પગલાં રીંછનાં જ હતાં, પણ તે રસ્તો ઊતરીને જંગલ તરફ જવાને બદલે જંગલમાંથી રસ્તા તરફ આવતાં હતાં! પગલાંનો આંગળાંવાળો ભાગ રસ્તા તરફ હતો!

'આ પગલાં બીજા રીંછનાં હોવાં જોઈએ' મેં કહ્યું.

મારી સાથેના માણસે પગલાં ધ્યાનથી જોયાં અને પછી મિનિટેક વિચાર કરી કહ્યું, 'ના સાહેબ, આ પગલાં બીજા રીંછનાં નથી, આપણે જે રીંછને ઓળખીએ છીએ તેનાં જ છે. રીંછ આપણને છેતરવા માટે જ્યારે રસ્તો ઊતર્યું છે ત્યારે પાછે પગે ચાલ્યું લાગે છે.'

મને આ સાંભળી જરા નવાઈ લાગી પણ વાત સાવ સાચી નીકળી. દસપંદર પગલાં જેટલે છેટે પહોંચી જોયું તો, એક નાના ફરના ઝાડ પાસેથી પગલાં પાછાં જંગલ ભણી જતાં જણાયાં. ત્યાં આગળ મારી સાથેનો માણસ પાછો અટકી ગયો અને કહ્યું, 'હવે આપણે ચોક્કસ એને શોધી કાઢી શકીશું. આપણી સામે હવે જે ભાગ આવે છે તે નીચાણવાળો છે અને રીંછ ચોક્કસ ત્યાં ક્યાંક બેસી રહ્યું હશે. હવે આપણે તેને ખોળી કાઢવા માટે પગલાં છોડી દઈ આટલામાં ને આટલામાં એક ચક્કર મારી લઈએ.'

ગીચોગીચ ઊગેલાં ફરનાં ઝાડમાંથી રસ્તો કાઢતાં કાઢતાં અમે આગળ ચાલવા લાગ્યા. હું હવે ચાલી ચાલીને થાકી ગયો હતો. વળી આ ઝાડીમાંથી રસ્તો કરતાં કરતાં ચાલવાનું કામ વધુ મહેનત માગી લેતું હતું. હું નાનાં નાનાં ઝાડવાં ખૂંદતો ખૂંદતો ચાલતો હતો. ક્યારેક મારા બરફમાં પહેરવાના જોડા તેમાં ભરાઈ જતા, ક્યારેક ફરનું નાનું ઝાડ બે પગ વચ્ચે આવી જાય તો તેને વટાવી જવું પડતું તથા આવા મુલકમાં ચાલવાનો મહાવરો ન હોવાથી મારા પગ લપસી જતા. તેવામાં વળી જ્યાં પગ પડતો ત્યાં બરફ નીચે દટાયેલું ઝાડનું થડિયું પગ નીચે આવી જતું. હું અત્યંત થાકી ગયો હતો. મારું શરીર પરસેવે રેબઝેબ થઇ ગયું હતું. મેં રૂંવાંવાળા ચામડામાંથી બનાવેલું જાકીટ પહેર્યું હતું તે કાઢી લઈ ખભે નાખી દીધું અને અમે આગળ ચાલ્યે રાખ્યું. એક તરફ મારી આવી સ્થિતિ હતી ત્યારે મારો સાથીદાર કશા વિશેષ પ્રયત્ન વગર, ઝાડીમાં ક્યાંય અટક્યા કે લપસ્યા વગર, દરિયામાં હોડકું ચાલ્યું જાય તેમ સડેડાટ ચાલ્યો જતો હતો. મને મદદ કરવા માટે તેણે મારી પાસેથી ફરનો કોટ લઈ લીધો હતો. એ કોટને ખભે નાખી દઈ તે મને હજુ ઉતાવળે ચાલવાનું કહેતો હતો.

અમે આમ ને આમ બીજા બે માઈલ જેટલું અંતર કાપી નાખ્યું અને નીચાણવાળા ભાગને બીજે છેડે પહોંચી ગયા. આ બધો વખત હું તો મારા સાથીદારની પાછળ પાછળ ઘસડાતો હતો એમ જ કહેવું જોઈએ. મારા જોડા બરફ પર વારંવાર લપસી જતા હતા અને પગ લથડિયાં ખાતા હતા. મારો સાથીદાર તો મારાથી પચાસ-સાઠ ડગલાં આગળ હતો. એવામાં તે એકદમ અટકી ગયો અને મને હાથનો ઇશારો કરી તેની પાસે બોલાવ્યો. હું તેની પાસે પહોંચ્યો એટલે તેણે સામેના ઝાડ તરફ આંગળી ચીંધી કહ્યું, 'પેલા ઝાડ પાસે પેલું કાબરું પક્ષી દેખાય છે તે જોયું? તે કેવા ટહુકા કરે છે! એ પક્ષીને રીંછની ગંધ તરત જ આવી જાય છે અને તેથી તે આમ ટહુકા કરે છે. એનો અર્થ એમ કે રીંછ આટલામાં ક્યાંક નજીકમાં જ હોવું જોઈએ.'

એ જગ્યાએથી દિશા બદલી અમે બીજો અડધો માઈલ કાપી પાછા મૂળ રસ્તા પર આવી પહોંચ્યા. ત્યાં પાછાં રીંછનાં પગલાં જોવા મળ્યાં. એનો અર્થ એ કે અમારી ધારણા સાચી હતી અને રીંછ એટલામાં જ ક્યાંક હતું. અમે ત્યાં થોભી ગયા. મેં માથા પરની ટોપી કાઢી નાખી અને કમરપટો તથા બીજાં કપડાં સહેજ ઢીલાં કરી લીધાં. મેં જાણે કે વરાળસ્નાન કરી લીધું હોય તેમ મારું શરીર ગરમ થઇ ગયું હતું. હું પરસેવે રેબઝેબ થઇ ગયો હતો. જાણે પાણીમાં ડૂબકી મારીને

નીકળેલો ઉંદર જ જોઇ લો! મારો સાથીદાર પણ મારી જેમ પરસેવે રેબઝેબ થઇ ગયો હતો. ખમીસની બાંયથી મોં પરનો પરસેવો લૂછતાં લૂછતાં તેણે કહ્યું, ‘સાહેબ, આપણે રીંછને શોધી કાઢ્યું. હવે થોડો આરામ કરી લઈએ.’

જંગલની ઝાડીમાંથી ચળાઈને આવતાં સૂર્યનાં કિરણો હવે લાલ થઈ ગયાં હતાં. સાંજ પડી ગઈ હતી. અમે પગમાં પહેરેલા લાકડાના જોડા કાઢી નાખ્યા અને તેના પર જ બેસી ગયા. મારા સાથીદારે થેલામાંથી રોટી અને મીઠું કાઢ્યાં. પહેલાં મેં થોડો બરફ ખાધો અને પછી મીઠા સાથે રોટી ખાધી. એ રોટીનો સ્વાદ હું હજુ ભૂલ્યો નથી. એવી સ્વાદિષ્ટ રોટી આ અગાઉ મેં ક્યારેય ખાધી નહોતી. અમે રોટી ખાઇ રહ્યા ત્યાં સુધીમાં અંધારું થવા આવ્યું.

મેં મારા સાથીદારને પૂછ્યું, ‘અહીંથી ગામ કેટલુંક છેટું થાય?’

‘લગભગ આઠેક માઈલ જેટલું થાય. આપણે આજે રાત્રે ત્યાં પહોંચી જઈશું એટલું નક્કી જાણજો. પણ નીકળતાં પહેલાં આપણે થોડો આરામ તો કરી જ લઈએ. અને સાહેબ, હવે તમે તમારો રૂંવાંવાળો કોટ પહેરી લો, નહીં તો ટાઢમાં ઠરી જશો.’ તેણે મને કહ્યું.

તેણે થોડો બરફ હઠાવીને સરખો કર્યો અને પછી ફરના ઝાડની ડાળીઓ તોડી લાવી તેની એક પથારી બનાવી. અમે બંને થાકેલા હતા. પથારી પર બંને એકબીજાની પડખે હાથનું ઓશીકું કરી આડા પડ્યા. ત્યાર પછી મને ઊંઘ કેવી રીતે આવી ગઈ એ મને યાદ નથી. બેએક કલાક પછી કશુંક તૂટવાનો અવાજ સાંભળીને હું જાગી ગયો.

મને એવી સુંદર ઊંઘ આવી ગઈ હતી કે ઊઠ્યો ત્યારે હું ક્યાં છું તેનો મને ખ્યાલ સુધ્ધાં ન આવ્યો. મેં ચારે તરફ નજર નાખી. કેવું અદ્ભુત! હું એક પ્રકાશથી ઝગમગતા વિશાળ ઓરડામાં સૂતો હોઉં એવું મને લાગ્યું. ઓરડાના થાંભલાઓ સફેદ આરસની જેમ ચમકતા હતા અને ઓરડાની છત પર સોનારૂપાની ચમકતી ખીલીઓથી કાળો ચંદરવો જડી દીધો હોય એમ લાગતું હતું. આ બધું બરાબર જોયા બાદ મને યાદ આવ્યું કે અમે જંગલમાં રીંછનો શિકાર કરવા નીકળ્યા હતા અને મેં જેને સફેદ આરસના થાંભલા માની લીધા હતા તે બરફથી ઢંકાયેલાં ઝાડ હતાં તથા કાળા ચંદરવામાં જડેલી સોનારૂપાની ખીલીઓ આભના ટમટમતા તારલા હતા.

હું ઊઠ્યો ત્યાં સુધીમાં પીંછા જેવો બરફ સારા પ્રમાણમાં પડી ગયો હતો. ઝાડની ડાળીઓ બરફના ભારથી નમી ગઈ હતી અને મારા સાથીદારના શરીર પર તથા મારા ફરના કોટ પર પણ બરફ પથરાઇ ગયો હતો. મેં મારા સાથીદારને ઉઠાડ્યો અને અમે અમારા લાકડાના જોડા પહેરી લઈ ચાલવા માંડ્યું. જંગલમાં નીરવ શાંતિ પથરાયેલી હતી. અમારાં પગલાંના અવાજ સિવાય બીજો કોઈ સળવળાટ નહોતો. હા, ક્યારેક દૂર જંગલમાં કોઈ ઝાડ તૂટી પડતું તો તેના અવાજના પડઘા સંભળાતા ખરા. અત્યાર સુધીમાં કોઈ જાનવરનો અવાજ તો અમને એક જ વાર સાંભળવા મળ્યો. અમારી તદ્દન નજીકમાં કંઈક સળવળાટ સંભળાયો અને કોઈ

પ્રાણી ત્યાંથી એકદમ નાસી છૂટ્યું. મને તો એમ જ લાગ્યું કે અમે જે રીંછને શોધતા હતા તે જ ભાગી છૂટ્યું. પરંતુ જે જગ્યાએથી સળવળાટ સંભળાયો હતો ત્યાં જઇને જોયું તો અમને હરણનાં પગલાંનાં નિશાન જોવા મળ્યાં. કેટલાંક હરણાં અમારા આવવાથી ગભરાઈને નાસી છૂટ્યાં હતાં.

અમે રસ્તા પર આવી પહોંચ્યા અને ધીમે ધીમે ગામ ભણી ચાલવા માંડ્યું. ચાલવાનું હવે સરળ લાગતું હતું. રસ્તો સખત હતો અને અમે અમારા લાકડાના જોડા વડે પીંછા જેવા બરફને કચડીને આગળ વધ્યે જતા હતા. ઉપર આકાશમાંથી તારાઓ જાણે અમને મળવા માટે નીચે દોડી આવતા હોય એમ લાગતું હતું. ઝાડની ડાળીઓમાંથી ક્યારેક ઝબૂકતા અને ક્યારેક અદૃશ્ય થઈ જતા તારાઓને કારણે જાણે આખું આકાશ ચકરાવે ચડ્યું હોય એમ લાગતું હતું.

અમે ઉતારે પહોંચ્યા ત્યારે મારો મિત્ર ઊંઘી ગયો હતો. પણ મેં જઈને તેને ઉઠાડ્યો અને અમે રીંછનો કેવો પીછો પકડ્યો હતો તે વાત તેને માંડીને કહી સંભળાવી. અમે થોડું ખાધું અને પછી અમારા યજમાન ખેડૂતને સવારમાં રીંછને ઘેરો કરી ભગાડી લાવનાર માણસો ભેગા કરવાની સૂચના આપી સૂઈ ગયા.

મને ખૂબ થાક લાગ્યો હતો. સવારે જો મારા મિત્રે મને ઉઠાડ્યો ન હોત તો કદાચ મેં બપોર સુધીની ઊંઘ ખેંચી કાઢી હોત. તેણે મને ઉઠાડ્યો ત્યારે હું પથારીમાં સફાળો બેઠો થઈ ગયો. મેં જોયું તો મારો મિત્ર શિકારનાં કપડાં પહેરી તૈયાર થઈ ગયો હતો અને તેની બંદૂક સાફ કરી રહ્યો હતો.

'કેમ, આપણો સાથીદાર ક્યાં છે?' મેં અમારી સાથે જંગલમાં આવનાર જુવાન ગામડિયા વિશે પૂછ્યું.

'એ તો ક્યારનોય જંગલ તરફ ઊપડી ગયો. તમે જ્યાં જઇ આવેલા ત્યાં સુધી જઇને તે પાછોય આવી ગયો અને હવે રીંછને ભગાડી લાવનારાઓને ભેગા કરવા ગયો છે.'

હું પણ હાથમોં ધોઇ તૈયાર થઇ ગયો અને મેં મારી બંદૂક ભરી લીધી. બહાર બરફગાડી અમારી રાહ જોતી હતી. તેમાં બેસીને અમે ચાલી નીકળ્યા.

પીંછા જેવો બરફ હજુ પડ્યા કરતો હતો. વાતાવરણ શાંત હતું અને સૂરજ દેખાતો નહોતો.

ગામથી ખાસ્સો લાંબો રસ્તો કાપી અમે જંગલ પાસે આવી પહોંચ્યા. જંગલમાં એક નીચાણવાળી જગ્યાએથી ધુમાડાના ગોટા ઊંચે ચડતા જોવામાં આવ્યા. અમે બરફગાડીને તે તરફ હંકારી ગયા. ત્યાં પહોંચીને જોયું તો કેટલાક ખેડૂતો ભેગા થયા હતા. એ ટોળામાં સ્ત્રીઓ પણ હતી. ટોળામાં દરેકના હાથમાં એક એક દંડૂકો હતો.

અમે ગાડીમાંથી ઊતરીને તેમની પાસે ગયા. બધા ખેડૂતો તાપણામાં ભૂંજેલા બટાકા ખાતા હતા. ખાતાં ખાતાં તેઓ સ્ત્રીઓ સાથે મજાક પણ કરતા હતા.

અમારો જુવાનિયો સાથીદાર પણ એ ટોળામાં હતો. એ ટોળાનો એ નાયક હતો. અમે ટોળા પાસે પહોંચ્યા એટલે બધા ઊભા થઈ ગયા અને અમારો સાથીદાર એ બધાને રીંછને ઘેરો ઘાલવા માટે અમે જે જગ્યા નક્કી કરી હતી ત્યાં દોરી ગયો. ત્રીસેક જેટલાં ગામડિયાં સ્ત્રીપુરુષો અમારા સાથીદારની પાછળ પાછળ

હરોળમાં ચાલી નીકળ્યાં. બરફ એટલો બધો હતો કે એ લોકોની કેડની નીચેનો ભાગ અમને બિલકુલ દેખાતો નહોતો. તેઓ ગયાં તે પછી થોડી વારે અમે પણ એમની પાછળ પાછળ જંગલ ભણી ચાલવા માંડ્યું.

અમારી આગળ ગયેલા માણસોના કારણે બરફમાં પગથી પડી ગઈ હતી. અમે એ પગથી પર ચાલતા હતા તોયે ચાલવાનું કામ કંઈક અઘરું લાગતું હતું. પગથી એવી હતી કે અમે બે કઠેરાની વચ્ચે ચાલતા હોઈએ એમ લાગતું હતું અને તેથી ચાલતાં ચાલતાં લપસી કે ગબડી પડવાનો જરાય ડર લાગતો નહોતો.

આ રીતે અમે અડધોએક માઇલ જેટલું અંતર કાપ્યું ત્યાં તો અમારા સાથીદારને અમે ઝપાટાબંધ અમારી તરફ આવતો જોયો. તે હાથના ઇશારાથી અમને તેની પાસે બોલાવતો હતો. અમે થોડી ઉતાવળ કરી તેની પાસે પહોંચી ગયા. તેણે અમને શિકાર માટે અમારે ક્યાં ઊભા રહેવાનું છે તે જગ્યા બતાવી. હું મારે જ્યાં ઊભા રહેવાનું હતું ત્યાં પહોંચી ગયો. ત્યાં પહોંચી મેં ચારે તરફ એક નજર નાખી લીધી.

મારી ડાબી બાજુએ ઊંચાં ફરનાં ઝાડ ઊભેલાં હતાં. એ ઝાડનાં થડોમાંથી પસાર થઈને એક રસ્તો અમે ઊભા હતા ત્યાં આવતો હતો. એ રસ્તાને સામે છેડે એક ઝાંખી માનવાકૃતિ ઊભેલી દેખાતી હતી. રીંછને ભગાડી લાવનાર ગામડિયાઓમાંનો એક રીંછને અહીં વાળવા માટે ત્યાં ઊભો હતો. મારી સામેની બાજુએ લગભગ મારા જેટલી જ ઊંચી ફરની ઝાડી આવેલી હતી. તેની ડાળીઓ બરફના ભારથી નમી ગઈ હતી અને કેટલીક જગ્યાએ તો તે નમીને જમીન પર પડેલા બરફ સાથે ચોંટી ગઈ હતી. આ ઝાડીમાંથી પીંછા જેવા બરફમાં ઢંકાઈ ગયેલો એક રસ્તો બરાબર હું ઊભો હતો ત્યાં સુધી ચાલ્યો આવતો હતો. મારી સામે દેખાતી આ ઝાડી મારી જમણી બાજુએ પણ વિસ્તરેલી હતી અને જમણી બાજુએ આવેલી એક નાની ખીણમાં તે સમાઈ જતી હતી. મારો શિકારી મિત્ર ત્યાં ભરેલી બંદૂકે ઊભો હતો.

મેં મારી બંને બંદૂકો બરાબર તપાસી લીધી અને હું ક્યાં ઊભો રહું તો રીંછનો શિકાર કરવાનો લાગ બરાબર ફાવે તે વિચારવા લાગ્યો. હું ઊભો હતો તેનાથી ત્રણ જ ડગલાં પાછળ એક ઊંચું ફરનું ઝાડ ઊભું હતું.

‘બરાબર છે. આ જગ્યા સારી છે. ત્યાં મારી બીજી બંદૂકને ઝાડને ટેકે તૈયાર મૂકી રાખી શકાશે.’ આમ વિચારી હું ત્રણ ડગલાં પાછળ હઠ્યો. મારા પગનો ઘૂંટણ સુધીનો ભાગ પીંછા જેવા બરફમાં ઘૂસી જતો હતો. મેં એ પીંછા જેવા પોચા બરફને છૂંદી એક ચોરસવાર જેટલી જગ્યાને કઠણ કરી લીધી જેથી તેના પર ઊભા રહી શકાય. એક બંદૂક મેં મારા હાથમાં રાખી અને બીજીને તરત જ ઉપાડી લઈ શકાય એ રીતે ઝાડના થડ સાથે ટેકવીને મૂકી. જરૂર પડ્યે સહેલાઈથી કાઢી શકાય તેમ છે તેની ખાતરી કરવા મેં કમરપટામાં ભેરવેલા ખંજરને તેની ખોળીમાંથી કાઢી પાછું ત્યાં જ મૂકી દીધું.

આટલી વિધિ પૂરી કરી ત્યાં તો જંગલમાંથી રીંછને ભગાડી લાવનારાઓના હાકોટા સંભળાવા લાગ્યા.

પહેલાં એક માણસનો અવાજ સંભળાયો: ‘હે...એ...એ...એ...’

તેના જવાબમાં બધાએ ત્રણ વાર 'હે...એ..., હે...એ..., હે....એ...,' એવી બૂમ મારી. એ અવાજમાં સ્ત્રીઓના તીણા અવાજ પણ ચોખ્ખા સંભળાયા.

રીંછ ઘેરાયું હતું અને તેને ભગાડી લાવનારાં ચારે તરફથી હાકોટા કરી રહ્યાં હતાં. હું અને મારો મિત્ર કોઈ પણ જાતનું હલનચલન કર્યા સિવાય અમે ઊભા હતા ત્યાં રીંછ આવી પહોંચે તેની રાહ જોતા હતા. મારી નજર રીંછને આવવાના રસ્તા પર સ્થિર થઈ હતી. ચારે તરફ રીંછને ભગાડી લાવનારના હાકોટા સંભળાતા હતા. મારા હૃદયના ધબકારા એકદમ વધી ગયા. મને એક ધ્રુજારી જેવી આવી ગઈ, બંદૂકને કસીને પકડી રાખી.

'હવે રીંછ આવવું જોઇએ...તે એકાએક આવી પડશે. હું નિશાન ચડાવીશ, બંદૂકનો ઘોડો દબાવીશ અને તે તરફડી ગયું સમજો...' એમ હું વિચારતો હતો.

બરાબર તે જ વખતે મારી ડાબી બાજુએ, મારાથી કંઈક છેટે, મેં બરફના ઢગલા પર કંઈક પડતું જોયું. બરફના એ ઢગલાની અને મારી વચ્ચે કેટલાંક ફરનાં ઝાડ ઊભેલાં હતાં. એ ઝાડના થડની વચ્ચેથી નજર નાખી મેં ઢગલા તરફ જોયું તો ત્યાં એક કાળું વિશાળકાય પ્રાણી ઊભું હતું. મારાથી તે પચાસેક ડગલાં છેટું હશે. મેં નિશાન લીધું. હું બંદૂકનો ઘોડો દબાવવાની તૈયારીમાં જ હતો ત્યાં મને થયું, 'એ રીંછ હજુ થોડું નજીક નહીં આવે?'

રીંછ ત્યાં ઊભું ઊભું કાન હલાવતું હતું. તે પાછું ફર્યું અને તે વખતે તે કેટલું મોટું છે તેનો મને બરાબર ખ્યાલ આવી ગયો. એ રીંછ ઘણું મોટું હતું. ઉશ્કેરાટમાં ને ઉશ્કેરાટમાં મેં બંદૂકનો ઘોડો દબાવી દીધો. બંદૂક ફૂટવાનો અવાજ સંભળાયો અને બંદૂકની નળીમાંથી નીકળેલા ધુમાડાના ગોટામાંથી મેં રીંછને પાછું નાસતું જોયું. તે ઝાડીમાં અદૃશ્ય થઈ ગયું.

'હત્તારીની...મારી ગોળી નકામી ગઈ! તેને વાગી ખરી, પણ તે મર્યું નહીં. હવે તો સામી બાજુએ ભાગી ગયેલા રીંછને મારો મિત્ર જ પૂરું કરશે. કારણ, તે હવે આ તરફ નહીં આવે. વળી, જો મારો મિત્ર ઊભો છે તે તરફ એ નહીં જાય તો તો ઘેરામાંથી નાસી છૂટશે. એ ગમે તે થાય, પણ મારી ગોળીનો ભોગ બનવા માટે તે પાછું આ તરફ તો નહીં જ આવે.' એવું લાગવા છતાં મેં બંદૂક ફરી ભરી લીધી અને હું ચારે તરફ ધ્યાન રાખતો ઊભો રહ્યો. હજુય રીંછ આવી પડે તો તેને ઠાર કરવા હું થનગની રહ્યો હતો.

રીંછને ઘેરી લાવનારાઓના હાકોટા હજુ ચાલુ હતા. મારી જમણી બાજુએ, મારો મિત્ર રીંછની રાહ જોતો ઊભો હતો તે જગ્યાએથી થોડે દૂર, એક બાઈનો અવાજ સંભળાયો: 'અરે...રીંછ અહીં છે, આ તરફ આવ્યું છે! આમ આવો, આમ આવો.'

દેખીતી રીતે જ તે બૂમ મારતી હતી ત્યારે રીંછ તેની નજર સામે હતું. મેં હવે રીંછ મારી સામેના રસ્તા પરથી આ તરફ આવશે એવી આશા છોડી દીધી હતી. મારું ધ્યાન જમણી બાજુએ આવેલી ખીણ પાસે ઊભેલા મારા મિત્ર તરફ હતું. એવામાં એકાએક અમારો સાથીદાર હાથમાં લાકડી લઈ, ઉઘાડે પગે, મારો મિત્ર ભરી બંદૂકે ઊભો હતો તે તરફ જતી પગથી પર દોડતો દેખાયો. તે દોડતો દોડતો મારા મિત્ર પાસે પહોંચ્યો અને તેને લાકડીથી કંઈક બતાવ્યું. મારા મિત્રે તે દિશામાં નિશાન લીધું અને બંદૂકનો એક ધડાકો સંભળાયો.

'શાબાશ! આખરે મેં નહીં તો મારા મિત્રે પણ રીંછને ઠાર કર્યું ખરું,' હું મનોમન બોલ્યો.

પરંતુ મારો મિત્ર અને અમારો સાથીદાર, જે દિશામાં ગોળી છોડી હતી તે દિશામાં દોડી જતા દેખાયા નહીં. એનો અર્થ એ કે કાં તો નિશાન ખાલી ગયું હતું અથવા તો ગોળી બરાબર વાગી નહોતી.

મને થયું, રીંછ હવે નાસી છૂટવાનું...અને મારી તરફ તો નહીં જ આવે...પણ! આ શું દેખાય છે?

મારી બરાબર સામેના રસ્તા પરથી પવનના વંટોળની જેમ કંઈક ધસી આવતું હતું. ક્ષણ વારમાં તો મેં મારી સામે તદ્દન નજીકમાં બરફ ઊછળતો જોયો. મેં ધ્યાનથી જોયું તો ઝાડીમાંથી સીધો રસ્તો કરીને રીંછ ભયનું માર્યું ત્યાં ધસી આવ્યું હતું. હવે તો તે મારા મોં સામે આવીને ઊભું હતું અને મારી અને એની વચ્ચે છ ડગલાં જેટલું અંતર પણ નહોતું. એ વિશાળકાય પ્રાણીને મેં નખશિખ નિહાળ્યું. તેની કાળી છાતી, ભયાનક મોં અને કપાળ પર પડેલું લાલ ધાબું એ બધું સાફ દેખાતું હતું. તે બરફ ઉછાળતું સીધું મારી તરફ ધસી આવતું હતું. પણ તેની આંખ પરથી એમ લાગતું હતું કે તે મારી પર હુમલો કરવા માટે નહીં, પણ બીધેલું હોવાને કારણે ગાંડાની જેમ ભાગી આવતું હતું. ભાગતાં ભાગતાં તે મારી સામે આવી પહોંચ્યું હતું. મેં નિશાન લઈ બંદૂકનો ઘોડો દબાવ્યો. પણ ત્યાં તો રીંછ લગભગ મારી ઉપર જ આવી પડ્યું અને હું નિશાન ચૂકી ગયો. મેં છોડેલી ગોળી તેના માથા પરથી પસાર થઈ ગઈ. તે સહેજ પાછું હટ્યું અને ફરી મારી પર ધસી આવ્યું. હવે તેણે મારી પર હુમલો જ કર્યો હતો. મેં બંદૂક નીચી કરી. તે મારી એટલી બધી નજીકમાં હતું કે બંદૂકની નળી તેના કપાળને અડી જાય એમ હતું. મેં ગોળી છોડી પણ તે ખસી ગયું અને ગોળી ખાલી ગઈ.

મેં ઝાડના થડને ટેકવીને મૂકેલી બીજી બંદૂક લેવા હાથ લંબાવ્યો. પરંતુ એટલામાં તો રીંછ મારા પર ધસી આવ્યું અને મને ગબડાવી પાડી બરફમાં આળોટતો કરી મારા શરીર પરથી પસાર થઈ ગયું.

'હાશ...એણે મને જીવતો છોડ્યો ખરો!' એમ મને થયું.

મેં ઊઠવાનો પ્રયાસ કર્યો પણ મને કોઈ દબાવી રાખે છે અને ઊઠવા નથી દેતું એમ મને લાગ્યું. રીંછ મને ગબડાવી મારી ઉપરથી પસાર થઈ ગયું હતું એ વાત સાચી પણ હવે તે પાછું ફરીને મને પૂરો કરવા આવ્યું હતું. હું ચત્તોપાટ પડ્યો હતો અને રીંછ મારી ઉપર ચડી બેઠું હતું. હવે મને મારા મોઢા પર કંઈક ગરમ ગરમ લાગવા માંડ્યું. રીંછે હવે મારું માથું તેના મોંમાં લેવા માટે જડબું ઉઘાડ્યું હતું. મારું નાક તો જાણે તેના મોંમાં જ હતું અને તેના નસકોરામાંથી નીકળતા ગરમ શ્વાસ અને લોહીની ગંધથી હું ગૂંગળાતો હતો. હું ઊભો ન થઈ શકું તથા હાલી પણ ન શકું એટલા માટે તેણે આગલા બંને પંજાઓ વડે મારા બંને ખભાને દબાવી રાખ્યા હતા. મારાથી એક જ વસ્તુ થઈ શકે તેમ હતી: તે મને બચકું ન ભરી લે કે મારી આંખ ન ફોડી નાખે તે માટે હું માથાને આમતેમ હલાવી તેને બચાવી લેતો હતો. તેણે તેનું જડબું બને તેટલું પહોળું કરી મારા કપાળના ભાગને જોરથી ભરડો લીધો હતો. તેના નીચલા જડબાના દાંત મારી આંખોના ખાડામાં ભીંસાયેલા હતા અને ઉપલા જડબાના દાંત કપાળ પર વાળ પાસે ભીંસાયા હતા. હવે તે બંને જડબાંને ભેગાં કરવા માટે જોર કાઢતું હતું. જાણે છરી વડે કોઈ મારા માથાને કાપતું ન હોય એમ મને લાગતું હતું. હું તેના સાણસામાંથી છટકવા મથતો હતો જ્યારે તે તેનાં જડબાં ભીડી દેવા માટે તેનાથી થાય તેટલું જોર કાઢતું હતું. તેની પકડ સહેજ ઢીલી પડી અને મેં મારું માથું ખેંચી લીધું, પણ ત્યાં તો તેણે તરત જ તે જગ્યાએ પાછું બચકું ભરી લીધું.

‘બસ ખલાસ! હવે આખરી ઘડી આવી પહોંચી.’ મેં છેલ્લી પળ આવી ગઈ છે એમ માની લીધું.

એવામાં અચાનક મારા શરીર પરનું વજન હટી ગયું. મેં ઉપર જોયું તો રીંછે મારું માથું છોડી દીધું હતું અને તે નાસી છૂટ્યું હતું.

મારા મિત્રે તેમ જ સાથીદારે રીંછને મારા પર ધસી આવતું તેમ જ મને ગબડાવી પાડતું જોયું હતું. તેઓ તરત જ મને મદદ કરવા દોડ્યા હતા પણ કમભાગ્યે મારો મિત્ર, જે રસ્તે બરફ દબાઈને પગથી પડેલી હતી તે રસ્તે ન આવતાં સીધો દોડ્યો અને તે પીંછા જેવા પોચા બરફમાં ગોથું ખાઈ ગયો. એક તરફ તે બરફમાંથી નીકળવા મથતો હતો જ્યારે બીજી તરફ રીંછ મારી ઉપર ચડી બેઠું હતું. પરંતુ અમારો ગામડિયો સાથીદાર પગથીએ પગથીએ દોડીને સીધો રીંછ પાસે આવી પહોંચ્યો હતો અને રીંછને ‘હરામખોર...ક્યાં ચડી બેઠું છે...છોડ...છોડ’ એમ કરી લાકડીના ફટકા લગાવવામાં પડ્યો હતો.

એ ફટકા પડતાં જ રીંછે મને છોડી દીધો અને લાકડીના ફટકાનો સામનો કરવાને બદલે નાસી છૂટ્યું. મેં ઊઠીને જોયું તો એક ઘેટું કાપતાં જેટલું લોહી નીકળે તેટલું લોહી બરફ પર ઢળેલું હતું. મારા કપાળમાં જ્યાં રીંછના દાંત ભરાયા હતા ત્યાંથી માંસનો લોચો નીકળી આવ્યો હતો. પરંતુ રીંછના પંજામાંથી છૂટવાની હાશને કારણે મને એ ઘા જરાયે દુખતો નહોતો.

દરમિયાન મારો મિત્ર અને બીજા માણસો પણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે મારા ઘા જોયા અને તેની ઉપર બરફ ભરી દીધો. મેં મને પડેલા ઘાને યાદ કર્યા વગર જ પૂછ્યું, ‘રીંછ ક્યાં છે? તે કઈ તરફ નાસી છૂટ્યું?’

એકાએક એનો જવાબ સંભળાયો:

'આ રહ્યું, આ રહ્યું!'

અને અમે જોયું તો રીંછ પાછું અમારી તરફ ધસી આવતું હતું. અમે અમારી બંદૂકો સાબદી કરી પણ અમારામાંથી કોઈ ગોળી છોડે તે પહેલાં તો તે ત્યાંથી પસાર થઈ ગયું. તે રોષે ભરાયું હતું, અને મારી પર ફરી વાર હુમલો કરવા આવ્યું હતું, પરંતુ આટલાં બધાં માણસોને જોઈ તે સામી ઝાડીમાં પાછું જતું રહ્યું. તે જે રસ્તે ભાગી ગયું તે રસ્તે તેના માથામાં વાગેલી ગોળીના ઘામાંથી દદડતું લોહી પડ્યું હતું. અમારી ઇચ્છા તેનો પીછો કરવાની હતી પણ મારા માથામાં થયેલા ઘામાં હવે વેદના થવા માંડી હતી. અમે રીંછનો પીછો કરવાનું માંડી વાળી કોઈ ડૉક્ટરની શોધમાં ગામ તરફ પ્રયાણ કર્યું.

ડૉક્ટરે ટાંકા લઈ ઘા સીવી લીધા અને ધીમે ધીમે તેમાં રૂઝ પણ આવવા લાગી.

મહિના પછી એ રીંછને પૂરું કરવાની ગણતરી સાથે અમે પાછા શિકારે ગયા. આ વખતેય તેને પૂરું કરવાની તક મને ન મળી. અમારી સાથેના ઘેરો ઘાલનારાઓએ તેને ઘેર્યું ખરું છતાં અમે જ્યાં તેને પૂરું કરવા ઊભા હતા તે ભાગમાં ન આવતાં તેણે ભયંકર ચીસ નાખતાં નાખતાં ગોળ ગોળ ફર્યા કર્યું.

આખરે અમે તો નહીં પણ અમારા ગામડિયા સાથીદારે તેને પૂરું કર્યું. તેનું નીચલું જડબું તૂટી ગયું હતું અને તેનો એક દાંત મારી ગોળી વાગવાથી તૂટી ગયો હતો.

એ મોટું વિશાળકાય પ્રાણી હતું. તેના આખા શરીર પર કાળા વાળના ગુચ્છા પથરાયેલા હતા.

મેં એના મૃતદેહમાં મસાલો ભરી મારા ઓરડામાં મૂકી રાખ્યું છે. મારા કપાળમાંના ઘા પણ હવે ભરાઈ ગયા છે અને તેનું નિશાન પણ હવે તો ભાગ્યે જ દેખાય છે.

*

# 14. એલિયાસ

ઉફા રિયાસતમાં એલિયાસ નામે એક બાસ્કર રહેતો હતો. તેનો બાપ તેને પરણાવ્યા પછી એક વરસ જ જીવ્યો. પુત્ર માટે તે પોતાની પાછળ કંઈ ઝાઝી મિલકત પણ મૂકી ન ગયો: સાત ઘોડી, બે ગાય અને વીસેક ઘેટાં. પરંતુ એલિયાસ ઉદ્યમી અને મહેનતુ હતો. તેનામાં વેપારી સૂઝ તથા કુનેહ પણ સારાં હતાં. તેની પત્ની પણ ખંતીલી અને કામગરી હતી. વહેલી સવારથી તે મોડી રાત સુધી બંને જણ ખૂબ મહેનત કરતાં: જ્યારે બધાં ઊંઘતાં હોય ત્યારે તેઓ ઊઠી જતાં અને બધાંથી મોડાં સૂતાં. આ રીતે કામ કરતાં કરતાં તેની મિલકત દિવસે દિવસે વધતી ગઇ. ધીમે ધીમે તેની પાસે સારું એવું દ્રવ્ય એકઠું થયું. તે પાંત્રીસ વરસનો થયો ત્યાં સુધીમાં તો તેની પાસે બસો ઘોડા, દોઢસો ગાય અને બારસો ઘેટાં જેટલું પશુધન થઈ ગયું. ઢોર ચરાવવા માટે તેણે ગોવાળિયાઓ રાખ્યા અને ઢોરને દોહી તેના દૂધમાંથી માખણ, પનીર અને કુમિસ બનાવવા માટે પણ તેણે પગારદાર બાઇઓ રોકી. એલિયાસને ત્યાં કશાની ખોટ નહોતી. ગામમાં બધાં તેની અદેખાઈ કરતાં અને કહેતાં:

'એલિયાસ ખરેખર નસીબદાર છે. તેને કોઇ વાતની મણા નથી. આ સંસાર તો તેને સ્વર્ગ જેવો લાગતો હશે.'

એલિયાસની આવી સ્થિતિને કારણે રાજ્યના મોટા મોટા ઓધ્ધેદારો પણ તેની મૈત્રી બાંધવા માટે પ્રયત્ન કરતા. તેને ત્યાં દૂર દૂરથી મુલાકાતીઓ તથા મહેમાનો આવતા. એલિયાસ તેમની બધાની સરભરા કરતો અને તેમને સારી પેઠે ખવરાવતો, પિવરાવતો. તેને ત્યાં ગમે તે જાય તેને કુમિસ, ચા અને શરબત અવશ્ય મળતાં. મહેમાનો આવે ત્યારે જાફત માટે એક ઘેટું કાયમ ફાજલ પાડવામાં આવતું અને મહેમાનો વધારે હોય તો એકાદ ઘોડી પણ વધેરવામાં આવતી.

તેને ત્રણ બાળકો હતાં: બે છોકરા અને એક છોકરી. ત્રણેને તેણે સારી જગ્યાએ પરણાવ્યાં હતાં. એલિયાસની સ્થિતિ જ્યારે કંઇક ગરીબ હતી ત્યારે છોકરાઓ તેના કામમાં મદદ કરતા. ઘેટાં અને ઢોરઢાંખરની દેખરેખ રાખતા તથા બીજાં નાનાં કામો પણ હોંશથી કરતા. પણ બાપ પાસે પૈસો આવતાં જ તેઓ વંઠી ગયા. એક છોકરો દારૂની લતે ચડી ગયો અને તેમાંથી થયેલી એક તકરાર અને મારામારીમાં માર્યો ગયો. નાનો એક મનમોજી છોકરી જોડે પરણ્યો અને તેથી તે બાપ સાથે ઝાઝું રહી શક્યો નહીં.

આમ તેઓ જુદા પડ્યા. એલિયાસે છૂટા થતા દીકરાને ઘર વસાવી આપ્યું તથા ઢોરઢાંખર પણ સારા પ્રમાણમાં આપ્યાં. આમ તેની મિલકતમાં એટલો ઘટાડો થયો. ત્યાર પછીના વરસમાં તેનાં ઘેટાંમાં રોગ પડ્યો અને મોટા ભાગનાં ઘેટાં મરી ગયાં. ત્યાર પછીનું વરસ દુકાળનું આવ્યું અને ઘાસચારો સમૂળગો ન થયો. તેથી એ શિયાળામાં પણ સારી સંખ્યામાં ઢોર મરણ પામ્યાં. અધૂરામાં પૂરું તેના ઉત્તમ ઘોડાના એક ધણને કિર્ગિઝ લોકો ઉઠાવી ગયા.

એક તરફ એલિયાસની મિલકત ઘટતી ઘટતી સાવ ઓછી થઇ ગઇ અને બીજી તરફ તેની ઉંમર પણ સિત્તેરે પહોંચી. તેની કામ કરવાની શક્તિ પણ ઘટી ગઈ. અંતે તેને તેની મિલકતમાંથી કીમતી જાજમો, ગાલીચા, પલાણ તથા તંબૂઓ વેચવાની ફરજ પડી. છેવટે બચેલાં ઢોરઢાંખરથી પણ તેને જુદા પડવું પડ્યું. આખરે એવો સમય આવ્યો કે તેને ત્યાં ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. આ બધું એટલી ઝડપથી બની ગયું કે આ શી રીતે બન્યું તેની તેને સૂઝ પડે તે પહેલાં તો તે બધું ગુમાવી બેઠો. આખરે ઘરડે ઘડપણ તેને અને તેની પત્નીને કામ શોધવા નીકળવું પડ્યું. એલિયાસ પાસે શરીર પર પહેરેલાં કપડાં, એક રૂંવાંવાળો ડગલો, એક પ્યાલો, એક જોડ ચંપલ તથા જોડા એટલું જ બાકી રહ્યું. તેની જીવનસંગાથી પત્ની શામ-શેમાગી પણ તદ્દન ઘરડી થઈ ગઈ હતી. દીકરી મરણ પામી હતી અને તેમનાથી છૂટો રહેલો દીકરો વેપાર અર્થે દૂર દૂરના દેશોમાં સફરે ઊપડી ગયો હતો. આ ઘરડાં દંપતીની કાળજી લે કે તેમને મદદ કરે તેવું કોઈ નહોતું.

આ વખતે મહમદશાહ નામના તેમના પાડોશીને તેમની દયા આવી. મહમદશાહ પણ કંઈ તાલેવાન નહોતો, જોકે તે એટલો બધો ગરીબેય નહોતો. તે એક સાધારણ સ્થિતિનો માણસ હતો અને સ્વભાવે કંઈક ભલો હતો. એલિયાસનો ભૂતકાળ તેણે જોયો હતો, તેની મહેમાનગતિ તેણે અનુભવી હતી અને એલિયાસની હાલની સ્થિતિ પણ તે સારી પેઠે સમજતો હતો. તેણે એલિયાસને કહ્યું:

'એલિયાસ, તમે બંને ઘરડાં થયાં છો. તમે મારી સાથે આવીને રહો. ઉનાળામાં તમે તમારી શક્તિ પ્રમાણે મારી તડબૂચની વાડીમાં કામ કરજો. શિયાળામાં મારાં ઢોરની સંભાળ રાખજો. શામ-શેમાગી મારાં ઢોર દોહવાનું અને તે દૂધમાંથી કુમિસ બનાવવાનું કામ કરશે. હું તમને સારી રીતે ખવરાવીશ તથા રહેવાની સગવડ કરી આપીશ. તમારે જે કંઈ જોઈએ તે વિના સંકોચે માગી લેજો, હું તે લાવી આપીશ.'

એલિયાસે તેના ભલા પાડોશીનો આભાર માન્યો. બંને જણ મહમદશાહને ત્યાં નોકરીએ રહી ગયાં. શરૂઆતમાં તો કામ કરવાનું તેમને કઠણ લાગ્યું, પણ પછી તેઓ ટેવાઈ ગયાં. તેમની શક્તિ પ્રમાણે બને તેટલું વધારે કામ કરી તેઓ મહમદશાહને ત્યાં તેનાં કુટુંબીની જેમ જ રહેવા લાગ્યાં.

મહમદશાહ એમને સાથે રાખવામાં લાભ છે એમ માનતો. કારણ, તે એમ માનતો કે એક દિવસ આ લોકો માલિક હતાં, તેથી કામકાજની તેમને સારી સૂઝ હોય છે. વળી તેઓ આળસુ તો નથી જ હોતાં અને તેમનાથી બને તેટલું વધારે કામ કરે છે. આમ છતાં એક કાળે જેમની પાસે કોઈ વાતની મણા નહોતી તેમને આ રીતે જીવતાં જોઈ મહમદશાહને દુ:ખ થતું.

એક વખત મહમદશાહને ત્યાં તેમનાં કેટલાંક સગાં ઘણે દૂરથી તેને મળવા આવ્યાં. સાથે મુલ્લાં પણ હતા.

મહમદશાહે જાફત માટે એલિયાસ પાસે એક ઘેટું કપાવ્યું. એલિયાસે એક ઘેટાનું ચામડું ઉતારી તેના માંસને સારી રીતે બાફ્યું અને પછી મહેમાનોને મોકલી આપ્યું. મહેમાનોએ માંસને ખૂબ વખાણ્યું અને તેની સાથે ચા અને કુમિસ પણ લીધાં. તેઓ એક મોટા ગાલીચા પર પાથરેલી ગાદી પર બેસીને કુમિસ પીતા હતા તેવામાં એલિયાસ ત્યાંથી પસાર થયો. તેને ત્યાંથી પસાર થતો જોઈ મહમદશાહે તેના મહેમાનોને પૂછ્યું, 'અહીંથી પસાર થયો તે ડોસાને તમે જોયો?'

'હા જોયો, પણ તેનામાં નવાઈ પમાડે તેવું શું છે?' મહેમાને પૂછ્યું.

'એક કાળે તે આપણા બધા કરતાં અનેક ગણો ધનવાન હતો એટલું જ. તેનું નામ એલિયાસ. તમે એનું નામ તો સાંભળ્યું જ હશે!'

'હા, તેનું નામ ન સાંભળ્યું હોય એમ તે બને? એનું નામ તો દૂર દૂરના લોકો પણ જાણે છે.' મહેમાને કહ્યું.

'પણ આજે તો એની પાસે કંઇ રહ્યું નથી. તે અને તેની ઘરડી પત્ની બંને મારી સાથે રહે છે અને મારે ત્યાં જ કામ કરે છે. એલિયાસ મારી વાડી તથા ઢોર સાચવે છે અને માજી ઢોરોને દોહવાનું તથા દૂધમાંથી કુમિસ વગેરે બનાવવાનું કામ કરે છે.' મહમદશાહે કહ્યું.

તેની વાત સાંભળી મહેમાનોને નવાઇ લાગી. તેમાંના એકે જરા ગંભીર થઇ કહ્યું, 'નસીબનું ચક્ર ક્યારે ફરી જાય છે તેની કોઇને ખબર હોતી નથી. કોઇ અમીરમાંથી ગરીબ થઇ જાય છે, તો કોઇ ગરીબમાંથી અમીર થઇ જાય છે. શું એલિયાસને તેણે બધું ગુમાવ્યું તેનું દુઃખ નહીં થતું હોય'

'એ તો કોને ખબર? અમારે ત્યાં તે શાંતિથી અને સ્વસ્થતાપૂર્વક બધાં કામ સારી રીતે કર્યા કરે છે.' મહમદશાહે જવાબ આપ્યો.

'મહમદશાહ, તમે મને એનો ભેટો ન કરાવી આપો? જો તે કહે તો તેના જીવન વિશે કેટલીક વાત જાણવાની ઇચ્છા છે.'

'જરૂર, તે તમારા સવાલોના જવાબ ખુશીથી આપશે.' એમ કહી મહમદશાહે ત્યાંથી જ એલિયાસને બૂમ પાડી:

'દાદાજી, અંદર આવો અને અમારી સાથે એકાદ પ્યાલો કુમિસ લો. દાદીને પણ બોલાવતા આવજો.'

એલિયાસ તેની ઘરડી પત્ની સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે મહેમાનોને નમસ્કાર કર્યા અને એક ભજન ગણગણતો ગણગણતો ઊમરા પાસે બેસી ગયો. તેની પત્ની પણ પડદાની પાછળ જઇ તેની શેઠાણી સાથે બેઠી.

એલિયાસને એક પ્યાલો કુમિસ આપવામાં આવી. પોતાના માલિકનું અને તેના મહેમાનનું આરોગ્ય સારું રહે એવું ઇચ્છી, તેમને નમન કરી, તેણે થોડુંક કુમિસ પી પ્યાલી નીચે મૂકી દીધી.

'દાદાજી, અમને જોઇને તમને તમારી પાછલી જાહોજલાલી યાદ આવતી હશે અને તેથી તમને કંઈક દુઃખ જેવું પણ થતું હશે.' એલિયાસની સાથે વાત કરવા ઇચ્છતા મહેમાને તેને પૂછ્યું.

તે સાંભળી એલિયાસને હસવું આવી ગયું અને તેણે હસતાં હસતાં કહ્યું, 'સુખ અને દુઃખ એ શી વસ્તુ છે એ હું તમને કહું તો ખરો, પણ મારી વાત તમને સાચી નહીં લાગે.'

મહેમાનો તેને ધ્યાનથી સાંભળી રહ્યા.

'...એટલે તમે મારી પત્નીને પૂછો તો વધારે સારું. તે સ્ત્રી છે. તેના હૃદયમાં જે વાત છે તે જ તેના હોઠે છે. એ તમને બધી સાચી વાત કરશે.'

મહેમાનોએ પડદા ભણી મોં ફેરવ્યું.

'દાદી, તમારી આગલી જિંદગીની સરખામણીમાં તમને હાલની કમનસીબ હાલત કેવી લાગે છે?' મહેમાને પૂછ્યું.

શામ-શેમાગીએ પડદાની પાછળ રહ્યે રહ્યે જ જવાબ આપ્યો:

'મને તો આવું લાગે છે: મેં અને મારા ધણીએ પચાસ વરસ સુધી સુખ શોધ્યા કર્યું પણ અમને સુખ મળ્યું નહીં અને હવે, છેલ્લાં બે વરસથી, અમારી બધી દોલત ખલાસ થઈ ગઈ અને અમે મજૂરી કરવા માંડી ત્યારે અમને સાચું સુખ મળ્યું. હવે અમારે હાલની સ્થિતિ કરતાં વધારે કંઈ નથી જોઈતું. આજે અમે કદી નહોતાં તેટલાં સુખી છીએ.' શામ-શેમાગીની વાત સાંભળીને મહેમાનોને તથા મહમદશાહને ખૂબ આશ્ચર્ય થયું. મહમદશાહે તો માજીને આવી વાત કરતાં જોવા માટે પડદો પણ ખસેડી કાઢ્યો. પડદા પાછળ શામ-શેમાગી અદબ વાળીને બેઠી હતી અને પોતાના પતિ તરફ જોઈ ધીમું ધીમું હસતી હતી. એલિયાસે પણ તેની સામે જોઈ સ્મિત કર્યું. શામ-શેમાગીએ પોતાની વાત આગળ ચલાવી:

'હું મશ્કરી નથી કરતી પણ તદ્દન સાચું કહું છું. અડધી સદી સુધી અમે સુખ માટે ઝંખતાં રહ્યાં, પણ અમારી પાસે પૈસા હતા ત્યાં સુધી અમને સુખ ન જ મળ્યું. આજે અમારી પાસે કંઈ રહ્યું નથી અને અમે અહીં મજૂરી કરીએ છીએ. અત્યારે અમે જેવી સુખી જિંદગી જીવીએ છીએ તેવી કાયમ જીવવા મળે એવી અમે ભગવાનને પ્રાર્થના કરીએ છીએ. હવે આનાથી વધારે અમારે કંઈ નથી જોઈતું.'

'પણ તમારું સુખ તમને શામાંથી મળે છે?' મહેમાને પૂછ્યું.

*'આજે અમે કદી નહોતાં તેટલાં સુખી છીએ.'*

'આમાંથી, આ જીવનમાંથી જ. જ્યારે અમે પૈસાદાર હતાં ત્યારે જાત જાતની એવી જંજાળમાં ફસાયેલાં રહેતાં કે અમને એકબીજા સાથે વાત કરવાની પણ ફુરસદ નહોતી મળતી. અમારા આત્માની ઉન્નતિની વાત તો બાજુએ રહી, અમને પ્રાર્થના કરવા માટે પણ સમય નહોતો મળતો. અમારે ત્યાં મહેમાનોની અવરજવર રહેતી. તેઓ અમારે વિશે ઘસાતું ન બોલે તે માટે તેમને શું ખવરાવવું, પિવરાવવું તથા તેમને કેવી ભેટસોગાદો આપવી તેનું અમારે ખાસ ધ્યાન રાખવું પડતું. તેઓ જાય પછી અમારે અમારા મજૂરો પાછળ મંડવું પડતું. કારણ, તેઓ બને તેટલું ઓછું કામ કરી સારામાં સારો ખોરાક મેળવવાની ઇચ્છા રાખતા, જ્યારે અમે તેમની પાસે વધુમાં વધુ કામ શી રીતે લેવાય તેની ફિકરમાં રહેતાં. આમ અમે પાપ કરતાં. અમારાં વછેરાં કે વાછરાંને વરુ ફાડી ખાશે કે ચોરો અમારાં ઢોરોને ભગાડી જશે, એવી બીક અમને સતત રહેતી. રાત્રે ઘેટીઓ તેમનાં બચ્ચાંને ચગદી ન મારે તો સારું એવી બીક પણ રહેતી અને આ બધાને પરિણામે રાત્રે નિરાંતે ઊંઘી શકતાં નહીં. બધું સલામત છે તેની ખાતરી કરવા અમે રાત્રે અવારનવાર જાગી પડતાં. આમ અમારી પાસે બધું હોવા છતાં અમે નિરાંતની ઊંઘ સુધ્ધાં લઇ શકતાં નહોતાં.

'એક ચિંતાને ઊંચે મૂકીએ કે બીજી આવી પડતી. પાક ઘરમાં ભર્યો ન ભર્યો ત્યાં શિયાળામાં ઢોરોને નીરવાના ઘાસની ચિંતા આવીને ઊભી રહેતી. અને આ બધા ઉપરાંત અમે બંને કોઇ બાબત પર જલદી એકમત થઇ શકતાં નહીં. તેઓ કહેતા કે આપણે આમ કરીએ તો સારું અને હું કહેતી કે એમ નહીં પણ આમ કરીએ તો સારું. આમાંથી અમે એકબીજા સાથે લડી પડતાં. અને તમે જાણો જ છો કે આ રીતે ઝઘડવા કરતાં મોટું પાપ કોઇ નથી--અમે એવું પાપ કરી બેસતાં. અમે એક મુશ્કેલી ટાળીએ ને બીજી આવતી, એક પાપ ટાળતાં ત્યાં બીજું પાપ આવી પડતું, અને સુખની અમારી ખોજ કાયમ અધૂરી રહેતી. અમને કશામાં સુખ દેખાતું નહીં.'

'અને હવે?'

'હવે! હવે તો સવારમાં અમે બંને ઊઠીએ છીએ ત્યારે અમારી પાસે લડાઇ કે ઝઘડાનો કોઇ મુદ્દો જ નથી હોતો. તેથી અમે એકબીજા સાથે મીઠાશથી વાતો કરીએ છીએ. આજે અમારે અમારા માલિકની બને તેટલી સારી રીતે સેવા કરવી તે સિવાય અમને બીજી કોઇ ચિંતા નથી. અમારા માલિકને અમારે લીધે ખોટ ન ખમવી પડે અને અમારા કામમાંથી તેને બને તેટલું વધારે મળતર રહે તે માટે અમે અમારાથી બને તેટલી વધારે મહેનત કરીએ છીએ. તેમાંથી અમને સુખ મળી રહે છે. 'અમે કામકાજ પતાવી ઘરમાં આવીએ છીએ ત્યારે અમારા માલિક તરફથી અમને સારી રીતે ખાવાપીવા મળે છે. શિયાળામાં ટાઢથી બચવા માટે જોઇતું બળતણ પણ અમારા માલિક અમને આપે છે--અને અમારી પાસે એક રૂંવાંવાળો કોટ તો છે જ.

‘હવે અમને બંનેને એકબીજા સાથે વાતો કરવાનો સમય પણ મળે છે. એટલું જ નહીં, અમારા આત્માની ઉન્નતિ માટેનો વિચાર કરવાની ફુરસદ પણ અમને મળે છે. પ્રાર્થના માટે પણ અમે નિયમિત સમય કાઢી શકીએ છીએ.’

શામ-શેમાગીની આવી વાતો સાંભળી મહેમાનો હસવા લાગ્યા.

પણ એલિયાસે કહ્યું:

‘ભાઈઓ, તમને આ સાંભળી હસવું આવે છે, પણ આ કંઈ મશ્કરીની વાત નથી. આ તો જીવનનું સત્ય છે. અમારાં મોજશોખ, માલમિલકત વગેરે બધું અમે ખોઈ બેઠાં ત્યારે અમે પણ મૂરખની જેમ એ વાત પર રડતાં હતાં. પણ ઈશ્વરે જિંદગીનાં છેલ્લાં વરસોમાં અમને સાચી વાત, જીવનનું સત્ય સમજાવ્યું. તમને થશે કે અમે આવું બધું અમારા મનને આશ્વાસન આપવા માટે કહીએ છીએ, પણ તેમ નથી. આ વાત હું તમારા ભલા માટે કહું છું.’

મુલ્લાંએ એલિયાસની વાત સાંભળી મહેમાનોને કહ્યું, ‘એની વાત તદ્દન સાચી છે. એલિયાસ! તેં સો ટકા સાચી વાત કરી છે. આપણા ધર્મગ્રંથોમાં પણ આ જ વાત કહેવામાં આવી છે.’

મુલ્લાંની વાત સાંભળી મહેમાનો હસતા બંધ થયા અને ઊંડા વિચારમાં પડી ગયા.

*

# 15. ધર્મપુત્ર

1

એક ગરીબ ખેડૂતને ત્યાં પુત્રનો જન્મ થયો. આથી તે રાજી રાજી થઈ ગયો. તેના પાડોશી પાસે જઈ તેણે તેને પુત્રજન્મની વાત કરી અને એના ધર્મપિતા બનવા કહ્યું. પાડોશીએ ના પાડી. એક ગરીબ ખેડૂતના દીકરાના ધર્મપિતા બનવાનું તેને પસંદ નહોતું. ખેડૂતે બીજા પાડોશીને વિનંતી કરી જોઈ પણ તેણેય ના પાડી. પછી તો એ ગરીબ ખેડૂત આખું ગામ ફરી વળ્યો પણ તેના દીકરાના ધર્મપિતા બનવા માટે કોઈ તૈયાર થયું નહીં. આથી તે બીજે ગામ જવા નીકળ્યો. રસ્તામાં તેને એક માણસ મળ્યો, તેણે એને અટકાવીને પૂછ્યું,

‘નમસ્તે ભાઈ! ક્યાં ચલાવ્યું?’

‘ભાઈ, શી વાત કરું? ઘડપણમાં સુખેથી પ્રભુસ્મરણ કરી શકું અને મરણ પછી મારું શ્રાદ્ધ કરી શકે એ માટે ઈશ્વરે મને આ યુવાનીમાં દીકરો આપ્યો. પરંતુ હું ગરીબ રહ્યો એટલે અમારા ગામમાં કોઈ મારા દીકરાનો ધર્મપિતા બનવા રાજી નથી. તેથી આ નજીકના ગામે જવા નીકળ્યો છું. ત્યાંથી મારા પુત્ર માટે ધર્મપિતા મળી રહેશે એવી આશા છે.’

આ સાંભળી પેલા અજાણ્યા માણસે કહ્યું, ‘જો એમ જ છે, તો પછી મને જ તમારા પુત્રનો ધર્મપિતા કાં ન બનાવો?’

‘અરે...એથી રૂડું શું? એ માટે તમારો કયા શબ્દોમાં આભાર માનું? પણ...ધર્મમાતા કોણ બનશે?’ તેણે ખચકાતાં ખચકાતાં પોતાની મુશ્કેલી રજૂ કરી.

આ સાંભળી પેલા અજાણ્યા માણસે સહેજ વિચાર કરી કહ્યું, ‘તું નજીકના ગામમાં જા. સીધો ચોકમાં ચાલ્યો જજે. ત્યાં એક પથ્થરની બાંધણીવાળું મકાન છે. તેના ઓટલા પર દુકાન માંડેલી છે. એ દુકાનનો માલિક ગલ્લે બેઠો હશે. તેને કહેજે કે તમારી પુત્રીને મારા પુત્રની ધર્મમાતા બનાવો.’

ગરીબ ખેડૂત આ વાત સ્વીકારતાં જરા મૂંઝાયો. પેલાએ તેની મૂંઝવણ વાંચી લીધી અને પૂછ્યું, ‘બોલ, શી મૂંઝવણ છે?’

‘એક પૈસાપાત્ર વેપારીને મારાથી આવું શી રીતે કહેવાય? તે મને ઊભોય નહીં રાખે. તેની દીકરીને મારા પુત્રની ધર્મમાતા બનાવવાનું તેને પસંદ નહીં પડે એમ મને લાગે છે.’

‘એની તું ચિંતા ન કરીશ. એ વેપારીને આજે સાંજે મળી લેજે. મળીને કહેજે કે તમારી દીકરીને મારા પુત્રની ધર્મમાતા બનાવી આભારી કરો. વિધિ માટે કાલે સવારનો સમય ઠીક રહેશે. તું આટલું કામ પતાવી લે, વિધિની તૈયારી કરી રાખ. કાલે સવારે હું સમયસર આવી પહોંચીશ.’

ખેડૂત ઘરે ગયો અને વિધિ માટેની પૂરતી તૈયારી કરી સાંજ પડતાં નજીકને ગામ જવા નીકળ્યો. તે ઘોડાને સીધો ગામના ચોકમાં હાંકી ગયો. પેલા અજાણ્યા માણસે કહ્યું હતું તેમ ચોકમાં એક પથ્થરની બાંધણીવાળું મકાન હતું અને તેને ઓટલે દુકાન માંડેલી હતી. ખેડૂત ઘોડા પરથી ઊતરી ગયો અને ઘોડાને હાથે દોરતો દોરતો દુકાનના ઓટલા સુધી આવી પહોંચ્યો. તે પેલા વેપારીને કંઇ પૂછે તે પહેલાં તો પેલા વેપારીએ જ સામેથી પૂછ્યું, 'બોલ ભાઈ, શું જોઇએ છે?'

'ભાઇ, એક વાત કરવી છે. ઘડપણમાં શાંતિથી પ્રભુભક્તિ કરી શકું અને મૃત્યુ પછી મારું શ્રાદ્ધ કરી શકે તે માટે ઈશ્વરે મને એક પુત્ર આપ્યો છે. તમારી પુત્રીને એની ધર્મમાતા બનાવો એવી મારી નમ્ર અરજ છે.'

'વારુ, વિધિ ક્યારે રાખ્યો છે?'

'કાલે સવારની પ્રાર્થના વખતે. હું પડખેના ગામમાં રહું છું.'

'ભલે, સુખી રહો. મારી દીકરી કાલે સવારની પ્રાર્થના વખતે તમને ત્યાં મળશે.'

બીજે દિવસે સવારે પ્રાર્થનાસમયે દેવળમાં પેલો અજાણ્યો માણસ અને પેલા વેપારીની દીકરી દેવળમાં આવી પહોંચ્યાં. તેઓ ગરીબ ખેડૂતના દીકરાનાં ધર્મમાતા અને ધર્મપિતા બન્યાં. વિધિ સુખરૂપ પૂરો થયો. વિધિ પૂરો થતાં જ પેલો અજાણ્યો માણસ ત્યાંથી ચાલી ગયો. તે કોણ હતો અને ક્યાંથી આવ્યો હતો તેની કોઈને ખબર સુધ્ધાં ન પડી. અને ત્યાર પછી પણ તે ક્યારેય ફરી જોવા ન મળ્યો.

*

## 2

દિવસ પર દિવસ પસાર થવા લાગ્યા. ખેડૂતનો દીકરો તો રાતે ન વધે તેટલો દિવસે વધે અને દિવસે ન વધે એટલો રાતે વધે. તે ખડતલ, ઉત્સાહી, ચપળ, હોશિયાર અને આજ્ઞાંકિત હતો. દસ વરસે તેનાં માબાપે તેને ભણવા માટે નિશાળે મૂક્યો. બીજાં છોકરાં પાંચ વરસમાં ભણે એટલું તો તેણે એક વરસમાં ભણી લીધું. વરસ બે વરસમાં તો એ પંડિત થઈ ગયો અને તેને માટે કંઈ ભણવાનું બાકી રહ્યું નહીં.

નાતાલના તહેવાર આવ્યા. નાતાલમાં છોકરો તેની ધર્મમાતાને મળવા તેમ જ તેને નાતાલના પ્રણામ કરવા ગયો.

ત્યાંથી પાછા આવીને તેણે તેનાં માતાપિતાને કહ્યું, ‘હું મારાં ધર્મમાતાને તો મળી આવ્યો. પણ મારા ધર્મપિતા ક્યાં રહે છે તેની તો તમે મને વાત જ નથી કરી! મારે તેમને પણ મળવું છે અને નાતાલના પ્રણામ કરવા છે.’

જવાબમાં તેના પિતાએ કહ્યું, ‘બેટા, તારા ધર્મપિતા ક્યાં રહે છે તેની અમને પણ ભાળ નથી. એ માટે અમે ઘણી વાર અમારી જાતને ઠપકો આપ્યો છે. તે તારા ધર્મપિતા બનવા તૈયાર થયા ત્યારે પણ હું તેમને ઓળખતો નહોતો અને પછી તો વિધિ પૂરો થયો કે તરત જ તેઓ અહીંથી ચાલી નીકળ્યા હતા. તે અત્યારે ક્યાં રહે છે અને હજુ જીવે છે કે કેમ તેની કંઈ જ ખબર નથી.’

છોકરો પોતાના પિતાની વાત સાંભળી સહેજ ગંભીર થઈ ગયો અને પછી કહ્યું, ‘પિતાજી, મારે તેમને શોધી કાઢવા જોઈએ અને તેમને નાતાલના પ્રણામ કરવા જોઈએ. તમે રજા આપો તો હું તેમને ખોળી કાઢું.’

માતાપિતાએ તેને રોક્યો નહીં અને છોકરો તેના ધર્મપિતાની શોધમાં નીકળી પડ્યો.

*

## 3

છોકરો ચાલી નીકળ્યો. કલાકો સુધી ચાલ્યા બાદ રસ્તામાં તેને એક માણસ મળ્યો. આ માણસને તે ઓળખતો નહોતો તોય તેણે છોકરાને અટકાવીને પૂછ્યું, ‘નમસ્તે દીકરા, ક્યાં ચાલ્યો?’

‘હું મારાં ધર્મમાતાને મળી આવ્યો અને તેમને મારા નાતાલના પ્રણામ પણ કરી આવ્યો. ત્યાંથી પાછા આવી મેં મારાં માતાપિતાને પૂછ્યું કે મારા ધર્મપિતાને મારે પ્રણામ કરવા છે, તેઓ ક્યાં રહે છે? પણ મારાં માતાપિતા એ જાણતાં નથી. તેમનું કહેવું છે કે, મારા ધર્મપિતા વિધિ પૂરો થયો કે તરત ત્યાંથી ચાલી ગયા હતા. મારાં માતાપિતા આ અગાઉ તેમને ઓળખતાં નહોતાં. એટલું જ નહીં, તેઓ જીવે છે કે નહીં તેની પણ મારાં માતાપિતાને ભાળ નથી. પરંતુ મારે તો મારા ધર્મપિતાને મળવું જ છે, તેથી તેમની ભાળ કાઢવા નીકળ્યો છું.’

પેલા અજાણ્યા માણસે કહ્યું, ‘બેટા, હું જ તારો ધર્મપિતા છું.’ છોકરો આ સાંભળી રાજી રાજી થઈ ગયો. તેણે તેના ધર્મપિતાને નમન કરી નાતાલના પ્રણામ કર્યા. પછી પૂછ્યું, ‘પિતાજી, તમે આજે ક્યાં જવા નીકળ્યા છો? જો અમારા ગામ તરફ જતા હો તો અમારે ઘરે પધારો, અને જો તમારા ઘર તરફ પાછા ફરી રહ્યા હો તો મને તમારી સાથે તમારે ઘરે લઈ જાઓ.’

‘બેટા, આજે તો તારે ઘરે આવવાનો મને સમય નથી. મારે ધંધાર્થે ઘણાં ગામોમાં ફરવું પડે છે, આજે તો હું પરગામ જવા નીકળ્યો છું. ત્યાંથી મારે ઘરે પાછો પહોંચી જઈશ. તું કાલે મને મારે ઘરે મળે તો સારું.’

‘પણ મેં તમારું ઘર ક્યાં જોયું છે?’

‘તો જો, ઘરેથી નીકળીને સૂર્યોદયની દિશામાં નાકની દાંડીએ સીધો ને સીધો ચાલ્યો આવજે. તું એક જંગલમાં આવી પહોંચીશ. જંગલમાં પણ સીધો ને સીધો ચાલ્યા કરજે, ને તું એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચીશ. આ મેદાનમાં પહોંચી તું આરામ કરવા માટે રોકાઈ જજે. આજુબાજુ શું બને છે તે જોતો રહેજે. જંગલને છેડે, જંગલથી દૂર તને એક બગીચો જોવા મળશે. આ બગીચામાં સોનાનાં નળિયાંવાળું એક મકાન છે. એ મકાન તે જ મારું ઘર. દરવાજા સુધી ચાલ્યો આવજે. ત્યાં હું તને સામે લેવા આવીશ.’

આટલું કહીને પેલા છોકરાનો ધર્મપિતા એકાએક અદૃશ્ય થઈ ગયો!

*

## 4

બીજે દિવસે સવારે છોકરો તેના ધર્મપિતાના કહ્યા પ્રમાણે નીકળી પડ્યો. તેણે પૂર્વ દિશામાં નાકની દાંડીએ સીધા ને સીધા ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તે એક જંગલમાં આવી પહોંચ્યો. આ જંગલ પસાર કર્યા પછી તે એક નાના ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યો. મેદાન આગળ આવી તે થાક ખાવા રોકાયો. મેદાનની વચ્ચે એક પાઇનનું ઝાડ હતું. તેની એક ડાળી સાથે જમીન સુધી પહોંચે તે રીતે એક દોરડું તાણી બાંધેલું હતું અને દોરડાને છેડે એક લાકડાનું ઢીમચું લટકાવેલું હતું. આ લટકતા ઢીમચાની નીચે એક મોટા તગારામાં મધ ભરીને મૂકી રાખ્યું હતું. છોકરાને આ જોઇ જરા નવાઇ જેવું લાગ્યું. પણ આ રીતે તગારું ભરી મધ મૂકી તેના પર આમ લાકડાનું ઢીમચું શા માટે લટકાવી રાખ્યું હતું તે એને સમજાયું નહીં. આ અંગે તે કંઇ વિચાર કરે એટલામાં તો બાજુની ઝાડીમાં કંઇ સળવળાટ થયો. ડાળીઓ તૂટવાના અને સૂકાં પાદડાં કચરાવાના અવાજ સંભળાયા અને એક રીંછ તેનાં ચાર બચ્ચાં સાથે મેદાનમાં આવી પહોંચ્યું. રીંછનું એક બચ્ચું તો હજુ વરસનુંય નહોતું થયું. રીંછ હાંફતું હાંફતું સીધું મધના વાસણ પાસે પહોંચી ગયું અને તેનાં બચ્ચાં પણ તેની પાછળ પાછળ ત્યાં દોડી ગયાં. રીંછે પેલા લટકતા લાકડાના ઢીમચાને માથાથી સહેજ ધક્કો મારી હટાવી દીધું અને તે મધ ખાવા લાગ્યું. તેનાં બચ્ચાં પણ મધ ખાવામાં દાખલ પડી ગયાં. તેઓ આમ ટોળે મળીને મધ ખાતાં હતાં ત્યાં તો રીંછે તેના માથાથી હડસેલેલું લાકડાનું ઢીમચું પાછું ત્યાં આવ્યું અને તેણે સૌથી નાના બચ્ચાને ગબડાવી પાડ્યું.

આ જોઇ રીંછે લાકડાના ઢીમચાને જરા જોરથી પંજો મારી આઘું ધકેલ્યું. હવે લટકતા ઢીમચાને તેણે જેટલા જોરથી ધકેલ્યું તેટલા જ જોરથી તે પાછું આવ્યું અને આ વખતે તેણે રીંછના એક બચ્ચાને માથામાં તો બીજાને કમરના ભાગમાં જોરથી ધક્કો માર્યો. બાપડાં બચ્ચાં આ લટકતા ઢીમચાના ધાંધલથી ગભરાઈને ચીસાચીસ કરતાં કરતાં આઘાંપાછાં થવા લાગ્યાં. આ જોઇ બચ્ચાંની મા ચિડાઇ. તેણે ગુસ્સામાં એક ચિચિયારી પાડી અને પાછલા પગ પર ઊભા થઇ ઢીમચાને આગલા બંને પંજા વડે પકડી જોરથી અધ્ધર ઉડાડી મૂક્યું. ઢીમચું આકાશમાં ઘણું ઊંચે ઊછળ્યું. દરમિયાનમાં સૌથી નાનું બચ્ચું મધ ખાવા દોડી ગયું હતું અને તેણે સિસકારા સાથે મધ ઉડાવવા માંડ્યું હતું. તેને આમ કરતું જોઇ બીજાં ત્રણ બચ્ચાં પણ ત્યાં પહોંચી ગયાં. બરાબર તે જ વખતે લાકડાનું ઢીમચું ઉપરથી નીચે પડ્યું અને સૌથી નાના બચ્ચાના માથા પર એવું તો જોરથી અથડાયું કે તે બાપડું ત્યાં ને ત્યાં ઢગલો થઇ ગયું. આ જોઇ રીંછના ગુસ્સાનો પાર ન રહ્યો. તેણે પહેલાં કરતાંય વધુ જોરથી કિકિયારી નાખી અને લાકડાના ઢીમચાને આગલા પંજાઓ વડે જોરથી ઊંચું કરી, હતું તેટલું બધું જોર ભેગું કરી, હવામાં ઊંચે ફગાવી દીધું. આ વખતે ઢીમચું ગયા વખત કરતાં પણ ઊંચે સુધી પહોંચ્યું--તે જે ડાળીએ બાંધેલું હતું તે ડાળીએ દોરડાનો એક આંચકો લાગ્યો. રીંછ તેનાં બચ્ચાં સાથે મધના વાસણ પાસે પહોંચી ગયું હતું. લાકડાનું ઢીમચું ઉપરથી બમણા વેગ સાથે નીચે આવતું હતું. તે જેમ જેમ નીચે આવતું હતું તેમ તેમ તેનો વેગ વધતો જતો હતો. આ વખતે તે સીધું રીંછના માથા પર જ પડ્યું! રીંછને જોરથી ફટકો વાગ્યો. તે ઢળી પડ્યું, તરફડવા લાગ્યું, તેના ટાંટિયા ખેંચાઇ ગયા અને તેનું પ્રાણપંખેરું ઊડી ગયું. બિચારાં બચ્ચાં! ભયનાં માર્યાં કિકિયારી પાડતાં પાડતાં જંગલમાં ભાગી ગયાં.

## ૬

ધર્મપુત્રે આ આખો ખેલ કુતૂહલથી જોયા કર્યો અને પછી આગળ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તે એક સુંદર બગીચા પાસે આવી પહોંચ્યો. બગીચાની મધ્યમાં એક ભવ્ય મહેલ હતો. તેણે દૂરથી જ તેનું ધ્યાન ખેંચ્યું. તેના ધર્મપિતાના કહેવા પ્રમાણે મહેલના છાપરા પર સોનાનાં નળિયાં હતાં.

ધર્મપુત્ર બગીચાના દરવાજા પાસે પહોંચ્યો ત્યાં તો તેના ધર્મપિતા તેને સામે લેવા આવ્યા. તેઓ ધર્મપુત્રને બગીચાના મુખ્ય દરવાજેથી બગીચામાં લઈ ગયા. આ બગીચા જેવી સુંદર જગ્યા તેણે સ્વપ્નમાંય જોઈ નહોતી. બગીચો વટાવી તેઓ મહેલમાં પહોંચ્યા. મહેલ બહારથી જેટલો રળિયામણો લાગતો હતો તેના કરતાં અંદરથી અનેકગણો વધુ રળિયામણો હતો. ધર્મપિતાએ એના ધર્મપુત્રને બધા ઓરડા બતાવ્યા. ઓરડાની શોભાની શી વાત કરવી? એક જોઈએ ને બીજો ભૂલીએ. છેવટે બંને જણ એક મોટા ઓરડામાં આવી પહોંચ્યા. આ ઓરડામાંથી આગળ જવાનું બારણું બંધ હતું.

'જો, આ સામેનું બારણું બંધ છે. એ બંધ છે પણ તેને તાળું મારેલું નથી. એ ખોલી શકાય એમ છે, પણ તારે એ ખોલવું નહીં એવી મારી આજ્ઞા છે. આ એક આજ્ઞા તારે પાળવાની છે. બાકી આ મહેલમાં તું મોજથી રહે. મહેલ તારો જ છે એમ માનીને રહે. મારી આજ્ઞા એટલી જ છેઃ તારે આ બારણું ન ખોલવું.'

આટલું કહી ધર્મપિતા જરા અટક્યા અને પછી કહ્યું, '...અને મારી આજ્ઞા ન પાળી તેં બારણું ખોલ્યું તો શું થશે એ જાણવું હોય તો તેં જંગલમાં જે કંઈ જોયું હોય તે યાદ કર.'

આટલું કહીને ધર્મપિતા ચાલ્યા ગયા. ધર્મપુત્ર આનંદથી આ મહેલમાં રહેવા લાગ્યો. અહીં તેને કશી વાતની કમી નહોતી. જીવન એવું તો સુખમય હતું કે તેણે અહીં ત્રીસ વરસ ગાળી નાખ્યાં તોય જાણે ત્રણ જ દિવસ ગાળ્યા હોય એમ તેને લાગ્યું. ત્રીસ વરસ બાદ મહેલમાં ફરતાં ફરતાં ધર્મપુત્ર એક દિવસ પેલા બંધ બારણાવાળા ઓરડા પાસે આવી પહોંચ્યો. તેને થયું, 'આ ઓરડામાં એવું તે શું હશે કે જેથી મારા ધર્મપિતાએ મને એનું બારણું ખોલવાની મનાઈ કરી હશે? લાવ ને, આજે એમાં એક ડોકિયું કરી જોઉં. જોવા માટે બારણું સહેજ ખોલીશ અને પછી તરત ઢાંકી દઈશ.'

આમ વિચારી તેણે બારણાને સહેજ હડસેલો માર્યો. બારણું ખૂલી ગયું. અદ્ભુત! મહેલના બીજા બધા ઓરડા કરતાં આ ઓરડો ચડિયાતો હતો! એ ઓરડામાં એક ઊંચું આસન હતું અને તેના પર કીમતી રેશમના ગાદીતકિયા બિછાવેલા હતા. તેની પર સોનાનું છત્ર હતું અને આખા આસન પર હીરામાણેક જડેલાં હતાં. આ આસન પર પહોંચવા માટેનો દાદર સોનાથી મઢેલો હતો. ધર્મપુત્રને આ બધું જોઈ નવાઈ લાગી અને તે યંત્રવત્ પેલો દાદર ચડવા લાગ્યો. ઉપર પહોંચીને તે ગાદી પર બેઠો. ગાદી પર બેસતાં જ તેની નજર ગાદી સામે મૂકેલા રાજદંડ પર પડી. તેણે રાજદંડ લેવા માટે હાથ લંબાવ્યો. અને આ શું? તેણે રાજદંડ હાથમાં લીધો ત્યાં તો ઓરડાની ચારે તરફની દીવાલો અદૃશ્ય થઈ ગઈ. ધર્મપુત્રે ચારે તરફ જોયું તો તે મહેલમાંથી પૃથ્વીલોક પર આવી પહોંચ્યો હોય એમ લાગ્યું. તેણે સામે નજર

નાખી તો તેને દરિયામાં તરતાં વહાણો જોવા મળ્યાં. જમણી તરફ જોયું તો અજાણ્યા અસંસ્કૃત લોકો તેની નજરે પડ્યા. ડાબી બાજુએ ફરીને જોયું તો ત્યાં કેટલાક ખ્રિસ્તી સંપ્રદાયના લોકો ઊભેલા જણાયા--જોકે તેઓ રશિયન નહોતા. છેવટે તેણે પાછળ ફરીને ચોથી દિશામાં શું છે તે જોયું. ત્યાં તેને તેના જેવા જ રશિયનો જોવા મળ્યા.

"ચાલ, ઘરે જઈને જોવા દે કે ત્યાં શું ચાલે છે, ખેતીપાણી કેવાં છે." તેણે આવો વિચાર કર્યો એટલામાં તો તે એકાએક તેના ગામમાં આવી ગયો હોય એમ તેને લાગ્યું. અંધારું થવા આવ્યું હતું. તેણે જોયું તો તેના ખેતરની ખળીમાં બાંધેલા પૂળા તૈયાર પડ્યા હતા. પાક કેવો થયો છે તેનો અંદાજ કાઢવા માટે તેણે ઝપાટાબંધ પૂળા ગણવા માંડ્યા. પણ ત્યાં તો ખાણ પાસે ગાડું ઊભું રાખી તેમાં કોઈ પૂળા ભરતું હોય એમ તેને લાગ્યું. રાત પડી ગઇ હતી. રાત્રે પૂળા ઘરે લઈ જવાના ખ્યાલથી કદાચ પિતાજી ગાડું લઈને આવ્યા હોય એવું બને. પણ અરે! આ તો વાસિલી છે, ગામનો જાણીતો ચોર! તેણે 'દોડો દોડો...આ હરામખોર પૂળા ચોરી જાય છે.' એવી બૂમાબૂમ કરી મૂકી. તેની બૂમાબૂમ સાંભળી તેના પિતાજી તથા બીજા ખેડૂતો ત્યાં દોડી આવ્યા. બધાએ મળી ચોરને પકડી પાડ્યો, બાંધી લીધો, સારી પેઠે ફટકાર્યો અને પછી જેલ ભેગો કરી દીધો.

ત્યાંથી ધર્મપુત્ર તેની ધર્મમાતાના ગામમાં પહોંચ્યો. તેની ધર્મમાતાનું લગ્ન એક વેપારી સાથે થયું હતું. તે તેને ઘેર પહોંચ્યો ત્યારે તે ઘસઘસાટ ઊંઘતી હતી, પરંતુ તેનો પતિ દુરાચારી હતો. બાજુના ઓરડામાં તે તેની રખાત સાથે પડ્યો હતો. આ જોઈ ધર્મપુત્રે ધર્મમાતાને કહ્યું, 'ઊઠો, ઊઠો, તમારો પતિ ખોટે રસ્તે ચડી ગયો છે.'

આ સાંભળી ધર્મમાતા જાગી ગઈ. તે સીધી નજીકના ઓરડામાં પતિની તપાસ કરવા ગઈ. પોતાના પતિને રખાત સાથે જોઈ તે શરમાઈ ગઈ અને તેણે રખાતને ઘરમાંથી બહાર કાઢી મૂકી.

અહીંથી ધર્મપુત્ર પોતાને ઘેર ગયો. ત્યાં એની માતા ઊંઘતી હતી. તેમના ઘરમાં ચોર ઘૂસી ગયો હતો અને તે દાગીનાની પેટી ઉઠાવી જવાની તજવીજમાં હતો. ઘરમાં આનો ખળભળાટ સાંભળી ધર્મપુત્રની મા જાગી ગઈ અને ઘરમાં ચોર ઘૂસેલો જાણી તેનાથી એક ચીસ નખાઈ ગઈ. ચોરે તેને મારી નાખીને પેટી તફડાવી જવા માટે પાસે પડેલો કુહાડો લઈને ઉગામ્યો. પોતાની માને ચોર કુહાડો મારી રહ્યો છે તે જોઈ ધર્મપુત્રે પોતાના હાથમાંના રાજદંડનો ફટકો ચોરના કપાળ પર ઝીંક્યો. ફટકો મરણતોલ નીવડ્યો અને ચોર ત્યાં ને ત્યાં ઢગલો થઈ ગયો.

*

## 6

ધર્મપુત્રે રાજદંડના ફટકાથી ચોરને મારી નાખ્યો કે તરત જ ઓરડાની ચારે દીવાલો ફરી પાછી ઊભી થઈ ગઈ. ઓરડો પહેલાં જેવો હતો તેવો થઈ ગયો. ધર્મપુત્ર રાજગાદી જેવા ઊંચા આસન પર બેઠો હતો, તેની સામે રાજદંડ પડ્યો હતો.

ઓરડાનું બારણું ખૂલ્યું અને ધર્મપિતા અંદર દાખલ થયા. તેઓ દાદર ચડીને ધર્મપુત્ર જ્યાં બેઠો હતો ત્યાં આવ્યા. ધર્મપુત્રને ગાદી પરથી ઉતારી તેને નીચે સુધી દોરી લાવ્યા.

'તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે. જે બારણું ખોલવાની મેં તને મનાઈ કરી હતી તે બારણું તેં ખોલ્યું એ તારી પહેલી ભૂલ. અને આ સિવાય પણ તેં બીજી બે ભૂલ કરી છે: તેં આ ગાદી પર બેસી રાજદંડ હાથમાં લીધો એ તારી બીજી ભૂલ અને એ રાજદંડના ફટકાથી એક ચોરને મારી નાખ્યો એ તારી ત્રીજી ભૂલ. આમ કરી તેં પૃથ્વીલોક પર પાપમાં વધારો કર્યો છે. જો આ ગાદી પર તેં વધુ એક કલાક ગાળ્યો હોત તો કદાચ અડધી માનવજાતને તેં પૂરી કરી નાખી હોત.' આટલું કહી ધર્મપિતા ધર્મપુત્રને લઈ સોનાથી મઢેલો દાદર ચડીને પાછા ગાદી પાસે પહોંચ્યા. ત્યાં પહોંચી તેમણે રાજદંડ પોતાના હાથમાં લીધો. ફરી પાછી ઓરડાની બધી દીવાલો ગાયબ થઈ ગઈ અને બંને જણ પૃથ્વીલોક પર આવી પહોંચ્યા. ધર્મપિતાએ કહ્યું,

'તારા બાપની તેં કેવી દશા કરી મૂકી છે તે તું હવે નજરે જોઈ લે. વાસિલીને તેં પકડાવી દીધો અને જેલમાં મોકલ્યો. એક વરસ જેલની હવા ખાઈ તે હવે છૂટો થયો છે. પણ એ એક વરસમાં તો તેણે બધી જાતની ઠગવિદ્યા શીખી લીધી છે. હવે તે રીઢો ગુનેગાર થઈ ગયો છે. તેને કોઈ સુધારી શકે એમ નથી. તેણે તમારા બે ઘોડાની ચોરી કરી છે અને જો, હવે તે તમારા ખેતરમાં ઊભા પાકને સળગાવી મૂકે છે.' આમ કહી ધર્મપિતાએ સામે આંગળી ચીંધી. ધર્મપુત્રે ત્યાં જોયું તો તેના બાપનું ખેતર ભડકે બળતું હતું. ધર્મપિતાએ તેની નજર બીજી તરફ વાળી અને કહ્યું, 'હવે આ તરફ તારી ધર્મમાતાના પતિના શા હાલ થયા તે પણ જોઈ લે. તેણે એક વરસથી તેની ઘરવાળીનો ત્યાગ કર્યો છે અને હવે બીજી રખાત રાખી છે. તેની આગલી રખાત તો પહેલાં કરતાં પણ નીચી કક્ષાએ ઊતરી ગઈ છે. તારી ધર્મમાતા આથી દુ:ખી દુ:ખી થઈ ગઈ છે અને દુ:ખ ભૂલવા માટે દારૂની લતે ચડી છે. તારી ધર્મમાતાના આવા હાલ કરવા માટે પણ તું જવાબદાર છે.'

ધર્મમાતાની આ સ્થિતિનું દર્શન કરાવી ધર્મપિતાએ ધર્મપુત્રની માની કેવી સ્થિતિ થઈ છે તે બતાવ્યું: તેની મા ઘરને ઓટલે બેઠી બેઠી રડતી હતી. પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરતાં રડતી રડતી તે કહેતી હતી, 'તે રાત્રે પેલા લૂંટારાએ મને મારી નાખી હોત તો સારું થાત. તો મારે વધારે પાપ કરવાં પડ્યાં ન હોત અને આમ પ્રાયશ્ચિત્ત માટે રડવાનો વારો ન આવત.'

ધર્મપિતાએ ધર્મપુત્રને આ બતાવી કહ્યું, 'તારી માની આવી સ્થિતિ કરવા માટે પણ તું જ જવાબદાર છે અને હવે આ પણ જોઈ લે,' એમ કહી ધર્મપિતાએ નીચે જમીન તરફ આંગળી ચીંધી.

ધર્મપુત્રે નીચે જોયું તો જેલના દરવાજા સામે બે દરોગાઓ એક કેદીને પકડીને ઊભા હતા. ધર્મપિતાએ કહ્યું, 'આ માણસે આજ સુધીમાં દસ ખૂન કર્યાં છે. તે જીવતો રહ્યો હોત તો એના પાપનું પ્રાયશ્ચિત્ત કરી શક્યો હોત, પણ એ પહેલાં તો તેં એને મારી નાખ્યો. તેને મારી નાખી એના પાપની પોટલીનો ભાર તેં તારે માથે લઈ લીધો છે. એ બધાં પાપનો જવાબ હવે તારે આપવો પડશે. એ માટે પણ તું જવાબદાર છે. હવે તેં જંગલમાં શું જોયું હતું તે યાદ કર. રીંછે પહેલી વખત લાકડાના ઢીમચાને ખસેડી મૂક્યું અને ઢીમચું પાછું આવી તેના બચ્ચાને વાગ્યું. તેણે બીજી વખત ઢીમચાને જોરથી હડસેલી મૂક્યું અને પોતાના નાના બચ્ચાનું મોત નોતર્યું. છેલ્લે--ત્રીજી વખત તેણે ઢીમચાને જોરથી ધકેલી મૂક્યું અને તે વખતે ઢીમચું તેને વાગતાં રીંછ જાતે મરણ પામ્યું. તેં પણ એવું જ કર્યું છે. હું તને ત્રીસ વરસ માટે દુનિયા પર મોકલું છું. તે દરમિયાન તેં તારે માથે ઓઢી લીધેલા આ પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. જો તું એમ નહીં કરે તો આવતા જન્મમાં તારી પણ એના જેવી જ દશા થશે.'

'પિતાજી, એ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે મારે શું કરવું જોઈએ?'

આના જવાબમાં ધર્મપિતાએ કહ્યું, 'દુનિયામાં જેટલાં પાપ ઊભાં કર્યાં છે તેટલાં પાપોનો તું નાશ કરીશ તો તેં તારાં અને એ ચોરનાં એમ બંનેનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરી લીધું ગણાશે.'

'દુનિયામાં મારે પાપનો નાશ કેવી રીતે કરવો તે પણ મને સમજાવો.' ધર્મપુત્રે કહ્યું.

'અહીંથી બહાર નીકળી ઊગતા સૂરજની દિશામાં સીધો ને સીધો ચાલ્યો જજે. થોડા સમયમાં તું એક ખેતર પાસે આવી પહોંચીશ. ખેતરમાં કેટલાંક માણસો હશે. તેઓ જે કંઈ કરે તે ધ્યાનથી જોજે અને તું જે કંઈ જાણે છે તે તેમને શીખવજે. ત્યાંથી આગળ જજે અને જે કંઈ જોવા મળે તે જોતો રહેજે. ચોથે દિવસે તું એક જંગલમાં આવી પહોંચીશ. એ જંગલની વચ્ચે એક ગુફા આવેલી છે. આ ગુફામાં એક સાધુ રહે છે. તેને તું બધી વાત કરજે અને તે તને જે કહે તેનો અમલ કરજે. તું એટલું કરી રહીશ એટલે તેં તારાં અને ચોરનાં બંનેનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે એમ ગણાશે.'

આટલું કહીને ધર્મપિતા ધર્મપુત્રને એ મહેલમાંથી બહાર લઈ આવ્યા અને દરવાજાની બહાર મૂકી આવ્યા.

*

## 7

ધર્મપુત્ર ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં તે વિચારવા લાગ્યો, 'આ દુનિયામાંથી અનિષ્ટ અથવા પાપનો નાશ કરવાનું કામ હું કેવી રીતે કરી શકીશ? પાપનો નાશ કરવો હોય તો પાપ કરનાર પાપીઓને દૂર કરવા જોઈએ. તેમને જેલમાં પૂરી રાખવા જોઈએ અથવા તો તેમને મારી નાખવા જોઈએ. પણ તેમને મારી નાખું તો તો તેમના પાપની પોટલી મારે માથે આવી પડે. એટલે એમ કરતાંય પાપનો નાશ તો ન જ થાય.'

આની પર તેણે ઘણો વિચાર કર્યો પણ તે કોઈ નિર્ણય પર આવી શક્યો નહીં. ચાલતાં ચાલતાં તે એક ખેતર પાસે આવી પહોંચ્યો. ખેતરમાં પાક સુંદર થયો હતો અને આખું ખેતર પાકથી લચી પડ્યું હતું. પરંતુ એક વાછરડો ખેતરમાં ઘૂસી ગયો હતો. ખેતરના રખેવાળોએ તેને જોયો કે તરત તેઓ તેને પકડવા માટે ત્યાં આવી પહોંચ્યા હતા. વાછરડાને આ ખેતરમાંથી બહાર કાઢવા માટે તેઓ હાકોટા મારતા મારતા વાછરડાને ઘેરી વળ્યા હતા. વાછરડો ભાગતો ભાગતો ખેતરની વાડ સુધી પહોંચતો ત્યાં કોઈ ને કોઈ હાકોટો મારી તેને ગભરાવી મૂકતું અને વાછરડો ભડકીને પાછો ખેતરમાં નાસભાગ કરી મૂકતો. પેલા લોકો પાછા તેને ઘેરી વળતા અને આમ કરતાં સોના જેવો પાક છૂંદાઈ જતો. એક તરફ આ ખેલ ચાલતો હતો ત્યારે બીજી તરફ રસ્તા પર ઊભેલી વાછરડાની માલિકણ કહેતી હતી, 'અરે...તમે લોકો આમ ભડકાવી ભડકાવીને આ વાછરડાને અડધો કરી નાખશો. ઊભા રહો...હું એને...'

પણ એનું કોણ સાંભળે? એટલે ધર્મપુત્રે પેલા ખેડૂતોને બૂમ મારી કહ્યું, 'અરે ભલા માણસો, તમે આ શું કરો છો? આમ તો વાછરડો પકડાશે નહીં અને આ સોના જેવા પાકનો કચ્ચરઘાણ નીકળી જશે. તમે બધા ખેતરમાંથી બહાર નીકળી આવો અને આ બાઈને વાછરડાને પુચકારીને બોલાવી લેવા દો. વાછરડો પાળેલો હોવાથી માલિકનો અવાજ પારખી તરત બહાર નીકળી આવશે.'

ધર્મપુત્રની વાત માનીને રખેવાળો ખેતરની બહાર નીકળી આવ્યા. પેલી બાઈ ખેતરની પાળે પાળે ચાલીને વાછરડાની જેટલી નજીક જવાય તેટલી નજીક ગઈ અને પછી તેને પુચકારીને કહ્યું, 'કાળિયા...આવ...આવ....'

ભડકેલો વાછરડો શાંત થઈને ઊભો રહ્યો. તેણે અવાજની દિશામાં કાન માંડ્યા, અવાજ ઓળખ્યો અને પછી એકદમ તેની માલિકણ બાઈ પાસે દોડી આવી તેના હાથ ચાટવા લાગ્યો. વાછરડો ખેતરમાંથી નીકળી જતાં રખેવાળ ખેડૂતો રાજી થયા. બાઈને પોતાનો વાછરડો મળ્યો તેથી તે પણ રાજી થઈ ગઈ, અને ભડકેલો વાછરડો પણ માલિક મળતાં રાજી રાજી થઈ ગયો.

ધર્મપુત્ર ત્યાંથી આગળ ચાલ્યો. તેને થયું:

‘હવે મને એટલી ખબર પડી કે પાપનો ફેલાવો પાપથી જ થાય છે. માણસો પાપને હાંકી કાઢવા મથે છે, પણ તેમ કરતાં પાપ વધતાં જાય છે. પાપનો નાશ કરવો હોય તો શું કરવું એની મને ખબર નથી. પણ પાપીનો નાશ કરવાથી, પાપનો નાશ કરવા જતાં નવાં પાપ થાય. તેમ કરવાથી તો પાપનો નાશ નથી જ થતો.’

‘પેલો વાછરડો તેની માલિકણનું કહેવું માની ખેતરમાંથી બહાર દોડી આવ્યો તેથી બધું સારી રીતે પાર ઊતર્યું, પણ જો તેણે બાઈનું કહેવું ન માન્યું હોત તો શું થાત? તો એ વાછરડાને અમે શી રીતે પકડી શકત?’

આની પર વિચાર કરતાં કરતાં ધર્મપુત્રે આગળ ચાલવા માંડ્યું. તેણે ઘણો વિચાર કરી જોયો પણ તે કશા નિર્ણય પર આવી શક્યો નહીં.

*

## ૪

ચાલતાં ચાલતાં તે એક ગામમાં આવી પહોંચ્યો. રાત થવા આવી હતી તેથી તેણે આ ગામમાં જ રાત રોકાવાનું નક્કી કર્યું. ગામને નાકે આવેલા ઘરમાં રાત રોકાવાનું મળે તો સવારમાં ત્યાંથી આગળ ચાલી નીકળાય એ ખ્યાલથી તે નાકા પરના ઘરે પહોંચ્યો અને ઘરમાલિકને રાત રોકાવા પૂરતી સગવડ આપવા વિનંતી કરી. આ ઘરમાં એક માજી સિવાય બીજું કોઈ નહોતું. તેમણે ધર્મપુત્રની વિનંતી માન્ય રાખી. ધર્મપુત્ર ઘરમાં જઈને તાપણી પાસે બેસી ગયો અને ત્યાં બેઠાં બેઠાં જ તેણે માજી શું કરી રહ્યાં છે તે જોવા માંડ્યું.

માજી ઘરની સાફસૂફીના કામમાં રોકાયેલાં હતાં. તેમણે પહેલાં ઘરને વાળી લીધું અને પછી ઓરડાની વચ્ચે મૂકેલા મોટા ટેબલને લૂછવા માંડ્યું. માજી જે લૂગડાથી ટેબલ લૂછતાં હતાં તે લૂગડું મેલું હતું, એટલે માજી ટેબલને એક છેડેથી બીજે છેડે સુધી લૂછી વળ્યાં તોય ટેબલ જોઈએ તેવું સાફ થયું નહીં. કપડું મેલું હતું તેથી એક તરફથી ધૂળ લુછાતી પણ બીજી તરફથી કપડામાંની ધૂળને લીધે નવા ડાઘા પણ પડતા. માજીએ ચારપાંચ વાર ટેબલ લૂછી નાખ્યું પણ ટેબલ જોઈએ તેવું સાફ થયું નહીં. ટેબલ લુછાતું ખરું, પણ લૂગડું મેલું હતું તેથી નવા ડાઘા પણ પડ્યા જ કરતા. ધર્મપુત્રે આ આખું નાટક શાંતિથી જોયા કર્યું અને પૂછ્યું, ‘માજી, તમે આ શું કરો છો?’

‘અરે! તને એટલી સમજ નથી પડતી? તહેવારો નજીક આવતા હોવાથી હું ઘર સાફ કરું છું. પણ આ ટેબલ જોઈએ તેવું સાફ થતું નથી. હું તો એને લૂછી લૂછીને હવે થાકી ગઈ.’

ધર્મપુત્રે માજીની વાત સાંભળી હસતાં હસતાં કહ્યું, ‘માજી, તમે જે લૂગડાથી ટેબલ લૂછો છો તે લૂગડું સારી પેઠે મેલું છે. તેથી ટેબલ લુછાય છે ખરું, પણ કપડામાંની જ ધૂળને કારણે ટેબલ પર નવા ડાઘા પણ પડતા રહે છે. તેથી તમે કાં તો કપડાને ધોઈને પછી તેનાથી ટેબલ સાફ કરો અથવા તો નવું સ્વચ્છ કપડું લઈ તેનાથી ટેબલ લૂછી કાઢો.’

માજીએ ધર્મપુત્રના કહેવા પ્રમાણે કર્યું. કપડાને સ્વચ્છ પાણીમાં ધોઈ નાખી તેનાથી ટેબલ લૂછી કાઢ્યું. ટેબલ પરની ધૂળના ડાઘા લુછાઈ ગયા અને કપડું ધોયેલું હતું તેથી નવા ડાઘા ન પડ્યા.

માજીએ ધર્મપુત્રનો ખૂબ આભાર માન્યો.

સવાર થતાં ધર્મપુત્રે પેલી બાઈની રજા લઈ આગળ ચાલવા માંડ્યું. ખાસું લાંબું અંતર કાપ્યા પછી તે જંગલના બીજે છેડે આવી પહોંચ્યો. ત્યાં આગળ કેટલાક ખેડૂતો વાંકા લાકડામાંથી લાકડાનું ગોળ ચકરડું બનાવવા માટે મથામણ કરતા હતા. ધર્મપુત્રે જરા નજીક જઈ જોયું તો એ ખેડૂતો લાકડાનો એક છેડો લઈ ગોળ ગોળ ફરતા હતા ખરા પણ તેઓ લાકડાને ગોળાકારમાં વાળી શકતા નહોતા.

ધર્મપુત્રે આ ખેલ થોડા વખત સુધી જોયા કર્યો. તેણે જોયું કે લાકડાને ગોળ વાળવા માટે લાકડાનો બીજો છેડો જે આડચ સાથે બાંધેલો હતો તે આડચ ઢીલી હોવાથી ગોળ ગોળ ફર્યા કરતી હતી. આ જોઈ ધર્મપુત્રે

પેલા ખેડૂતોને પૂછ્યું, ‘અરે…તમે આ લાકડાનું શું કરવા માગો છો?’

‘કેમ તમને ખ્યાલ નથી આવતો? અમારે આ વાંકા લાકડાને ગોળાકારમાં વાળી તેમાંથી ગોળ ચકરડું બનાવવું છે. એ માટે આ લાકડાને વરાળ આપી આપીને અમે બે વખત નરમ બનાવ્યું, પણ તે ગોળાકારમાં વળતું નથી. હવે તો અમે થાકી ગયા છીએ.’

ધર્મપુત્રે કહ્યું, ‘તમે જે આડચ સાથે લાકડાનો છેડો બાંધેલો છે તે આડચ જ ઢીલી છે અને તેથી તે ગોળ ગોળ ફર્યા કરે છે. તેને તમારે ચુસ્ત રાખવી જોઈએ જેથી તે ફરે નહીં. જો તે ઢીલી રહેશે તો તમે ક્યારેય લાકડાને ગોળાકારમાં વાળી નહીં શકો.’

ધર્મપુત્રની સલાહ પ્રમાણે ખેડૂતોએ જે આડચ સાથે લાકડાનો એક છેડો બાંધેલો હતો તેને ઠોકીને જમીનમાં સારી રીતે બેસાડી દીધો. આટલું કર્યા પછી કામ સરળ થઈ ગયું. વરાળથી પોચા બનાવેલા લાકડાને ગોળાકારમાં વાળતાં હવે વાર ન લાગી.

ધર્મપુત્રે એક રાત તેમની સાથે ગાળી અને પછી ત્યાંથી આગળ ચાલવા માંડ્યું. તેણે એક દિવસ અને એક રાત સુધી ચાલ્યા કર્યું અને લગભગ પરોઢિયે તે કેટલાક ઢોર વેચવા જનારાઓ વિસામો નાખીને બેઠા હતા ત્યાં આવી પહોંચ્યો. તેણે પણ બાકીની રાત ત્યાં પૂરી કરવાનું નક્કી કર્યું અને તે તેમની બાજુમાં જ સૂઈ ગયો. સવારમાં તે ઊઠ્યો ત્યારે ઢોરના વેપારીઓ તાપણું સળગાવી રહ્યા હતા. તેમની પાસે થોડાંક જ સૂકાં લાકડાં હતાં. બીજાં લીલાં લાકડાં સારા પ્રમાણમાં હતાં. તેમણે પહેલાં થોડાં સૂકાં લાકડાં સળગાવ્યાં, પણ તે બરાબર સળગે તે પહેલાં જ તેમાં બીજાં લીલાં લાકડાં ઉમેર્યાં. પરિણામ એ આવ્યું કે ધૂણી થઈ ગઈ અને તાપણું બરાબર સળગ્યું નહીં. તેઓ પાછા થોડાં સૂકાં લાકડાં શોધી લાવ્યા અને તેને સળગાવી તે બરાબર સળગે તે પહેલાં જ તેમાં બીજાં લીલાં લાકડાં નાખ્યાં. ફરીથી ધૂણી થઈ ગઈ અને લાકડાં સળગ્યાં નહીં. આવું ઘણા સમય સુધી ચાલ્યું પણ તાપણું બરાબર સળગ્યું નહીં.

આ જોઈ ધર્મપુત્રે કહ્યું, ‘તમે લોકો લીલાં લાકડાં ઉમેરવામાં આટલી બધી ઉતાવળ કેમ કરો છો? પહેલાં સૂકાં લાકડાંને બરાબર સળગવા દો અને પછી તેમાં લીલાં લાકડાં ઉમેરો. એક વાર તાપણું બરાબર સળગતું થઈ જાય પછી તમે ધીમે ધીમે જેટલાં લીલાં લાકડાં ઉમેરવાં હોય તેટલાં ઉમેરો.’

પેલા લોકોએ ધર્મપુત્રની સલાહ પ્રમાણે પહેલાં સૂકાં લાકડાંને બરાબર સળગવા દીધાં. તાપણું સળગતું થયું એટલે તેમાં લીલાં લાકડાં ઉમેર્યાં. તાપણું બરાબર સળગી ઊઠ્યું.

તેમની સાથે થોડો સમય ગાળી ધર્મપુત્ર ત્યાંથી આગળ ચાલી નીકળ્યો. તેણે ચાલ્યા જ કર્યું. તેણે જે ત્રણ વસ્તુઓ જોઈ તેનો શો અર્થ થાય તેના પર તેણે ચાલતાં ચાલતાં ઘણો વિચાર કર્યો, પણ એનો મર્મ તે પામી શક્યો નહીં.

*

## ૯

ધર્મપુત્ર આખો દિવસ ચાલીને સાંજ થતાં એક બીજા જંગલ પાસે આવી પહોંચ્યા. ત્યાં તેને એક સાધુની ઝૂંપડી જોવા મળી. તે ઝૂંપડી પાસે ગયો અને ઝૂંપડીનું બારણું ખખડાવ્યું.

'કોણ છે?' અંદરથી અવાજ આવ્યો.

'એક મહા પાપી.' ધર્મપુત્રે જવાબમાં કહ્યું, 'મારે બીજાઓનાં અને મારાં પોતાનાં એમ બેવડાં પાપ માટે પ્રાયશ્ચિત્ત કરવું છે.'

આ સાંભળી સાધુ ઝૂંપડીમાંથી બહાર આવ્યા.

'બીજાને માટે તારે જે પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે તે પાપ કયાં?

એના જવાબમાં ધર્મપુત્રે સાધુને આખી વાત માંડીને કહી સંભળાવી--ધર્મપિતા, જંગલમાં જોયેલી રીંછડી અને તેનાં બચ્ચાં, બંધ ઓરડામાંની રાજગાદી, ધર્મપિતાની આજ્ઞાઓ, આવતી વખતે રસ્તામાં ખેતરમાં ભરાઇ ગયેલા વાછરડાને બહાર કાઢવા મથતા ખેડૂતો તથા વાછરડાની માલિકણ બાઇએ બોલાવતાં વાછરડો કેવો બહાર આવી ગયો વગેરે વાતો તેણે સાધુને કરી અને પછી કહ્યું, 'પાપથી પાપનો નાશ કોઇ કરી શકતું નથી એ મેં જોયું. પરંતુ મારે તો પાપ યા અશુભ તત્ત્વનો નાશ શી રીતે થાય તે જાણવું છે. એ શી રીતે થાય તે તમે મને શીખવો.'

રસ્તામાં આ સિવાય તેં બીજું શું શું જોયું?' સાધુએ પૂછ્યું.

ધર્મપુત્રે સાધુને માજી ટેબલ સાફ કરતાં હતાં તેની, ખેડૂતો લાકડાનું પૈડું બનાવતા હતા તેની તથા ઢોરના વેપારીઓ તાપણું સળગાવવા મથતા હતા તેની વાત કહી સંભળાવી.

સાધુએ આ બધી વાત ધ્યાનથી સાંભળી. વાત પૂરી થતાં તે ઝૂંપડીમાં જઇને એક કુહાડી લઇ આવ્યા. આ કુહાડીની ધાર અનેક જગ્યાએથી ખાંડી થઇ ગયેલી હતી.

'મારી સાથે આવ.' એમ કહી સાધુએ ચાલવા માંડ્યું.

તેઓ થોડે દૂર પહોંચ્યા પછી સાધુએ ધર્મપુત્રને એક ઝાડ બતાવી કહ્યું, 'આ કુહાડીથી આ ઝાડ કાપી નાખ.'

ધર્મપુત્રે ઝાડ ઢોળી પાડ્યું.

‘હવે એના થડનાં ત્રણ સરખાં ઢીમચાં બનાવી કાઢ.’ સાધુએ કહ્યું.

ધર્મપુત્રે ઝાડનું થડ કાપી લઈ તેનાં ત્રણ સરખાં ઢીમચાં બનાવી કાઢ્યાં.

ધર્મપુત્રને ત્યાં જ ઊભો રાખી સાધુ પાછા ઝૂંપડી તરફ ગયા અને ઝૂંપડીમાંથી સળગતા લાકડાં લઈ આવ્યા.

‘એ ત્રણેય ટુકડાને બાળી નાખ,’ સાધુએ ધર્મપુત્રને સળગતાં લાકડાં આપી કહ્યું.

ધર્મપુત્રે બીજાં લાકડાં ભેગાં કરી સળગાવ્યાં અને તે લાકડાં બરાબર સળગ્યાં પછી તેમાં પેલાં ત્રણ ઢીમચાં નાખી દીધાં. ત્રણે ઢીમચાં લગભગ બળી ગયાં અને માત્ર ત્રણ ઠૂંઠાં રહી ગયાં એટલે સાધુએ કહ્યું, ‘હવે એ ત્રણે ઠૂંઠાં કાઢી લે અને ત્રણ ખાડા કરી દરેકમાં એક એક ઠૂંઠું દાટી દે. દાટતી વખતે અડધું ઠૂંઠું ભોંયમાં દટાઈ જાય અને અડધું બહાર રહે તે ધ્યાન રાખજે.’

ધર્મપુત્રે તેમ કર્યું.

‘આ ટેકરીની તળેટીમાં એક નદી છે. ત્યાંથી મોંમાં પાણી ભરી લાવી આ ત્રણે ઠૂંઠાંને પાણી પાતો રહે. આ પહેલા ઠૂંઠાને તેં પેલાં માજીને ટેબલ સાફ કરવાની સલાહ આપેલી તે રીતે, બીજાને તેં પેલા લોકોને લાકડાનું પૈડું બનાવવા માટે જે સલાહ આપેલી તે રીતે અને ત્રીજાને તેં ઢોરના વેપારીઓને તાપણું સળગાવવા માટે સલાહ આપેલી તે રીતે. આ ત્રણે ઠૂંઠાં જમીનમાં બરાબર મૂળ નાખી દે અને તેની જગ્યાએ સફરજનનો છોડ ઊગે ત્યારે તને પાપ અથવા અશુભ તત્ત્વનો નાશ શી રીતે કરવો તેની સમજ પડશે. તારાં બધાં પાપોનું પ્રાયશ્ચિત્ત પણ તેમાં આવી જશે.’

આટલું કહીને સાધુ પાછા ઝૂંપડીમાં ચાલ્યા ગયા. આ સાધુ જે કહી ગયા તેના પર ધર્મપુત્રે ઘણો વિચાર કરી જોયો, પણ તેઓ શું કહેવા માગે છે તેની એને સમજ પડી નહીં. આમ છતાં તેણે સાધુની આજ્ઞા પ્રમાણે પેલાં ત્રણ બળેલાં ઠૂંઠાંને પાણી પાવું શરૂ કર્યું.

*

ધર્મપુત્ર ટેકરીની તળેટીમાં ગયો. ત્યાં વહેતી નદીમાંથી તે મોઢામાં પાણી ભરી લાવ્યો અને પેલાં ત્રણ ઠૂંઠાંમાંથી એક ઉપર એ પાણી ઢોળી દીધું. આવું તેણે અનેક વાર કર્યું અને એ રીતે એણે ઠૂંઠાંને પાણી પાવા માંડ્યું. આખરે જ્યારે તે થાકી ગયો અને ભૂખ્યો થયો ત્યારે તે સાધુ મહારાજ પાસે કંઈક ખાવાનું માગવા માટે સાધુ મહારાજની ઝૂંપડીએ ગયો. તેણે ઝૂંપડી ઉઘાડી અને જોયું તો ઝૂંપડીની વચ્ચોવચ એક પાટ પર સાધુ મહારાજનું શબ પડેલું હતું! ધર્મપુત્રને કકડીને ભૂખ લાગી હતી. તેણે આમતેમ નજર નાખી તો તેને એક ખૂણામાંથી થોડા સૂકા રોટલાના ટુકડા મળી આવ્યા. તેણે તેમાંથી થોડા ટુકડા ખાઈને પાણી પી લીધું. હવે સાધુ મહારાજની અંતિમ ક્રિયા પતાવી જોઈએ. તે માટે તેણે પાવડાથી થોડી જગ્યા સાફ કરી અને ખાડો ખોદવો શરૂ કર્યો. આની સાથે સાથે જ પેલાં ઠૂંઠાંને પાણી પાવાનું પણ ચાલુ રાખવું જોઈએ. એટલે ધર્મપુત્ર રાત્રે પેલાં ઠૂંઠાંને પાણી પાતો અને દિવસે સાધુની સમાધિ માટે ખાડો ખોદતો. તે ખાડો ખોદી રહ્યો અને સાધુનું શબ તેમાં મૂકવા જતો હતો તે વખતે કેટલાક ગામલોકો ત્યાં આવી પહોંચ્યા. તેઓ સાધુ મહારાજ માટે રોટલા વગેરે લઈ આવ્યા હતા.

સાધુ મહારાજ દેહ છોડીને ચાલ્યા ગયા છે તે જાણી ગામલોકોને દુઃખ થયું. ધર્મપુત્ર સાથે મળી તેમણે સાધુ મહારાજની અંતિમ ક્રિયા પતાવી તે સ્થળ પર સમાધિ બનાવી. ધર્મપુત્ર સાધુ મહારાજ આપી ગયા હોવાથી તેમણે ધર્મપુત્રને મહારાજની સમાધિ પાસે રહેવાનું કહ્યું તથા તેઓ અવારનવાર રોટલા મોકલતા રહેશે એવું વચન આપ્યું.

હવે ધર્મપુત્ર સાધુની ઝૂંપડીમાં રહેવા લાગ્યો અને ગામલોકો માટે તેણે સાધુનું સ્થાન લીધું. તેને સોંપવામાં આવેલું કામ કરવાનું તેણે ચાલુ રાખ્યું. તે દરરોજ તળેટીમાં જઈ મોંમાં પાણી ભરી લાવતો અને પેલાં ઠૂંઠાં પર રેડ્યા કરતો. ગામલોકો તેને માટે નિયમિત રોટલા મોકલતા રહેતા.

આમ ને આમ તે એક વરસ સુધી ત્યાં રહ્યો. દરમિયાનમાં તેને મળવા આવતા ઘણા માણસો સાથે તેને મળવાનું થયું. પોતાનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે ઠેઠ તળેટીમાંથી મોંમાં પાણી ભરી લાવી ત્રણ ઠૂંઠાંઓને પાણી પાનાર પવિત્ર માણસ તરીકે તેની ખ્યાતિ ચારે તરફ ફેલાઈ ગઈ. ગામેગામથી લોકોનાં ટોળેટોળાં તેના દર્શને આવવા લાગ્યાં. ધનવાન વેપારીઓ તેમનાં વાહનો લઈને ત્યાં આવતા. ધર્મપુત્ર માટે તેઓ કીમતી ભેટસોગાદ પણ લાવતા. પરંતુ ધર્મપુત્ર આમાંથી જીવન જીવવા માટે જરૂરી વસ્તુઓ પોતાની પાસે રાખી બીજી બધી વસ્તુઓ દાનમાં વહેંચી દેતો.

હવે ધર્મપુત્રનું રોજિંદું જીવન આ પ્રમાણે ગોઠવાઈ ગયું: અડધો દિવસ તે પોતાનાં પાપના પ્રાયશ્ચિત્ત માટે સાધુ મહારાજની આજ્ઞા પ્રમાણે પેલાં ત્રણ ઠૂંઠાંઓને પાણી પાતો અને બાકીનો અડધો દિવસ તેના દર્શન માટે આવતા લોકોનો સત્કાર કરતો. પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે પેલાં ત્રણ ઠૂંઠાંને આ રીતે પાણી પાવાનું કહેવા પાછળ સાધુનો શો આશય હશે તે એને હજુ સુધી સમજાયું નહોતું.

આમ ને આમ બે વરસ વહી ગયાં. ધર્મપુત્ર એકેય દિવસ પેલાં ઠૂંઠાંને પાણી પાવાનું ચૂકતો નહોતો. આમ છતાં હજુ સુધી એ ત્રણમાંથી એકેય ઠૂંઠું જમીનમાં મૂળ નાખી શક્યું નહોતું.

એક દિવસની વાત છે. ધર્મપુત્ર પોતાની ઝૂંપડીમાં બેઠો હતો ત્યાં તેણે બહાર કોઈ ઘોડેસવાર ગીત ગણગણતો ગણગણતો જતો હોય એવો અવાજ સાંભળ્યો. આ કોણ હશે તે જોવા માટે તે ઝૂંપડીમાંથી બહાર આવ્યો. તેણે જોયું તો એક પડછંદ યુવાન, સુંદર કપડાં પહેરી, એક તેજવાન ઘોડા પર સવાર થઈ, કંઈક ગણગણતો ગણગણતો, મસ્તીથી જઈ રહ્યો હતો.

ધર્મપુત્રે તેને ઊભો રાખ્યો અને તે કોણ છે તથા ક્યાં જાય છે તે પૂછ્યું.

ઘોડાની લગામ ખેંચતાં ખેંચતાં પેલાએ કહ્યું, ‘હું એક લુટારો છું. અહીંના ધોરી રસ્તા પર ફરતો રહી માણસોને લૂંટી લઉં છું અને મારી નાખું છું. જેમ જેમ વધારે માણસોને મારી નાખું છું, તેમ તેમ મને વધારે ને વધારે આનંદ આવે છે તથા ગીતો ગાવામાં પણ મને મજા આવે છે.’

ધર્મપુત્ર આ સાંભળીને ડઘાઈ ગયો. તેને થયું, ‘આવા માણસમાં પડેલા અશુભ તત્ત્વનો નાશ શી રીતે થાય? જેઓ તેમની મેળે મારી પાસે ચાલ્યા આવે છે અને તેમનાં પાપની કબૂલાત કરે છે તેમને બે શબ્દો કહેવાનું કામ સહેલું છે, પણ આ તો પોતાનાં પાપની બડાશ મારે છે. એવાનું શું?’

ધર્મપુત્ર લુટારાને કંઈ પણ કહ્યા વગર ઝૂંપડી તરફ પાછો વળ્યો. તેને થયું, ‘હવે શું કરવું? આ લુટારો અહીં આવ્યો છે એટલે તે આ પ્રદેશમાં રંજાડ શરૂ કરે એવું બને. તે લોકોને ડરાવશે અને તેનાથી ડરીને લોકો અહીં આવવાનું બંધ કરશે. એનાથી લોકોને નુકસાન થશે અને મારે માટે શી રીતે જીવવું તે સવાલ આવી પડશે.’

આવો વિચાર આવતાં તે પાછો ફર્યો અને પેલા લુટારાને કહ્યું, ‘મારી પાસે અહીં ઘણા લોકો આવે છે. તેઓ પોતાનાં પાપની બડાશ નથી મારતા પણ તેની કબૂલાત કરી પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે અહીં આવે છે. તું ઈશ્વરથી ડરતો હોય તો તારાં પાપનું પ્રાયશ્ચિત્ત કર. અને જો તારી પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છા જ ન હોય, તારા હૃદયમાં એવી લાગણી જ ન હોય, તો અહીંથી ચાલ્યો જા અને ફરી અહીં આવીશ નહીં. મને હેરાન ન કરીશ તેમ જ અહીં આવતા ગામલોકોને ડરાવીને અહીં આવતાં અટકાવીશ નહીં. જો તું આ વાત નહીં માને તો તેની સજા કરવાવાળો પરમાત્મા આપણ સૌના માથે બેઠેલો છે.’

ધર્મપુત્રની આ વાત સાંભળી લુટારો હસી પડ્યો.

‘મને ભગવાનનો ડર નથી અને મારે તારો ઉપદેશ પણ સાંભળવો નથી. તું કંઈ મારો માલિક નથી. તું દયા પર જીવે છે અને હું લૂંટ ચલાવીને જીવું છું. આપણે બધાએ જીવવું તો જોઈએ જ ને? તારી પાસે ઉપદેશ સાંભળવા આવનારાં ડોસાંડગરાંને તું ઉપદેશ આપજે. મારે એવા ઉપદેશની જરૂર નથી. અને આજે તેં મને ભગવાનનું નામ યાદ દેવરાવ્યું છે એટલે કાલે હું દરરોજ કરતાં બે માણસ વધારે મારીશ. તનેય મારી નાખું એમ થાય છે, પણ મારે અત્યારે મારા હાથ બગાડવા નથી. ભવિષ્યમાં ક્યારેય મારા માર્ગમાં આવીશ નહીં એટલું ધ્યાન રાખજે, સમજ્યો?’

આમ ને આમ બે વરસ વહી ગયાં. ધર્મપુત્ર એકેય દિવસ પેલાં ઠૂંઠાંને પાણી પાવાનું ચૂકતો નહોતો. આમ છતાં હજુ સુધી એ ત્રણમાંથી એકેય ઠૂંઠું જમીનમાં મૂળ નાખી શક્યું નહોતું.

એક દિવસની વાત છે. ધર્મપુત્ર પોતાની ઝૂંપડીમાં બેઠો હતો ત્યાં તેણે બહાર કોઈ ઘોડેસવાર ગીત ગણગણતો ગણગણતો જતો હોય એવો અવાજ સાંભળ્યો. આ કોણ હશે તે જોવા માટે તે ઝૂંપડીમાંથી બહાર આવ્યો. તેણે જોયું તો એક પડછંદ યુવાન, સુંદર કપડાં પહેરી, એક તેજવાન ઘોડા પર સવાર થઈ, કંઈક ગણગણતો ગણગણતો, મસ્તીથી જઈ રહ્યો હતો.

ધર્મપુત્રે તેને ઊભો રાખ્યો અને તે કોણ છે તથા ક્યાં જાય છે તે પૂછ્યું.

ઘોડાની લગામ ખેંચતાં ખેંચતાં પેલાએ કહ્યું, 'હું એક લુટારો છું. અહીંના ધોરી રસ્તા પર ફરતો રહી માણસોને લૂંટી લઉં છું અને મારી નાખું છું. જેમ જેમ વધારે માણસોને મારી નાખું છું, તેમ તેમ મને વધારે ને વધારે આનંદ આવે છે તથા ગીતો ગાવામાં પણ મને મજા આવે છે.'

ધર્મપુત્ર આ સાંભળીને ડઘાઈ ગયો. તેને થયું, 'આવા માણસમાં પડેલા અશુભ તત્ત્વનો નાશ શી રીતે થાય? જેઓ તેમની મેળે મારી પાસે ચાલ્યા આવે છે અને તેમનાં પાપની કબૂલાત કરે છે તેમને બે શબ્દો કહેવાનું કામ સહેલું છે, પણ આ તો પોતાનાં પાપની બડાશ મારે છે. એવાનું શું?'

ધર્મપુત્ર લુટારાને કંઈ પણ કહ્યા વગર ઝૂંપડી તરફ પાછો વળ્યો. તેને થયું, 'હવે શું કરવું? આ લુટારો અહીં આવ્યો છે એટલે તે આ પ્રદેશમાં રંજાડ શરૂ કરે એવું બને. તે લોકોને ડરાવશે અને તેનાથી ડરીને લોકો અહીં આવવાનું બંધ કરશે. એનાથી લોકોને નુકસાન થશે અને મારે માટે શી રીતે જીવવું તે સવાલ આવી પડશે.'

આવો વિચાર આવતાં તે પાછો ફર્યો અને પેલા લુટારાને કહ્યું, 'મારી પાસે અહીં ઘણા લોકો આવે છે. તેઓ પોતાનાં પાપની બડાશ નથી મારતા પણ તેની કબૂલાત કરી પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે અહીં આવે છે. તું ઈશ્વરથી ડરતો હોય તો તારાં પાપનું પ્રાયશ્ચિત્ત કર. અને જો તારી પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છા જ ન હોય, તારા હૃદયમાં એવી લાગણી જ ન હોય, તો અહીંથી ચાલ્યો જા અને ફરી અહીં આવીશ નહીં. મને હેરાન ન કરીશ તેમ જ અહીં આવતા ગામલોકોને ડરાવીને અહીં આવતાં અટકાવીશ નહીં. જો તું આ વાત નહીં માને તો તેની સજા કરવાવાળો પરમાત્મા આપણ સૌના માથે બેઠેલો છે.'

ધર્મપુત્રની આ વાત સાંભળી લુટારો હસી પડ્યો.

'મને ભગવાનનો ડર નથી અને મારે તારો ઉપદેશ પણ સાંભળવો નથી. તું કંઈ મારો માલિક નથી. તું દયા પર જીવે છે અને હું લૂંટ ચલાવીને જીવું છું. આપણે બધાએ જીવવું તો જોઈએ જ ને? તારી પાસે ઉપદેશ સાંભળવા આવનારાં ડોસાંડગરાંને તું ઉપદેશ આપજે. મારે એવા ઉપદેશની જરૂર નથી. અને આજે તેં મને ભગવાનનું નામ યાદ દેવરાવ્યું છે એટલે કાલે હું દરરોજ કરતાં બે માણસ વધારે મારીશ. તનેય મારી નાખું એમ થાય છે, પણ મારે અત્યારે મારા હાથ બગાડવા નથી. ભવિષ્યમાં ક્યારેય મારા માર્ગમાં આવીશ નહીં એટલું ધ્યાન રાખજે, સમજ્યો?'

આવી ધમકી આપી લુટારાએ ઘોડો દોડાવી મૂક્યો. ત્યાર પછી તે ફરી દેખાયો નહીં. ધર્મપુત્રે તેનું કામ ચાલુ રાખ્યું. એમ ને એમ બીજાં આઠ વરસ વહી ગયાં.

*

11

એક દિવસની વાત છે. ધર્મપુત્ર પેલાં ત્રણ ઠૂંઠાંને નિયમ પ્રમાણે પાણી પાઈ ઝૂંપડીને ઓટલે બેસી આરામ કરતો હતો. તેની નજર ઝૂંપડી તરફ આવતા રસ્તા પર હતી. તેને એમ હતું કે હમણાં કોઈ તેને મળવા માટે આવશે. આખો દિવસ એમ ને એમ પસાર થઈ ગયો પણ કોઈ મળવા આવ્યું નહીં. સાંજ સુધી તે એકલો બેસી રહ્યો. તેને વાતાવરણ એકલવાયું તેમ જ સુસ્ત લાગ્યું. તેને તેની પાછલી જિંદગી યાદ આવી ગઈ. પેલા લુટારાએ 'તું દયા પર જીવે છે' એમ કહી તેની તરફ જે તિરસ્કાર બતાવેલો તે પણ તેને યાદ આવ્યું. સાથે સાથે તેણે તેના જીવનની રીત પર નજર નાખી.

તેને થયું, 'સાધુ મહાત્માએ મને જે રીતનું જીવન જીવવાની આજ્ઞા કરી હતી તે રીતનું જીવન હું જીવતો નથી. સાધુ મહારાજ મને તેમની તપશ્ચર્યાનો વારસો આપતા ગયા, પણ મેં તેમાંથી ખ્યાતિ અને આજીવિકા બંને બેઠાં કર્યાં. વળી આજે મારા મનની સ્થિતિ એવી થઈ ગઈ છે કે મને કોઈ મળવા ન આવે તો મને સુસ્તી જેવું લાગે છે. જ્યારે કોઈ મને મળવા આવે છે ત્યારે મને આનંદ થાય છે. આનું કારણ એટલું જ કે આવનાર મારી પ્રશંસા કરે છે. આવી રીતની મનની સ્થિતિ કંઈ બરાબર તો નથી જ. મારી પ્રશંસાને કારણે હું ખોટે રસ્તે દોરવાઈ ગયો છું. મેં મારા પાછલા જીવનનાં પાપનું પ્રાયશ્ચિત્ત તો નથી જ કર્યું, પણ આ જાતનું જીવન જીવી મારાં પાપમાં ઉમેરો કર્યો છે. મારે આ જંગલના બીજા ભાગમાં એકાંતમાં ચાલ્યા જવું જોઈએ જ્યાં કોઈ મને મળવા ન આવી શકે. ત્યાં જઈ હું મારા પાછલા જીવનનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. મારા જીવનમાં નવા પાપનો ઉમેરો ન થાય તે રીતનું જીવન જીવીશ.'

આમ વિચારી ધર્મપુત્રે એક થેલામાં થોડા સૂકા રોટલા ભરી લીધા. એક પાવડો પણ સાથે લઈ લીધો. ઝૂંપડી છોડીને તે ખીણ તરફ ચાલી નીકળ્યો. તે ખીણમાં એક એકાંત સ્થળ આવેલું છે તેની તેને ખબર હતી. તેનો વિચાર ત્યાં પહોંચી એક ગુફા ખોદી તેમાં રહેવાનો હતો જેથી લોકોને તે ક્યાં છે તેની ખબર સુધ્ધાં ન પડે.

તે રોટલાનો થેલો અને પાવડો લઈ ખીણ તરફ જતો હતો તે જ વખતે તેણે એક ઘોડેસવારને તે તરફ આવતો જોયો. એ ઘોડેસવાર પેલો લુટારો હતો. ધર્મપુત્ર ગભરાયો. તેણે ભાગવા માંડ્યું, પણ લુટારાએ તેને પકડી પાડ્યો.

'કેમ? ક્યાં જાય છે?' લુટારાએ પૂછ્યું.

ધર્મપુત્રે કહ્યું કે 'હવે હું ગામલોકોથી દૂર, જ્યાં મને કોઈ મળવા ન આવી શકે તેવી જગ્યાએ રહેવા જાઉં છું.' તેની આ વાત સાંભળી લુટારાને નવાઈ લાગી.

'જો લોકો તને મળવા નહીં આવે તો તારા રોટલા ક્યાંથી આવશે?' લુટારાએ હસતાં હસતાં પૂછ્યું.

ધર્મપુત્રને અત્યાર સુધીમાં ખાવાનું શું થશે તેનો વિચાર સુધ્ધાં નહોતો આવ્યો. પણ લુટારાના આ સવાલે તેને એ વાત યાદ કરાવી આપી કે ગમે ત્યાં રહેવા જઈએ, ખાવા માટે રોટલો તો જોઈશે જ.

‘ઈશ્વર જે કંઈ આપશે તેનાથી ચલાવી લઈશ.’ તેણે કહ્યું.

લુટારાએ કંઈ પણ કહ્યા વગર ઘોડાને ધીમેથી એડી મારી અને ઘોડાએ ધીમી ગતિએ ચાલવા માંડ્યું.

તેણે આ રીતે ચાલવા માંડ્યું એટલે ધર્મપુત્રને થયું, ‘અરે...! આજે મેં તેને જીવન જીવવાની તેની ખોટી રીત વિશે કાંઈ પણ ન કહ્યું? આજે તે કંઈક સારા મિજાજમાં હોય એમ લાગ્યું. આજે તેણે મને મારી નાખવાની ધમકી પણ ન આપી. કદાચ હવે તે તેનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર થાય એવું પણ બને.’

આમ વિચારી તેણે જરા દૂર નીકળી ગયેલા લુટારાને તે સાંભળી શકે તેટલે મોટેથી બૂમ મારી કહ્યું, ‘હજુય તારે તારાં પાપ માટે પ્રાયશ્ચિત્ત કરવું પડશે. ભગવાનના દરબારમાંથી તું એમ ને એમ છટકી જાય એવું નહીં બને.’

લુટારાએ ઘોડો પાછો વાળ્યો અને કમરપટામાંનું ખંજર ખેંચી કાઢી તે ધર્મપુત્ર તરફ ધસી આવ્યો. ધર્મપુત્ર ચેતી ગયો અને લુટારો તેને પકડી પાડે તે પહેલાં તે ઊંડા જંગલમાં નાસી ગયો.

લુટારાએ તેનો પીછો ન કરતાં તેને નાસી જવા દીધો અને કહ્યું, ‘આની સાથે બીજી વખત તને જીવતો જવા દઉં છું. પણ બુઢ્ઢા, એક વાત યાદ રાખજે. હવે પછી જો મારા માર્ગમાં આવીશ તો તને જીવતો નહીં છોડું.’

આમ કહી, લુટારો ત્યાંથી ચાલી ગયો. તે રાત્રે ધર્મપુત્ર પેલાં ત્રણ ઠૂંઠાંને પાણી પાવા ગયો ત્યારે ત્રણમાંનું એક ઠૂંઠું જમીનમાં ઊતરી ગયું હતું! તેની જગ્યાએ એક સફરજનનો છોડ ઊગ્યો હતો.

*

બધાથી દૂર ચાલ્યા જઈ ધર્મપુત્રે એકાંતમાં એકલવાયું જીવન જીવવા માંડ્યું. આમ જીવતાં જ્યારે તેની પાસેના રોટલા ખલાસ થઈ ગયા ત્યારે તેને થયું, 'હવે મારે ખાઈ શકાય તેવાં કેટલાંક કંદમૂળ શોધી કાઢવાં જોઈએ.' આમ વિચારી, કંદમૂળની શોધમાં તે બહાર નીકળ્યો, ત્યાં તેણે એક ઝાડ પર એક પોટલું લટકતું જોયું. આ પોટલામાં રોટલા બાંધેલા હતા. ધર્મપુત્રે એ પોટલું ઉતારી લીધું અને તેમાંના રોટલા ચાલ્યા ત્યાં સુધી તેના પર નભાવ્યું.

એ રોટલા પૂરા થઈ ગયા અને તે ફરી વાર કંદમૂળની શોધમાં નીકળ્યો ત્યારે પણ તેણે એ જ ઝાડ પર અને એ જ જગ્યાએ રોટલાનું પોટલું લટકતું જોયું. આમ તેના રોટલાનો સવાલ હલ થઈ ગયો. તેનું જીવન સરળતાથી ચાલવા લાગ્યું. પણ પેલા લુટારાનો ડર હજુ તેના મનમાંથી ગયો નહોતો. 'હું મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરી લઉં તે પહેલાં જ એ મને પૂરો કરી નાખે એવું પણ બને,' એમ વિચારી તે ઘોડાના દાબડા સંભળાતા ત્યારે સંતાઈ જતો.

આમ ને આમ બીજાં દસ વરસ પસાર થઈ ગયાં. જે એક સફરજનનો છોડ ઊગ્યો હતો તે ધીમે ધીમે મોટો થતો ગયો, પણ તે સિવાયનાં બે ઠૂંઠાં હજુ જેવાં હતાં તેવાં ને તેવાં હતાં.

એક સવારે ધર્મપુત્ર ઊઠ્યો અને તેના રોજિંદા કામમાં લાગી ગયો. તેણે સફરજનના ઝાડને તથા બાકીનાં પેલાં બે ઠૂંઠાંની આસપાસની જમીનને ગોડીને સાફ કરી નાખી. આટલું કરતાં તે થાકી ગયો અને આરામ કરવા બેઠો. તે આરામ કરતો હતો ત્યાં તેને થયું, 'મેં પાપ કર્યાં છે અને હવે મને મૃત્યુનો ડર લાગે છે. પરમાત્માની એવી ઇચ્છા હોય કે મારા મૃત્યુથી જ મારાં બધાં પાપનો અંત આવે એવું પણ બને.'

તેના મનમાં આ વિચાર ચાલતો હતો તે જ વખતે તેણે લુટારાના ઘોડાના દાબડા સાંભળ્યા. તે કંઈક બબડાટ કરતો કરતો આવતો હતો. ધર્મપુત્રે આ સાંભળ્યું અને તેને થયું, 'આનાથી ડરવાને કંઈ કારણ નથી. ઈશ્વર સિવાય કોઈ મારું ભલું યા બૂરું કરી શકવાનું નથી.'

આમ વિચારી તે સામે ચાલીને લુટારા પાસે ગયો. તેણે જોયું તો ઘોડા પર લુટારો એકલો નહોતો. ઘોડાના જીન પર લુટારાની પાછળ એક બીજો માણસ બેઠેલો હતો. એ માણસના મોઢામાં ડૂચા મારીને એનું મોં તથા હાથપગ મુશ્કેટાટ બાંધી દીધેલાં હતાં. એ માણસ કશું જ કરતો નહોતો તોય લુટારો તેને છેડ્યા જ કરતો હતો. વચ્ચે વચ્ચે મારતો પણ ખરો.

'તું આ માણસને ક્યાં લઈ જાય છે?' ધર્મપુત્રે લુટારાને પૂછ્યું.

'એને હું જંગલમાં લઈ જાઉં છું. એ એક મોટા વેપારીનો દીકરો છે અને તેના બાપે તેનું ધન ક્યાં છુપાવ્યું છે તે એ મને કહેતો નથી. જંગલમાં લઈ જઈ હું તેને ચાબખે ચાબખે માર મારવાનો છું. તે મને જ્યાં સુધી તેના બાપે ધન ક્યાં છુપાવ્યું છે તે નહીં કહે ત્યાં સુધી તેને બરાબર ફટકારીશ.'

આમ કહી લુટારાએ ધીમા પાડેલા ઘોડાને ઝડપથી હંકારવા માટે પગની એડી મારી, પણ ધર્મપુત્રે આગળ આવી ઘોડાની લગામ પકડી લઈ તેને રોકી લીધો.

'આ માણસને છોડી મૂક.' તેણે લુટારુને કહ્યું.

આ સાંભળી લુટારો ગરમ થઈ ગયો અને હાથ ઉગામી કહ્યું, 'આ માણસને જે મળવાનું છે તેનો સ્વાદ તારે પણ ચાખવો છે? ફરી વાર મારા માર્ગમાં આવ્યો તો તને જાનથી મારી નાખવાની વાત મેં તને કરેલી તે યાદ છે ને?'

ધર્મપુત્ર આનાથી જરાય ગભરાયો નહીં અને તેણે મક્કમતાથી કહ્યું, 'તારે અહીંથી આગળ જવાનું નથી. મને તારી બીક લાગતી નથી, મને ઈશ્વર સિવાય બીજા કોઈનો ડર નથી અને ઈશ્વરની ઇચ્છા એવી છે કે મારે તને રોકવો જોઈએ. આ માણસને છોડી મૂક.'

ધર્મપુત્રની આ અડગ વાત સાંભળી લુટારો ઢીલો પડ્યો. તેણે કમરપટામાંથી ખંજર કાઢી પેલા વેપારીના છોકરાનાં બંધનો કાપી નાખ્યાં. વેપારીનો છોકરો મુક્ત થઈ ગયો.

'તમે બન્ને અહીંથી ચાલ્યા જાઓ અને ફરી કદી મારા માર્ગમાં ન આવી જાઓ તેની કાળજી રાખજો.'

વેપારીનો છોકરો તો ઘોડા પરથી કૂદીને ત્યાંથી નાસી છૂટ્યો. લુટારાની ઇચ્છા પણ વધુ ન રોકાતાં ત્યાંથી ચાલ્યા જવાની હતી. પણ ધર્મપુત્રે તેને ફરીથી અટકાવ્યો. તેણે ફરીથી લુટારાને તેનો આ ખોટો ધંધો છોડી દેવાની સલાહ આપી. લુટારાએ આ વખતે તેની વાત શાંતિથી સાંભળી. પછી ઘોડા પર બેસી ત્યાંથી ચાલી ગયો. ધર્મપુત્રની વાત સામે તેણે એક અક્ષર પણ ન ઉચ્ચાર્યો.

બીજે દિવસે ધર્મપુત્ર પેલાં ઠૂંઠાં પર પાણી રેડવા ગયો અને તેણે શું જોયું? બાકીનાં બે ઠૂંઠાંમાંથી એક અદૃશ્ય થઈ ગયું હતું. તેની જગ્યાએ સફરજનનો બીજો છોડ ઊગી નીકળ્યો હતો.

*

બીજાં દસ વરસ પસાર થઈ ગયાં.

એક દિવસની વાત છે. ધર્મપુત્ર શાંતિથી બેઠો હતો. તેને હવે કશાની ઇચ્છા નહોતી, કશાનો ડર નહોતો અને તેનું હૃદય આનંદથી ભરેલું હતું.

તેને થયું, 'ઈશ્વરે મનુષ્ય પર કેવી અસીમ કૃપા વરસાવી છે! અને આમ છતાં મનુષ્યો કશા કારણ વગર દુ:ખી થાય છે. તેને શાંતિથી જીવન જીવવામાં શું આડું આવે છે તે સમજાતું નથી.'

મનુષ્યમાં પડેલાં તમામ અશુભ તત્ત્વોને અને મનુષ્ય જાતે કરીને જે દુ:ખ વહોરી લે છે તે યાદ કરતાં તેનું હૃદય ભરાઈ આવ્યું.

'હું આજે જે રીતે રહું છું તે જ રીતે રહ્યા કરવું બરાબર નથી. હું જે કંઈ શીખ્યો છું તે મારે બીજાઓને પણ શીખવવું જોઈએ.'

ધર્મપુત્રના મનમાં ઉપર મુજબનો વિચાર ચાલતો હતો તે જ વખતે પાછા પેલા લુટારાના ઘોડાના દાબડા સંભળાયા. અવાજ ધીમે ધીમે નજીક આવતો હતો. ધર્મપુત્રે તેને રોકવાનું માંડી વાળ્યું. તેને થયું, 'એની સાથે વાત કરવાથી કંઈ નીપજવાનું નથી. એ કંઈ સમજી શકે એમ નથી.'

તેને આવો વિચાર આવ્યો તો ખરો, પણ બીજી જ પળે તેણે વિચાર બદલ્યો. તે બહાર નીકળીને રસ્તા પર આવ્યો. તેણે જોયું તો ધીમી ગતિથી ચાલ્યો જતો ઘોડા પર બેઠેલો લુટારો દર વખતની જેમ દમામથી બેઠેલો નહોતો. તેની આંખ તેણે જમીન તરફ ઢાળી દીધેલી હતી. તે દુ:ખી લાગતો હતો. તેને જોતાં ધર્મપુત્રને તેની દયા આવી ગઈ. તે દોડીને ઘોડા પાસે પહોંચી ગયો અને તેણે લુટારાને ઘૂંટણ આગળથી પકડી લઈ કહ્યું:

'ભાઈ, મારા વહાલા ભાઈ! તારા પોતાના આત્મા પર થોડી દયા ખા. તારામાં પણ ઈશ્વરી શક્તિ પડેલી છે. તું દુ:ખી થાય છે, બીજાઓને રંજાડે છે અને આમ ભવિષ્ય માટે તારાં પાપ અને દુ:ખની ગઠડી મોટી ને મોટી કરતો જાય છે. ઈશ્વર હજુ પણ તારી ઉપર રહેમ રાખીને બેઠો છે અને તેના તને આશીર્વાદ છે. તારું જીવન તું આમ વેડફી ન નાખ. તારા જીવનને સન્માર્ગે વાળ.'

લુટારાને આ વાત ન ગમી એ તેના મોં પર દેખાઈ આવ્યું. 'મને એકલો છોડી દો' એમ કહી તેણે ત્યાંથી ચાલવા માંડ્યું.

પણ ધર્મપુત્રે તેને છોડ્યો નહીં. તેણે ઘોડા પર બેઠેલા લુટારાના પગ જોરથી પકડી લીધા. તેનું હૃદય ભરાઈ આવ્યું અને તેની આંખમાં આંસુ આવી ગયાં.

લુટારાએ તેની નજર ધર્મપુત્ર તરફ ફેરવી. તેણે ધર્મપુત્ર સામે જોયા જ કર્યું. તે ઘોડા પરથી નીચે ઊતર્યો અને ધર્મપુત્રને પગે પડ્યો.

'ડોસા...આખરે તેં મને જીતી લીધો. વીસ વરસ સુધી મેં તારો સામનો કર્યો પણ હવે તેં મારા હૃદય પર કબજો જમાવી દીધો છે. મારું જે કરવું હોય તે કર, કારણ મારી જાત પર હવે મારો કાબૂ રહ્યો નથી. પહેલી વખત તેં મને સાચી વાત સમજાવી ત્યારે મને ખૂબ ગુસ્સો ચડેલો, તેથી વિશેષ કાંઈ જ નહીં. પરંતુ જ્યારે તું ઝૂંપડી છોડી, લોકોથી દૂર જંગલમાં એકાંતમાં રહેવા ચાલી ગયો, ત્યારે તારા શબ્દનો અર્થ મને સમજાયો. એ બધા તારી ભક્તિ કરે છે તથા તને ભેટસોગાદ આપે છે તેની તારે મન કંઈ કિંમત નથી તે હું જોઈ શક્યો. તે દિવસથી તેં મારા મનમાં સ્થાન મેળવ્યું હતું. તારે માટે ઝાડ પર રોટલા પણ હું જ બાંધી જતો હતો.'

ધર્મપુત્રને પેલાં માજી ટેબલ સાફ કરતાં હતાં તે વાત યાદ આવી. તે માજીએ પહેલાં કપડાને ધોઈને બરાબર સાફ કરી નાખ્યું ત્યાર પછી જ તે ટેબલને બરાબર સાફ કરી શક્યાં હતાં. તેવી જ રીતે ધર્મપુત્રે પોતાનું હૃદય સાફ કરી નાખ્યું ત્યાર પછી જ તે બીજાનું હૃદય ધોઈ તેને શુદ્ધ કરી શક્યો.

લુટારાએ તેની વાત આગળ ચલાવી:

'જે દિવસે તેં મને એમ કહ્યું કે મને મૃત્યુનો ડર નથી...ઈશ્વર સિવાય કોઈનો ડર નથી, તે દિવસે મારો હૃદયપલટો થયો.'

પેલા ખેડૂતો લાકડાને ગોળાકારમાં વાળવા મથતા હતા તે વાત ધર્મપુત્રને યાદ આવી. લાકડાના એક છેડાને જે આડચ સાથે બાંધેલો હતો તે આડચ જ્યાં સુધી ઢીલી હતી ત્યાં સુધી તે ગોળ ગોળ ફર્યા કરતી હતી અને લાકડું વાળી શકાતું નહોતું. તેવી જ રીતે ધર્મપુત્રે મૃત્યુનો ડર વિસારે મૂકી પોતાની શ્રદ્ધા ઈશ્વરમાં દૃઢ કરી નહીં ત્યાં સુધી તે લુટારાના પથ્થર જેવા હૃદયને પીગળાવી શક્યો નહીં.

લુટારાનું હૃદયપરિવર્તન થયેલું જોઈ ધર્મપુત્રના આનંદનો પાર ન રહ્યો. તે લુટારાને લઈને પેલાં ત્રણ ઠૂંઠાં પાસે પહોંચ્યો. ત્રણમાંથી બે ઠૂંઠાંની જગ્યાએ તો અગાઉ સફરજનના છોડ ઊગી ગયેલા હતા. આજે ત્રીજા ઠૂંઠાની જગ્યાએ પણ સફરજનના છોડના અંકુર ફૂટી નીકળ્યા હતા.

તાપણું સળગાવતી વખતે તાપણું પૂરેપૂરું સળગે તે પહેલાં તેમાં લીલાં લાકડાં નાખનાર ઢોર વેચનારા ધર્મપુત્રને યાદ આવ્યા. અગ્નિ બરાબર સળગે પછી તેમાં નવાં લાકડાં ઉમેરવામાં આવે તો જ નવાં લાકડાં બરાબર સળગી શકે. ધર્મપુત્રના હૃદયમાં પણ લુટારુ માટેની દયાનો દીવો બરાબર પ્રગટ્યો ત્યાર પછી જ તે લુટારાના હૃદયને પાવનકારી જ્યોત આપી શક્યો.

ધર્મપુત્રને હવે પરમાનંદનો અનુભવ થયો હતો. તેણે તેનાં પાપનું પ્રાયશ્ચિત્ત પૂરું કર્યું હતું.

તેણે લુટારાને પોતાની આખી કથા કહી સંભળાવી. કથા પૂરી થતાં જ તેનો આત્મા આ સ્થૂળ દેહ છોડી ચાલ્યો ગયો. લુટારાએ તેની અંતિમ ક્રિયા પતાવી અને તે જગ્યાએ એક સમાધિ બનાવી.

તેનું જીવન પલટાઈ ગયું. તેણે લૂંટફાટ કરવાનું બંધ કરી જીવનને સન્માર્ગે વાળ્યું. સમાધિ પાસે રહી ત્યાં આવતા લોકોને ધર્મપુત્રનો ઉપદેશ આપવામાં તેણે બાકીની જિંદગી પૂરી કરી.

*

## 16. પાપી અને પશ્ચાત્તાપ

એક માણસે તેની સિત્તેર વરસની જિંદગીમાં એકેય સારું કામ નહોતું કર્યું. સિત્તેર વરસ સુધી પાપની પોટલી બાંધી તે મરણપથારીએ પડ્યો. અત્યાર સુધી તેણે પાપી જિંદગી પર નજર સુધ્ધાં નહોતી નાખી, પણ જ્યારે અંતિમ ઘડી આવી પહોંચી ત્યારે તેણે પોતાની પાપી જિંદગી પર નજર નાખી ઈશ્વરને પ્રાર્થના કરી, ‘હે પ્રભુ! મને માફ કર. તેં વધસ્તંભ પર ચડેલા ચોરોને માફી આપી છે. મને પણ માફ કર.’

તે આટલી પ્રાર્થના કરી રહ્યો કે તેનું પ્રાણપંખેરું ઊડી ગયું. ઈશ્વર પ્રત્યેના પ્રેમ અને તેની દયામાં શ્રદ્ધા અનુભવતો અનુભવતો એ પાપાત્મા સ્વર્ગને દરવાજે પહોંચ્યો. પોતાને સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ મળવો જોઈએ એવી પ્રાર્થના કરતાં કરતાં તેણે સ્વર્ગનાં દ્વાર ખખડાવ્યાં.

દરવાજાની અંદરથી અવાજ આવ્યો:

‘સ્વર્ગનાં દ્વાર કોણ ખખડાવી રહ્યું છે? એ માણસના પાપપુણ્યનો હિસાબ જોઈ કાઢો.’

સ્વર્ગના દરવાને એ માણસનું ખાતું જોઈ કહ્યું, ‘તેણે આખી જિંદગી નર્યાં પાપ જ કર્યાં છે. તેની પુણ્યની બાજુ કોરી છે.’

દરવાજાની અંદરથી અવાજ આવ્યો,

‘પાપીઓને સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ મળતો નથી, માટે આગળ જા.’

પાપાત્માએ કહ્યું, ‘પ્રભુ! હું તારો અવાજ સાંભળું છું, પણ તને જોઈ શકતો નથી. તારું નામ પણ હું જાણતો નથી.’

‘મારું નામ એપોસલ પીટર.’ દરવાજાની અંદરથી અવાજ આવ્યો.

‘તો હે પીટર! મારા પર દયા કર. માણસની નબળાઈઓ અને ઈશ્વરની દયાવૃત્તિને યાદ કર. તું તો ઈશુનો શિષ્ય હતો. તેં ઈશુને મોઢે જ તેમનો ઉપદેશ સાંભળેલો છે. તને ઈશુનો સત્સંગ મળ્યો હતો. એ ઈશુનું ઉદાહરણ તારી સામે નથી? જ્યારે તેમનો આત્મા દુ:ખ અને ગ્લાનિમાં હતો ત્યારે તેમણે તને જાગતા રહી પ્રાર્થના કરતા રહેવાનું ત્રણ વખત કહ્યું હતું, પણ તારી આંખો ભારે હોવાથી તું ઊંઘી ગયો હતો. તેમણે તને ત્રણ વખત ઊંઘતો પકડી પાડ્યો હતો. ભાઈ, તારી સરખામણીમાં હું તો સામાન્ય માણસ છું અને મેં પણ તારી જેમ જ ભૂલ કરી છે. તેં ઈશુને મરતાં સુધી વફાદાર રહેવાનું વચન આપ્યું હતું તે યાદ કર. આમ વચન આપ્યું હોવા છતાં તેં ત્રણ વખત તેનો ઇન્કાર કર્યો હતો. મારાથી પણ એવું જ થઈ ગયું છે. અને સવાર થઈ ગયા પછી તેં હૃદયફાટ રુદન કરી પસ્તાવો કર્યો હતો. મેં પણ પશ્ચાત્તાપ કર્યો છે. તું મને સ્વર્ગમાં પ્રવેશ આપવાની ના પાડી શકે નહીં.’

આ સાંભળી સ્વર્ગના દરવાજા પાછળથી આવતો પીટરનો અવાજ શાંત થઈ ગયો.

પાપાત્માએ થોડા સમય પછી પોતાને સ્વર્ગમાં પ્રવેશ મળવો જોઈએ એવી પ્રાર્થના કરતાં કરતાં ફરી સ્વર્ગનાં દ્વાર ખખડાવ્યાં.

'કોણ બારણાં ખખડાવે છે? એનાં પાપપુણ્યનો હિસાબ તપાસી કાઢો.' દરવાજા પાછળથી નવો અવાજ આવ્યો.

સ્વર્ગના ચોકીદારે એ પાપાત્માએ જિંદગીભર કરેલાં પાપોનું બયાન વાંચી સંભળાવ્યું અને કહ્યું કે સિત્તેર વરસની જિંદગીમાં તેણે પુણ્યનું એકેય કામ કર્યું નથી.

દરવાજાની પાછળથી અવાજ આવ્યો,

'તો આગળ જાઓ. આવા પાપીઓને સ્વર્ગના રાજ્યમાં પ્રવેશ મળતો નથી.'

પાપાત્માએ કહ્યું, 'પ્રભુ! હું તારો અવાજ સાંભળું છું, પણ તને જોઈ શકતો નથી, અને તારું નામ પણ જાણતો નથી.'

'મારું નામ ડેવિડ. રાજા અને પયગંબર.'

'તો રાજા ડેવિડ! મારા પર દયા કર. માણસની નબળાઈ અને ઈશ્વરની દયાવૃત્તિને યાદ કર. ઈશ્વરને તારા પર પ્રેમ હતો અને તેણે તને માણસોમાં ઊંચી પદવી આપી હતી. તારી પાસે કોઈ વાતની ખોટ નહોતી. રાજપાટ, માનપાન, ધનદોલત, સ્ત્રીઓ અને બાળકો, એ બધું તારી પાસે હતું. છતાં પણ તારા મકાનની છત ઉપરથી એક ગરીબ બાઈને તેં જોઈ અને તારામાં પાપે પ્રવેશ કર્યો. તેં ઉરિયાની પત્નીને લઈ લીધી અને તેને તલવારથી રહેંસી નાખ્યો. મેં પણ એવી જ ભૂલ કરી હતી. તેં પશ્ચાત્તાપ કર્યો હતો અને કહ્યું હતું, "આજ સુધીનાં મારાં બધાં પાપોનો એકરાર કરું છું" તે યાદ કર. મેં પણ પશ્ચાત્તાપ કર્યો છે. તું મને સ્વર્ગમાં પ્રવેશવા દેવાનો ઇન્કાર કરી શકે નહીં.'

આ સાંભળી દરવાજાની પાછળથી આવતો રાજા ડેવિડનો અવાજ શાંત થઈ ગયો.

થોડા સમય પછી પાપાત્માએ ફરી પાછાં સ્વર્ગનાં દ્વાર ખખડાવવા માંડ્યાં અને પોતાને સ્વર્ગમાં પ્રવેશ મળવો જોઈએ એવી પ્રાર્થના કરી. સ્વર્ગના દરવાજા પાછળથી ત્રીજો અવાજ સંભળાયો:

'આ માણસ કોણ છે? પૃથ્વીલોક પર તેણે કરેલાં પાપપુણ્યનો હિસાબ શું કહે છે?'

સ્વર્ગના ચોકીદારે ત્રીજી વખત એ પાપાત્માનાં પાપોની યાદી વાંચી સંભળાવી. પુણ્યની બાજુએ એકેય પુણ્ય નોંધાયું નથી તે પણ જણાવ્યું.

દરવાજાની અંદરથી અવાજ આવ્યો, 'તો પછી અહીંથી ચાલ્યો જા.'

પાપાત્માએ કહ્યું, 'તારો અવાજ હું સાંભળી શકું છું પણ હું તને જોઇ શકતો નથી કે તારું નામ પણ જાણતો નથી.

પેલાએ જવાબ આપ્યો, 'મારું નામ જોન. ઇશુનો પ્રિય શિષ્ય.'

જોનનું નામ સાંભળી પાપાત્મા ખુશ ખુશ થઇ ગયો. તેણે કહ્યું,

'હવે તો મને સ્વર્ગમાં પ્રવેશ મળશે જ મળશે. પીટર અને ડેવિડ માણસની નબળાઇ અને ઇશ્વરની દયાને જાણે છે. તેમણે મને અંદર આવવાની રજા આપવી જ જોઇતી હતી. તું મને પ્રવેશ આપશે, કારણ મનુષ્યની નબળાઇ અને ઇશ્વરની દયાવૃત્તિને તું સારી પેઠે જાણે છે. જોન! ઇશ્વર પ્રેમસ્વરૂપ છે. અને જે દયા નથી કરતો, જે પ્રેમ નથી કરતો, તે ઇશ્વરને નથી જાણતો એમ તેં નહોતું લખ્યું? તારી પાછલી જિંદગીમાં, "ભાઇઓ, પરસ્પર પ્રેમમય જીવન જીવો," એવું તેં નહોતું કહ્યું? તો પછી તું મને શી રીતે ધિક્કારી શકે? મને શી રીતે અંદર આવવાની ના પાડી શકે? કાં તો તેં જે કહ્યું છે તે તારે પાછું ખેંચી લેવું જોઇએ અથવા તો મારા પર દયા બતાવી મને પ્રેમથી સ્વર્ગમાં પ્રવેશ આપવો જોઇએ.'

સ્વર્ગના દરવાજા ખૂલી ગયા. જોન એ પશ્ચાત્તાપ કરી પાવન થયેલા પાપાત્માને ભેટી પડ્યો અને તેણે તેને સ્વર્ગમાં લઇ લીધો.

*

## 17. એસીરિયાનો રાજાઃ એસરેદ્દોન

એસીરિયાના રાજા એસરેદ્દોને લેઇલીને હરાવી તેનું રાજ જીતી લીધું. એ રાજ્યમાં આવેલાં બધાં ગામોને તેણે આગ લગાડી સળગાવી મૂક્યાં તથા ગામલોકોને કેદ કરી ગુલામ બનાવી તે પોતાને ત્યાં લઇ ગયો. પકડાયેલા સૈનિકોને તેણે રહેંસી નાખ્યા, કેટલાક અધિકારીઓનો શિરચ્છેદ કર્યો અને કેટલાકની ચામડી ઉતારી લીધી. વધુમાં તેણે ખુદ રાજા લેઇલીને કેદ કરીને પાંજરામાં પૂરી દીધો.

એક રાતે રાજા એસરેદ્દોન તેના ખાટલામાં પડ્યો પડ્યો રાજા લેઇલીને કેવી રીતે મારી નાખવો તેનો વિચાર કરતો હતો તેવામાં તેના પલંગ પાસે કંઇક ખખડાટ થયો. તેણે તે તરફ નજર ફેરવી તો ત્યાં એક લાંબી સફેદ દાઢી અને શાંત આંખોવાળો ડોસો તેની નજરે પડ્યો.

‘તારે લેઇલીને મારી નાખવો છે?’ તેણે રાજાને પૂછ્યું.

‘હા, મારી તો નાખવો છે, પણ કેવી રીતે મારી નાખવો તે હું હજી નક્કી કરી શકતો નથી.’ રાજાએ જવાબ આપ્યો.

‘પણ તું જ લેઇલી છે.’ પેલા વૃદ્ધે કહ્યું.

‘એવું તે હોય? લેઇલી એ લેઇલી છે અને હું તે હું છું.’

વૃદ્ધે શાંતિથી કહ્યું, ‘તું એવું ધારી લે છે કે તું લેઇલી નથી અને લેઇલી એ તું નથી. પરંતુ તમે બંને એક જ છો.’

‘એટલે તમે શું કહેવા માગો છો?’ રાજાએ પૂછ્યું, ‘હું આ સુંદર મુલાયમ પથારી પર સૂતો છું. મારી સેવાચાકરી કરવા માટે અહીં જોઇએ તેટલાં દાસદાસીઓ હાજર છે. આજે હું મારા મિત્રો જોડે મિષ્ટાન્ન જમ્યો તેવી જ રીતે કાલે પણ જમવાનો છું. જ્યારે લેઇલી તો પીંજરામાં પુરાયેલા પંખીની જેમ પાંજરામાં કેદી થઇને પડ્યો છે. કાલે તેની ચામડી ઉતારી લેવામાં આવશે તથા તેનો વધ કરવામાં આવશે. તેની જીભ બહાર ખેંચાઇ આવશે અને મરતાં સુધી તે તરફડ્યા કરશે. ત્યાર પછી તેનો મૃતદેહ કૂતરાઓને સોંપી દેવામાં આવશે. કૂતરાઓ તેના શરીરના ટુકડેટુકડા કરી નાખશે.’

‘એ ખરું, પણ તું એના જીવનને ખતમ નહીં કરી શકે.’ પેલા વૃદ્ધે કહ્યું.

‘અને મેં ચૌદ હજાર સૈનિકોને મારી નાખ્યા તેનું શું? તેમના મૃતદેહોનો તો હું મોટો ઢગલો કરી શકું એમ છું.

‘હું હજુ જીવું છું, એ બધા મરી પરવાર્યા છે. તેમની હવે હસ્તી નથી. હું લેઇલીના જીવનને ખતમ કરી શકીશ તે બતાવવા આ પૂરતું નથી?’

‘એ બધાની હસ્તી નથી એમ તું શા પરથી કહે છે?’

'કારણ હું તેમને જોતો નથી. અને વધુમાં તેમને ઘણી યાતના ભોગવવી પડી છે, જ્યારે મને તેમ થયું નથી. તેમને માટે એ બધું ખરાબ હતું, કષ્ટદાયી હતું, જ્યારે મારા માટે તે આનંદની વાત હતી.'

'આ બધું પણ ખરું નથી. તને એવું લાગે છે એટલું જ. આ બધું કહીને તું તેમને નહીં પણ તારી જાતને જ દુ:ખી કરી રહ્યો છે, કષ્ટ આપી રહ્યો છે.' વૃદ્ધે કહ્યું.

રાજા વિચારમાં પડી ગયો અને તેણે કહ્યું, 'મને તમારી વાત સમજાતી નથી.'

'તારી સમજવાની ઇચ્છા છે ખરી?'

'હા, મારે સમજવું છે.'

'તો આમ આવ. આ તરફ જો.' પેલા વૃદ્ધે સામી દિશામાં આંગળી ચીંધી કહ્યું. રાજાએ જોયું તો ત્યાં એક મોટો હોજ હતો અને તે પાણીથી ભરેલો હતો.

રાજા ઊઠ્યો અને ચાલીને હોજ પાસે પહોંચી ગયો.

'તારાં કપડાં ઉતારી હોજની અંદર ઊતર.'

રાજા એસરેદ્દોન વૃદ્ધની આજ્ઞા પ્રમાણે કપડાં ઉતારી નાખી હોજમાં ઊતર્યો.

પેલા વૃદ્ધના હાથમાં એક કમંડળ હતું. હોજમાંથી કમંડળ ભરી લઈ તેણે રાજાને કહ્યું, 'જો, હું તારા માથા પર આ કમંડળમાંથી પાણી રેડવાનું શરૂ કરું તેની સાથે જ તારે હોજમાં ડૂબકી મારવી.'

રાજાએ તેમ કરવાની હા પાડી એટલે સાધુએ રાજાના માથા પર કમંડળ નમાવ્યું. કમંડળમાંથી પાણીની ધાર રાજાના માથા પર પડવી શરૂ થઈ કે તરત જ રાજાએ વાંકા વળી પાણીમાં ડૂબકી મારી.

અને રાજા એસરેદ્દોનનું માથું પાણીમાં ડૂબતાંની સાથે જ તેને લાગ્યું કે તે હવે રાજા એસરેદ્દોન રહ્યો નથી, પણ તે કોઈક બીજી જ વ્યક્તિ છે. પોતાને બીજો માણસ લાગતાંની સાથે જ તેણે પોતાની જાતને એક મોટા સુંવાળા પલંગ પર સૂતેલી જોઈ. તેની પાસે એક સુંદર સ્ત્રી બેઠી હતી. આ સ્ત્રીને તેણે અગાઉ ક્યારેય જોઈ નહોતી, પરંતુ એ તેની પત્ની હતી. તે સ્ત્રી ઊભી થઈ અને તેણે કહ્યું,

'પતિદેવ, લેઇલી! ગઈ કાલના કામના બોજાને કારણે તમે થાકી ગયા હતા તેથી તમે દરરોજના પ્રમાણમાં આજે કંઈક વધારે ઊંઘ લીધી. તમને કોઈ ઉઠાડે નહીં તેથી હું તમારી દેખરેખ રાખતી ક્યારની અહીં બેસી રહી છું, પણ બહાર મુખ્ય ખંડમાં કુંવરો તમારી રાહ જોઈને બેઠા છે. તમે હવે તૈયાર થઈ ત્યાં જાઓ અને તેમને મળો.'

એ બાઈના આ શબ્દો સાંભળી રાજા એસરેદ્દોનને સમજાયું કે તે લેઇલી છે. આની તેને અગાઉથી ખબર કેમ નહોતી એમ તેને થયું ખરું, પણ એથી તેને જરાય આશ્ચર્ય ન થયું. તે ઊઠ્યો, કપડાં પહેરી તૈયાર થયો અને રાજમહેલના મુખ્ય ખંડમાં પહોંચી ગયો. ત્યાં રાજકુંવરો તેની રાહ જોતા બેઠા હતા.

કુંવરોએ રાજા આવતાંની સાથે જ તેને ઝૂકીને નમન કર્યાં પછી રાજાની સૂચનાથી પોતપોતાનું સ્થાન લીધું. સૌની સામેના આસન પર રાજા બેઠો. સૌ બેસી ગયા પછી પાટવી કુંવરે ક્હ્યું, 'મહારાજા લેઇલી! આપણા દુશ્મન દુષ્ટ રાજા એસરેદ્દોનનાં અપમાનો સહન કરવાની પણ હદ હોય. હવે એ અપમાનો સહી લેવાનું અમારે માટે શકય નથી. આપણે તેની સાથે લડી લેવું જોઇએ.' પરંતુ લેઇલી આ વાત સાથે સંમત થયો નહીં. તેણે રાજા એસરેદ્દોન સાથે લડવા કરતાં સુલેહ અને વાટાઘાટોથી કામ પતાવવું સલાહભર્યું માન્યું. એસરેદ્દોને કરેલાં અપમાનો સામે વિરોધ દર્શાવવા માટે એક દૂતને ત્યાં મોકલવાનો હુકમ આપી તેણે કુંવરો સાથેની કામગીરી પૂરી કરી. ત્યાર પછી તેણે એસરેદ્દોનના રાજ્યમાં કામગીરી કરવા માટે એક એલચીની અને તેના સહાયકોની નિમણૂક કરી તથા રાજા એસરેદ્દોનને તેમણે શું કહેવું તેની સમજ પાડી. આ કામ પતાવીને મૂળ રાજા એસરેદ્દોન (જે અત્યારે પોતે પોતાને રાજા લેઇલી માનતો હતો) જંગલી ગધેડાનો શિકાર કરવા માટે ઘોડો લઈ જંગલમાં પહોંચી ગયો. શિકારમાં તેને ધારી સફળતા મળી. તેણે જાતે બે જંગલી ગધેડાંનો શિકાર કર્યો અને રાજમહેલમાં પાછા ફરી પોતાના મિત્રો સાથે જાફત ઉડાવી. જાફત પછી ગુલામ છોકરીઓએ નૃત્યનો કાર્યક્રમ રજૂ કર્યો, તે તેણે જોયો.

બીજે દિવસે ન્યાયાલયમાં કામગીરી બજાવવાની હતી. ત્યાં અરજદારો, દાવો કરનારા કેદીઓ વગેરે પર કામ ચલાવવાનું હતું. રાજાએ તેની સામે જે દાવાઓ અને મુકદ્દમાઓ આવ્યા તે ચલાવ્યા તથા તે અંગે પોતાનો નિર્ણય આપ્યો. આ કામ પતાવી તે પાછો પોતાના શોખના કામે, શિકાર માટે, નીકળી પડ્યો. આજે તેને શિકારમાં જરા વધારે આનંદ આવ્યો. તેણે એક ઘરડી સિંહણનો શિકાર કરી તેનાં બે નાનાં બચ્ચાં જીવતાં પકડી લીધાં. શિકાર પછી તેણે આજેય પોતાના મિત્રો સાથે જાફત ઉડાવી. પાછો નાચગાનનો કાર્યક્રમ રજૂ થયો.

આ રીતે રાજ્યની ફરજ બજાવવામાં તથા મોજમજા કરવામાં તેણે પોતાનો સમય વહેંચી નાખ્યો. આમ ને આમ ઘણા દિવસો પસાર થઇ ગયા. રાજા લેઇલી, (જે ખરેખર, એસરેદ્દોન જ હતો) પોતે મોકલેલા દૂત રાજા એસરેદ્દોન પાસેથી શા સમાચાર લાવે છે તેની રાહ જોતો હતો. લગભગ મહિનો થઇ ગયો ત્યારે રાજાએ મોકલેલા દૂત પાછા આવ્યા. તેમનાં નાક તથા કાન કાપી નાખવામાં આવ્યાં હતાં.

વધુમાં એસરેદ્દોને દૂતો સાથે કહેવડાવ્યું હતું કે જો રાજા લેઇલી તેનું આધિપત્ય સ્વીકારી તેને ખંડણી પેટે સોનું, ચાંદી, ઝવેરાત વગેરે નહીં આપી જાય તથા દર વરસે આવી ખંડણી આપવાની નહીં કબૂલે તો તેની પણ આવી જ દશા થશે--તેનાં નાકકાન પણ રાજા એસરેદ્દોન કાપી લેશે.

લેઇલીએ (જે મૂળે એસરેદ્દોન જ હતો) ફરી કુંવરોને ભેગા કર્યા. તેમની જોડે શું કરવું તેની ચર્ચા કરી. બધાએ એક અવાજે કહ્યું, હવે રાહ જોવાનો અર્થ નથી. રાજા એસરેદ્દોન આપણી પર ચડી આવે તે પહેલાં આપણે તેની પર ચડાઇ કરવી જોઇએ. રાજા લેઇલીએ એ વાત મંજૂર રાખી. તેણે સૈન્યની આગેવાની લીધી. તેનું

સૈન્ય લડાઈ માટે ચાલી નીકળ્યું. રાજા જાતે દરરોજ આખા સૈન્યમાં ફરી તેના સૈનિકોને જુસ્સાભેર લડવાનું છે એમ કહી તૈયાર કરતો હતો. સૈનિકો પણ જુસ્સાભેર લડાઈની રાહ જોતા આગળ વધતા હતા. આવું સાત દિવસ ચાલ્યું. આઠમે દિવસે તેઓ એક ખીણમાં આવી પહોંચ્યા. ખીણ ખાસી પહોળી હતી તથા તેના તટમાં એક નદી વહેતી હતી. આ ખીણમાં રાજા લેઇલી તથા એસરેદ્દોનનાં લશ્કર સામસામે મળ્યાં. લેઇલીનું લશ્કર ખૂબ જ જુસ્સાભેર લડતું હતું, પરંતુ રાજા લેઇલીએ જોયું કે એસરેદ્દોનનું ઘણું મોટું સૈન્ય ડુંગરા ઉપરથી ખીણમાં ઝડપભેર ધસી આવતું હતું. લેઇલીનું સૈન્ય પ્રમાણમાં ઘણું નાનું હતું. કીડી પર કટક છોડી મૂક્યા જેવી સ્થિતિ હતી. એસરેદ્દોનના સૈન્યે લેઇલીના સૈન્યને બરાબર સકંજામાં લીધું હતું અને લેઇલીનું સૈન્ય પાછું પડતું હતું. લેઇલીથી આ જોયું ન ગયું. તે ઉઘાડી તલવારે રથમાંથી કૂદી પડ્યો. તેણે દુશ્મનના સૈનિકોનાં માથાં ધડથી જુદાં કરવા માંડ્યાં, પણ તેટલાથી શું વળે? લેઇલી કરતાં એસરેદ્દોનનું સૈન્ય દસગણું મોટું હતું. આખરે લેઇલી ઘવાયો. દુશ્મનના સૈનિકોએ તેને પકડી લીધો. નવ દિવસ સુધી તેને બીજા કેદીઓની સાથે, એસરેદ્દોનના સૈનિકોના પહેરા નીચે ચાલવું પડ્યું. દસમે દિવસે તેઓ નિનેવ આવી પહોંચ્યા. ત્યાં તેને એક પાંજરામાં પૂરી દેવામાં આવ્યો. તેને ભૂખ લાગી હતી, તે થાકેલો હતો, છતાં તેનું તેને દુ:ખ નહોતું. પરંતુ તે જે અસહાય પરિસ્થિતિમાં મુકાયો હતો તેને લીધે તે ઊંચું જોઇ શકતો નહોતો અને એનું તેને ભારે દુ:ખ હતું. તે જે સહન કરી રહ્યો હતો તેનો બદલો લેવા માટે તેનાથી કંઈ થઈ શકે એમ નથી તે વાત તેને ખૂંચ્યા કરતી હતી. એક વાત તેના હાથમાં હતી: તેને જે કંઈ પજવણી કરવામાં આવે તેનાથી જરાય દુ:ખી થયા વગર જો તે મુશ્કેલીઓ સહી લે તો દુશ્મનો તેને દુ:ખી થતો જોઈને આનંદ ન માણી શકે. તેથી જે કંઈ પજવણી થાય તેને ધીરજ અને હિંમતપૂર્વક સહી લેવાનું તથા તેનું જરાયે દુ:ખ ન લગાડવાનું તેણે નક્કી કર્યું. વીસ દિવસ સુધી તે પાંજરામાં મોતની રાહ જોતો બેસી રહ્યો. તેની આંખ સામેથી જ તેના મિત્રો તથા તેનાં સગાંવહાલાંને લઈ જવામાં આવતાં હતાં. તેમને માર મારવામાં આવતો તે વખતના તેમના ચિત્કાર પણ તેને સંભળાતા હતા. તેની આંખો સામે કેટલાકના હાથપગ કાપી નાખવામાં આવતા હતા. કેટલાકની જીવતાં ને જીવતાં ચામડી ઉતરડી લેવામાં આવતી હતી. આ બધું જોવા છતાં તેણે તેના મોં પર દુ:ખની લકીર સુધ્ધાં ન વરતાવા દીધી. તેની રાણીને બે કંચુકીઓ બાંધીને લઈ ગયા. તેને હવે એસરેદ્દોન દાસી બનાવી દેશે તે લેઇલી જાણતો હતો. આ દુ:ખ પણ તે ગળી ગયો. પરંતુ તેના પાંજરાની ચોકી કરતા એક સૈનિકે જ્યારે તેને કહ્યું કે, ‘લેઇલી, તારી મને દયા આવે છે. તું એક રાજ્યનો રાજા હતો અને અત્યારે તારી દશા કેવી છે?’ ત્યારે તેને ખૂબ લાગી આવ્યું. ચોકી કરનારના આ શબ્દો લેઇલીના હૃદયમાં સોંસરા ઊતરી ગયા. તે બધું ગુમાવી બેઠો છે એ વિચારે તેને ગાંડા જેવો કરી મૂક્યો. માથું ફોડીને મરી જવા માટે તેણે પાંજરાના સળિયા પર જોરજોરથી માથું પછાડવા માંડ્યું. પણ એમ માથું પછાડ્યે લોખંડી સળિયા થોડા જ તૂટવાના હતા? તે નિરાશ થઈ ગયો અને નિસાસો નાખી પાંજરામાં ઢળી પડ્યો.

આખરે બે મારાઓ આવી પહોંચ્યા અને તેમણે પાંજરાનું બારણું ખોલ્યું. લેઇલીના બંને હાથ પાછળ રાખીને બાંધી દેવામાં આવ્યા. મારાઓ તેને ફાંસી આપવાની જગ્યાએ દોરી ગયા. એ જગ્યાએ જ્યાંત્યાં લોહી રેડાયેલું હતું. એ નાનકડા મેદાનની બરાબર મધ્યમાં ઉપરથી અણીદાર એવો વધસ્તંભ રોપેલો હતો. સ્તંભની અણી પરથી લોહી ટપકતું હતું. હમણાં થોડા વખત પર જ લેઇલીના એક સાથીદારને આ સ્તંભ પર ચડાવી મારી મારીને પૂરો કરવામાં આવ્યો હતો.

લેઇલી સમજી ગયો કે તેને પણ આ સ્તંભ પર જ ચડાવવામાં આવશે. મારાઓએ લેઇલીના શરીર પરથી કપડાં ઉતારી લીધાં. એક વખતના મજબૂત સુડોળ દેહને વળી ગયેલો જોઇ લેઇલીને ધ્રુજારી આવી ગઇ. મારાઓએ તેને જાંઘ આગળથી પકડીને ઊંચો કર્યો. તેઓ તેને વધસ્તંભ પર ચડાવી દેવાની તૈયારીમાં હતા.

રાજા લેઇલીએ તેને જે કંઇ કરવામાં આવે તેને હિંમત અને ધીરજથી સહી લેવાનું નક્કી કર્યું હતું. તેને મારાઓએ વધસ્તંભ પર ચડાવવા માટે ઊંચક્યો ત્યાં સુધી એ વાતને તે વળગી રહ્યો. પણ હવે તેને થયું, 'અરે! આ તો મોત આવ્યું! જિંદગીનો છેડો!' આ વિચાર આવતાં જ તેની હિંમત ભાંગી ગઇ. તે નિસાસા નાખી દયાની માગણી કરવા લાગ્યો, પરંતુ તેની આ માગણી તરફ કોઇએ ધ્યાન આપ્યું નહીં.

'ના, આ બની શકે એમ નથી. હું ઊંઘી ગયો છું અને મને સપનું આવ્યું હોય એમ લાગે છે' એમ તેને થયું. આમ વિચારી તેણે ઊઠવાનો પ્રયત્ન કરી જોયો. તે ઊઠ્યો પણ ખરો. પણ આ શું? તે ન તો એસરેદ્દોન હતો કે ન તો લેઇલી! તે એક ચોપગું પ્રાણી બની ગયો હતો. તે આમ એકાએક પ્રાણી બની ગયો, અને આની તેને પહેલેથી ખબર સુધ્ધાં નહોતી, તેથી તેને ખૂબ આશ્ચર્ય થયું. હવે ગધેડાના સ્વરૂપમાં રાજા એસરેદ્દોન એક ખીણમાં કૂણું ઘાસ ચરતો હતો. તેના શરીર પર બેસતાં જીવડાં તથા માખીઓ ઉડાડવા માટે તે પોતાની લાંબી પૂંછડી હવામાં આમથી તેમ વીંઝતો હતો. તેની બાજુમાં એક લાંબા પાતળા પગવાળું, ભૂખરા રંગનું ખોલકું ઊભું હતું. ખોલકું પાછલા પગે ઠેકડો મારી કૂદતું કૂદતું રાજા એસરેદ્દોનની (જે અત્યારે જંગલી ગધેડીના રૂપમાં હતો) પાસે આવ્યું અને તેના પેટમાં પોતાનું નાનું મોં ખોસી આંચળ ખોળવા લાગ્યું. આંચળ જડી જતાં તે શાંત થઇ ગયું અને કૂદાકૂદ કરવાનું બંધ કરી શાંતિથી ધાવવા લાગ્યું. એસરેદ્દોન સમજી ગયો કે તેને ગધેડાનો અવતાર મળેલો છે. તે આ ખોલકાની મા છે. પણ આનાથી તેને નવાઇ ન લાગી કે દુઃખ પણ ન થયું. ઊલટાનું આનંદ જેવું લાગ્યું. તેણે પોતાનામાં તથા પોતાના બાળકમાં એકસરખા જીવનના અનુભવની લાગણી અનુભવી. માતાના મનમાં જે લાગણી ભરેલી હોય છે તેનો તેને અનુભવ થયો.

પણ તેવામાં ત્યાં સડસડાટ કરતું એક તીર આવ્યું અને તેના પડખામાં જોરથી વાગ્યું. તીરની અણી ચામડી અને માંસ વીંધીને પેટમાં ઊતરી ગઇ. એસરેદ્દોને (જે તે વખતે ગધેડીના રૂપમાં હતો) ધાવતા વછેરાના મોંમાંથી આંચળ ખેંચી કાઢી બાજુમાં ચરતા ગધેડાંના ટોળા તરફ ભાગવા માંડ્યું. ખોલકાએ પણ તેની પાછળ કૂદકા મારતાં મારતાં ભાગવા માંડ્યું. તે બંને ટોળા પાસે પહોંચે તે દરમિયાનમાં ટોળાએ પણ ભાગવા માંડ્યું હતું. એવામાં એક બીજું તીર સુસવાટાભેર આવ્યું અને ખોલકાના ગળામાં વાગ્યું. તીર ચામડીને વીંધીને ઊંડું ઊતરી ગયું તથા ગળામાં લટકી હાલવા લાગ્યું. ખોલકું દુઃખની ચિચિયારી પાડી ગળું આમતેમ હલાવતું ઢળી પડ્યું. એસરેદ્દોન (ખોલકાની મા) તેને છોડીને શી રીતે ભાગી જાય! તે પણ ત્યાં જ ઊભો રહ્યો. ખોલકું ઊભું થવા મથતું હતું, ઊભું થયુંય ખરું, પણ તેના લાંબા પગ ધ્રૂજતા હતા. તે ફરી ઢળી પડ્યું. એક ભયાનક લાગતું બેપગું પ્રાણી (શિકારી) આવ્યું અને તેણે ખોલકાની ધોરી નસ કાપી નાખી.

'આવું ન બની શકે. હજુ હું સ્વપ્ન જોતો હોઉં એવું લાગે છે' એમ વિચારીને એસરેદ્દોને માથું ઊંચું કરી જોયું. હું રાજા લેઇલી નથી, તેમ જ આ ખોલકાની મા પણ નથી, હું રાજા એસરેદ્દોન છું.'

તેણે જોરથી માથું ઊંચું કર્યું અને તેણે જે હોજમાં ડૂબકી મારી હતી તેમાંથી તેનું માથું બહાર નીકળ્યું. ...

તેની પાસે પેલો ઘરડો સાધુ ઊભો હતો, તે પોતાના કમંડળમાંથી રાજા એસરેદ્દોનના માથા પર પાણી રેડતો હતો. કમંડળમાં પાણી પૂરું થવા આવ્યું હતું.

'અરે... હું કેવી ભયાનક યાતના સહન કરી આવ્યો! અને તેય કેટલા લાંબા વખત સુધી!'

તેના મૂળ સ્વરૂપમાં આવી ગયેલા એસરેદ્દોનને પેલા સાધુએ કહ્યું,

'કેટલા લાંબા સમય સુધી? એવું તે હોય? તેં તો માત્ર આ હોજમાં ડુબકી મારી તારું માથું પાછું બહાર કાઢ્યું એટલી જ વાર થઈ છે. જો તો ખરો, મારા કમંડળમાંથી મેં તારા માથા પર પાણી રેડવા માંડેલું તે કમંડળ હજુ અત્યારે ખાલી થાય છે. હવે કંઈ સમજાય છે?'

રાજા એસરેદ્દોન કાંઈ બોલ્યો નહીં. તેણે પેલા સાધુ તરફ એક નજર ફેંકી. તેની નજરમાં ભય ચોખ્ખો વરતાતો હતો.

'હવે કંઈ સમજ પડી?' સાધુએ ફરી પાછું પૂછ્યું: 'તું જ લેઇલી પણ છે તથા તેં જે યોદ્ધાઓને મારી નાખ્યા તે પણ તું જ છે. એ વાત હવે સમજાય છે? માત્ર યોદ્ધા જ નહીં, શિકાર કરવા જતાં જે પ્રાણીઓને તું મારી નાખે છે તથા જેના માંસની તું તારા મિત્રો સાથે જાફત ઉડાવે છે, તે પ્રાણીઓ પણ તું જ છે, એ હવે તને સમજાય છે?

'તું એમ માનતો હતો કે માત્ર તારામાં ચૈતન્યનો વાસ છે. પણ મેં તારો એ ભ્રમ ભાંગ્યો છે. તે માટે તારાં ચર્મચક્ષુથી ન દેખાય તે બધું મેં અંતરની આંખ ખોલીને તને બતાવ્યું છે. બીજાનું બૂરું કરવાથી તું તારી જાતનું જ અકલ્યાણ કરી રહ્યો છે તે તું જોઈ શક્યો છે. તેં જોયું કે બધાં પ્રાણીઓમાં એક જ ચેતના ધબકે છે. આ સામાન્ય ચેતનાનો એક ભાગ, એક અંશ, તારામાં પણ છે. હવે જીવનનો જે અંશ તને મળેલો છે, અથવા જે તારો છે, તેને વધારીને યા ઘટાડીને, તેને ઉપર લાવીને યા ડુબાડીને, તું તારું જીવન સારું યા નરસું બનાવી શકે છે. તારા જીવનને સુધારવાનો એક જ માર્ગ છે: બીજાના જીવનથી તારા જીવનને જુદું પાડતાં જે તત્ત્વો છે, બીજાના જીવન અને તારા જીવન વચ્ચે જે આડચો છે, તેને દૂર કરવી, તેનો નાશ કરવો. બીજાઓને પણ તારા જેવા જ માનવા અને તેમની સાથે પ્રેમભર્યો સંબંધ સ્થાપવો. આમ કરીને તારામાં જે જીવનતત્ત્વ છે, સામાન્ય જીવનનો જે ભાગ તને મળ્યો છે, તેને તું વધારી શકીશ. તું જ્યારે તારા પોતાના જ જીવનનો વિચાર કરે છે અને બીજાના જીવનને ભોગે તારા સુખને વધારવાનો વિચાર કરે છે ત્યારે તું તારામાં રહેલા જીવનતત્ત્વને હાનિ પહોંચાડે છે. આમ કરવાથી તું જીવન ઘટાડે છે.

'બીજાઓમાં વસતા જીવનનો નાશ કરવો એ તારા અધિકારની વસ્તુ નથી. જેમના જીવનને રહેંસી નાખી તેમના જીવનનો અંત આણ્યો છે એમ તું માને છે તેઓ તારી આંખ સામેથી ભલે અદૃશ્ય થઈ ગયા, પણ તેમના જીવનનો અંત આવ્યો નથી. તારો વિચાર તેમનું જીવન ટૂંકાવીને તારું જીવન લંબાવવાનો છે પરંતુ એ તું કરી શકે તેમ નથી. જીવનને કાળ કે સ્થળની મર્યાદા નથી. એક ક્ષણનું જીવન કે હજારો વરસનું જીવન, તારું જીવન તથા આ સૃષ્ટિમાં વસતા હજારો દૃશ્ય અને

અદૃશ્ય જીવોનું જીવન એકસરખું જ છે. જીવનનો નાશ કરવો કે તેને નવું સ્વરૂપ આપવું એ કદાપિ શક્ય નથી. કારણ, જીવન એક સમગ્ર તત્ત્વ તરીકે અસ્તિત્વમાં છે. બાકીનું બધું તો આપણને એવું દેખાય છે એટલું જ.'

આટલું કહીને એ વૃદ્ધ સાધુ અદૃશ્ય થઇ ગયો.

બીજે દિવસે સવારે રાજા એસરેદ્દોને લેઇલીને તથા તેની સાથે કેદ કરેલા બીજા સૈનિકોને છોડી મૂકવાનો અને તેમને મારી નાખવાનું કામ બંધ કરવાનો હુકમ આપ્યો.

ત્રીજે દિવસે તેણે તેના દીકરા અસુર-બની-પાલને બોલાવી તેને રાજગાદી સોંપી દીધી. આમ કર્યા પછી તેને મળેલા જ્ઞાન પર ચિંતન કરવા માટે તે રણમાં ચાલી નીકળ્યો. પાછળથી ગામેગામ ફરીને ત્યાંના લોકોને ધર્મોપદેશ આપવાનું કામ કર્યું. તેના ઉપદેશમાં તે લોકોને કહેતો કે દરેક જીવમાં રહેલું જીવનતત્ત્વ એક છે. અને જ્યારે માણસો બીજાઓને નુકસાન પહોંચાડવાનો વિચાર કરે છે, કે ઇચ્છે છે, ત્યારે ખરેખર તો તેઓ પોતાનું જ બૂરું કરતા હોય છે--પોતાનું જ અકલ્યાણ કરતા હોય છે.

*

# ૧૮. જ્યાં પ્રેમ છે ત્યાં પ્રભુ છે જ

એક ગામમાં માર્ટિન નામે એક મોચી રહેતો હતો. તેનું ઘર એક ભોંયરામાં હતું અને આ ભોંયરાની એક બારી બહાર મહોલ્લામાં પડતી હતી. આ બારીમાંથી બહાર જોઇએ તો રસ્તા પર પસાર થતા માણસોના પગ જ દેખાતા. પરંતુ માર્ટિન રસ્તા પરથી પસાર થતા માણસોને તેમના જોડા કે ચંપલ જોઇને ઓળખી કાઢતો. આ જગ્યાએ તે ઘણાં વરસથી રહેતો હતો તેથી તે મહોલ્લામાં રહેતા તથા ત્યાંથી અવારનવાર પસાર થતા લગભગ બધા માણસોને ઓળખતો હતો. એ મહોલ્લામાં પગરખાંની એવી એકેય જોડ નહોતી જે એક યા બે વખત તેના હાથમાં ન આવી ગઇ હોય. કેટલાક જોડાને તેણે થીંગડું મારી આપ્યું હતું, તો કેટલાકને નવી એડી બેસાડી આપી હતી. કેટલીક ચંપલના ઊખડી ગયેલા ટાંકા ફરી મારી આપ્યા હતા, તો વળી કેટલીકને તેણે ઉપરના પટ્ટા ફરીથી નાખી આપ્યા હતા. તેણે જાતે દુરસ્ત કરેલાં આ પગરખાં પણ તેને ભોંયરામાંથી બહાર પડતી બારીમાંથી અવારનવાર જોવા મળતાં. માર્ટિન વહેલી સવારથી કામ શરૂ કરતો અને દીવાટાણું થાય ત્યાં સુધી કામમાં લાગી રહેતો. તેનું કામ ચોખ્ખું હતું, તે માલસામાન પણ સારો વાપરતો, વાજબી દામથી કામ કરી આપતો તથા વિશ્વાસુ હતો. ખોટા વાયદા કરવાનું તો તેના લોહીમાં નહોતું. ઘરાક માગે ત્યારે કામ કરી આપી શકાય તેમ હોય તો જ તે કામ હાથ પર લેતો. નહીં તો ઘરાકને સાચી પરિસ્થિતિ જણાવી દેતો. આ બધાને લીધે ગામમાં એક સારા મોચી તરીકે તેની આબરૂ બંધાઇ ગઇ હતી. તેને ત્યાં કામ ક્યારેય ખૂટતું નહીં.

માર્ટિન માણસ તરીકે પણ બહુ ભલો હતો. તે નિયમિત દેવળે જતો. ઘડપણમાં તો તેણે તેનું મોટા ભાગનું ધ્યાન આત્માની ઉન્નતિ તરફ વાળ્યું હતું. ઈશ્વરની નજીક કેવી રીતે પહોંચી શકાય એ હવે તેના જીવનનો મુખ્ય વિષય થઇ પડ્યો હતો. જુવાનીમાં તેણે પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો તે પહેલાં તે એક મોચીને ત્યાં કારીગર તરીકે કામ કરતો હતો. તે વખતે જ તેની પત્ની તેના ત્રણ વરસના છોકરાને મૂકીને ગુજરી ગઇ હતી. આ અગાઉનાં સંતાનો પણ ઝાઝું જીવ્યાં નહોતાં અને વરસ બે વરસનાં થઇને પ્રભુના દરબારમાં ચાલી ગયાં હતાં. પત્નીનું અવસાન થતાં ત્રણ વરસના નાના છોકરાનું શું કરવું એ માર્ટિન માટે મોટો સવાલ થઇ પડ્યો. છોકરાને તેની ફોઇને ત્યાં મોટો કરવો એવો વિચાર માર્ટિને કરેલો. પણ પછી તેને થયું, ‘એક અજાણ્યા કુટુંબમાં મારો લાડકવાયો જોઇએ તેટલી સારી રીતે નહીં ઊછરી શકે. તે મૂંઝાઇ જશે. એના કરતાં એને મારી સાથે રાખું તે જ વધારે સારું.’

આમ વિચારી માર્ટિને નોકરી છોડી દઇ, આ ભોંયરું ભાડે રાખી તેમાં પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. પરંતુ કુદરતની ગતિ ન્યારી હોય છે. છોકરો બાપને કામકાજમાં સારી રીતે મદદ કરી શકે એવડો થયો અને માર્ટિને છોકરો ઊછરી ગયા બદલ નિરાંતનો દમ ખેંચ્યો, તે જ વરસે છોકરો જીવલેણ માંદગીમાં પટકાઇ પડ્યો. એક અઠવાડિયું તેને સખત તાવ આવ્યો અને તે તાવમાંથી તે બેઠો જ થઇ શક્યો નહીં. માર્ટિને ભારે હૈયે તેની દફનવિધિ પતાવી. પરંતુ હવે તેનું મન ભાંગી ગયું. તેને આ બનાવથી એટલો બધો આઘાત લાગ્યો કે તેની ઈશ્વરમાંની શ્રદ્ધા ડગી ગઇ--ઊઠી જ ગઇ. ઈશ્વર પણ કેવો છે! જેની પાછળ પડે છે તેને જ વિતાડ્યા કરે છે એમ

તેને થયું. પોતાની આંખના રતન જેવા છોકરાને ઈશ્વરે લઈ લીધો અને તેનું દુ:ખ ભોગવવા પોતાને પાછળ રાખ્યો તે બદલ માર્ટિને ઈશ્વરને ન કહેવાનાં વેણ કહ્યાં. હવે તેણે દેવળમાં જવાનું પણ બંધ કરી દીધું. વળી હવે તો ઈશ્વર પોતાનેય ઉપાડી લે તો સારું એવી પ્રાર્થના તેણે કરવા માંડી.

માર્ટિનના વતનનો એક ડોસો છેલ્લાં આઠ વરસથી જુદાં જુદાં તીર્થધામોની યાત્રા કર્યા કરતો હતો. એક દિવસ તે માર્ટિનના ઘર આગળથી પસાર થયો. માર્ટિનને પોતાના ગામના માણસને જોઈ ખૂબ આનંદ થયો અને તે એ ડોસાને પોતાને ઘરે બોલાવી લાવ્યો. ઘણા દિવસથી માર્ટિનના મનમાં કેટલીક વાતો ઘોળાયા કરતી હતી. પોતાના ગામનો સ્વજન મળતાં માર્ટિને તેની આગળ દિલ ખોલીને બધી વાત કરી:

'ભાઈ, હવે ઝાઝું જીવવાની મને ઇચ્છા રહી નથી. ઈશ્વર પાસે મારી એક જ માગણી છે કે તે મારી બાકીની જિંદગીનો અંત આણે. આ જગતમાં મને કોઈ આશા રહી નથી--જીવવાનું હવે કોઈ પ્રયોજન રહ્યું નથી.'

પેલા યાત્રાળુ ડોસાએ તેને સાંત્વન આપતાં કહ્યું, 'માર્ટિન, તું ઘરડો થયો છે એ વાત ખરી, પણ આવી વાત કરવાનો તને કોઈ અધિકાર નથી. ઈશ્વરની ગતિ ન્યારી છે. તેને કોઈ પામી શકતું નથી. દુનિયાના આ બધા વહેવાર આપણી ઇચ્છા પ્રમાણે નહીં પણ ઈશ્વરની ઇચ્છા પ્રમાણે ચાલે છે. ઈશ્વરે તારા જુવાનજોધ દીકરાને લઈ લીધો અને તને જીવતો રાખ્યો તો તેમ કરવા પાછળેય તેણે કંઈક સારું કરવા ધાર્યું હશે એમ માનવું રહ્યું. તે જે કંઈ કરે છે તે આપણા ભલા માટે જ કરે છે. વળી તું નિરાશ થઈ મોત માગે છે તે બરાબર નથી. તારી નિરાશાનું કારણ શું છે? એ જ કે, તું માત્ર તારા પોતાના સુખનો જ વિચાર કરે છે, માત્ર તારા સુખ માટે જ જીવવા માગે છે, ખરું ને?'

'તદ્દન ખરી વાત છે. પણ પોતાના સુખ માટે નહીં તો કોને માટે જીવવાનું એ મને કહેશો?' માર્ટિને આવેશમાં આવી જઈ કહ્યું.

'ઈશ્વરને માટે. માર્ટિન, તેણે આપણને આ જીવન આપ્યું છે અને આપણે તેને માટે જીવવાનું છે. તું તેને માટે જીવતાં શીખી જાય તો પછી તને આ દુન્યવી દુ:ખો અડી સુધ્ધાં નહીં શકે. તારું જીવન હળવું થઈ જશે તથા જીવવું ખૂબ સરળ છે એમ તને લાગશે.'

આ વાત જાણે કંઈક સાચી લાગી હોય અને સમજાઈ હોય તેમ માર્ટિન પળ બે પળ માટે સ્થિર થઈ ગયો. પછી તેણે પૂછ્યું, 'ઈશ્વરને માટે જીવવું જોઈએ એ વાત તો ખરી, પણ તે કેવી રીતે બને? તે માટે માણસે શું કરવું જોઈએ?'

એક રાહ ભૂલેલાને સાચે રસ્તે વાળ્યાનો આનંદ પેલા વૃદ્ધ યાત્રાળુના મોં પર છવાઈ ગયો. તેણે માર્ટિનને કહ્યું, 'ઈશ્વરને માટે જીવવું એટલે શું એ વાત ઈશુએ આપણને કરી છે. તને વાંચતાં તો આવડે છે ને? તો દેવળમાં જઈ પાદરી પાસેથી ઈશુની સુવાર્તાની ચોપડી લઈ આવ. તે વાંચ એટલે ઈશ્વર આપણે કેવું જીવન જીવવું જોઈએ એમ ઇચ્છે છે તે વાત તને આપોઆપ સમજાઈ જશે. એ પુસ્તકમાંથી તું જે જાણવા માગે છે તે બધું જ તને મળી રહેશે.'

આ વાત માર્ટિનને ગળે ઊતરી ગઈ. તે જ દિવસે તે દેવળમાં ગયો અને ત્યાંથી બાઇબલ ખરીદી લાવ્યો. સરળતાથી વાંચી શકાય તેટલા માટે તેણે મોટા અક્ષરોમાં છાપેલી બાઇબલની નકલ પસંદ કરી. તે જ રાતથી તેણે તેનું વાચન પણ શરૂ કર્યું.

શરૂઆતમાં માર્ટિનને એમ હતું કે દર રવિવારે ઇશુની સુવાર્તા વાંચીશું. પરંતુ તેણે એક વખત વાંચવાની શરૂઆત કરી તેની સાથે જ તેનું મન એવું તો હળવું થઈ ગયું કે તેણે દરરોજ નિયમિત રીતે સુવાર્તાઓ વાંચવા માંડી. તે સાંજે કામકાજ સમેટી લીધા બાદ વાળુ કરી લેતો અને દીવાટાણે તો દીવો લઈ સુવાર્તા વાંચવા બેસી જતો. કેટલીક વખત તે વાંચવામાં એવો તો લીન થઈ જતો કે દીવામાં તેલ ખલાસ થઈ જાય ત્યારે તેને પરાણે વાંચવાનું બંધ કરવું પડતું. આ રીતે તે દરરોજ રાત્રે બાઇબલ વાંચતો. દિવસે દિવસે તેનું વાચન વધતું ચાલ્યું અને તેની સાથે જ માણસે ઈશ્વર માટે જીવવું જોઇએ એટલે શું તથા ઈશ્વર માણસ પાસે કેવા જીવનની આશા રાખે છે એ વાત તેને વધારે સારી રીતે સમજાવા લાગી. પહેલાં તે રાત્રે ભારે હૃદયે સૂઈ જતો. તેના જુવાન છોકરાનું અકાળ અવસાન થયેલું તે વાત તેને વારંવાર યાદ આવતી. પરંતુ હવે સૂતી વખતે તે શાંત ચિત્તે પ્રાર્થના કરતો, 'હે ઈશ્વર! તું મહાન છે. તું સર્વશક્તિમાન છે. તારી ઇચ્છા પ્રમાણે જ આ જગતનો કારભાર ચાલે છે. તને મારાં વંદન હજો.'

આમ માર્ટિનનું જીવન હવે બદલાઈ ગયું. પહેલાં તે રજાને દિવસે પીઠામાં જતો અને ત્યાં ચા તથા તેની સાથે એકાદબે ગ્લાસ વોડકા પણ લગાવતો. કેટલીક વાર પોતાના સોબતીઓ સાથે વધારેપડતું ઢીંચતો પણ ખરો. તેવે વખતે રસ્તે ચાલતા માણસ સાથે નાહકની લડાઈ પણ કરી બેસતો. પરંતુ હવે તે પીઠાને રસ્તે પગ નહોતો વાળતો. એ તરફ જવાનું પણ તે ટાળતો. તેનું જીવન હવે શાંતિપ્રિય બની ગયું હતું. એ જીવનમાં તેને અનેરા આનંદનો અનુભવ થતો. તે વહેલી સવારે ઊઠી, ઈશ્વરની પ્રાર્થના કરી, પોતાનું કામ શરૂ કરી દેતો. આખો દિવસ કામમાં ગાળી દીવાબત્તી ટાણે કામ સમેટી લેતો. સાંજના વાળુ પતાવી, અલમારીમાંથી બાઇબલ કાઢી, દીવો લઈ, બાઇબલ વાંચવા બેસી જતો. તેનું વાચન દિવસે દિવસે વધતું ગયું અને સાથે સાથે જ તેની સમજ અને શ્રદ્ધા પણ વધતાં ગયાં. તેનું જીવન તેને હવે પહેલાં કરતાં વધારે સુખી લાગવા માંડ્યું.

એક દિવસ કામ વધારે હતું તેથી કામ આટોપતાં જરા મોડું થયું. માર્ટિન ઝડપથી કામ આટોપી બાઇબલ વાંચવા બેસી ગયો. બેસતાંની સાથે જ તે વાંચવામાં લીન થઈ ગયો. વાંચતાં વાંચતાં તે લૂકના છઠ્ઠા પ્રકરણ પર આવી પહોંચ્યો. આ પ્રકરણમાં નીચેની પંક્તિઓ તેના વાંચવામાં આવી:

"...તમારા શત્રુઓ પર પ્રેમ કરજો, તમારો દ્વેષ કરે તેમનું ભલું કરજો, તમને શાપ આપે તેમને દુવા દેજો; તમારી નિંદા કરે તેમને માટે પ્રાર્થના કરજો. કોઈ તારા એક ગાલ ઉપર તમાચો મારે તો તેને બીજો ગાલ ધરજે, કોઇ તારો ડગલો લઈ લે તો તારું પહેરણ પણ તેને લેવા દેજે. જે કોઇ તારી પાસે માગે તેને આપજે, કોઇ તારું કંઈ લઈ લે તો પાછું માગીશ નહીં...."

આગળ ચાલતાં તેને નીચેની પંક્તિઓ પણ વાંચવા મળી:

“તમે મને ‘પ્રભુ પ્રભુ’ શા માટે કરો છો અને હું કહું છું તે કરતા કેમ નથી? જે કોઈ મારી પાસે આવે છે, મારાં વચન સાંભળે છે અને તે પ્રમાણે કરે છે, તે કોના જેવો છે, એ હું તમને કહું છું: કોઈ માણસ ઘર બાંધતી વખતે ઊંડે સુધી ખોદીને ખડક ઉપર પાયો નાખે તેના જેવો એ છે. ત્યાર પછી રેલ આવે અને નદીનાં પાણી ઘર સાથે અથડાય તેમ છતાં તે ઘરને ડગાવી નહીં શકે, કારણ, તે પાકે પાયે બાંધેલું છે. પણ જે માણસ મારી વાત સાંભળે છે પણ તે પ્રમાણે કરતો નથી તે પાયા વગર જમીન ઉપર જ ઘર બાંધનાર માણસ જેવો છે. નદીનાં પાણી ઘર સાથે અથડાશે કે તરત જ તે કડડભૂસ કરતું તૂટી પડશે.”

આ શબ્દો વાંચતાંની સાથે જ માર્ટિનના આત્માએ આનંદની લાગણી અનુભવી. તેણે વાંચવાનું બંધ કરી ચશમાં કાઢીને ખુલ્લી ચોપડી પર મૂકી દીધાં. તેના હાથની કોણી ટેબલ પર ટેકવી દાઢીએ હાથ રાખી, તેણે જે વાંચ્યું હતું તે પર મનન કરવા માંડ્યું. તેણે પોતાના જીવનને એ શબ્દો સાથે તોળી જોયું અને પછી પોતાની જાતને પૂછ્યું:

“મારા ઘરનો પાયો મજબૂત ખડક પર નાખેલો છે કે પછી મેં જમીન પર જ ઘર બાંધ્યું છે? જો ખડક ઉપર પાયો બાંધ્યો હોય તો તો બરાબર, નહીં તો મારું ઘર પણ કડડભૂસ કરતું તૂટી પડે. આમ એકલા બેસીને વિચાર કરીએ ત્યારે તો આ વાત સાવ સહેલી લાગે છે. આપણે બધું ઈશ્વરની આજ્ઞા પ્રમાણે જ કરવું જોઈએ તથા કરીએ છીએ એવું લાગે છે. પરંતુ હું મારી જાતની કાળજી ન રાખું, પૂરતો જાગ્રત ન રહું, તો પાછો પાપને રસ્તે ચડી જાઉં એવું પણ બને. તેથી હું આ વાંચવાનું ચાલુ જ રાખીશ. આ બધું વાંચી, તેને આપણા જીવન સાથે સરખાવી, તે પ્રમાણે જીવન સુધારવામાં તથા ગોઠવવામાં એક અનેરો આનંદ આવે છે. હે પ્રભુ, એ આચરણ માટે મને શક્તિ આપ.”

માર્ટિન આવા ચિંતનમાં પડી ગયો. આવા ચિંતનમાં ઘણો સમય નીકળી ગયો અને તેને ઊંઘ આવવા માંડી. પરંતુ આજે બાઇબલ વાંચવાનું બંધ કરવાનું તેનું મન નહોતું. તેથી તેણે સાતમું પ્રકરણ વાંચવાનું ચાલુ રાખ્યું. વિધર્મી સૈનિકની શ્રદ્ધાની વાત તેણે વાંચી કાઢી. એક વિધવાના છોકરાને ઈશુએ જીવતદાન આપ્યું તે પણ તે વાંચી ગયો અને આ બધું વાંચી તે પ્રેમભર્યા પશ્ચાત્તાપની વાર્તા પર આવી પહોંચ્યો:

“એક ફરોશીએ ઈશુને પોતાને ત્યાં જમવા નોતર્યા એટલે તેઓ તેને ઘેર જઈને ભાણે બેઠા. એટલામાં, ફરોશીને ઘેર ઈશુ જમવા બેઠા છે એવું જાણીને, શહેરની એક પતિત સ્ત્રી સંગેમરમરની કૂપીમાં અત્તર લઈને આવી પહોંચી અને પાછળ જઈને આંસુ સારતી સારતી ઈશુને ચરણે ઊભી રહી. તેનાં આંસુથી તેમના ચરણ ભીંજાઈ ગયાં. તે પણ પોતાના વાળથી લૂછી નાખ્યાં. પછી તેણે ચરણ ચૂમી ચૂમી અત્તર લગાડ્યું....”

આ જ વાત અંગે ચુંમાળીસમી પંક્તિમાં તેણે વાંચ્યું:

"...અને પેલી સ્ત્રી તરફ ફરી તેમણે સિમોનને કહ્યું, 'આ બાઈને તું જુએ છે ને? હું તારા ઘરમાં આવ્યો, તેં મને પગ ધોવા પાણી ન આપ્યું, પણ એ બાઈએ પોતાનાં આંસુથી મારા પગ ભીંજવ્યા અને પોતાના વાળથી લૂછી નાખ્યા. તેં મને ચુંબન (આદર અને વંદન કરવા માટે યહૂદીઓમાં ચુંબન કરવાનો રિવાજ હતો.) ન દીધું પણ હું અંદર આવ્યો ત્યારથી એ મારી કદમબોસી કરી રહી છે. તેં મારા વાળમાં તેલ ન નાખ્યું પણ એણે મારા પગે અત્તર લગાવ્યું છે...."

આ વાત માર્ટિનના મનમાં ઘોળાવા લાગી: "એ ફરોશીએ એમને પગ ધોવા પાણી ન આપ્યું, ચુંબન ન દીધું, તેમના વાળમાં તેલ ન નાખ્યું...."

માર્ટિને ફરી ચશ્માં કાઢીને ખુલ્લી ચોપડી પર મૂકી દીધાં અને તેણે જે વાંચ્યું હતું તેના પર વિચાર કરવા માંડ્યો.

...એ ફરોશી પણ મારા જેવો જ હોવો જોઈએ. માત્ર પોતાનો જ વિચાર...પોતાનો જ સ્વાર્થ...આપણને એક કપ ચા મળી ગઈ એટલે પત્યું. આપણી સુખસગવડ સચવાવી જોઈએ, બીજાનું પછી ભલે ને ગમે તે થાય! આ બધું બરાબર છે? એ ફરોશીએ એના મહેમાનનું બરાબર સ્વાગત ન કર્યું. મહેમાનને ન તો પગ ધોવાનું પાણી આપ્યું કે ન તો આદર બતાવવા ચુંબન દીધું અને મહેમાન...એ કંઈ સામાન્ય મહેમાન હતા? ખુદ ઈશુ ભગવાન મહેમાન બનીને પધાર્યા હતા!...જો મારે ત્યાં પ્રભુ પધારે તો હું શું કરું? પેલા ફરોશીની જેમ જ વર્તું કે..."

આમ વિચારતો વિચારતો માર્ટિન ટેબલ પર માથું ઢાળીને ઊંઘી ગયો.

'માર્ટિન!...'

માર્ટિન ટેબલ પર માથું ઢાળીને ઊંઘતો હતો. તેના કાનમાં કોઈ કંઈ કહેતું હોય તેમ એને લાગ્યું. તે જાગી ગયો.

'કોણ છે...મને કોણે બૂમ પાડી?' તેણે ખુરસીમાં ટટાર થઈ મોટેથી પૂછ્યું. કાંઈ જવાબ ન મળ્યો.

તેણે આખા ભોંયરામાં નજર ફેરવી જોઈ. બારણું તો બંધ હતું. એવામાં ફરી અવાજ આવ્યો. આ વખતે તે અવાજ સ્પષ્ટ રીતે સંભળાતો હતો:
'માર્ટિન...માર્ટિન...બહાર મહોલ્લામાં જોતો રહેજે. આવતી કાલે હું ત્યાં જરૂર આવીશ.'

માર્ટિન આ સાંભળીને ખુરસી પરથી ઊભો થઈ ગયો. આ સ્વપ્નું તો નથી ને, તેની ખાતરી કરવા માટે તેણે આંખો ચોળી. આ સ્વપ્ન હતું કે સત્ય એ તેનાથી નક્કી થઈ શક્યું નહીં.

તેણે દીવો હોલવી નાખ્યો અને જે બની ગયું તેનો વિચાર કરતો કરતો તે ફરી ઊંઘી ગયો.

બીજે દિવસે સવારે માર્ટિન વહેલો ઊઠ્યો. ઊઠીને તેણે પ્રાર્થના કરી. પછી ચૂલો સળગાવી તે દિવસ માટેનું ખાવાનું બનાવી લીધું. એ કામથી પરવારી તેણે સળગતા ચૂલા પર ચા માટેનું પાણી મૂકી દીધું અને કામ કરતી વખતે પહેરવાનો ઝભ્ભો પહેરી લઈ તે જોડા સીવવા બેઠો. તે જોડા સીવતો હતો તે વખતે તેના

મનમાં ગઈ કાલે રાતે જે બની ગયું હતું તેના વિચાર ઘોળાયા કરતા હતા. ઘડીકમાં તેને એમ થતું કે એ માત્ર સપનું હતું. તો વળી ઘડીકમાં તેને એમ થતું કે એ વાત ખરેખર બની હતી તથા તેણે એ અવાજ ખરેખર સાંભળ્યો હતો. આમ છતાં, ભૂતકાળમાં આવું થયું હતું છતાં વાસ્તવમાં કંઈ બન્યું નહોતું એમ વિચારી તેણે કામકાજમાં મન પરોવ્યું.

તેણે આ રીતે કામમાં મન પરોવ્યું તો ખરું, પણ ગઈ રાતે આવેલા સપનાની વાત તેના મગજમાંથી ખસતી નહોતી. તેના હાથ જોડા સીવવામાં ગૂંથાયેલા હતા પણ તેની આંખો ભોંયરાની બારીમાંથી રસ્તા પર થતી અવરજવર જોયા કરતી હતી. આમ છતાં કોઈ નવા અજાણ્યા પગ કે જોડા જોવા મળતા તો માર્ટિન ઊભો થઈ કોણ પસાર થયું તે જોઈ લેતો. શેરી વાળનારે નવા જોડા આણ્યા હતા તે ત્યાંથી પસાર થયો. તેણે માર્ટિનને છેતર્યો. નવા જોડા જોઈ માર્ટિન ઊભો થઈ ગયો, પણ વાળનારને ઓળખી કાઢી પાછો જોડા સીવવા બેસી ગયો. ત્યાર પછી પખાલી જૂના જોડા પહેરીને પસાર થઈ ગયો. લશ્કરની નોકરી પૂરી કરી વતન પાછો ફરેલો એક સિપાઈ હાથમાં પાવડો લઈ ત્યાં આવ્યો અને રસ્તા પર ઊભો રહ્યો. દળદરી જેવા જૂના ફાટી ગયેલા જોડા પરથી માર્ટિને તેને ઓળખી કાઢ્યો. માર્ટિન આ સિપાઈને ઓળખતો હતો. તેને કોઈ રોજી આપતું નહોતું, એટલે માર્ટિનના પાડોશીએ તેની પર દયા ખાઈ તેને પોતાને ત્યાં કામે રાખ્યો હતો. સવારમાં શેરી વાળનારને મદદ કરવાનું કામ તે કરતો. તેણે માર્ટિનની ભોંયરાની બારી સામે પડેલા પીંછા જેવા બરફના ઢગલાને પાવડાથી ખસેડવા માંડ્યો. માર્ટિન થોડા વખત સુધી કામ બંધ કરી તેને જોઈ રહ્યો અને પછી તેણે પાછા જોડા સીવવા માંડ્યા.

ગઈ રાતે આવેલા સપનાને સાચું માની લઈ પોતે જે જાતનું વર્તન કરતો હતો તેની પર તેને હસવું આવ્યું. 'મારું પણ સાઠી બુદ્ધિ નાઠી જેવું થયું છે' એમ તેને થયું, 'નહીં તો આ સ્ટેપનિચ, લશ્કરનો નિવૃત્ત સિપાઈ, અહીં શેરી વાળવા આવ્યો છે તેને હું ખુદ ઈશુ ભગવાન મારે ત્યાં આવતા લાગે છે એમ માની લઉં ખરો કે! ખરેખર...સાઠી બુદ્ધિ નાઠી એ વાત મારે માટે સાચી પડતી લાગે છે.'

આમ છતાં જોડાને બીજા દસપંદર ટાંકા લગાવી તેણે પાછું ભોંયરાની બારી બહાર જોવા માંડ્યું. તેણે જોયું તો સ્ટેપનિચ શેરીમાંથી બરફ ખસેડતાં થાકી ગયો હતો અને પાવડો ભીંતને ટેકે મૂકી હાંફતો હાંફતો થાક ખાતો ઊભો હતો. સ્ટેપનિચ ઘરડો હતો, તેનું શરીર ખખડી ગયું હતું અને દેખીતી રીતે જ શેરીમાં જામી ગયેલા પીંછા જેવા બરફને ખસેડવાની તેનામાં શક્તિ નહોતી.

'ચાનું પાણી તૈયાર જ છે. હું એ બાપડાને અહીં બોલાવી મારી સાથે ચા પિવડાવું તો કેવું? તેને જરા હૂંફ અને આરામ મળશે.' એમ વિચારી માર્ટિને જોડા સીવવાનું કામ પડતું મૂક્યું. તેણે ચા બનાવી અને પછી ભોંયરાની બારીની જાળી પર જોરથી હાથ ઠોક્યા. શેરીમાં ઊભેલા સ્ટેપનિચ ડોસાનું ધ્યાન અવાજ તરફ ગયું એટલે માર્ટિને તેને ઇશારાથી બારણે આવવા કહ્યું અને પોતે બારણું ખોલવા ઉપર ગયો.

બારણું ખૂલતાં જ સ્ટેપનિચ ત્યાં આવી પહોંચ્યો એટલે માર્ટિને કહ્યું, 'ભાઈ, અંદર આવ. આપણે બંને થોડી ચા પી લઈએ. તને ઠંડી ચડી ગઈ લાગે છે. ચા પીવાથી ગરમાવો આવી જશે.'

'ભાઈ, ભગવાન તમારું ભલું કરે,' એમ કહી સ્ટેપનિચ અંદર આવ્યો અને બારણા પાસે ઊભા રહી તેણે કહ્યું, 'ઠંડી કાતિલ છે. મારી ચામડી વીંધીને તે હાડકાંને કરડતી હોય તેમ મારાં હાડકાં પણ ટાઢથી કળે છે.' તેણે તેનાં કપડાં પર પડેલો પીંછા જેવો બરફ ખંખેરવા માંડ્યો. વાટમાં બરફનાં પગલાં ન પડે તે માટે તેણે પગ જોરથી પછાડી પગ ખંખેરી કાઢ્યા. પણ આટલું કરતાં તો તે હાંફી ગયો અને તેના પગ ધ્રૂજી ઊઠ્યા. તેને લગભગ લથડિયું આવી ગયું.

આ જોઈ માર્ટિને કહ્યું, 'પગ ખંખેરવાની લપમાં પડવાની જરૂર નથી. ભાઈ, તું તારે અંદર ચાલ્યો આવ. મારે ઘર વાળવાનું બાકી છે, તે વખતે હું આ કચરા ભેગો પીંછા જેવો આ બરફ પણ વાળી નાખીશ. ચાલો, ચા ઠંડી પડી જશે. આપણે પહેલાં પી લઈએ.'

આમ કરી બંને ચાના ટેબલ પર આવી સામસામી ખુરસી પર બેઠા. માર્ટિને ચાના વાસણમાંથી બે ખાલી કપમાં ચા ભરી એક પ્યાલો સ્ટેપનિચને આપ્યો. માર્ટિને પોતાની ચા રકાબીમાં રેડી. તેણે ફૂંક મારી મારીને ચા પીવા માંડી.

સ્ટેપનિચે તેનો કપ ખાલી કર્યો અને પછી તેને રકાબીમાં ઊંધો મૂકી દીધો. એનો અર્થ એ કે હવે તેને વધારે ચાની જરૂર નથી. તેણે માર્ટિનનો આભાર માન્યો. તેણે કપ ઊંધો મૂકી વધારે ચાની જરૂર નથી એવો વિવેક કર્યો ખરો, પણ આ ટાઢમાં વધારે ચા મળે તો પીવા માટે વાંધો નથી એવું તેના મોં પરથી સાફ દેખાઈ આવતું હતું. માર્ટિન તે કળી ગયો અને તેણે કહ્યું, 'ટાઢ ખૂબ છે. બીજો એક કપ પીવામાં વાંધો નથી. ચાલો, આપણે બંને બીજો કપ લગાવીએ.' માર્ટિને ચાના વાસણમાંથી ચા કાઢી પાછા બંને કપ ભરી દીધા. બંને જણે પાછી ચા પીવા માંડી. ચા પીતી વખતે પણ માર્ટિનનું ધ્યાન બહાર શેરીમાંથી કોણ પસાર થાય છે તે તરફ હતું, તેથી તે વારંવાર બહાર શેરીમાં જોયા કરતો હતો. માર્ટિનનું આ વર્તન જોઈ સ્ટેપનિચે પૂછ્યું, 'ભાઈ, કોઈ આવવાનું છે? તમે કોઈની રાહ જોતા હો એમ લાગે છે.'

માર્ટિન આ સાંભળી હસી પડ્યો અને કહ્યું, 'હું કોઈની રાહ જોતો હોઉં એમ તમને લાગે છે, ખરું ને? જો ભાઈ, મારી વાત કરતાં મને શરમ આવે છે. પણ મારે તારાથી એ વાત છુપાવવી નથી. હું ખરેખર કોઈ આવવાનું હોય અને તેની રાહ જોતો હોઉં એવું નથી. પણ ગઈ કાલે રાતે મને એક સ્વપ્ના જેવું આવેલું તેની વાત કેમેય કરી મારા મગજમાંથી નીકળતી નથી. એ તરંગ છે, સ્વપ્નું છે કે હકીકત છે, તેની તો મનેય ખબર નથી.

'કાલે રાત્રે હું ઈશુની સુવાર્તા વાંચતો હતો. ઈશુએ કેવાં કેવાં દુઃખો સહન કર્યાં, તેઓ ક્યાં ક્યાં ગયા વગેરેની એ વાત હતી. આ બધી વાતો કદાચ તેં વાંચી કે સાંભળી હશે.'

'એ સુવાર્તાઓ મેં સાંભળી છે ખરી, પણ વાંચી નથી. તમને ખબર નહીં હોય પણ હું અભણ છું, તેથી વાંચી તો ક્યાંથી હોય?' સ્ટેપનિચે કહ્યું.

'સાંભળી હોય તેય વાંચ્યા બરાબર જ છે....તો જુઓ, કાલે રાત્રે હું આ સુવાર્તાઓ વાંચતો હતો. વાંચતાં વાંચતાં હું પેલા ફરોશીની વાત પર આવી પહોંચ્યો. એ ફરોશીએ ઈશુ ભગવાનની જોઈએ તેવી આગતાસ્વાગતા નહોતી કરી. એ વાંચીને મને થયું કે ફરોશીએ ખુદ ઈશુ ભગવાન તેને ત્યાં પધાર્યા તોય તેમની યોગ્ય આગતાસ્વાગતા કેમ નહીં કરી હોય? અને માનો કે પ્રભુ એ ફરોશીને ત્યાં આવ્યા તેમ મારે ત્યાં આવી ચડે તો હું તેમને માટે શું ન કરું? એ ફરોશીએ ઈશુની યોગ્ય આગતાસ્વાગતા કેમ નહીં કરી હોય એ મને તો સમજાતું જ નથી. બસ, હું આ અંગે વિચાર કરતો હતો તે વખતે મને ઊંઘ આવવા લાગી. મને એક ઝોકું આવી ગયું. ઊંઘમાં મને કોઈ બોલાવતું હોય એમ લાગ્યું. કોઈ મને મારા નામની બૂમ મારીને બોલાવતું હતું. મેં આંખો ચોળીને કાન માંડ્યા તો ખૂણામાં કોઈનો સળવળાટ સંભળાયો. "કાલે મારી રાહ જોજે, હું તારે ત્યાં આવીશ." એવું એણે બે વખત મને કહ્યું. અને ભાઈ, એ શબ્દો મારા મગજમાં એવા જડબેસલાક બેસી ગયા છે કે આવું ન બને, આવી વાત કોઈને કહીએ તો તે હસી કાઢે, એવું જાણવા છતાંય હું એ વાત મારા મગજમાંથી કાઢી શકતો નથી. મારે ઘેર ઈશુ ભગવાન મહેમાન બનીને આવવાના છે એમ માની આજ સવારનો હું તેમના આવવાની રાહ જોયા કરું છું.'

સ્ટેપનિચે તેના કપમાંની ચા પૂરી કરી અને માર્ટિનની વાત શાંતિથી સાંભળ્યા કરી. તેણે ચાનો કપ ખાલી કરીને ટેબલ પર મૂક્યો પણ માર્ટિને તેને પાછો ભરી દીધો.

'ભાઈ, આટલો કપ પી લે. ભગવાન તારું ભલું કરો....તો જો...ઈશુ પૃથ્વી પર વિચર્યા, પણ તેમણે કોઈના તરફ તિરસ્કાર બતાવ્યો નહીં. મોટે ભાગે તેઓ સામાન્ય લોકો પાસે ગયા, સાદાસીધા સામાન્ય માણસો સાથે ભળ્યા--આપણે પાપીઓ! કામદારો! આપણામાંથી જ તેમણે તેમના શિષ્યો પસંદ કર્યા.

'તેમણે કહ્યું કે, "જે અભિમાન કરે છે તે પડે છે અને જે નમ્રતા દાખવે છે તે ઊંચે ચડે છે."

' "તમે ઈશ્વરની શરણાગતિ સ્વીકારો, ઈશ્વર તમારું રક્ષણ કરશે."

' "આ સંસારમાં જેઓ દીન, દુઃખી, નમ્ર, સદ્ધર્મના ભૂખ્યા, દયાળુ, પવિત્ર મનના અને શાંતિ તથા સંપને વધારવાવાળા છે, તે જ ખરેખરા ધન્ય છે; તેઓ જ મોક્ષના અધિકારી છે; તે જ શાંતિ પ્રાપ્ત કરી શકવાના છે; તે જ પ્રભુના પુત્ર થવાને લાયક છે; તે જ ધર્મરાજ્યમાં રહી શકશે." '

માર્ટિનને મોઢે ઈશુનો આ ઉપદેશ સાંભળતાં સ્ટેપનિચ ચા પીતો અટકી ગયો. તે ઘરડો હતો. તેનું હૃદય ભીંજાતાં વાર લાગે તેમ નહોતી. ઈશુના ઉપદેશ પર વિચાર કરતાં તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. માર્ટિન વાત પૂરી કરે ત્યાં સુધીમાં આંસુના રેલા તેના ગાલ પર આવી પહોંચ્યા.

'ભાઈ, તમારી ચા પી લો. બીજી થોડી ચા પીઓ.' પણ હવે સ્ટેપનિચ વધુ ચા પી શકે તેમ નહોતું. તેણે માર્ટિનનો આભાર માન્યો, આકાશ સામે જોઈ નમન કરી પ્રભુનો પાડ માન્યો અને પછી તે માર્ટિનની રજા લઈને પોતાને કામે ગયો.

સ્ટેપનિચના ગયા પછી માર્ટિને વધેલી ચા પી લીધી અને ચાનાં વાસણો ધોઇને ઠેકાણે મૂકી દીધાં. પછી તે પાછો જોડા સીવવા બેઠો. ભગવાન ઈશુ તેને ત્યાં મહેમાન બનીને આવવાના છે એ વાત હજુ તેના મનમાં ઘોળાયા કરતી હતી. તે ઈશુનાં કાર્યો અને ઉપદેશ પર વિચાર કર્યા કરતો હતો અને ઈશુનાં સુવાક્યો તેના મનમાં ગુંજ્યાં કરતાં હતાં.

લશ્કરના બે સિપાઇઓ ત્યાંથી પસાર થયા. તેમાંના એકે લશ્કરમાં પહેરવા માટે સરકાર તરફથી મળતા મજબૂત કાળા જોડા પહેરેલા હતા, જ્યારે બીજાએ પોતે ખરીદેલા સારા જોડા પહેરેલા હતા. તેઓ ગયા એટલે તેમની પાછળ પાછળ જ નજીકના ઘરનો માલિક રબરના ચકચકિત જોડા પહેરીને ત્યાંથી પસાર થયો. દરરોજ સવારમાં રોટી વેચવા માટે આવતો ફેરિયો પણ આવ્યો અને ગયો. તે ઉઘાડપગો હતો. તેના ગયા પછી થોડા સમય માટે શેરી શાંત થઈ ગઈ.

માર્ટિનની નજર ભોંયરાની બારીમાંથી બહાર શેરીમાં થતી અવરજવર પર મંડાયેલી હતી. ચીંથરેહાલ મોજાં, ફાટેલા ગામઠી જોડા પહેરીને એક બાઈ બારી આગળથી પસાર થઈ અને સામેની ભીંત પાસે જઈ ઊભી રહી. તેના પગ પરથી માર્ટિન જાણી ગયો કે આ કોઈ નવી વ્યક્તિ છે અને આ પહેલાં ક્યારેય આ શેરીમાં આવી નથી. માર્ટિન જોડા સીવવાનું પડતું મૂકી ઊભો થઈ ગયો. તેણે બારીમાંથી જોયું તો એ બાઈ ભીંતની ઓથે ઊભી રહીને પોતાના ધાવણા બાળકને ટાઢથી બચાવવા માટે એક મોટા ચીંથરામાં વીંટવાનો પ્રયાસ કરતી હતી. એ બાઈ પાસે ટાઢનો સામનો કરવા માટે નામનુંયે ગરમ કપડું નહોતું. ફાટેલાતૂટેલા અને થીંગડથાગડ કરેલા સુતરાઉ કપડાથી તેણે તેનો દેહ ઢાંક્યો હતો. તેના દેદાર પરથી તે નજીકના ગામડામાંથી આવતી કોઈ ગરીબ ઘરની બાઈ હોય એમ લાગતું હતું. બહાર કાતિલ ઠંડી હતી અને એ બાઈ તથા બાળક બંને ટાઢે ધ્રૂજતાં હતાં. બાળક રડ્યા કરતું હતું અને બાઈ તેને છાનું રાખવા માટે થાબડ્યા કરતી હતી. માર્ટિને પળભર આ દૃશ્ય જોયા કર્યું. બાળકના રડવાના અવાજે તેના પર કંઈક એવી અસર કરી કે તે ભોંયરાનાં પગથિયાં ચડી, બારણું ખોલી, બહાર ઓટલા પર આવ્યો. ત્યાં ઊભા રહીને જ તેણે પેલી બાઈને કહ્યું, ‘બહેન, એમ બહાર ટાઢમાં શા માટે ઊભાં છો? તમે તો નહીં પણ આ કુમળું બાળક તો ટાઢમાં ઠરીને શિંગડું થઈ જશે. એના કરતાં આ તરફ મારા ઘરમાં આવો. ત્યાં બેસી તમે આ બાળકને તમારી પાસે જે મોટું ચીંથરું છે તેમાં વીંટી લો. ગભરાટ કે સંકોચ ન રાખશો. મારી પાછળ પાછળ આવો.’

માર્ટિન આ વાત કરતો હતો ત્યારે તેણે જોડા સીવતી વખતે પહેરવાનો ઝભ્ભો પહેરી રાખેલો હતો. આવા વેશમાં એક ચશ્માંવાળો બુઢ્ઢો પોતાને આશરો આપવા બોલાવે છે તે જોઈ બાઈને જરા નવાઈ તો લાગી, આમ છતાં તેને માર્ટિનની વાતમાં વિશ્વાસ બેઠો અને તે માર્ટિનના ઓટલા પાસે આવી. માર્ટિન ભોંયરામાં ઊતર્યો એટલે એ બાઈએ પણ માર્ટિનની પાછળ પાછળ પગથિયાં ઊતરવા માંડ્યાં.

ભોંયરાનાં પગથિયાં ઊતરી એ બાઈ એક સ્વચ્છ ચોરસ ભોંયરામાં આવી પહોંચી. માર્ટિને ઊભો મૂકી રાખેલો ખાટલો ચૂલા પાસે ઢાળી આપ્યો અને પછી એ બાઈને કહ્યું, ‘બહેન, તમે આ ખાટલા પર બેસો. અહીં પહેલાં બાળકને ધવરાવી લો. તમે ટાઢમાં ઠરી ગયાં હો તો આ ચૂલા પાસે હૂંફ રહેશે. કોઈ પણ જાતની ચિંતા કરશો નહીં. ભગવાન પર ભરોસો રાખો.’

એ બાઇએ માર્ટિન સામે એક દયામણી નજર નાખી કહ્યું, 'ઘરમાં કંઇ દૂધબૂધ નથી? મારું પેટ તો ખાલીખમ છે. છેલ્લા બે દિવસથી કંઇ ખાધું નથી...' આમ કહેતી કહેતી એ બાઈ ખાટલા પર બેઠી અને બાળકને ધવરાવવા લાગી.

પળવાર વિચાર કરી માર્ટિને જમવાનું ટેબલ લૂછી તેના પર એક કપડું પાથરી દીધું. ચૂલા પાસેના ઘોડા પરથી થાળીવાટકો ટેબલ પર મૂકી પોતાને માટે રાંધેલું ભાણું તેણે આ બાઇને પીરસી દીધું. થાળી પીરસાઇ ગઇ એટલે તેણે એ બાઇને કહ્યું, 'બહેન, અહીં બેસીને ખાઇ લે. ત્યાં સુધી તારા બાળકને હું સાચવીશ. મારાં નાનાં બાળકોને હું કેવી રીતે રમાડતો તે મને હજુ યાદ છે. તારા બાળકની હું પૂરી કાળજી રાખીશ. તું તારે નિરાંતે જમી લે.'

બાઇએ માર્ટિનનો આભાર માની ખાવાનું શરૂ કર્યું. માર્ટિને ખાટલા પર બેઠાં બેઠાં બાળકને રમાડવા માંડ્યું. શરૂઆતમાં માર્ટિનને જોઈને બાળક રડવા માંડ્યું અને માર્ટિને સિસોટી વગાડી તેને શાંત પાડવાનો પ્રયત્ન કરી જોયો. પરંતુ તેના દાંત પડી ગયેલા હોવાથી બોખા મોઢે તે સિસોટી વગાડી શક્યો નહીં. એટલે હવે તેણે હાથની ચપટી વગાડી બાળકને શાંત રાખવાનો પ્રયાસ કરવા માંડ્યો. ચપટી સાંભળી બાળક છાનું રહી ગયું. માર્ટિન તેના હાથની આંગળી બાળકના મોં પાસે લઈ ગયો અને બાળક એ આંગળી મોંમાં નાખવા માટે પકડવાનો પ્રયાસ કરે કે તરત તેણે આંગળી ખેંચી લેવા માંડી. માર્ટિન આંગળી ખેંચી લેતો એટલે બાળક હસી પડતું. માર્ટિન પાછો આંગળી મોઢા પાસે લઈ જતો અને બાળક તે પકડવા જાય એટલે પાછો ખેંચી લેતો. બાળક પાછું હસવા લાગતું. બાળકને આ રમત ગમી ગઈ. માર્ટિન આંગળી બાળકના મોં પાસે લઈ જતો ત્યારે એ આંગળી બાળકના મોંને અડી ન જાય તેનું ખાસ ધ્યાન રાખતો. બાળક પણ ધારી ધારીને એ ડાબી આંગળી જોયા કરતું, પછી તેને પકડવાનો પ્રયાસ કરતું અને માર્ટિન તેની આંગળી ખેંચી લે તેની સાથે જ ખડખડાટ હસી પડતું.

જમતાં જમતાં બાઇએ પોતે કોણ છે તથા ક્યાંથી આવે છે તે અંગે માર્ટિનને વાત કરી:

'હું એક સિપાઈની પત્ની છું. લશ્કરવાળાઓએ મારા પતિને ક્યાંક દૂર લડવા માટે મોકલ્યા છે. તેમને ત્યાં મોકલ્યે આજે લગભગ આઠ મહિના થવા આવ્યા, છતાં હજુ આજ દિન સુધી તેમના કંઇ વાવડ નથી. આ છોકરાનો જનમ થયો ત્યાં સુધી હું એક બાઇને ત્યાં રસોઇયણ તરીકે કામ કરતી હતી. પરંતુ બાળકના જનમ પછી તેમણે મને તેમને ત્યાં રાખવાની ના પાડી. છેલ્લા ત્રણ મહિનાથી હું બેકાર છું અને કામ શોધું છું. કામ શોધવા માટે આખો દિવસ તનતોડ મહેનત કરું છું પણ ક્યાંય પત્તો ખાતો નથી. આથી પેટનો ખાડો પૂરવા માટે મારી પાસે જે કંઇ નાનીસરખી મિલકત હતી તે મારે વેચી દેવી પડી છે. એક દવાખાનામાં ધાવની જરૂર છે એવી મને ખબર પડતાં જ હું ત્યાં પહોંચી ગઇ અને મેં તે કામ કરવાની તૈયારી બતાવી. પરંતુ તેમણે મને ધાવ તરીકે રાખવાની ના પાડી અને કહ્યું કે તારા જેવી દૂબળી-પાતળી છોકરી તે શું ધવરાવવાની હતી! પણ ત્યાં દવાખાનામાં મને અમારા ગામની એક બાઈ મળી ગઇ. તે મને તેને ત્યાં લઇ ગઈ અને કંઇ ને કંઇ કામ મળી આવશે એવી હૈયાધારણ તેણે મને આપી. થોડા દિવસ પછી તેણે મને પાછી મળવા બોલાવી. મને થયું ચાલો, હવે આપણું ગાડું કંઇક ઠેકાણે પડશે. પણ હું થોડા દિવસ પછી તેને ત્યાં ગઇ તો તેણે પાછો એક અઠવાડિયાનો વાયદો કર્યો. તેનું ઘર અહીંથી ખાસ્સું દૂર હતું. ત્યાં જઈને પાછી આવતાં તો હું સાવ થાકી ગઈ. મારી

માલિકણ બાઈ કંઈક ભલી છે. એટલે તેણે મને કામમાંથી છૂટી કરી હોવા છતાં બીજું કામ ન મળે ત્યાં સુધી તેને ત્યાં રહેવાની રજા આપી છે. જો તેમ ન થાત તો મારી આજે શી દશા થઈ હોત તે કહેવું મુશ્કેલ છે.'

બાઇ આટલી વાત કરી રહી એટલે માર્ટિને તેને પૂછ્યું, 'બહેન, તારી પાસે એકેય ગરમ કપડું નથી?'

'ગરમ કપડાની વાત કરો છો? અત્યારે તો એકેય નથી. હા, મારી પાસે એક ગરમ શાલ હતી ખરી. પરંતુ ખાવાના સાંસા પડતાં શાલ ગીરવે મૂકી મેં પૈસા લીધા અને બે દા'ડા તેમાંથી પેટિયું કાઢ્યું.'

બાઇ જમી રહી એટલે તેણે બાળકને ખોળામાં લીધું અને માર્ટિન અંદરની કોટડીમાં જઇ ત્યાં ભીંત પર કેટલીક વસ્તુઓ ટાંગેલી હતી તેમાંથી એક નાની જૂની ધાબળી લઈ પાછો બહાર આવ્યો.

એ ધાબળી પેલી બાઈને આપતાં કહ્યું, 'બહેન, આ નાની ધાબળી છે તો જૂની, પણ આ બાળકને ઓઢાડવા માટે તો પૂરતી થઈ પડશે.'

પેલી બાઈ એકીટશે એ ધાબળીને જોઈ રહી. તેણે માર્ટિન સામે એક નજર નાખી તેના હાથમાંથી ધાબળી લઈ લીધી. તેણે ધાબળી લઈ તો લીધી, પણ પોતાની આવી અસહાય સ્થિતિ પર તેને લાગી આવ્યું અને તે જોરથી રડી પડી. માર્ટિને ખાટલા નીચેથી એક લોખંડની જૂની પેટી કાઢી અને એ બાઈની સામે બેસીને જ પેટી ફંફોસવા માંડી. પેલી બાઇએ પોતાનાં આંસુ લૂછતાં લૂછતાં માર્ટિનને કહ્યું, 'ભાઈ, ભગવાન તમારું ભલું કરો. જરૂર, ઈશુએ જ મને તમારે ત્યાં આશરો લેવા માટે મોકલી હોવી જોઇએ એવું મને લાગે છે. જો તમે મને આશરો ન આપ્યો હોત તો મારું આ આંખનું રતન ઠરીને શિંગડું થઈ જાત. હું ઘરેથી નીકળી તે વખતે તો ઠંડી કંઈક ઓછી હતી, પરંતુ અત્યારે તો બહાર ઠંડી કરડી ખાતી હોય એમ લાગે છે. મને ખાતરી છે કે ભગવાન ઈશુએ જ તમને બારીમાંથી બહાર નજર નાખી મારી પર, એક ગરીબ નિરાધાર પર, દયા કરવાનો સંકેત કર્યો હશે.'

ઈશુના સંકેતની વાત સાંભળી માર્ટિને હસતાં હસતાં કહ્યું, 'બહેન, તારી વાત સાચી છે. ઈશ્વરના સંકેતને કારણે જ મેં કામમાંથી માથું કાઢી બારીની બહાર કોણ આવ્યું છે તે જોવા માટે શેરીમાં નજર નાખી હતી.'

આમ કહી માર્ટિને ગઈ રાતે તેને આવેલા સપનાની તથા ઈશ્વરે આજે તેને ત્યાં આવવાનું તેને વચન આપ્યું હતું તે આખી વાત કહી સંભળાવી. એ વાત સાંભળી બાઈએ કહ્યું, 'દાદા, કોને ખબર? કદાચ એવું બને પણ ખરું, કંઈ જ અશક્ય નથી.'

બાઈએ હવે જવાની તૈયારી કરવા માંડી. માર્ટિને આપેલી ધાબળી શરીર પર વીંટી લીધી અને તેના છેડામાં બાળકને લપેટી લીધું. ઊઠતાં ઊઠતાં તેણે ફરી એક વાર માર્ટિનનો આભાર માન્યો અને જવાની રજા માગી.

માર્ટિને તેને રજા આપતી વખતે ગજવામાંથી છ પેન્સ કાઢી તેના હાથમાં મૂકતાં કહ્યું, 'બહેન, પ્રભુને ખાતર આ છ પેન્સ લઈ લે. તે આપીને તું તારી શાલ છોડાવી લેજે.' બાઈએ એ છ પેન્સ લઈ લીધા અને માર્ટિનને નમસ્કાર કરી તે ત્યાંથી ચાલી નીકળી.

બાઈના ગયા પછી માર્ટિને વધ્યુંઘટ્યું ખાઈને પાણી પી લીધું. બધાં વાસણો ધોઈને વ્યવસ્થિત ગોઠવી દીધાં અને તે પાછો જોડા સીવવા બેઠો. તે બેઠો બેઠો કામ કરતો હતો ખરો, પણ બારી આગળથી કોણ પસાર થાય છે તે જોતા રહેવાનું હજુ વિસારે પાડી શક્યો નહોતો. બારી આગળ કોઈનો પડછાયો દેખાય કે તરત જ તે કામમાંથી મોં કાઢી ત્યાંથી કોણ પસાર થયું તે જોઈ લેતો. બારી આગળથી જાણીતી તથા અજાણી ઘણી વ્યક્તિઓ પસાર થઈ ગઈ. પરંતુ પસાર થનારાઓમાંથી એકેય વ્યક્તિ ધ્યાન ખેંચે તેવી નહોતી.

થોડા સમય બાદ એક સફરજન વેચનારી બારીની બરાબર સામે આવીને ઊભી રહી. તેની પાસે સફરજનની જે ટોપલી હતી તે ખાસી મોટી હતી પણ તેમાં ઝાઝાં સફરજન રહ્યાં નહોતાં. દેખીતી રીતે જ મોટા ભાગનાં સફરજન વેચાઈ ગયાં હતાં. તેણે ખભા ઉપર એક મોટી ઝોળીમાં લાકડાનાં છોડિયાં ભરેલાં હતાં. ક્યાંક કોઈ મકાન બંધાતું હશે તથા તેને અંગે સુથારી કામ ચાલતું હશે ત્યાંથી તે લાકડાનાં છોડિયાં ભરી લાવી હતી. કપડાની ઝોળીમાં ભરેલાં છોડિયાં તેને ખૂંચતાં હતાં તેથી તે ઝોળીને એક ખભા પરથી બીજા ખભા પર ફેરવવા માગતી હતી. આમ કરવા માટે તેણે માથા પરની ટોપલી નીચે મૂકી, ઝોળીને પગથી પર ગોઠવી, ઝોળીમાંથી બહાર નીકળી આવેલી લાકડાની ફાચરો સરખી ગોઠવવા માંડી. તે ફાચરો સરખી કરવામાં ગૂંથાયેલી હતી તે વખતે માથા પર ફાટેલીતૂટેલી ટોપી પહેરેલો એક છોકરો ત્યાં આવ્યો અને તેણે ચુપકીદીથી બાઈએ નીચે મૂકેલી ટોપલીમાંથી એક સફરજન તફડાવી લીધું. પરંતુ સફરજન તફડાવીને તે ત્યાંથી સરકી જાય તે પહેલાં એ બાઈએ તેને જોઈ લીધો અને તેને બાવડામાંથી પકડ્યો. છોકરાએ બાઈના હાથમાંથી છટકવા માટે થોડી મથામણ કરી જોઈ પણ બાઈએ બે હાથની મદદથી તેને બરાબર પકડી રાખ્યો. બાઈએ એ છોકરાના માથા પરની ટોપી ઉડાવી દીધી અને તેના લાંબા વાળ એક હાથે બરાબર પકડી રાખ્યા. છોકરાએ રડારોળ કરવા માંડી એટલે બાઈએ તેને મોટે મોટેથી ધમકાવવા માંડ્યો. માર્ટિને આ કોલાહલ સાંભળ્યો અને તે જોડા સીવવાનું કામ પડતું મૂકી બહાર શેરીમાં જવા માટે ઊઠ્યો. તેણે ઝપાટાબંધ પગથિયાં ચડવા માંડ્યાં. ઉતાવળમાં તેનાં ચશ્માં પગથિયાં પર પડી ગયાં. માર્ટિન ચશ્માં લેવા સુધ્ધાં રોકાયો નહીં અને ઝડપભેર શેરીમાં પહોંચી ગયો. માર્ટિન ત્યાં પહોંચ્યો ત્યારે પેલી બાઈ પેલા છોકરાના લાંબા વાળ ખેંચી ખેંચીને તેને વઢતી હતી અને વધારે રાડારાડ કરશે તો તેને પોલીસમાં સોંપી દેશે એવી ધમકી આપતી હતી. પેલો છોકરો રડતો રડતો, 'મેં તારું સફરજન નથી લીધું, મારે છે શાની? છોડી દે,' એમ કહી બાઈના હાથમાંથી છટકવા માટે તરફડતો હતો.

માર્ટિન ત્યાં પહોંચી ગયો અને તેણે બંનેને છૂટાં પાડ્યાં. પેલા છોકરાને એક હાથે પકડી રાખી તેણે બાઈને કહ્યું, 'બહેન, એને જવા દે. ઈશ્વરને ખાતર એને માફ કર.'

માર્ટિનની આવી વાત સાંભળી પેલી બાઈએ કહ્યું, 'ના, ના, એને જવા કેમ દેવાય? મારે તો એને એવો પાઠ ભણાવવો છે કે ફરી આવું કરવાની ખો ભૂલી જાય. એ બદમાસને તો મારે પોલીસને હવાલે કરવો છે.'

માર્ટિને જોયું કે બાઇ ગુસ્સામાં છે. આમ છતાં તેણે બાઈને ફરી વિનંતી કરી અને કહ્યું, ‘બહેન, પ્રભુને ખાતર એને જવા દે. એ ફરી આવું નહીં કરે.’

બીજી વારની વિનંતીની એ બાઇ પર કંઈક અસર થઈ. તેણે છોકરાને પોલીસમાં ન સોંપતાં જવા દેવાની વાત કબૂલ રાખી. છોકરો તો જાણે એની જ રાહ જોતો હતો. એ બાઇએ તેને છોડી મૂકવાની વાત કબૂલી તેની સાથે જ તે ત્યાંથી નાસી છૂટવા માગતો હતો. પણ માર્ટિને તેને રોક્યો અને કહ્યું, ‘જો, મેં તને સફરજન તફડાવતો જોયો હતો. એટલે જૂઠી વાત કરવાનું તથા આમ તફડંચી કરવાનું હવે ફરી ન કરતો. એ સારું લક્ષણ નથી. વળી, આ બાઈની માફી માગ.’

છોકરો આ સાંભળી રડવા લાગ્યો અને તેણે રડતાં રડતાં ફરી આવું ન કરવાનું કબૂલી પેલી બાઈની માફી માગી.

છોકરો માફી માગી રહ્યો એટલે માર્ટિને ટોપલીમાંથી એક સફરજન લઇ એ છોકરાને આપતાં કહ્યું, ‘લે આ સફરજન. ફરી આવું કદી ન કરતો, સમજ્યો?’ પછી તેણે બાઇ સામે જોઇને કહ્યું, ‘બહેન, એ સફરજનના પૈસા તારે મારી પાસેથી લેવાના છે.’

આ સાંભળી બાઈએ કહ્યું, ‘આવા બદમાસ છોકરાઓને તમે આ રીતે બગાડી મૂકશો. એને તો પોલીસ પાસે ચાબખા ખવડાવ્યા હોત ને તો ખબર પડત. ફરી તો આવું ન કરત!’

આ સાંભળી માર્ટિને કહ્યું, ‘બહેન, એ તો એને સુધારવાનો આપણો રસ્તો થયો, ઈશ્વરનો નહીં. એક સફરજન તફડાવવા બદલ જો આ છોકરાને ચાબખા ખાવાની સજા ભોગવવી પડે તો આપણે કરેલાં પાપ માટે તો આપણે કેવી સજા ભોગવવી પડશે?’

માર્ટિનની છેલ્લી વાત સાંભળી એ બાઈ જરા શાંત પડી. માર્ટિને એ બાઈને અપરાધી કારભારીવાળી ઈશુની બોધકથા કહી સંભળાવી:

એક વાર કોઈકે પૂછ્યું, “અમારે બીજાઓને કેટલી વાર માફી આપવી? સાત વાર?”

ઈશુએ કહ્યું, “સિત્તેર ગુણ્યા સાત વાર.” અને એમ કહી તેમણે નીચેનું દૃષ્ટાંત કહી સંભળાવ્યું:

“એક રાજાને ત્યાં ઘણા કારભારીઓ હતા. એક દિવસ રાજાએ તેમનો હિસાબ લીધો ત્યારે ખબર પડી કે, એક કારભારી પાસેથી રાજ્યનું દશ હજાર મહોરનું લેણું નીકળે છે. રાજાએ તેને તે ભરી દેવા હુકમ કર્યો પણ તે ભરી શક્યો નહીં. રાજાએ તેનાં સ્ત્રી-છોકરાંને બંદીખાને નાખવા હુકમ કર્યો ત્યારે તે કારભારી રડી પડ્યો અને રાજાને ચરણે પડી કાલાવાલા કરવા લાગ્યો. રાજાની નોકરી કરી લેણું વસૂલ કરી આપવા તેણે વચન આપ્યું. આથી રાજાને દયા આવી. તેણે તેને માફી બક્ષી અને ફરીથી કામે લીધો.

"પછી એક વાર તે કારભારીનું તેના એક વાણોતર પાસે સો રૂપિયાનું લેણું નીકળ્યું. કારભારીએ તે વસૂલ કરવા તેને ફટકાવ્યો તથા તેનું ગળું ઝાલી ધમકાવ્યો કે, 'હમણાં ને હમણાં મારા પૈસા લાવી દે.' પણ પેલો નોકર તે આપી શકે એમ નહોતું. તે પગે પડી આજીજી કરવા લાગ્યો કે, 'મને વખત આપો. હું નોકરી કરી બધું ભરી દઈશ.' પણ તે કારભારીને દયા આવી નહીં અને તેણે તેને બંદીખાને મોકલ્યો.

"રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે કારભારીને બોલાવી મગાવ્યો અને કહ્યું, 'અરે દુષ્ટ, તારા કાલાવાલા સાંભળી મેં તારું બધું દેવું માફ કરી દીધું, પણ તને તારા સાથી પર એક નજીવી રકમ માટે દયા ન આવી? તું દયાને પાત્ર નથી, માટે તારું દેવું તું ચૂકતે ન કરે ત્યાં સુધી હું તને કોટવાળને હવાલે કરું છું.' "

માર્ટિને વાર્તા પૂરી કરી ત્યાં સુધી પેલી બાઇ તથા છોકરો બંને શાંતિથી વાર્તા સાંભળતાં રહ્યાં. માર્ટિને વાર્તા પૂરી કરી તેમને વાર્તાનો બોધ સમજાવતાં કહ્યું, 'આમ જો તમે તમારા ગુનેગારોને માફી નહીં આપો, તો ભગવાન તમારી પ્રત્યે તેવી જ રીતે વર્તશે. આપણે ગુનેગારને માફી આપતાં શીખવું જોઈએ. અને તેમાંયે અણસમજુ છોકરાઓને તો ખાસ માફી આપવી જોઇએ.'

પેલી બાઇએ માર્ટિનની આ વાત સાથે સંમત થઇ સંમતિ દર્શાવવા માટે ડોકું હલાવ્યું અને કહ્યું, 'તમારી એ વાત તદ્દન સાચી છે, પણ આ છોકરાઓ બેહદ ફટકી જતા લાગે છે, તેનું શું?'

'એ ખરું હોય તો તેમને સાચે રસ્તે વાળવાની ફરજ આપણી મોટેરાંઓની છે. આપણે મોટેરાંઓએ તેમને સાચે રસ્તે વાળવા જોઇએ.'

'મારું પણ એમ જ કહેવું છે. મારેય સાત છોકરાં હતાં, પણ કમભાગ્યે તેમાંથી એક દીકરી જ હયાત છે.' એમ કહી એ બાઇએ પોતે પોતાની દીકરી સાથે ક્યાં અને કેવી રીતે રહે છે તેની આખી વાત માર્ટિનને કહી સંભળાવી. તેને કેટલા દોહિતર છે તેની વાત કરતાં તેણે કહ્યું, 'ભાઈ, જુઓ. મારામાં કામ કરવાની શક્તિ હવે રહી નથી. છતાંય મારા દોહિતરો માટે આ કામ કરું છું. એ બધાં છોકરાં ખૂબ મજાનાં છે. એ બધાંને મારે સારા નાગરિક બનાવવાં છે. એ બાળકો સિવાય મારું કોઈ નથી એમ કહું તોય ચાલે. સૌથી નાનો એન! હું ઘરે પહોંચું પછી મોટીબા...મોટીબા...કરતાં તેની જીભ સુકાતી નથી. મારા વગર તેને જરીયે ચાલતું નથી.' પોતાના દોહિતરની આવી વાત કહેતાં કહેતાં એ બાઈનું મન ખૂબ જ હળવું થઇ ગયું. તેણે સફરજન તફડાવનાર છોકરાને બતાવી કહ્યું, 'આણે પણ નાદાનિયતમાં સફરજન તફડાવેલું. ભગવાન એને સારે રસ્તે વાળે એ જ પ્રાર્થના.'

આ પ્રકરણ આમ પૂરું થયું અને એ બાઈ માથે ટોપલી મૂકી ખભે લાકડાનાં છોડિયાં ભરેલી થેલી ભેરવવા લાગી. તે ઝોળી ખભે ભેરવવા જતી હતી ત્યાં પેલા છોકરાએ આગળ આવી કહ્યું, 'મા, લાવો, હું એ ઝોળી ઉપાડી લઉં. મારે પણ એ જ રસ્તે જવું છે. તમને એટલી મદદ કરવાની મને રજા આપો.'

પેલી બાઇ છોકરામાં થયેલું પરિવર્તન જોઈ રાજી રાજી થઇ ગઇ. તેણે ઝોળી છોકરાને આપી દીધી. છોકરાએ ઝોળી ખભે ભેરવી દીધી અને બંને જણ ત્યાંથી ચાલી નીકળ્યાં. માર્ટિને છોકરાને આપેલા સફરજનના પૈસા લેવાનું પણ તે બાઇ ભૂલી ગઈ.

બંને જણ શેરીમાંથી વાતો કરતાં કરતાં ચાલી નીકળ્યાં અને તેઓ દેખાતાં બંધ થયાં ત્યાં સુધી માર્ટિન તેમને જોઈ રહ્યો.

તેઓ દેખાતાં બંધ થયાં એટલે માર્ટિન ભોંયરામાં જવા માટે પાછો ફર્યો. ભોંયરામાં નીચે ઊતરતી વખતે તેનાં ચશ્માં સીડીના પગથિયા પર પડ્યાં હતાં તે તેણે ઉઠાવી લીધાં. સદ્ભાગ્યે ચશ્માંમાં કશી તૂટફાટ નહોતી થઈ. માર્ટિન ચશ્માં પહેરી પાછો કામ કરવા બેઠો. તે જોડા સીવવા માટે બેઠો તો ખરો પણ જોડા પર છેલ્લો ટાંકો ક્યાં લીધો હતો તે તેને સરળતાથી જડ્યું નહીં. તેણે ભોંયરાની બારીમાંથી બહાર શેરીમાં નજર નાખી તો અંધારું થવા આવ્યું હતું. દરરોજ શેરીના દીવા સળગાવવા આવનાર માણસ બારી આગળથી પસાર થયો તેના પગ માર્ટિન જોઈ શક્યો. આ જોઈ તેને થયું, ‘અરે! સમય ક્યાં ચાલ્યો ગયો તેની મને ખબર સુધ્ધાં ન પડી! રાત પડવા આવી તેનોય મને ખ્યાલ ન રહ્યો.’

રાત થવા આવી હતી છતાં માર્ટિન એક જોડો સીવવાનું કામ પણ પૂરું કરી શક્યો નહોતો. આ તેને બરાબર ન લાગ્યું. તેણે અધૂરા જોડાનું કામ પૂરું કર્યા પછી જ કામ સમેટી લેવું એમ નક્કી કરી દીવો સળગાવ્યો અને દીવાને અજવાળે જોડા સીવવાનું પૂરું કર્યું. જોડો સિવાઈ ગયો એટલે માર્ટિને તેને બરાબર તપાસી લીધો. જોડો બરાબર તૈયાર થઈ ગયો હતો. હવે તેણે કામ સમેટવા માંડ્યું. ચામડાના એક મોટા ટુકડામાં ચામડાના નાના નાના ટુકડાઓ લપેટી લઈ તેણે એક બંડલ બનાવી દીધું. પછી સોયો, દોરો, મીણ વગેરે સાધનો એક નાની પેટીમાં વ્યવસ્થિત મૂકી તે ઊઠ્યો.

પેટી તથા ચામડાનું બંડલ વ્યવસ્થિત મૂકી દઈ તેણે અભરાઈ પરથી બાઈબલ કાઢ્યું અને દીવો નીચે ઉતારી તે ઈશુની સુવાર્તાઓ વાંચવા બેઠો. ગઈ કાલે જે જગ્યાએથી બાઈબલ વાંચવાનું બંધ કર્યું હતું તે પાના આગળ તેણે સુંવાળા ચામડાની એક ચપતરી નિશાની તરીકે મૂકી રાખી હતી. તે પાનું નીકળે તે રીતે તેણે ચોપડી ઉઘાડી તો ખરી પણ તે બીજે જ પાને ઊઘડી. આમ છતાં, બાઈબલ ઉઘાડતાંની સાથે જ ગઈ કાલે રાતે જે સપનું આવેલું તેની વાત તેને પાછી યાદ આવી. અને એ વાત યાદ આવી તે જ વખતે, તેની પીઠ પાછળ ઘરમાં કોઈ ફરતું હોય તેવાં પગલાંનો અવાજ તેને કાને પડ્યો. માર્ટિને પાછળ ફરીને આખા ઓરડામાં એક નજર નાખી. ઓરડાના અંધારા ખૂણામાં બેત્રણ માણસો ઊભા હોય એવું તેને લાગ્યું, પરંતુ એ લોકો કોણ છે તે એ ઓળખી શક્યો નહીં. એ લોકો કોણ હશે એવો વિચાર માર્ટિન કરતો હતો તે જ સમયે તેના કાનમાં કોઈએ કહ્યું, ‘માર્ટિન! માર્ટિન! તું મને નથી ઓળખતો?’

‘કોણ? તમે કોણ છો?’ માર્ટિન મનમાં ને મનમાં બોલ્યો.

‘હું,’ સામેથી અવાજ આવ્યો અને તેની સાથે જ અંધારા ખૂણામાંથી હાથમાં ઝાડુ લઈ શેરી વાળનાર સ્ટેપનિચ ડોસો હસતો હસતો બહાર આવ્યો. પળવાર માટે તે ત્યાં ઊભો રહ્યો અને પછી આકાશમાં વાદળું ભળી જાય તે રીતે અદૃશ્ય થઈ ગયો.

‘હું,’ ફરીથી અવાજ આવ્યો.

આ અવાજ એક બાઈનો હતો. હાથમાં ગુલાબના ફૂલ જેવું હસતું બાળક લઈ એક બાઈ અંધારા ખૂણામાંથી આગળ આવી. એ બાઈએ શરીર પર એક ગરમ ધાબળી ઓઢેલી હતી અને બાળકને ટાઢ ન લાગી જાય તે માટે એક ગરમ શાલમાં વીંટી રાખ્યું હતું. એ બાઈ પણ માર્ટિનની સામું જોઈ, મીઠું હસતી હસતી પળવારમાં અદૃશ્ય થઈ ગઈ.

તરત જ બીજો અવાજ આવ્યો, ‘હું.’ અને અવાજની સાથે ખભે થેલો ઊંચકીને ચાલ્યો જતો પેલો છોકરો તથા તેની સાથે પેલી સફરજનવાળી ડોસી અંધારા ખૂણામાંથી બહાર આવ્યાં. પળભરમાં તેઓ પણ અદૃશ્ય થઈ ગયાં.



*ઓરડાના અંધારા ખૂણામાં બેત્રણ માણસો*
*ઊભા હોય એમ લાગ્યું.*

માર્ટિનનો આત્મા પુલકિત થઈ ગયો હોય એમ તેને લાગ્યું. તેને અનેરા આનંદનો અનુભવ થયો. તેણે આકાશ સામે જોઈ પ્રભુને પ્રણામ કર્યા અને પછી ચશ્માં પહેરી, ટેબલ પર પડેલું બાઇબલ જ્યાંથી ઊઘડ્યું હતું ત્યાંથી વાંચવાનું શરૂ કર્યું. એ પાનાની શરૂઆત આ રીતે થતી હતી:

"...મને ભૂખ લાગી હતી ત્યારે તમે મને ખાવાનું આપ્યું હતું, મને તરસ લાગી હતી ત્યારે તમે મને પાણી પાયું હતું, હું અજાણ્યો પ્રવાસી હતો ત્યારે તમે મને આશરો આપ્યો હતો."

આ પાનાને અંતે લખ્યું હતું:

".. હું સાચું કહું છું કે, આ મારા ભાઈઓમાંના અદનામાં અદના માટે જે કંઈ કર્યું છે તે મારે માટે જ કર્યું છે."

આ વાંચીને, પોતાને ગઈ રાતે આવેલું સપનું સાચું પડ્યું હતું તે વાત માર્ટિન સમજી ગયો. તારણહાર પ્રભુ તેને ઘરે પધાર્યા હતા અને તેણે તેમનું સારી રીતે સ્વાગત કર્યું હતું એ વાતની તેને ખાતરી થઈ ગઈ.

*

# 19. મહેનત, મૃત્યુ અને માંદગી...

દક્ષિણ અમેરિકાના આદિવાસીઓની આ એક દંતકથા છે:

સૃષ્ટિનું સર્જન કરી ભગવાને માણસજાતનું સર્જન કર્યું અને તેને સૃષ્ટિ પર વસવાટ આપ્યો. તે વખતના માણસને આજની જેમ જીવવા માટે મહેનત કરવી પડતી નહોતી. ટાઢતાપની તેના પર કશી અસર થતી નહોતી અને તેથી તેને રહેવા માટે ઘર બાંધવાની તથા પહેરવા-ઓઢવા માટેનું કપડું બનાવવા કપાસ ઉગાડવાની કે કાંતવા-વણવાની મહેનત કરવી પડતી નહોતી. એટલું જ નહીં, તેને ખાવાપીવાની પણ જરૂર પડતી નહોતી! એટલે અનાજ ઉગાડવા માટે મહેનત કરવાનો પણ સવાલ નહોતો. બીજું, તેને મૃત્યુનો ડર નહોતો. કારણ, દરેક માણસ પૂરાં સો વરસ જીવતો અને સો વરસ પૂરાં થતાં મરી જતો. ત્રીજું, માણસને કોઈ પણ જાતની માંદગીનો ડર નહોતો. કારણ, માંદગી શું છે તે કોઈ જાણતું સુધ્ધાં નહોતું. ભગવાનને એમ હતું કે મહેનત, મૃત્યુ ને માંદગી એ ત્રણેથી મુક્ત એવો માણસ સૃષ્ટિ પર સુખી જીવન જીવી શકશે.

પણ તેની યોજના અને ધારણા ખોટી પડી. થોડાક વખત પછી જ્યારે ભગવાન સૃષ્ટિ પર વસાવેલી માણસજાત કેવાક સુખમાં દિવસો વિતાવે છે તે જોવા આવ્યા ત્યારે તેમણે જોયું કે માણસો ભેગા મળીને સંપથી સુખી જીવન જીવવાને બદલે અંદર અંદર ઝઘડા કરતા થઈ ગયા છે, સ્વાર્થી બની ગયા છે. પરિણામે 'આ તે કંઈ જિંદગી છે' એમ કહી જિંદગી તરફ કંટાળો બતાવે છે અને જિંદગીને શાપરૂપ માને છે.

'આનું કારણ તેમને જે સગવડવાળું જીવન આપ્યું છે તે છે--તેને લીધે જ તેઓ સ્વાર્થી થઈ ગયા છે અને અંદર અંદર ઝઘડા કરતા થઈ ગયા છે,' ભગવાને વિચાર્યું. અને આ પરિસ્થિતિ બદલવા માટે તેમણે એવી ગોઠવણ કરી કે મહેનત કર્યા વગર જીવવું અશક્ય થઈ જાય. તેની ગોઠવણ પ્રમાણે હવે માણસને ખાવાપીવાની જરૂર પડવા લાગી. ટાઢતાપથી નિર્ભય બની ફરનાર માણસને હવે ટાઢતાપ અસર કરવા લાગ્યાં. હવે માણસને ખાવાપીવા માટે ફળો ભેગાં કરવાની તથા અનાજ ઉગાડવાની જરૂર પડી. ટાઢતાપથી બચવા માટે તેને ઘર બાંધવાની તથા કપડાંની જરૂર પડી. આમ મહેનત કર્યા સિવાય જીવવું અશક્ય બની ગયું.

ભગવાનને એમ હતું કે, 'મહેનત માણસોને ભેગા રાખશે. ખાવા માટે ફળ ભેગાં કરવાનું કામ, વાવણી તથા લણણીનું કામ, ઘર બાંધવા માટે લાકડાં કાપવાનું, ઘડવાનું તથા ખસેડવાનું કામ માણસ એકલે હાથે થોડો જ કરી શકવાનો છે? તેથી તેઓ પરસ્પર મદદ કરવાનું શીખશે ને એ રીતે ભેગા થઈ હળીમળીને આનંદથી રહેશે.'

તેની આ ધારણાય ખોટી પડી. થોડા સમય બાદ લોકો મહેનત કરી કેવાક આનંદથી રહે છે તે જોવા નીકળ્યા તો જોયું કે પરિસ્થિતિ પહેલાં કરતાં વધારે બગડી ગઈ છે. તેણે કરેલી ગોઠવણ પ્રમાણે મહેનત કરવા માટે એકબીજાના સહકાર વગર જીવવું અશક્ય હતું તે છતાં બધા માણસો ભેગા મળીને નહોતા રહેતા. તેઓ નાની

નાની ટોળીઓમાં વહેંચાઇ ગયા હતા અને દરેક ટોળી બીજી ટોળીએ મહેનતથી તૈયાર કરેલો માલ પચાવી પાડવા પ્રયત્ન કરતી હતી. એટલું જ નહીં, પણ તેઓ એકબીજાના કામમાં આડખીલી નાખવાનું પણ શીખી ગયા હતા અને પરિણામે ઊભી થતી તકરારોમાં દરેક ટોળી સમય અને શક્તિ વેડફી મારતી હતી.

પરિસ્થિતિ સુધારવા ભગવાને રસ્તો લીધો. અત્યાર સુધી દરેક માણસ પૂરાં સો વરસ જીવતો અને સો વરસ જે દિવસે પૂરાં થાય તે દિવસે જ તે મરશે એવી તેને ખાતરી હતી. હવે ભગવાને એવી ગોઠવણ કરી કે કોઈ પણ માણસ કોઈ પણ કાળે મરી જઈ શકે. આકાશવાણી મારફત તેની જાહેરાત પણ કરી દેવામાં આવી. ભગવાનને હતું, 'ગમે તે પળે માણસ મરી જઈ શકે છે એ જાણ્યા પછી હવે તેઓ ક્ષણભંગુર જિંદગીનો લાભ મેળવવા માટે કીમતી સમય નહીં બગાડે અને પરિણામે સુખી થશે.'

પણ પરિણામ ધાર્યા કરતાં ઊલટું જ આવ્યું. સશક્ત અને બળિયા માણસો માથાભારે થઈ ગયા. તેમણે નબળાઓને મારી નાખવાની ધમકી આપી. તેમની પાસે પોતાનાં અને પોતાના કુટુંબનાં કામ કરાવવા માંડ્યાં. નબળાઓને ડરાવવા કેટલાક નબળા માણસોને મારી પણ નાખ્યા! બળિયાના બે ભાગને ન્યાયે તેઓ પોતાનાં કામ નબળા માણસો પાસે કરાવી આરામ કરી કરી એદી બનતા ગયા, જ્યારે બીજી તરફ એક એવો વર્ગ ઊભો થયો જે કામ કરી કરીને થાકથી મરવા વાંકે જીવતો રહ્યો. બંને વર્ગ એકબીજાની નિંદા કરતા થઈ ગયા. આમ, માનવજીવન પહેલાં હતું તેના કરતાંય વધારે દુ:ખી બની ગયું.

આ દુખદ પરિસ્થિતિ સુધારી માણસજાતને સુખી કરવા ભગવાને છેલ્લું શસ્ત્ર અજમાવ્યું--તેમણે દરેક જાતના રોગ અને માંદગીનાં દ્વાર દુનિયા માટે ખોલી નાખ્યાં. 'માંદગી કે રોગ તો ગમે તેવા બળિયાને કે સશક્તને પણ પોતાના ખપ્પરમાં લઈ લે. એટલે હવે બળિયાના બે ભાગ માનનારા બળિયા માણસો પણ નબળાને મદદ કરશે કારણ હવે દરેકને માંદગીનો કે રોગ લાગુ પડવાનો ભય રહેશે તેથી દરેક જણ માંદગીને સમયે એકબીજાને મદદ કરશે, કારણ માંદગી તો ગમે તેને આવે. માંદગીમાં બીજાની જરૂર બધાને પડે અને પોતે બીજાને મદદ ન કરી હોય તો પછી તેવાને કોણ મદદ કરે?' આવું વિચારી, માંદગીથી લોકો એક થઈ સંપીને રહેશે એમ વિચારી ભગવાન ચાલ્યા ગયા.

થોડા સમય બાદ ભગવાન, માનવજાતને એક અને સુખી કરવા માટે માંદગીના શસ્ત્રે કેવું કામ કર્યું છે તે જોવા આવ્યા. ત્યારે તેમણે જોયું કે લોકોને એક કરશે એમ ધારીને અજમાવેલા માંદગીના શસ્ત્રે જ લોકોને પહેલાં કદી નહોતા તેટલા દુ:ખી કરી મૂક્યા હતા. બીજા પાસે કામ કરાવી શકે તેવા બળિયા માણસોએ નબળા માણસોને માંદગી સમયે પોતાની ચાકરી કરવાની પણ ફરજ પાડી હતી અને જ્યારે નબળા માણસો માંદા પડતા ત્યારે તેમને મદદ કરવાની તેમણે પરવા સુધ્ધાં કરી નહીં. નબળાઓ બળિયાની સારવાર કરી એવા થાકીને કંટાળી જવા લાગ્યા કે પોતાની તબિયતની કાળજી લઈ શક્યા નહીં. પોતાના આનંદપ્રમોદમાં દખલ કે ખલેલ ન થાય તેટલા માટે એવા નબળા અને માંદાઓ માટે બળિયાઓએ તેમનાં ઘરોથી દૂર, જ્યાં ભાગ્યે જ કોઈ તેમને આશ્વાસનના બે શબ્દ કહેવા જાય, ત્યાં જુદાં મકાન બનાવ્યાં. ત્યાં નબળા દરદીઓ સબ્યા કે મર્યા કરે તેની કોઈને પરવા ન હતી. ત્યાં પગારદાર માણસો કોઈ પણ જાતની ભાવના વગર--અને કદાચ ઘૃણા

રાખીને--તેમની ચાકરી કરતા. વધુમાં કેટલાક રોગોને ચેપી રોગ ઠરાવી તેવા રોગ થનારને જ નહીં, પણ તેની સેવાચાકરી કરનારને પણ તેઓએ પોતાનાથી દૂરના સ્થળે રાખ્યા.

આમ મહેનત, મૃત્યુ અને માંદગી--એમ ત્રણે શસ્ત્રો ભગવાને માણસોને સુખી અને સંપીલા બનાવવા માટે વાપર્યાં પણ તેનાથી માણસો સુખીને બદલે દુઃખી જ થતા ગયા. 'હું આમને સંપીલા તથા એક જોવા, સુખી કરવા, આટઆટલું કરું છું છતાંય જો તેઓ તેમનું હિત શેમાં છે તે સમજી શકતા નથી તો પછી તેઓ જીવે છે તેવું જ જીવન તેમને જીવવા દો--દુઃખી થવા દો' આમ વિચારી માણસોને સુખી થવાનું તેમની જાત પર છોડી દઈ ભગવાન ચાલ્યા ગયા.

આમ, માણસને તેની જાત પર છોડી દીધા પછી, માણસે સુખી થવું જોઇએ અને જો બધા સંપીને એક થઈ રહે તો તેઓ સુખી થઈ શકે એ સમજતાં માણસને ઘણી વાર લાગી. છેલ્લાં કેટલાંક વરસોથી જ તેમનામાંના થોડા સાચી વાત સમજ્યા છે:

જેણે જીવવું હોય તેણે મહેનત કરવી જ જોઇએ. મહેનતથી ડરવું ન જોઇએ અને મહેનત એ સમાજના એક ભાગ માટેની વેઠ ન થઈ જવી જોઇએ. મહેનત બધાને એક કરનારી વસ્તુ છે.

મૃત્યુની તલવાર દરેકને માથે લટકે છે. તેથી દરેક માણસે તેને ભાગે આવતાં જિંદગીનાં વરસો, મહિના, દિવસ કે કલાક અને મિનિટેમિનિટનો ઉપયોગ માણસજાતની એકતા માટે, માનવપ્રેમ માટે કરવો જોઇએ.

માંદગી માણસને એકબીજાથી જુદા પાડનાર નહીં પણ એકબીજાને ભેગા કરનારી--એક માણસને બીજા માણસની સેવા કરવાની તક આપનારી અને એ રીતે તેમને જોડનારી વસ્તુ મનાવી જોઇએ.

*

# 20. ત્રણ પ્રશ્નો

એક રાજાને ત્રણ પ્રશ્નોનો સાચો જવાબ મળતો નહોતો.

1. કોઈ પણ કામ શરૂ કરવા માટેનો યોગ્ય સમય કયો?

2. પોતાની સાથેના માણસોમાંથી કોને સાંભળવા અને કોને પડતા મૂકવા?

3. સામે પડેલા કામમાંથી કયું કામ સૌથી વધુ અગત્યનું છે?

જો આ ત્રણ પ્રશ્નોના સાચા જવાબ તેને મળી જાય તો હાથ પર લીધેલું એકેય કામ નિષ્ફળ ન જાય એવું તેને લાગ્યું. તેથી આ ત્રણે પ્રશ્નોનો સાચો જવાબ આપનાર માટે રાજાએ મોટું ઇનામ જાહેર કર્યું. આખા રાજ્યમાં દાંડી પિટાવી ઇનામની જાહેરાત કરી દેવામાં આવી.

રાજાના દરબારમાં દેશવિદેશથી વિદ્વાન પંડિતો આવવા લાગ્યા. દરેકે રાજાના ત્રણે સવાલોના જુદા જુદા જવાબ આપ્યા.

પહેલા સવાલના જવાબમાં કેટલાક પંડિતોએ કહ્યું કે, કોઈ પણ કામ શરૂ કરવા માટેનો યોગ્ય સમય પંચાંગ જોઈને નક્કી કરવો જોઈએ. પંચાંગમાં દિવસો, મહિના તથા વરસોના કોઠાઓ અગાઉથી તૈયાર કરી રાખેલા હોય છે. એની મદદથી કોઇ પણ કામ શરૂ કરવા માટેનું શુભ મુહૂર્ત જોઈને તે સમયે કામ શરૂ કરવું જોઈએ. મુહૂર્તના નિયમનું ચુસ્તપણે પાલન થવું જોઈએ એમ તેમણે ભારપૂર્વક જણાવ્યું.

બીજા પંડિતોએ એમ કહ્યું કે, કયું કામ ક્યારે કરવું એ અગાઉથી નક્કી કરવાનું શક્ય નથી. મુહૂર્તની રાહ જોવામાં વખત બગાડવાનો પણ કંઈ અર્થ નથી. એટલે રાજાએ જે કાંઈ બનાવો બનતા હોય તે જોતા રહેવું જોઈએ અને તે પરથી જે સમયે જે કામ અગત્યનું લાગે તે પોતાના બુદ્ધિનિર્ણય મુજબ શરૂ કરી દેવું જોઈએ.

બીજા કેટલાક પંડિતોને આ વાત પણ બરાબર ન લાગી. તેમનું કહેવું એમ હતું કે, રાજા રાજ્યનાં બધાં કામકાજ પર ધ્યાન રાખે અને જે કામ તેને કરવા જેવું લાગે તે કામ તેની મરજી આવે ત્યારે શરૂ કરી દે એ બરાબર ન ગણાય. તેઓ એમ માનતા હતા કે આવો નિર્ણય રાજા એકલો લઈ લે તે બરાબર નથી. એટલે રાજાએ રાજ્યના ડાહ્યા માણસોનું એક મંડળ રચવું જોઈએ અને એ સલાહકાર મંડળની સલાહ પ્રમાણે તેણે કોઈ પણ કામ શરૂ કરવાનો યોગ્ય સમય નક્કી કરવો જોઈએ.

કેટલાક પંડિતોએ રાજાને સલાહ આપવા માટે આવું સલાહકાર મંડળ રચવાની વાતને તદ્દન અવહેવારુ ગણાવી. તેમની દલીલ એ હતી કે, રાજાને ઘણાં કામો કરવાનાં હોય છે. આમાં કેટલાંક કામો એવાં હોય છે જેમાં રાજાએ તરત નિર્ણય લેવો પડે. આવી રીતે તાત્કાલિક નિર્ણય લેવાનો થાય ત્યારે રાજા સલાહકાર મંડળની સલાહ લેવા માટે નિર્ણય લેવાનું મોકૂફ રાખે એ કેવું કહેવાય? આ પંડિતવર્ગનું કહેવું એમ હતું કે આવા સલાહકાર મંડળને પૂછવા કરતાં કોઈ પણ કામ

શરૂ કરતાં પહેલાં ભવિષ્યમાં શું બનવાનું છે તે અગાઉથી જાણી લેવું જોઈએ. તે જાણ્યા પછી કોઈ પણ કામ શરૂ કરવાનો યોગ્ય સમય નક્કી કરી તે સમયે કામ શરૂ કરવું જોઈએ. જાદુગરોને ભવિષ્યમાં શું બનવાનું છે તેની માહિતી હોય છે. એટલે સલાહકાર મંડળને બદલે કોઈ એક સારા જાદુગરને રાજાએ પોતાની સાથે રાખવો જોઈએ અને તેની સલાહ પ્રમાણે કોઈ પણ કામ શરૂ કરવાનો યોગ્ય સમય નક્કી કરવો જોઈએ.

બીજો સવાલ પોતાની સાથેના માણસોમાંથી રાજાએ કોને અગત્યના માણસમાં ગણવા તે હતો. આના જવાબમાં પણ એકમત નહોતો. કોઈએ દરબારીઓને, કોઈએ ધર્મગુરુઓને, કોઈએ વૈદ્યરાજને, તો કોઈએ શૂરવીર યોદ્ધાઓને રાજાએ અગત્યના માણસમાં ગણવા જોઈએ એવું કહ્યું.

કયા કામને અગત્યનું ગણવું જોઈએ એવા ત્રીજા સવાલના જવાબમાં કેટલાક પંડિતોએ કહ્યું કે વિજ્ઞાન અને તેનો વિકાસ આ જમાનામાં સૌથી અગત્યનાં ગણાય. બીજા કેટલાકનું માનવું એવું હતું કે યુદ્ધ લડવામાં નિપુણતા કેળવવી એ સૌથી અગત્યનું ગણાવું જોઈએ. કેટલાકે ફરી પાછી એની એ વાત કરી: ધાર્મિક પૂજાપાઠ સૌથી અગત્યનાં ગણાવાં જોઈએ.

આમ દરેક સવાલના જુદા જુદા જવાબ મળતાં રાજાએ તેમાંથી એકેય જવાબને માન્ય રાખ્યો નહીં. એટલે ઇનામ પણ કોઈને મળ્યું નહીં. આમ છતાં એને મૂંઝવતા ત્રણ સવાલના જવાબ મેળવવાની ઇચ્છા તેના મનમાંથી દૂર થઈ નહીં. આખરે તે જવાબ મેળવવા માટે તેણે પોતાના ડહાપણ માટે ખૂબ જાણીતા એવા એક સાધુને મળવાનું નક્કી કર્યું.

આ સાધુ શહેર નજીક આવેલા જંગલમાં રહેતા હતા અને જંગલ છોડીને ક્યારેય શહેરમાં આવતા નહોતા. વળી, તેઓ હંમેશાં સામાન્ય માણસોને જ મળતા. એટલે રાજા વેશપલટો કરીને સાધુને મળવા નીકળ્યો.

ગુફા નજીક આવતાં તે ઘોડા પરથી ઊતરી ગયો અને પોતાના સિપાઈઓને ત્યાં થોભાવી તે સાધુમહારાજની ગુફા તરફ ચાલી નીકળ્યો.

રાજા ગુફા પાસે પહોંચ્યો ત્યારે સાધુમહારાજ તેમની ઝૂંપડી સામેની જમીન ગોડતા હતા. રાજાને જોતાં જ તેમણે તેને આવકાર આપ્યો અને પછી પાછા જમીન ખોદવા લાગી ગયા. સુકલકડી કાયાવાળા આ સાધુ મહારાજની તબિયત નાજુક હતી. તેઓ કોદાળીથી જમીન ખોદતા હતા, પણ કોદાળીના દરેક ટચાકે તેમને ઊંડો શ્વાસ લેવા થોભવું પડતું હતું.

રાજા તેમની પાસે ગયો અને પૂછ્યું, ‘સાધુમહારાજ, હું મને મૂંઝવતા ત્રણ સવાલોના જવાબ મેળવવા માટે તમારી પાસે આવ્યો છું. યોગ્ય વસ્તુ યોગ્ય સમયે શરૂ કરવાનું હું કેવી રીતે જાણી શકું? કયા માણસો સૌથી અગત્યના ગણાય અને તેથી મારે કયા માણસો તરફ વધારે ધ્યાન આપવું જોઈએ? છેવટે, કયાં કામ સૌથી અગત્યનાં ગણાય--અને મારી પાસે પડેલાં કામોમાંથી મારે કયું કામ પહેલાં હાથ પર લેવું?’

સાધુમહારાજે રાજાના ત્રણે સવાલો ધીરજથી સાંભળ્યા, પરંતુ એકેનો જવાબ આપ્યો નહીં. વાત સાંભળવા જરા થોભ્યા બાદ તેમણે ફરી જમીન ગોડવાનું શરૂ કરી દીધું.

મહારાજ થાકેલા જણાતા હતા. તેથી રાજાએ કહ્યું, 'મહારાજ, તમે થાકેલા લાગો છો. મને કોદાળી આપો, હું તમારા ક્યારા ગોડી આપું.'

મહારાજે રાજાનો આભાર માન્યો અને તેને કોદાળી આપી પોતે આરામ કરવા માટે જમીન પર બેસી ગયા.

રાજાએ બે ક્યારા ગોડી કાઢ્યા અને પછી સાધુમહારાજને ફરી પાછા પેલા ત્રણ સવાલ પૂછ્યા. આ વખતે પણ મહારાજે કંઈ જવાબ ન આપ્યો. તેઓ ઊભા થયા અને રાજાને કહ્યું, 'ભાઈ, મને કોદાળી આપ. તું થોડો આરામ કર અને મને થોડું કામ કરવા દે.'

પરંતુ રાજાએ તેમ કરવાની ના પાડી અને ખોદકામ શરૂ કર્યું. ધીમે ધીમે કરતાં બે કલાક પસાર થઈ ગયા. સૂરજ ઢળવા લાગ્યો. સૂરજ જંગલની ઝાડીમાં છુપાઈ જવાની તૈયારીમાં હતો તે વખતે રાજાએ ખોદવાનું કામ પૂરું કરી સાધુને કહ્યું, 'મહારાજ, હું તમારી પાસે મને મૂંઝવતા ત્રણ સવાલોના જવાબ મેળવવા માટે અહીં આવ્યો હતો. સાંજ પડી ગઈ છે. મને જવાબ આપી શકાય એમ હોય તો આપો અને ન આપી શકાય એમ હોય તો તેમ કહો, જેથી હું પાછો ઘરે જાઉં.'

ત્યાં તો સાધુએ રસ્તા તરફ આંગળી ચીંધી કહ્યું, 'જો, આ કોઈ દોડતું દોડતું અહીં આવી રહ્યું છે. આપણે જોઈએ તો ખરા કે એ કોણ છે?'

રાજાએ રસ્તા તરફ જોયું તો એક દાઢીવાળો માણસ દોડતો દોડતો તેઓ ઊભા હતા તે તરફ આવતો હતો. એ માણસે તેના બંને હાથ પેટ પર દબાવી રાખ્યા હતા અને તેની છાતીમાંથી લોહી વહેતું હતું. તે સીધો રાજા ઊભો હતો ત્યાં આવ્યો અને રાજાના પગમાં ઢળી પડ્યો. તે માણસ લગભગ બેહોશ થઈ ગયો હતો. રાજાએ અને સાધુએ મળી તેની છાતી પરનાં કપડાં કાઢી નાખ્યાં. તેની છાતીમાં ઊંડો ઘા પડેલો હતો. રાજાએ તેનાથી બને તેટલી સારી રીતે એ ઘાને સાફ કર્યો અને પછી તેના પર પોતાનો હાથરૂમાલ મૂકી, સાધુએ આપેલા મોટા કપડાનો પાટો બાંધી દીધો, પરંતુ ઘા ઊંડો હોવાથી લોહી વહેતું બંધ થયું નહીં. થોડી વારમાં તો આખો પાટો ગરમ લોહીથી ભીનો થઈ ગયો. રાજાએ પાટો છોડી નાખી કોરો કરી, ફરી બાંધ્યો. આવું બેત્રણ વાર કર્યું ત્યારે લોહી વહેતું બંધ થયું. થોડી વારમાં એ માણસ જરા ભાનમાં આવ્યો અને ભાનમાં આવતાંવેંત તેણે પીવા માટે પાણી માગ્યું. રાજા તાજું પાણી લઈ આવ્યો અને તેને પાયું. દરમિયાનમાં સૂરજ આથમી ગયો હતો અને વાતાવરણ ઠંડું થઈ ગયું હતું. રાજાએ સાધુની મદદથી પેલા માણસને ઊંચકી લીધો અને સાધુની ઝૂંપડીમાં લઈ જઈ તેને પથારી પર સુવડાવી દીધો. પેલો માણસ પથારીમાં આંખો બંધ કરી શાંતિથી પડી રહ્યો હતો. રાજા તેની સારવાર માટે તેની પાસે બેઠો હતો પણ આખા દિવસની મહેનતના થાકના કારણે તેની આંખમાં ઊંઘ ઘેરાતી હતી. તેને બેઠાં બેઠાં જ ઊંઘ આવી ગઈ અને તે પથારીની પાસે જ ઢળી પડ્યો. તેને એવી તો ઊંઘ આવી ગઈ કે ઉનાળાની એ ટૂંકી રાત ક્યાં પસાર થઈ ગઈ તેની તેને ખબર સુધ્ધાં ન પડી. સવારે તે ઊઠ્યો ત્યારે તે ક્યાં બેઠો છે અને તેની સામેની પથારી પર બેઠેલો દાઢીવાળો માણસ તેની સામે ટીકી ટીકીને શું જોયા કરે છે તેની તેને સમજ પડી નહીં.

રાજાને ઊઠીને પોતાના તરફ જોતો જોઈ પેલા માણસે હાથ જોડી કહ્યું, 'મને માફ કરો.'

આ દાઢીવાળો માણસ શા માટે પોતાની માફી માગે છે તે રાજાને સમજાયું નહીં. તેથી રાજાએ કહ્યું, 'હું તમને ઓળખતો નથી. વળી તમે એવું કંઇ નથી કર્યું જેને માટે મારે તમને માફી આપવી પડે.'

'તમે મને ઓળખતા નથી, પણ હું તમને ઓળખું છું. તમે મારા ભાઈની જમીન તથા મિલકત જપ્ત કરી લીધાં છે તથા તેને ફાંસીની સજા કરી છે. તેનો બદલો લેવા માટે મેં તમારું કાટલું કાઢી નાખવાનું નક્કી કર્યું હતું. તમે સાધુ-મહારાજને મળવા માટે નીકળ્યા તેની મને ખબર હતી અને તમે તમારા સિપાઈઓને મૂકીને એકલા અહીં સુધી આવ્યા તે પણ હું જાણતો હતો. તમે અહીંથી એકલા પાછા ફરો તે વખતે તમને પૂરા કરી નાખવાનો દાવ મેં ઘડી રાખ્યો હતો. પરંતુ આખો દિવસ પસાર થઈ ગયો તોય તમે પાછા ફર્યા નહીં. હું માર્ગમાં ઝાડીમાં છુપાઈ રહ્યો હતો. રાત પડી જતાં ઝાડીમાંથી બહાર નીકળ્યો તે વખતે તમારા સિપાઈઓ મને જોઈ ગયા. તેમણે મને ઓળખી કાઢ્યો અને મને ઘાયલ કર્યો. હું તેમના હાથમાંથી છટકીને અહીં નાસી આવ્યો. અહીં જો તમે મારી યોગ્ય સારવાર ન કરી હોત તો મારા શરીરમાંથી એટલું બધું લોહી વહી જાત કે હું મરી જાત.

'હું તમને મારી નાખવા નીકળ્યો હતો, પણ તમે મારી સારવાર કરી મારા પ્રાણ બચાવી લીધા. આમ તમે મને નવું જીવન આપ્યું છે. એટલે જો હું જીવું અને તમે મને સ્વીકારો તો આખી જિંદગી તમારી વફાદારીથી સેવા કરીશ. એટલું જ નહીં, મારા દીકરાને પણ તેમ કરવાનું કહીશ.'

પોતાના દુશ્મન સાથે આટલી સરળતાથી સુલેહ થઈ જતાં રાજા ખૂબ રાજી થયો. રાજાએ તેને માફી તો આપી જ, પણ તેના ભાઇની મિલકત પણ પરત કરી દીધી. પોતાના ચાકરો મારફત રાજવૈદ્યને બોલાવી પેલાની સારવાર કરવા કહ્યું.

પોતાના ઘાયલ મિત્રની રજા લઈ રાજા ઝૂંપડીમાંથી બહાર આવ્યો. તેણે બહાર આવીને જોયું તો સાધુ મહારાજ ગઈ કાલે ખોદીને સરખા કરેલા ક્યારાઓમાં બી વાવી રહ્યા હતા. રાજાએ પાછા ફરતાં પહેલાં પોતાના ત્રણ સવાલોના જવાબ માટે ફરી એક વાર સાધુ મહારાજને વીનવી જોવાનું નક્કી કર્યું. સાધુ મહારાજ પાસે જઇ તેણે પૂછ્યું, 'મહારાજ, મારા ત્રણ સવાલોના જવાબ તમે આપ્યા નથી. મને મૂંઝવતા એ ત્રણ સવાલોના જવાબ માટે હું તમને છેલ્લી વખત વિનંતી કરું છું.'

સાધુએ રાજા સામે જોઈ કહ્યું, 'ભાઇ, તારા ત્રણે સવાલના જવાબ મેં આપી દીધા છે.'

રાજા વિચારમાં પડ્યો. તેણે પૂછ્યું, 'તમે કેવી રીતે મારા સવાલોના જવાબ આપી દીધા તે મને સમજાયું નહીં.'

સાધુએ કહ્યું, 'જો કાલે તું મારા પર દયા ખાઇ મારા ક્યારાઓ ગોડવા માટે અહીં રોકાઈ ન ગયો હોત તો શું થાત? તો રસ્તામાં પેલા માણસે તારી પર હુમલો કરી તને ઘાયલ કર્યો હોત. એવું થાત તો તને મારી સાથે ન રહેવા બદલ પસ્તાવો થાત. એટલે તું જ્યારે ક્યારા ખોદવાનું કામ કરતો હતો ત્યારનો સમય તારે માટે સારામાં સારો સમય હતો. હું તારે માટે સૌથી અગત્યનો માણસ હતો તથા મને મદદ કરવી એ તારે માટે સારામાં સારું કામ હતું. પાછળથી જ્યારે પેલો ઘાયલ

માણસ આપણી પાસે દોડી આવ્યો અને તેં એની સારવાર કરવા માંડી, તે સમય તારે માટે સૌથી અગત્યનો સમય હતો. કારણ, તે વખતે તેં એની સારવાર ન કરી હોત તો તે તારી સાથે સુલેહ કર્યા વગર જ મરી ગયો હોત. એટલે તારે માટે તે વખતે એ માણસ સૌથી અગત્યનો માણસ હતો અને તે વખતે તેં જે કામ કર્યું તે સૌથી અગત્યનું કામ હતું, સેવાનું કામ હતું.

'આ બધા પરથી એક વાત યાદ રાખજે. માત્ર એક જ સમય એવો છે જે સૌથી અગત્યનો છે: વર્તમાન! તે સૌથી અગત્યનો સમય એટલા માટે છે કે માત્ર તેની ઉપર જ આપણી સત્તા છે. ભૂતકાળ તથા ભવિષ્યકાળ પર આપણી કોઈ સત્તા ચાલતી નથી. બીજું તમારી સાથે જે વખતે જે માણસ હોય તેને તમારે સૌથી અગત્યનો અને જરૂરી માણસ ગણવો જોઈએ. કારણ, તેના સિવાયના માણસ જોડે કામ પડશે જ કે કેમ તે તમે જાણતા નથી. તેથી જે વખતે જે માણસ આપણી સાથે હોય તેને જરૂરી અને અગત્યનો સમજવો. અને એ માણસનું ભલું કરવું તે સૌથી અગત્યનું કામ જાણવું. કારણ આપણી સાથે હોય તેની ભલાઈ કરવી એ આપણું કર્તવ્ય છે. એટલા માટે જ ઈશ્વરે આપણને આ જીવન આપ્યું છે.'

*

# 21. સુરતની કોફની દુકાન

હિંદના સુરત બંદરે એક કાળે ચોર્યાસી દેશોના વાવટા ફરકતા હતા. તે કાળે સુરત શહેરમાં એક કોફીની દુકાન હતી. આ દુકાનમાં ઘણા મુસાફરો તથા પરદેશીઓ કોફી પીવા માટે આવતા. આ રીતે લોકો ભેગા થતા ત્યારે ત્યાં તરેહ તરેહની વાતો પણ નીકળતી.

એક દિવસ આ દુકાનમાં એક ઈરાની મોલવી કોફી પીવા માટે આવ્યો. આ મોલવીએ ઈશ્વરનું સ્વરૂપ કેવું છે તેનો અભ્યાસ કરવામાં આખું જીવન વિતાવ્યું હતું. આ વિષય પર તેણે ખૂબ વાંચ્યું હતું અને અનેક પુસ્તકો પણ લખ્યાં હતાં. આ અંગે તેણે એટલું બધું વાંચ્યું, વિચાર્યું અને લખ્યું હતું કે કાળે કરીને તેને ચિત્તભ્રમ જેવું થઇ ગયું હતું. તેની બુદ્ધિ બહેર મારી ગઈ હતી અને ઈશ્વરના અસ્તિત્વમાંથી પણ તેની શ્રદ્ધા ડગી ગઈ હતી. ઈરાનના શાહને આ વાતની જાણ થતાં તેણે એ મોલવીને ઈરાનમાંથી દેશનિકાલ કર્યો હતો.

જગતનું આદિકારણ શું છે એ વિશે આખી જિંદગી દલીલબાજી કરીને આ કમનસીબ મોલવીને હવે શું કરવું તેની પણ સમજ પડતી નહોતી. વળી વધુમાં, એ પોતે બુદ્ધિ ગુમાવી બેઠો છે એ વાત સમજવાને બદલે તે એમ માનવા લાગ્યો હતો કે આ દુનિયાને ચલાવનાર કોઈ ઊંચું તત્ત્વ હયાતીમાં છે એ વાત સાચી નથી.

આ મોલવી પોતાની સાથે એક હબસી ગુલામ રાખતો. આ ગુલામ કાયમ મોલવીની પાછળ ને પાછળ ફર્યા કરતો. મોલવી કોફી પીવા માટે કોફીની દુકાનમાં દાખલ થયો ત્યારે એ ગુલામ બહાર ઓટલા પાસે, તડકામાં, એક પથ્થર પડ્યો હતો તેના પર બેસી ગયો અને ત્યાં બણબણતી માખીઓ ઉડાડવા લાગ્યો. મોલવીએ દુકાનમાં એક મોટી લાકડાની પાટ ગોઠવેલી હતી તેના પર બેઠક લીધી અને અફીણની એક પ્યાલી મગાવી. અફીણની પ્યાલી ચડાવ્યા બાદ, તેનો નશો બરાબર ચડ્યો એટલે તેણે બહાર ઓટલા પાસે બેઠેલા પોતાના હબસી ગુલામને સંબોધીને કહ્યું:

“અલ્યા એ સીદી, ઈશ્વર છે કે નહીં? તું શું માને છે?”

આ સાંભળીને ગુલામે પોતાના કમરપટ્ટા નીચે સંતાડી રાખેલી એક લાકડાની મૂર્તિ કાઢીને કહ્યું, “જુઓ...ઈશ્વર છે જ. આ રહ્યો. આ જ ઈશ્વર મારો જન્મ થયો તે દિવસથી મારું રક્ષણ કરે છે. અમારા મુલકમાં દરેકેદરેક માણસ એક જાદુઈ ઝાડને પૂજે છે. તે ઝાડના લાકડામાંથી ઈશ્વરની આ મૂર્તિ બનાવવામાં આવી છે.”

કોફીની દુકાનમાં બીજા પણ કેટલાક માણસો બેઠા હતા અને તેઓ મોલવી અને તેના ગુલામ વચ્ચે ચાલતો સંવાદ ધ્યાનથી અને કંઈક આશ્ચર્યથી સાંભળી રહ્યા હતા. તે બધાને માલિકનો સવાલ સાંભળીને, અને તેનાથી વધારે તો તેના ગુલામનો જવાબ સાંભળીને, ખૂબ આશ્ચર્ય થયું.

સાંભળનારાઓમાં એક બ્રાહ્મણ પણ હતો. તે ગુલામની વાત સાંભળી તેની પાસે ગયો અને કહેવા લાગ્યો: “તું ખરો મૂરખ છે! તું એમ માને છે કે ઈશ્વરને આપણા કમરપટ્ટા નીચે દબાવીને આપણે જ્યાં જઈએ ત્યાં લઈ જઈ શકાય છે? પણ શું એ શક્ય છે? ભાઈ, દુનિયામાં ઈશ્વર માત્ર એક જ છે અને તેનું નામ બ્રહ્મા છે.

બ્રહ્માએ આ દુનિયાનું સર્જન કર્યું છે. બ્રહ્મા, એટલે કે ઈશ્વર એક જ ગંગાને કિનારે છે. જે મંદિરો બાંધવામાં આવ્યાં છે તે બ્રહ્માના માનમાં બાંધવામાં આવ્યાં છે. આ મંદિરોમાં બેસીને બ્રાહ્મણો, કે જે સાચા પુરોહિતો છે, તે ઈશ્વરની પૂજા કરે છે. સાચા ઈશ્વરને માત્ર એ લોકો જ ઓળખે છે અને બીજું કોઇ તેને ઓળખતું નથી. અગણિત વરસો વહી ગયાં, જમાનાઓ પર જમાના બદલાઈ ગયા, તેમ છતાં, આ પુરોહિતોએ તેમની સત્તા જાળવી રાખી છે, કારણ કે જે એકમાત્ર ઈશ્વર છે તે બ્રહ્માએ તેમનું રક્ષણ કર્યું છે."

બ્રાહ્મણે કોફીની દુકાનમાં જે લોકો હાજર હતા તેમને પોતાની વાત સમજાવવા માટે ઉપર મુજબની વાત કહી સંભળાવી. પરંતુ એક યહૂદી દલાલ ત્યાં હાજર હતો તેણે બ્રાહ્મણની વાતનો રદિયો આપતાં કહ્યું,

"ના ભાઈ ના! સાચા ઈશ્વરનું મંદિર હિંદુસ્તાનમાં નથી. તે જ રીતે ઈશ્વર બ્રાહ્મણ વર્ણનું રક્ષણ કરે છે એ વાત પણ સાચી નથી. બ્રાહ્મણોનો ઈશ્વર એ સાચો ઈશ્વર નથી, પરંતુ અબ્રાહમ, ઈસાક અને જેકોબનો ઈશ્વર સાચો ઈશ્વર છે. તેના માનીતા લોકો સિવાય, એટલે કે યહૂદીઓ સિવાય, તે બીજા કોઈનું રક્ષણ કરતો નથી. આ દુનિયાની ઉત્પત્તિ થઇ ત્યારથી અમારી જાતિ એવી માનીતી જાતિ રહી છે અને બીજી કોઈ પણ જાતિ આ માનીતું સ્થાન લઈ શકી નથી. અત્યારે અમારી જાતિ દુનિયાભરમાં વેરવિખેર થઇ ગયેલી છે. અત્યારે ઈશ્વર અમારી પરીક્ષા કરી રહ્યો છે. કારણ, ઈશ્વર પોતે પોતાના માનીતા માણસોને એક દિવસ જેરૂસલેમમાં ભેગા કરશે એવું તેણે વચન આપ્યું છે. ત્યાર બાદ, પ્રાચીન જગતની એક અજાયબી જેવા જેરૂસલેમના મંદિરને તેનું ગૌરવ પાછું મળશે અને તેની સાથે જ ઇઝરાયલને સમગ્ર દુનિયાના સમ્રાટપદે સ્થાપિત કરવામાં આવશે."

આટલી વાત કરતાં કરતાં એ યહૂદી મુસાફર ગળગળો થઈ ગયો અને તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. તે હજુ કંઈક વધારે કહેવા માગતો હતો પરંતુ એક ઈટાલિયન પાદરીએ વચ્ચે પડી તેને બોલતો રોક્યો. તેણે પોતાની વાત રજૂ કરતાં પેલા યહૂદી સામે જોઈ કહ્યું.

"તમારી વાત સાચી નથી. આવી વાત કરવી એ ઈશ્વરને અન્યાય કરવા બરાબર છે. ઈશ્વર બીજા બધાને બાજુએ રાખી માત્ર તમારી જ જાતિ પર પ્રેમ રાખી શકે નહીં. અને માનો કે પુરાણા સમયમાં ઈશ્વરે ઇઝરાયલો તરફ પક્ષપાતભર્યું વલણ બતાવ્યું હોય તોપણ, ઇઝરાયલોએ ઈશ્વરને ગુસ્સે કર્યાને આજે ઓગણીસસો જેટલાં વરસ થઈ ગયાં છે. આમ ઈશ્વરનો ખોફ વહોરી લેવાનું થતાં તેમના દેશનો નાશ કરવાનું તથા તેમની પ્રજાને દુનિયાના જુદા જુદા ભાગોમાં વેરવિખેર કરી નાખવાનું કામ ઈશ્વરને કરવું પડ્યું છે. પરિણામે હવે કોઇ નવા માણસો આ ધર્મ સ્વીકારતા નથી અને જગતમાં કેટલીક જગ્યાએ તે છૂટોછવાયો પળાય છે. બાકી તો તે નાશ જ પામ્યો છે. ઈશ્વર કોઈ પણ એક જાતિ તરફ પક્ષપાતભર્યું વલણ રાખતો નથી. એ તો કહે છે કે, જેને મુક્તિ યા મોક્ષ મેળવવો હોય તેમણે રોમન કેથલિક ધર્મ સ્વીકારી લેવો જોઈએ. કારણ આ ધર્મ બહારના કોઈ પણ માણસને મોક્ષ મળતો નથી."

આ ચર્ચા ચાલતી હતી તે વખતે કોફીની દુકાનમાં એક પ્રોટેસ્ટંટ સંપ્રદાયવાળો પાદરી પણ હાજર હતો. ઇટાલિયન પાદરીની વાત સાંભળી તે કંઈક ફિક્કો પડી ગયો અને તેણે કેથલિક સંપ્રદાય પાળતા ઇટાલિયન પાદરી ભણી જોઈ કહ્યું, "અરે, તમારો ધર્મ પાળનારને જ મોક્ષ મળે છે એવું તમે શી રીતે કહી શકો? કારણ, ઈશુએ પવિત્ર ધર્મશાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે ઇશ્વરની સાચેસાચ સેવા કરનારને જ મોક્ષ તો મળી શકે છે."

કોફીની દુકાનમાં સુરત બંદરના જકાતખાતામાં નોકરી કરતો એક તુર્ક પણ ચુંગી પીતો બેઠો હતો. તેને એમ થતું હતું કે આ બન્ને પાદરીઓ કરતાં આ બાબતમાં તે કંઈક વધારે સમજે છે. એટલે હવે તેણે પણ ચર્ચામાં ઝુકાવ્યું અને કહ્યું,

"તમે બન્ને જણ ઈસાઈ ધર્મમાં માનો છો પણ તમારી એ ધર્મ માટેની શ્રદ્ધા નકામી છે. હજરત મહંમદ સાહેબે આજથી લગભગ બારસો વરસ પર એ ધર્મને દૂર કરી સાચા ધર્મની--ઇસ્લામની--સ્થાપના કરી હતી. આ સાચો ઇસ્લામ ધર્મ માત્ર યુરોપ અને એશિયામાં જ નહીં પરંતુ ચીનમાં પણ કેવો ફેલાઇ રહ્યો છે એ તો તમે તમારી જાતે જ જોઇ શકો છો. વળી, તમે એમ કહો છો કે ઈશ્વરે યહૂદી લોકોનો અસ્વીકાર કર્યો છે--તેમને ત્યજી દીધા છે. એના સમર્થનમાં તમે આજે યહૂદીઓનું જ્યાંત્યાં અપમાન થઈ રહ્યું છે અને તેમનો ધર્મ ફેલોતો અટકી ગયો છે તે વાત આગળ ધરો છો. તો પછી તમારે ઇસ્લામની સાચી વાત સ્વીકારવી જોઇએ. કારણ, આજે તેણે બધે વિજય મેળવ્યો છે તથા તે મોટા પ્રમાણમાં ફેલાતો જાય છે. મહંમદ સાહેબ એ સૌથી છેલ્લા પયગંબર છે અને તેના અનુયાયીઓ સિવાય બીજા કોઈને મુક્તિ મળવાની નથી. વળી, અલી અને ઉમરના અનુયાયીઓમાંથી પણ માત્ર ઉમરના અનુયાયીઓનો જ ઉદ્ધાર થવાનો છે, કારણ અલીના અનુયાયીઓ ધર્મને વફાદાર રહ્યા નથી."

*તુર્કી મોલવીએ ચીનાને વાતમાં ખેંચ્યો.*

ઈરાની મોલવી અલીનો અનુયાયી હતો. તેની ઇચ્છા આ તુર્કની વાતને વળતો જવાબ આપવાની હતી. પરંતુ તે એવો જવાબ આપે એટલામાં તો કોફીની દુકાનમાં જુદા જુદા ધર્મ અને સંપ્રદાયના જેટલા લોકો હાજર હતા તે બધા માંહોમાંહે ઝઘડવા લાગ્યા. આ તકરારમાં ઉપરની ચર્ચામાં આવી ગયેલા માણસો ઉપરાંત એબિસીનિયાના ખ્રિસ્તીઓ, તિબેટના લામાઓ, ઇસ્માઈલના અનુયાયીઓ તથા પારસીઓ પણ હતા. આ બધા લોકો ઈશ્વર કેવો છે તથા તેની પૂજા કેવી રીતે કરવી જોઈએ એ મુદ્દા પર માંહોમાંહે ભારે વિવાદમાં ઊતરી પડ્યા. દરેકે દરેક જણ એમ માનતો હતો કે સાચા ઈશ્વરનું અને તેને પૂજવાની સાચી રીતનું જ્ઞાન માત્ર પોતાના દેશના અને ધર્મના લોકોને જ છે.

કોફીની દુકાનમાં આ ચર્ચા જોરશોરથી શોરબકોર મચાવી રહી હતી તે વખતે એક ચીનો દુકાનના એક ખૂણામાં, આ ચર્ચામાં સહેજ પણ ભાગ ન લેતાં, શાંતિથી બેઠો હતો. તે કોન્ફ્યૂશિયસનો અનુયાયી હતો. તે ખૂણામાં ચા પીતો બેઠો હતો અને આ બધા શું કહે છે તે ચુપચાપ સાંભળ્યા કરતો હતો.

તુર્કી મોલવીએ એ ચીનાને આમ શાંત બેઠેલો જોયો એટલે તેણે એને પોતાની વાતમાં ખેંચવાનો પ્રયત્ન કરતાં કહ્યું, "દોસ્ત, તું કેમ શાંત બેઠો છે? તું મારી વાતને સાચી ઠેરવી શકે છે. અત્યારે તો તું શાંતિથી બેઠો છે, પણ મને ખાતરી છે કે તું જો બોલીશ તો મારા જ મતનું સમર્થન કરીશ. ચીનના કેટલાક વેપારીઓ મારી મદદ લેવા મારે ત્યાં આવે છે. તેઓએ મને કહ્યું હતું કે ચીનમાં આમ તો ઘણા ધર્મો દાખલ થઈ ચૂક્યા છે, તેમ છતાં ચીનાઓને ઇસ્લામ ધર્મ સૌથી વધુ સારો લાગે છે અને તમે તેનો સ્વેચ્છાએ સ્વીકાર કરો છો. એટલે હવે તારું મૌન તોડીને મારા અભિપ્રાયને ટેકો આપ તથા સાચા ઈશ્વર વિશે અને તેના પયગંબર વિશે તારો શો અભિપ્રાય છે તે તું સૌને જણાવ."

બીજા લોકોએ પણ આ વાત વધાવી લીધી અને કહ્યું, "જરૂર, આ વિશે તમે શું વિચારો છો તે અમારે જાણવું છે."

કોન્ફ્યૂશિયસના અનુયાયી ચીનાએ પોતાની ઝીણી ઝીણી આંખો મીંચી આ વાત પર પળભર વિચાર કરી જોયો. તેણે આંખો ખોલી, પોતે પહેરેલા ખૂલતા ઝભ્ભાની ખૂલતી બાંયોમાંથી હાથ બહાર કાઢ્યા અને અદબ વાળી કોફીની દુકાનમાં હાજર રહેલા તમામને સંબોધતાં કહ્યું,

"ધર્મ અંગેની વાતમાં જુદા જુદા માણસો એકમત પર આવી શકતા નથી. તેનું મુખ્ય કારણ એ છે કે તેમ એક મત પર આવવામાં તેમનું અભિમાન વચ્ચે આડું આવે છે. જો તમારે મારી પાસે આ વાત બરાબર સમજવી હોય તો હું એક દૃષ્ટાંત રજૂ કરી મારી વાત સારી રીતે સમજાવવા માગું છું.

"હું ચીનથી એક વિલાયતી વહાણમાં અહીં આવ્યો. આ વહાણ આખી પૃથ્વીનો ચકરાવો લઈ અહીં આવ્યું હતું. રસ્તામાં અમે પીવાનું મીઠું પાણી લેવા માટે સુમાત્રા નામના ટાપુના પૂર્વ કિનારા પર થોભ્યા હતા. તે વખતે બપોર થવા આવ્યો હતો એટલે અમારામાંના કેટલાક આરામ કરવા માટે દરિયાકિનારે નાળિયેરીનાં

ઝાડ હતાં તેની નીચે જઈને બેઠા. અમે બેઠા હતા તેની નજીકમાં, થોડા અંતરે, એક ગામડું આવેલું હતું. અમારી આ મંડળીમાં જુદા જુદા દેશના અને જુદી જુદી પ્રજાના લોકો હતા.

"અમે આરામ કરતા બેઠા હતા તેવામાં એક આંધળો માણસ ત્યાં આવ્યો. પાછળથી અમને ખબર પડી કે એ માણસને સૂર્યનો પ્રકાશ પકડવો હતો. એટલે, સૂર્યનો પ્રકાશ એ શી વસ્તુ છે તે શોધી કાઢવા માટે એ ભાઇ વરસો સુધી સૂર્ય ઊગે ત્યાંથી આથમે ત્યાં સુધી તેની સામે એકીટશે જોયા કરતા હતા. આમ કરવાના પરિણામે તેમણે આંખ ગુમાવી હતી.

"હવે આ માણસે, તે જે શોધી કાઢવા માગતો હતો તે શોધવા માટે વરસો સુધી એકીટશે સૂર્ય સામે જોયા કર્યું. એનું પરિણામ શું આવ્યું? સૂર્યના પ્રકાશથી એની આંખો નબળી પડી ગઈ, તેની આંખનું તેજ હણાઇ ગયું અને આખરે તેણે આંખો ગુમાવી."

પછી તે પોતાની જાતને ઉદ્દેશીને કહેતો હોય તે રીતે બોલ્યો:

"હવે આ સૂર્યનો પ્રકાશ કેવો છે? તે પ્રવાહી તો નથી જ. કારણ, જો તે પ્રવાહી હોત તો તેને એક વાસણમાં ભરી એક વાસણમાંથી બીજા વાસણમાં રેડી શકાત. વળી, જો તે પ્રવાહી હોત તો, દરિયાના પાણીને પવન હિલોળે ચડાવે છે તેમ, આ સૂર્યના પ્રકાશને પણ પવન હિલોળે ચડાવી શકત. તો શું તે અગ્નિસ્વરૂપ છે? જો તે અગ્નિ હોય તો પાણીથી તેને ઠારી શકાત. તેવી જ રીતે આ સૂર્યનો પ્રકાશ કોઈ સૂક્ષ્મસ્વરૂપ પણ નથી, કારણ તેને આંખ વડે જોઈ શકાય છે. તે કોઈ સ્થૂળ પદાર્થ પણ નથી, કારણ તેને સ્થૂળ પદાર્થની જેમ એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જઈ શકાતો નથી. આમ, આ સૂર્યનો પ્રકાશ પ્રવાહી પણ નથી, અગ્નિસ્વરૂપ પણ નથી, સૂક્ષ્મસ્વરૂપ પણ નથી તેમ જ સ્થૂળ પદાર્થ પણ નથી--આમ તે કંઈ નથી! આવી દલીલ કરી કરીને, સૂર્ય સામે તાકી તાકીને જોયા કરી સૂર્યના સ્વરૂપ વિશે વિચાર કરતાં કરતાં એ માણસે તેની દૃષ્ટિ તથા બુદ્ધિ બન્ને ગુમાવ્યાં. અને આ રીતે જ્યારે તેની આંખો ચાલી ગઈ ત્યારે તેને બધે જ અંધારું દેખાવા લાગ્યું. તે પરથી તેને ખાતરી થઈ ગઈ કે સૂર્યનું તથા એના પ્રકાશનું અસ્તિત્વ જ નથી.

"આ આંધળાની સાથે એક ગુલામ પણ ત્યાં આવ્યો હતો. એ ગુલામનું કામ તેના આ આંધળા શેઠને દોરવાનું હતું. એટલે આંધળા શેઠને અમારી સાથે બેસાડી એ ગુલામે ત્યાં નાળિયેરી નીચે એક સૂકું નાળિયેર પડ્યું હતું તે ઉપાડી લીધું. તે આ નાળિયેરમાંથી રાતે પ્રકાશ આપે તેવો દીવો બનાવવા માગતો હતો. તેણે નાળિયેર ફોડી તેમાંના ટોપરાને છૂંદી તેમાંથી તેનું તેલ કાઢ્યું. આ તેલને નાળિયેરની કાચલીમાં ભરી તેણે તેમાં નાળિયેરનાં છોડાંમાંથી બનાવેલી દિવેટ મૂકી. દીવો તૈયાર કરી દીધો. આ ગુલામ જ્યારે આ રીતે દીવો બનાવતો હતો ત્યારે તેના આંધળા શેઠે એક નિસાસો નાખી તેને કહ્યું:

" 'કેમ અલ્યા, મેં તને એમ કહ્યું હતું કે સૂર્ય છે જ નહીં એ વાત સાચી લાગે છે ને? તને આ બધું કાળુંધબ અંધારું નથી દેખાતું? અને તેમ છતાં લોકો તો એમ જ કહે છે કે સૂર્ય છે....પણ ભાઈ, જો તે હોય તો એ શું છે એ કોઈ કહેશે ખરું?'

“આના જવાબમાં ગુલામે કહ્યું, ‘સાહેબ, સૂર્ય શું છે તેની તો મને ખબર નથી. તે જાણવાનું મારું કામ પણ નથી. પરંતુ પ્રકાશ શી વસ્તુ છે તે હું જાણું છું. જુઓને, અત્યારે જ મેં રાત્રે પ્રકાશ મેળવવા માટે એક દીવો બનાવ્યો છે. તેની મદદથી હું રાત્રે આપણા ઘરમાં તમે કંઈ પણ માગો તે ખોળી કાઢી શકું એમ છું.’ આમ કહી તેણે પોતે બનાવેલો દીવો ઉપાડી લઈ કહ્યું, ‘આમ, આ દીવો એ જ મારો સૂરજ.’

“તે વખતે ત્યાં એક લંગડો પણ બેઠો હતો. તે ચાલવા માટે બગલઘોડીનો ઉપયોગ કરતો. ગુલામ ને તેના આંધળા શેઠની વાત સાંભળી તેણે હસતાં હસતાં પેલા આંધળા માણસને કહ્યું, ‘ભાઈ, તમારી વાત પરથી તો તમે જનમથી જ આંધળા હો એમ લાગે છે. સૂરજ શી ચીજ છે તેની પણ તમને ખબર નથી. તો ચાલો, હું તમને સૂરજ શું છે તે કહી સંભળાવું. સૂરજ એ સળગતા અગ્નિનો ગોળો છે. આ ગોળો દરરોજ સવારે દરિયામાંથી ઊગે છે અને દરરોજ સાંજે અમારા આ ટાપુ પર આવેલા ડુંગરોમાં પાછો આથમી જાય છે. અમે બધા આ પ્રક્રિયા દરરોજ જોઈએ છીએ. અને જો તમારી આંખો જોઈ શકે તેવી સાજી હોત તો તમે પણ તે સારી રીતે જોઈ શકત.’

“એક માછીમાર આ ચર્ચા સાંભળતો હતો. તેણે વચ્ચે પડીને કહ્યું, ‘તમારી વાત પરથી મને એમ લાગે છે કે તમે કદી આ ટાપુની બહાર ગયા નથી. જો તમારા પગ સાજા હોત અને તમે મારી જેમ હોડકું લઈ દરિયામાં દૂર સુધી સફરે જતા હોત તો તમે જોઈ શકત કે આ સૂરજ આપણા ટાપુઓ પર આવેલા ડુંગરોમાં આથમી જતો નથી. એ તો જે સમુદ્રમાંથી ઊગે છે તે જ સમુદ્રમાં જાય છે. હું આ વાત કહું છું તે સાચી છે, કારણ હું દરરોજ મારી સગી આંખે સૂરજને સવારમાં દરિયામાંથી ઊગતો અને સાંજે દરિયામાં આથમી જતો જોઉં છું.’

“અમારી સાથેના મુસાફરોમાં એક હિંદી ઉતારુ પણ હતો. તેણે કહ્યું, ‘અરે! સમજદાર લોકો પણ આવી અધ્ધરતાલ વાત કહે છે તે જાણી મને તો ખૂબ જ નવાઈ લાગે છે. જો સૂર્ય અગ્નિનો ગોળો હોય અને તે દરિયાના પાણીમાં પડે તોયે હોલવાઈને ઠરી ન જાય એવું તે કંઈ બને? એટલે તે અગ્નિનો ગોળો તો નથી જ. સૂર્ય તો દેવ છે. મેરુ નામે એક સોનાનો પર્વત છે. ત્યાં એ દેવ રહે છે અને રથમાં બેસીને એ પર્વતની હારમાળામાં ફર્યા કરે છે. આ દેવને કેટલીક વાર રાહુ અને કેતુ નામના દુષ્ટ રાક્ષસો ગળી જાય છે અને તેવું થાય છે ત્યારે પૃથ્વી પર અંધકાર વ્યાપી જાય છે. એટલે તે વખતે અમારા પુરોહિતો આ રાક્ષસો સૂર્યને છોડી મૂકે તે માટે પ્રાર્થના કરે છે. તેવી પ્રાર્થનાના બળે સૂર્ય રાક્ષસોના ફંદામાંથી મુક્ત થાય છે. અને તમે એમ કહો છો કે સૂરજ માત્ર તમારા ટાપુ માટે જ પ્રકાશે છે? આના જેવું કોઈ અજ્ઞાન નથી, અને આવું અજ્ઞાન તો જેણે કદી આ ટાપુ પરથી બહાર પગ પણ મૂક્યો નથી તેવા તમારા જેવા મહાનુભાવો જ બતાવી શકે.’

“એક મિસરવાસી વહાણવટી ત્યાં હાજર હતો. તેણે હવે ચર્ચાનો દોર પોતાના હાથમાં લેતાં કહ્યું,

“ ‘ના ભાઈ ના, તમારી વાત પણ સાચી નથી. સૂરજ એ કોઈ દેવ છે અને હિંદુસ્તાનમાં તથા મેરુ પર્વતની આસપાસ જ ફર્યા કરે છે એવું પણ નથી. મેં કાળા સમુદ્રની ઘણી સફરો કરી છે. મેં અરબસ્તાનના કિનારા પણ ખૂંધા છે. હું માડાગાસ્કર અને ફિલિપાઇન્સના ટાપુઓ પર પણ જઈ આવ્યો છું. મેં જોયું છે કે સૂર્ય કંઈ

હિંદ પર જ પ્રકાશતો નથી, તે તો આખી દુનિયા પર પ્રકાશે છે. તે કોઇ પર્વતની આસપાસ ફર્યા કરતો નથી, પરંતુ પૂર્વ દિશામાં ઘણે દૂર આવેલા જાપાનની પણ પેલી બાજુએ ઊગે છે. ત્યાં ઊગીને તે પશ્ચિમમાં આવેલા ઇંગ્લંડના ટાપુની પણ પેલી બાજુ આથમે છે. એ કારણે જ જાપાનીઓ પોતાના દેશને "નિપ્પોન" એટલે કે "સૂર્યોદયનો દેશ" કહીને ઓળખાવે છે. વળી, મારા દાદાએ પણ આ દરિયાના દૂર દૂરના ખૂણાઓ ખૂંદેલા એટલે તેમણે પણ મને તેમના અનુભવો કહેલા. તેણે પણ મારું જ્ઞાન વધાર્યું છે.'

"તેની વાત હજુ આગળ ચાલત, પરંતુ એક અંગ્રેજ ખલાસી વચ્ચે ટપકી પડ્યો. તેણે કહ્યું,

" 'સૂરજના ઊગવા-આથમવા અંગે ઇંગ્લંડના લોકો જેટલું જાણે છે તેટલું બીજું કોઇ નથી જાણતું. ઇંગ્લંડમાં તો લગભગ બધા લોકો જાણે છે કે સૂર્ય ક્યાંય ઊગતો નથી તેમ જ આથમતો પણ નથી. સૂર્ય તો પૃથ્વીની આસપાસ હંમેશાં ફર્યા કરે છે. આ વાતની અમને તો પૂરી ખાતરી છે કારણ અમે હમણાં જ પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરી. અમારી સફર દરમિયાન અમે ક્યાંય સૂરજ સાથે અથડાઇ પડ્યા નથી. અમે જે કોઇ જગ્યાએ ગયા ત્યાં બધે જ સૂર્ય સવારમાં ઊગતો દેખાતો અને સાંજે આથમતો દેખાતો. તમારે ત્યાં દેખાય છે તે જ રીતે!'

"આમ કહી એ અંગ્રેજ ખલાસીએ એક લાકડી લઇ, લાકડીની મદદથી રેતી પર કેટલીક ગોળ ગોળ આકૃતિઓ દોરી કાઢી અને સૂર્ય આકાશમાં પૃથ્વીની આસપાસ કેવી રીતે ફરી રહ્યો છે તે સમજાવવાની કોશિશ કરી જોઇ, પરંતુ તે પોતાની વાત બરાબર સમજાવી શક્યો નહીં એટલે તેણે વહાણના કપ્તાન ભણી આંગળી ચીંધી કહ્યું:

" 'મારા કરતાં આ બાબતમાં અમારા કપ્તાન વધુ સારું જ્ઞાન ધરાવે છે. તેઓ તમને આ પ્રક્રિયા બરાબર સમજાવી શકશે.'

"વહાણનો કપ્તાન બાહોશ હતો. તેને પોતાને આ ચર્ચામાં ખેંચવામાં ન આવ્યો ત્યાં સુધી તેણે આખી ચર્ચા શાંતિથી સાંભળ્યા કરી. પણ અંગ્રેજ ખલાસીએ તેનો પરિચય કરાવી તેને સૂર્ય પૃથ્વીની આસપાસ કેવી રીતે ફરે છે તે સમજાવવાનું કહ્યું એટલે બધા લોકોની આંખ હવે તેની પર મંડાઇ.

"તેણે ગંભીરતાથી પોતાની વાત શરૂ કરી:

" 'દોસ્તો, તમે બધા એકબીજાને અવળે રસ્તે ચડાવી મારો છો અને તમારી જાતે જ ખોટી વાતને સાચી માની લો છો. ખરેખર જોઇએ તો સૂરજ પૃથ્વીની આસપાસ નથી ફરતો પણ પૃથ્વી સૂરજની આસપાસ ફરે છે. વળી, પૃથ્વી સૂરજની આસપાસ ફરતી હોય છે તે વખતે ખુદ પોતાની ધરી પર પણ ગોળ ગોળ ફર્યા કરે છે. એવી રીતે પોતાની ધરી પર ફરતાં ફરતાં તે દર ચોવીસ કલાક દરમિયાન માત્ર જાપાન, ફિલિપાઇન્સ અને આપણે અત્યારે જે ટાપુ પર બેઠા છીએ તે સુમાત્રાના ટાપુઓને જ નહીં પરંતુ આફ્રિકા, યુરોપ તથા અમેરિકા વગેરે ભાગોને પણ સૂરજ ભણી આણે છે. સૂરજ કોઇ એક પર્વત માટે, કોઇ એક ટાપુ માટે, કોઈ એક દરિયા માટે કે માત્ર આપણી એક પૃથ્વી માટે જ પ્રકાશ આપે છે એવું નથી. આપણી પૃથ્વીની જેમ જ બીજાં નક્ષત્રોને પણ તે પ્રકાશ આપે છે. તમે બધાં માત્ર

તમારા પગ તળેની જમીનને જ જોયા કરો છો. તેમ કરવાનું છોડી જરા ઊંચે આકાશમાં નજર નાખશો તો તમને આ વાત બરાબર સમજાઈ જશે. અને પછી સૂર્ય માત્ર તમારા એકલાના જ દેશ માટે પ્રકાશે છે એવું તમે નહીં કહો.'

"જેણે આખી દુનિયાની અનેક વાર મુસાફરી કરી હતી, તથા આકાશદર્શનનું જેને સારું એવું જ્ઞાન હતું તેવા વહાણના કપ્તાને આ રીતે પોતાની વાત પૂરી કરી."

કોન્ફ્યૂશિયસના અનુયાયી ચીનાએ આમ આખું દૃષ્ટાંત કહી સંભળાવી પોતાની વાત આગળ ચલાવતાં કહ્યું, "આમ, માણસ માણસ વચ્ચે ધર્મની બાબતમાં ગેરસમજ તથા મતભેદ ઊભા થવાનું કારણ માણસનું અભિમાન જ છે. મેં તમને જે દૃષ્ટાંત કહી સંભળાવ્યું તેમાં જેમ સૂરજ વિશે ગેરસમજ અને મતભેદ પ્રવર્તે છે તેવું જ ધર્મની બાબતમાં પણ છે. દરેક માણસ પોતે પોતાનો કોઈ એક ખાસ ઈશ્વર હોવો જોઈએ એવું ઇચ્છે છે. પોતાને માટે નહીં તો પછી પોતાના દેશને માટે તો એક ખાસ ઈશ્વર હોવો જ જોઈએ એમ તે માને છે. જે ઈશ્વર દુનિયામાં દરેક ઠેકાણે છે અને જે આ દુનિયા આખીમાં સમાઈ શકે તેમ નથી, તે ઈશ્વરને દરેક જણ પોતાના મંદિરમાં પૂરી રાખવા ઇચ્છે છે.

"ઈશ્વરે તમામ મનુષ્યોને એક જ ધર્મના છત્ર નીચે ભેગા કરવા માટે પોતે જાતે જે મંદિર બાંધ્યું છે તેની તોલે આવી શકે એવું કોઈ પણ મંદિર છે ખરું?

"આ દુનિયા એ ઈશ્વરે રચેલું એક મંદિર છે. મનુષ્યોએ જે મંદિરો બાંધ્યાં છે તે આ ઈશ્વરે બાંધેલા મંદિરને નજર સમક્ષ રાખીને જ બાંધેલાં છે.

"દરેક મંદિરને પોતપોતાના જળકુંડ, ઘુમ્મટો, દીવાઓ, ચિત્રો અને મૂર્તિઓ, શિલાલેખો, શાસ્ત્રો, નૈવેદ્યો, યજ્ઞવેદીઓ તથા પુરોહિતો હોય છે. પરંતુ એકેય મંદિરમાં દરિયા જેવો જળકુંડ, આકાશ જેવો ઘુમ્મટ, સૂર્ય, ચંદ્ર તથા અગણિત તારાઓ જેવા દીવાઓ છે ખરા? પરસ્પર એકબીજા પર પ્રેમ રાખતા અને એકબીજાને મદદ કરતા આ જીવંત માણસોની તોલે આવી શકે તેવી મૂર્તિ કે ચિત્રો એકેય મંદિરમાં જોવા મળે છે ખરાં? માણસજાતના ભલાને માટે ઠેરઠેર વેરેલી ઈશ્વરની કૃપાના પ્રસાદ જેવા સરળ અને સુલભ શિલાલેખો બીજે ક્યાં મળી શકે એમ છે? દરેકેદરેક માણસના હૃદયમાં અંકિત થયેલો અને દરેકેદરેક માણસને સ્પષ્ટ રીતે સમજાય તેવા ધર્મગ્રંથ જેવો બીજો ધર્મગ્રંથ ક્યાં મળે? પ્રેમાળ સ્ત્રીપુરુષો એકબીજા માટે જે સ્વાર્થત્યાગ કરે છે એ સ્વાર્થત્યાગની તોલે આવી શકે એવો કોઈ યજ્ઞ છે ખરો? વળી ઈશ્વર જાતે જ્યાંથી આપેલું બલિદાન સ્વીકારે છે તેવી સાધુજનના હૃદય જેવી યજ્ઞવેદી પણ બીજે ક્યાં મળવાની છે?

"માનવીનો ઈશ્વર વિશેનો ખ્યાલ જેટલો ઊંચો હશે તેટલા પ્રમાણમાં તે એને વધુ સમજી શકશે. ઈશ્વર વિશેની તેની સમજ જેટલી સારી હશે તેટલા પ્રમાણમાં તે ઈશ્વરની વધુ ને વધુ નજીક પહોંચી શકશે. ઈશ્વરની ભલાઈ, દયા અને એના માનવ પરના પ્રેમનું તે અનુકરણ કરી શકશે.

"એટલે જે માણસ સૂર્યના સમસ્ત પ્રકાશને આ સમગ્ર વિશ્વમાં વ્યાપી જતો જોતો હોય તેણે એ વિશ્વવ્યાપી પ્રકાશના એક જ કિરણને પોતાની ઇષ્ટમૂર્તિમાં જોનાર અજ્ઞાની પુરુષનો વાંક ન કાઢવો જોઈએ. એવા અજ્ઞાની માણસનો તેણે તિરસ્કાર પણ ન કરવો જોઈએ. વળી, પોતાની સઘળી શ્રદ્ધા ખોઈ બેઠેલા અને સૂર્યને બિલકુલ જોઈ ન શકનાર નાસ્તિક અંધ પુરુષને પણ તેણે તિરસ્કારવો જોઈએ નહીં."

આ રીતે કોન્ફ્યૂશિયસના શિષ્ય ચીનાએ પોતાની વાત પૂરી કરી. કોફીની દુકાનમાં કયો ધર્મ સૌથી ચડિયાતો છે તે વિશે વિવાદમાં ઊતરનાર સૌ કોઇ આ ચીનાની વાત સાંભળી શાંત થઈ ગયા. કોનો ધર્મ સૌથી ચડિયાતો છે એ અંગેની તેમની તકરારનો અંત આવી ગયો.

*

# 22. ત્રણ સાધુઓ

સોલોવત્સ્કમાં ખ્રિસ્તી પાદરીઓ તથા સાધ્વીઓ માટે એકાંતવાસમાં રહેવા માટેની એક જગ્યા આવેલી છે. એક ખ્રિસ્તી ધર્મગુરુ આર્ચેન્ગલથી સોલોવત્સ્ક જઈ રહ્યા હતા. તેઓ જે વહાણમાં મુસાફરી કરતા હતા તે જ વહાણમાં એ પવિત્ર સ્થળની યાત્રાએ જવા માટે નીકળેલા કેટલાક યાત્રાળુઓ પણ તેમની સાથે હતા. મુસાફરીમાં કશી તકલીફ નહોતી. પવન વહાણની દિશામાં વાતો હોવાથી સાનુકૂળ હતો, હવામાન ખુશનુમા હતું અને વહાણ સડસડાટ ચાલી જતું હતું. વહાણના તૂતક પર બેઠેલા યાત્રાળુ મુસાફરોમાંથી કેટલાક ખાણીપીણીમાં મશગૂલ હતા, તો કેટલાક ટોળે મળીને ગામગપાટા ચલાવતા હતા. ધર્મગુરુ પણ તૂતક પર એકસરખાં ધીમાં પગલાં ભરી તૂતકના એક છેડેથી બીજે છેડે આંટા મારતા હતા. આમ આંટા મારતાં મારતાં તેમનું ધ્યાન વહાણના છેડા પર ટોળે વળીને વાત સાંભળતા લોકો તરફ ગયું. આ લોકોને વહાણનો એક ખલાસી દરિયામાં દૂર કશુંક બતાવી કંઈ કહી રહ્યો હતો. ધર્મગુરુએ પણ આંટા મારવાનું બંધ કરી, ત્યાં ઊભા રહી, પેલો ખલાસી જે દિશામાં આંગળી ચીંધીને વાત કરતો હતો તે તરફ આંખ સ્થિર કરી. સૂર્યના પ્રકાશમાં ચળકતા દરિયાનાં મોજાં સિવાય તે દિશામાં બીજું કાંઈ દેખાતું નહોતું. એટલે, પેલા ખલાસીની વાત સાંભળવા માટે ધર્મગુરુ એ ટોળાની વધારે નજીક ગયા. પરંતુ ધર્મગુરુને ત્યાં આવેલા જોઈ ખલાસીએ પોતાની વાત અટકાવી દીધી અને ધર્મગુરુને ટોપી ઉતારી નમન કર્યું. બીજા લોકોએ પણ પોતપોતાની ટોપી ઉતારી ધર્મગુરુને નમન કર્યાં.

“ભાઈઓ, તમારી વાતમાં મારે કશી ખલેલ ન પાડવી જોઈએ. હું પણ આ ખલાસી મિત્ર જે વાત કરે છે તે સાંભળવા અહીં આવ્યો છું.” ધર્મગુરુએ ટોળાને કહ્યું, અને ખલાસીને વાત ચાલુ રાખવા જણાવ્યું.

એ ટોળામાં એક વેપારી હતો. બીજા લોકો કરતાં તેની જીભ કંઈક છૂટી હતી. એટલે પેલો ખલાસી કંઈ કહે તે પહેલાં જ તેણે ધર્મગુરુને કહ્યું, “એ નાખુદા અમને ત્રણ સાધુઓની વાત કરતો હતો.”

“કયા ત્રણ સાધુની?” વહાણના કિનારા પર એક ખોખું પડેલું હતું તેના પર બેસતાં બેસતાં ધર્મગુરુએ પૂછ્યું, “ભાઈ, મને પણ એ વાત કહી સંભળાવો. મને તેમાંથી કંઈક જાણવા મળશે. તમે દરિયામાં શું બતાવતા હતા? મને તો એ દિશામાં કંઈ દેખાયું નહીં.”

“અરે હોય! તમને ત્યાં દૂર આછો આછો પેલો નાનકડો ટાપુ નથી દેખાતો?” વહાણની જમણી બાજુએ આંગળી ચીંધી પેલા વેપારીએ કહ્યું, “એ ટાપુ પર ત્રણ સાધુઓ રહે છે. ત્યાં રહી તેઓ પોતાના આત્માની શુદ્ધિ માટે પ્રાર્થના કરે છે.”

ધર્મગુરુએ એ વેપારી જે દિશામાં આંગળી ચીંધીને વાત કરતો હતો તે દિશામાં નજર નાખી પણ તેને કંઈ ટાપુબાપુ દેખાયો નહીં. એટલે તેણે કહ્યું, “ભાઈ, મને તો એકેય ટાપુ દેખાતો નથી. ક્યાં છે, જરા નિશાની તો આપો.”

"અરે ત્યાં...દૂર દૂર મારી આંગળીની સીધી લીટીમાં નજર નાખો. જુઓ, પણે આકાશમાં પેલી વાદળી દેખાય છે ને, તેની બરાબર નીચે, સહેજ ડાબી બાજુએ ઝાંખી ઝાંખી લીટી જેવું નથી દેખાતું? બસ...એ જ ટાપુ."

ધર્મગુરુએ ઘણી કોશિશ કરી પરંતુ દરિયા પર દૂર સુધી જોવાને ન ટેવાયેલી તેમની આંખોને દૂર સુધી ઊછળતાં પાણીનાં ચળકતાં મોજાં સિવાય બીજું કશું દેખાયું નહીં. તેમને ઘણી કોશિશ કરવા છતાં ટાપુ દેખાયો નહીં એટલે તેમણે કહ્યું, "ભાઇ, મારી આંખો એટલે સુધી જોઇ શકતી હોય એમ લાગતું નથી. પણ તેથી તમારી વાતમાં રસ નહીં પડે એવું થોડું છે! બોલો, ત્યાં જે સાધુઓ રહે છે તેઓ કોણ છે?"

અત્યાર સુધી પેલા વેપારીએ જ ધર્મગુરુ સાથે વાત ચલાવ્યે રાખી હતી. એ ટોળાને વાત કહેનાર ખલાસી શાંત હતો. હવે તેણે ધર્મગુરુ સાથે વાત શરૂ કરી અને કહ્યું, "એ સાધુઓ ખૂબ જ પવિત્ર છે. મેં તેમને વિશેની વાતો તો ઘણા વખતથી સાંભળી હતી, પરંતુ તેમનાં દર્શનનો લાભ તો મને હજુ ગયે વરસે જ મળ્યો હતો."

આટલું કહી એ ખલાસીએ પોતે માછલાં પકડવા ગયેલો અને ભૂલો પડી એ ટાપુઓ પર પહોંચી જતાં, પોતે ક્યાં છે તેની જાણ વગર, એ ટાપુ પર એક રાત ગાળેલી તેની વાત સૌને કહી સંભળાવી. એ રીતે રાત ગાળ્યા બાદ સવારમાં તે ટાપુ પર ફરવા નીકળી પડ્યો હતો અને તેને માટીનું એક ઝૂંપડું જોવા મળ્યું હતું. એ ઝૂંપડાની બહાર એક ઘરડો ડોસો ઊભો હતો તેને એ મળ્યો હતો. એ ડોસા સાથે તે વાત કરી રહ્યો હતો તે જ વખતે બીજા બે ડોસા ઝૂંપડીમાંથી બહાર આવ્યા હતા. એ ત્રણે જણાએ માછીમાર ખલાસીને તે ભૂલો પડ્યો છે અને તેણે કંઇ ખાધું નથી તે જાણી તેને પેટ ભરીને ખવડાવી, તેનાં કપડાં સૂકવી આપી, તેની હોડી ઠીકઠાક કરી આપી હતી.

આ વાત સાંભળી ધર્મગુરુએ પૂછ્યું, "એ લોકો દેખાવે કેવા લાગતા હતા?"

"ત્રણમાંનો એક ઠીંગણો અને કમરેથી વળી ગયેલો છે. તે ખ્રિસ્તી પાદરીઓ પહેરે છે તેવો લાંબો કાળો ઝભ્ભો પહેરે છે. તેની ઉંમર તો ખૂબ થઇ હોવી જોઇએ. મારી ગણતરી પ્રમાણે સો વરસની તો ખરી જ. તેની સફેદ દાઢી પણ ઘડપણને કારણે કંઈક આછી લીલી થઈ જવા આવી છે. અને હા, તેનું મોઢું સદાય હસતું ને હસતું હોય છે. તેના ચહેરા પર સ્વર્ગમાંથી ઊતરી આવતા દેવદૂતના ચહેરા પર હોય છે તેવું તેજ સાફ વરતાઇ આવે છે. બીજો ડોસો કંઇક ઊંચો છે. પરંતુ તેય ખૂબ ઘરડો તો છે જ. એ ડોસો ગામડાના ખેડૂતો પહેરે છે તેવો, ફાટેલોતૂટેલો કોટ પહેરી રાખે છે. તેની દાઢી ઘણી ફેલાયેલી છે અને તેના વાળનો રંગ કંઇ પીળચટો થઈ ગયો છે. એના શરીરનું કાઠું ખૂબ મજબૂત છે. મારી હોડી ફેરવવાની હતી તે માટે હું તેને મદદ કરવા જતો હતો ત્યાં તો તેણે એકલાએ જાણે એક ડોલને ઊંચકીને આમથી તેમ મૂકવાની હોય તેટલી આસાનીથી મારી હોડીને આમથી તેમ ફેરવી કાઢી હતી. તે પણ ખૂબ ભલો અને આનંદી માણસ છે. ત્રીજો ડોસો સૌથી વધારે ઊંચો છે અને તેની બગલાની પાંખ જેવી સફેદ લાંબી દાઢી લગભગ ઢીંચણ સુધી પહોંચી ગઈ છે. તે સ્વભાવે કડક લાગે છે. તેની આંખની પાંપણના વાળ મોટા અને નમી પડેલા છે. તે શરીર ઢાંકવા માટે કપડાં પહેરતો નથી પરંતુ અંગ ઢાંકવા પૂરતો એક સાદડીનો ટુકડો કેડ પર વીંટી રાખે છે."

"એ લોકોએ તારી સાથે કંઈ વાતચીત કરી હતી ખરી?" ધર્મગુરુએ પૂછ્યું.

"મોટે ભાગે તો તેઓ મૂંગા મૂંગા જ કામ કર્યા કરે છે. આપણી સાથે તો ઠીક છે, અંદર અંદર પણ ભાગ્યે જ એકબે શબ્દોની આપલે કરે છે. તેઓમાંથી એક જણ બીજાઓની સામે જુએ કે તરત જ બીજા બન્ને જણ તે શું કહેવા માગે છે તે સમજી જાય છે. જે કમર પર સાદડીનો ટુકડો વીંટી રાખે છે તે ડોસાને મેં પૂછ્યું કે, તમે અહીં કેટલા વખતથી રહો છો? મારો સવાલ સાંભળી, મારી સામે ઘુરકિયું કરતો હોય તે રીતે, તે ખૂબ ગુસ્સે થયો હોય તેવું બતાવવા, એ કંઈક બબડ્યો. પરંતુ સૌથી ઘરડો ડોસો તરત તેની પાસે પહોંચી ગયો. તેણે તેનો હાથ પકડી લઈ તેની સામે જોઈ એક સ્મિત કર્યું અને તેની સાથે જ પેલાનો ગુસ્સો શમી ગયો. તે શાંત થયો એટલે પેલા સૌથી ઘરડા માણસે મને ધીમું હસતાં હસતાં કહ્યું, 'ભાઈ, અમારી પર દયા રાખો.' "

વહાણનો ખલાસી તેની આ વાત કરતો હતો તે દરમિયાનમાં તેમનું વહાણ પેલા ટાપુની કંઈક નજીક પહોંચ્યું હતું. એટલે પેલા વેપારીએ તે તરફ આંગળી ચીંધી ધર્મગુરુને કહ્યું, "જુઓ, હવે એ ટાપુ સ્પષ્ટ દેખાય છે, ખરું ને?"

ધર્મગુરુએ તે તરફ જોયું. આ વખતે તેમને જમીનની કાળી પટ્ટી ચોખ્ખી દેખાઈ. બસ, એ જ પેલા ટાપુનો કિનારો. ધર્મગુરુએ પળવાર તો એ કિનારો જોયા જ કર્યો અને પછી વહાણના આગલા છેડેથી પાછલા છેડા તરફ ચાલવા માંડ્યું. પાછલે છેડે વહાણનો સુકાની બેઠો હતો. ધર્મગુરુએ તેને પૂછ્યું, "ભાઈ, પેલો કયો ટાપુ છે?"

સુકાનીએ તે તરફ આંગળી બતાવી ચોકસાઈ કરી કહ્યું, "કયો, પેલો ને? એ ટાપુનું નામ જ નથી. આ વિસ્તારમાં એવા ઘણા નાના નાના નનામા ટાપુઓ છે."

"એ ટાપુ પર ત્રણ સાધુઓ રહે છે અને ત્યાં આગળ રહી તેઓ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરે છે એ વાત સાચી છે?"

"એવું સાંભળ્યું છે ખરું, પણ તે સાચું હોય તોયે તેની મને ખબર નથી. અહીં વસતા માછીમારો તેમણે એ સાધુઓને જોયા છે એવું કહે છે ખરા, પણ તેઓ સાંભળેલી વાત જ ચલાવ્યે રાખતા હોય તેવું પણ બને."

મારી ઇચ્છા એ ટાપુ પર ઊતરવાની અને એ સાધુઓને જોવાની છે." ધર્મગુરુએ કહ્યું, "એવું શી રીતે થઈ શકે?"

"જુઓને, આ વહાણ તો એ ટાપુની તદ્દન નજીક જઈ શકે તેમ નથી. પરંતુ અહીં વહાણ ઊભું રાખી તમને હલેસાંવાળી હોડીની મદદથી ત્યાં લઈ જઈ શકાય. પણ આ બધા માટે તમે વહાણના કપ્તાનને વાત કરો તો વધારે સારું."

ધર્મગુરુએ કપ્તાનને મળવાની ઇચ્છા બતાવી એટલે સુકાનીએ એક ખલાસી જોડે સંદેશો મોકલ્યો. કપ્તાન સામે ચાલીને ધર્મગુરુને મળવા આવ્યો.

"મારી ઇચ્છા આ ટાપુઓ પર ત્રણ સાધુઓ રહે છે તેમને જોવાની છે. તમે મને એક હોડકામાં ત્યાં મોકલવાનું ન ગોઠવી શકો?"

કપ્તાને ધર્મગુરુને ત્યાં ન જવાનું સમજાવતાં કહ્યું, “એવું ગોઠવી તો શકાય, પણ તેમાં આપણે ઘણો સમય ગુમાવવો પડશે. અને આગળ ચાલીને કહું તો, એમને જોવા સારુ તમારા જેવા આટલી બધી તસ્દી લે, તેટલા મહત્ત્વના એ માણસો નથી. મેં તેમને વિશે સાંભળ્યું છે કે એ ત્રણ ડોસાઓ મૂરખના સરદાર જેવા છે. તેઓ આપણી વાત સમજી શકતા નથી. વળી તેઓ કદી બોલતા નથી એટલે તેમની વાત આપણને સમજાતી નથી. આમ, મારી નજરે તો તેમની કિંમત, આ દરિયામાં અનેક માછલીઓ છે તેના કરતાં કોઈ રીતે વધારે નથી.”

“પણ મારે તેમને જોવા જ છે. તે માટે તમારે જે કંઈ સગવડ કરવી પડે તથા સમય ગુમાવવો પડે તેનું ખર્ચ હું તમને આપી દઈશ. એટલે એક હોડકું લાવી મને એ ટાપુ પર પહોંચાડવાની સગવડ કરી આપો તો સારું.” ધર્મગુરુએ કહ્યું.

હવે કપ્તાન માટે કોઈ ઈલાજ નહોતો. તેણે હુકમ આપ્યો. ખલાસીઓએ સઢ સંકેલી લીધા. સુકાનીએ સુકાન ફેરવી વહાણને ટાપુ તરફ વાળ્યું. વહાણ ધીમું ધીમું ટાપુ તરફ ખસવા લાગ્યું. વહાણને આગલે છેડે ધર્મગુરુ માટે એક ખુરશી ગોઠવવામાં આવી. ધર્મગુરુ પેલા ટાપુ પર મીટ માંડી ખુરશી પર બેઠા. વહાણના બધા ઉતારુઓ પણ ત્યાં ભેગા થઈ ગયા અને ટાપુ પર ધારી ધારીને જોવા લાગ્યા. જેમની આંખ સારી હતી તેઓને હવે ટાપુનો કિનારો અને ત્યાંથી કંઈક અંદરના ભાગમાં આવેલા ખડક ચોખ્ખા દેખાવા લાગ્યા. વહાણ સહેજ આગળ વધ્યું એટલે તેઓએ ખડકની લગોલગ બાંધેલી માટીની ઝૂંપડી પણ ખોળી કાઢી. એક માણસે ત્રણ સાધુઓને પણ ખોળી કાઢ્યા અને તે બીજાઓને એ સાધુઓ ક્યાં ઊભા છે તે બતાવવા લાગ્યો. કપ્તાને દૂરબીન મગાવ્યું અને તેના વડે ટાપુ પર એક નજર નાખી. તેણે ધર્મગુરુને દૂરબીન આપતાં કહ્યું, “સાચી વાત છે. ટાપુના કિનારા પર ત્રણ ડોસાઓ ઊભેલા છે તે બરાબર દેખાય છે. આ પેલો મોટો ખડક દેખાય છે તેની સહેજ જમણી બાજુએ દૂરબીન માંડીને જુઓ, એટલે તમને પણ દેખાશે.”

ધર્મગુરુએ દૂરબીન લઈ મોટા ખડકની દિશામાં ગોઠવી ટાપુ પર નજર નાખી. તેમને ટાપુ પર ત્રણ માણસ ઊભેલા દેખાયા: એક ઊંચો, એક ઠીંગણો તથા ત્રીજો ઘણો જ નીચો, કમરેથી કોકડું વળી ગયેલો. એ ત્રણે જણ કિનારા પર જ ઊભા હતા અને ત્રણેએ એકબીજાના હાથ પકડી રાખ્યા હતા.

કપ્તાને ધર્મગુરુને કહ્યું, “હવે વહાણ ટાપુની આથી વધુ નજીક જઈ શકે એમ નથી. જો તમારે હજુ આગળ જઈ ટાપુ પર ઊતરવું જ હોય તો અમારે તમને નાના હોડકામાં ત્યાં મોકલવા પડશે. અમે વહાણને લાંગરીને અહીં ઊભા રહીશું.”

ધર્મગુરુની ઇચ્છા ટાપુ પર ઊતરવાની હતી એટલે કપ્તાને વહાણને ઊભું રાખવા હુકમ આપ્યો. સઢ ઉતારી લેવામાં આવ્યા અને સાંકળે બાંધેલું લંગર દરિયામાં ઉતારવામાં આવ્યું. લંગર દરિયાને તળિયે પહોંચતાં વહાણને એક આંચકો લાગ્યો અને વહાણ તે તરફ સહેજ નમીને ઊભું રહ્યું. દરિયામાં એક હોડકું ઉતારવામાં આવ્યું. હલેસાં મારી આ હોડકાને કિનારા સુધી લઈ જનાર બે નાવિકો કૂદીને હોડકામાં ઊતર્યા, ધર્મગુરુને સીડીની મદદથી હોડકામાં ઉતારવામાં આવ્યા અને તેમણે હોડકામાં બેઠક લીધી તેની સાથે જ નાવિકોએ હલેસાં મારવા માંડ્યાં અને હોડકું ઝપાટાબંધ ટાપુ તરફ આગળ વધવા લાગ્યું. ધીમે ધીમે ટાપુ નજીક ને

નજીક આવતો ગયો. હવે તો હોડકામાંથી એક પથરો મારીએ તોપણ તે ટાપુ પર પહોંચે તેટલું જ અંતર બાકી રહ્યું. નાવિકોને તથા ધર્મગુરુને કિનારા પર ઊભેલા ત્રણ સાધુઓ બરાબર દેખાતા થયા: જે સૌથી ઊંચો હતો તેણે કમર પર ફક્ત સાદડી વીંટી રાખી હતી. તેનું બાકીનું શરીર ઉઘાડું હતું. બીજાએ ગામડિયા ખેડૂત જેવો ફાટેલોતૂટેલો કોટ પહેરેલો હતો. ત્રીજો સૌથી ઘરડો લાગતો હતો. તે કમરેથી કોકડું વળી ગયેલો હતો અને તેણે પાદરીઓ પહેરે છે તેવો આખું શરીર ઢાંકી દે એ જાતનો ઝભ્ભો પહેરેલો હતો. ત્રણે જણ એકબીજાના હાથ પકડીને હોડકા તરફ જોતા ઊભા હતા.



*"તમે પ્રાર્થના કેવી રીતે કરો છો?"*

હોડકું કિનારે પહોંચ્યું. નાવિકોએ નીચે ઊતરી તેને છેક કિનારા સુધી ધકેલ્યું. હોડકું કિનારાને અડી જતાં નાવિકોએ તેને પકડી રાખ્યું અને ધર્મગુરુ કિનારા પર ઊતર્યા.

ત્રણે ડોસાઓએ ધર્મગુરુને નમન કર્યાં. ધર્મગુરુએ તેમને વળતા આશીર્વાદ આપ્યા એટલે પેલા ત્રણે જણે વધુ ઝૂકીને નમન કર્યાં. ધર્મગુરુ તેમની પાસે પહોંચ્યા અને તેમની સાથે વાત શરૂ કરી:

"તમે ત્રણે જણ પ્રભુના ભક્ત છો, તમારા પોતાના આત્માને પાપમુક્ત કરવા માટે તમે અહીં રહ્યા છો અને તમારા માનવબંધુઓને પણ પાપમાંથી મુક્તિ મળે તે માટે ભગવાન ઈશુની પ્રાર્થના અહીં રહીને કરો છો એવું મેં સાંભળ્યું છે. હું પણ ઈશુનો એક ક્ષુદ્ર સેવક છું. ઈશ્વરકૃપાથી મને લોકોમાં ધર્મનો પ્રચાર કરવાનું અને લોકોને ઈશ્વર શું છે તે શીખવવાનું કહેવામાં આવ્યું છે. પ્રભુના ભક્તો! મારી ઇચ્છા તમને જોવાની અને મળવાની તથા જો હું તમને કંઈ મદદરૂપ થઈ શકું તો થવાની છે." ધર્મગુરુની વાત સાંભળી એ ત્રણ ડોસાઓ એકબીજાની સામે જોઈ સહેજ હસ્યા અને પાછા શાંતિથી ઊભા રહ્યા.

"ભાઈઓ, તમે તમારા આત્માને પાપમુક્ત કરવા માટે શું કરો છો તથા આ ટાપુ પર ઈશ્વરની સેવા શી રીતે કરો છો તે મને કહેશો?"

ત્રણેમાંથી વચલાએ એક નિસાસા જેવું નાખી ત્રણેમાં જે ઘરડામાં ઘરડો હતો તેના ભણી નજર નાખી. એટલે પાદરી જેવા ઝભ્ભાવાળા, કેડેથી વળી ગયેલા ઘરડામાં ઘરડા સાધુએ હસીને કહ્યું, "ઈશ્વરની સેવા કેવી રીતે કરવી તેની અમને ખબર નથી. અમે ત્રણે જણ માત્ર એકબીજાને મદદ કરીએ છીએ અને એ રીતે અમારી પોતાની સેવા કરીએ છીએ."

"પરંતુ તમે પ્રભુની પ્રાર્થના કેવી રીતે કરો છો?" ધર્મગુરુએ પૂછ્યું.

આના જવાબમાં સાધુએ કહ્યું, "આ રીતઃ તમે પણ ત્રણ છો, અમે ત્રણ છીએ, અમારી પર દયા કરો."

સાધુના આમ કહેવાની સાથે ત્રણે જણાએ ઊંચે આકાશમાં સ્વર્ગ ભણી આંખો માંડી એ શબ્દોને દોહરાવ્યા, "તમે પણ ત્રણ છો, અમે પણ ત્રણ છીએ. અમારી પર દયા કરો."

"આ પરથી લાગે છે કે તમે પવિત્ર ત્રિપુટી વિશે કંઈક સાંભળ્યું છે. પરંતુ તમને પ્રાર્થના કરવાની સાચી રીત આવડતી નથી. તમે મારું મન જીતી લઈ મારો પ્રેમ સંપાદિત કર્યો છે. તમે ઈશ્વરને પ્રસન્ન કરવા માગો છો, પણ તેની સેવા કઈ રીતે કરવી તે તમને આવડતું નથી. તમે જેવી રીતે પ્રાર્થના કરો છો તે પ્રાર્થના કરવાની સાચી રીત નથી. તમે મારી વાત ધ્યાનથી સાંભળજો. હું તમને ઈશ્વરની પ્રાર્થના કરવાની સાચી રીત સમજાવીશ. હું તમને જે રીત શીખવીશ તે રીત કંઈ મેં જાતે

શોધેલી નથી. હું ઈશ્વરે પવિત્ર ધર્મગ્રંથમાં દરેક માણસે પ્રાર્થના કેવી રીતે કરવી જોઇએ તેનો જે આદેશ આપેલો છે તે રીત પ્રમાણે તમને પ્રાર્થના કરતાં શીખવીશ. તમે હું બોલું તે સાંભળો અને હું બોલી રહું પછી મારી પાછળ પાછળ ત્રણે જણ એકસાથે તે પ્રમાણે બોલો:

"હે પિતા..."

અને પહેલો સાધુ તેની પાછળ પાછળ બોલ્યો, "હે પિતા..." પછી બીજો બોલ્યો, "હે પિતા..." પછી ત્રીજો બોલ્યો, "હે પિતા..."

"જે સ્વર્ગમાં રહે છે..." ધર્મગુરુએ આગળ ચલાવ્યું.

પહેલા સાધુએ તે પ્રમાણે આગળ ચલાવ્યું, "જે સ્વર્ગમાં રહે છે..." પરંતુ બીજાએ આ વાક્ય બોલવામાં ભૂલ કરી અને શબ્દો આડાઅવળા બોલી કાઢ્યા. ત્રીજો, જે સૌથી ઊંચો હતો, તે તો આ શબ્દો બોલી પણ ન શક્યો! તેની દાઢી અને મૂછો એટલાં બધાં મોટાં થઇ ગયાં હતાં કે તેનું આખું મોં તેનાથી ઢંકાઇ ગયું હતું. આ કારણે તેનાથી બરાબર બોલાતું પણ નહોતું. ત્રીજા સાધુના દાંત નહોતા એટલે તેનાથી પણ સ્પષ્ટ ઉચ્ચાર સાથે ધર્મગુરુએ શીખવેલી પ્રાર્થનાનું બીજું વાક્ય બોલી શકાયું નહીં.

એટલે ધર્મગુરુએ પ્રાર્થનાનાં વાક્યો, જ્યાં સુધી એ ત્રણે સાધુઓ બરાબર બોલી ન શકે ત્યાં સુધી ફરી ફરી બોલાવવા માંડ્યાં. ધર્મગુરુ વાક્યો બોલતા અને તેની પાછળ પેલા સાધુઓ તેમને આવડે તેવી રીતે વાક્યો બોલી બતાવતા. હવે ધર્મગુરુ એક ખડક પર બેસી પ્રાર્થનાનાં વાક્યો બોલાવવા લાગ્યા. પેલા ત્રણ સાધુઓ ધર્મગુરુની બરાબર સામે ઊભા રહી, એ વાક્યો બોલતી વખતે ધર્મગુરુના હોઠ કેવી રીતે હાલે છે તે જોઇ, તે પ્રમાણે ઉચ્ચાર કરવાનો પ્રયાસ કરી, ધર્મગુરુ જે રીતે બોલાવતા હતા એ રીતે એક પછી એક પ્રાર્થનાનાં વાક્યો બોલતા રહ્યા. આ રીતે એ ખડક પર બેઠાં બેઠાં ધર્મગુરુએ આખો દિવસ, નહીં નહીં તો સોથીયે વધારે વાર પ્રાર્થના કરવાની રીત પેલા સાધુઓને શીખવી. ધર્મગુરુ પ્રાર્થના બોલાવતા, સાધુઓ બોલવામાં ભૂલ કરે તો સુધારતા અને ફરી બોલાવતા, એવો ક્રમ દિવસભર ચાલુ રહ્યો.

એમ ને એમ સાંજ પડી. અંધારું થવા આવ્યું. દૂર દરિયામાં ચાંદો ઉપર આવતો દેખાયો અને ધર્મગુરુ વહાણ પર પહોંચવા પાછા ફર્યા. ધર્મગુરુ પાછા ફર્યા તે વખતે પેલા ત્રણ સાધુઓએ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ધર્મગુરુએ તેમને એક પછી એક ઊભા કરી આશીર્વાદ આપ્યા. આખરે ધર્મગુરુએ તેમને પોતે શીખવ્યા પ્રમાણે પ્રાર્થના કરતા રહેવાનું જણાવી, હોડકામાં બેસી વહાણ પર પાછા ફરવા માટે ટાપુનો કિનારો છોડ્યો.

તેમણે કિનારો છોડીને વહાણ તરફ હોડકું હંકારી મૂક્યું તે વખતે ત્રણે સાધુઓ તેમને શીખવવામાં આવ્યું હતું તે રીતે મોટેથી પ્રાર્થના કરતા હતા તેનો અવાજ બરાબર સંભળાતો હતો. જેમ જેમ હોડકું દૂર જતું ગયું તેમ તેમ એ અવાજ ધીમો થતો ગયો અને છેવટે સંભળાતો બંધ થઇ ગયો. અવાજ સંભળાતો બંધ થઈ ગયો તોપણ ચંદ્રના ખુલ્લા પ્રકાશમાં કિનારે ઊભેલા એ ત્રણ સાધુઓ હજુ જોઈ શકાતા હતા. ત્રણે જણ એકબીજાનો હાથ પકડીને ઊભા હતા. વચમાં સૌથી

ઠીંગણો સાધુ ઊભો હતો. સૌથી ઊંચો સાધુ તેની જમણી બાજુએ અને ત્રીજો સાધુ ડાબી બાજુએ ઊભો હતો. ધર્મગુરુ વહાણ પર પહોંચ્યા તેની સાથે જ વહાણનું લંગર ઉઠાવવામાં આવ્યું. સઢ ચડાવી દેવામાં આવ્યા. ખુલ્લા સઢમાં પવન ભરાતાં વહાણ ચાલવા લાગ્યું. ધર્મગુરુએ વહાણના પાછલા ભાગ પર બેઠક લીધી અને ત્યાં બેઠાં બેઠાં તેઓ પોતે જે ટાપુ પર હમણાં જ જઈ આવ્યા હતા તે ટાપુને જોઈ રહ્યા. થોડા વખત માટે તેઓ પેલા ત્રણ સાધુઓને હજુ પણ ત્યાં ને ત્યાં ઊભેલા જોઈ શક્યા, પણ પછી વહાણ આગળ જતું ગયું તેની સાથે સાધુઓ દેખાતા બંધ થયા. હજુ પણ ધર્મગુરુની નજર તો ટાપુ પર જ હતી અને ટાપુ હજુયે જોઈ શકાતો હતો. પછી તો ટાપુ પણ દેખાતો બંધ થયો અને માત્ર ચાંદનીમાં ઊછળતાં પાણીનાં મોજાં જ દેખાતાં રહ્યાં.

વહાણ પર બધા જ યાત્રાળુઓ ઊંઘી ગયા. તૂતક પર શાંતિ છવાઈ ગઈ. બધા સૂઈ ગયા પણ ધર્મગુરુને ઊંઘ ન આવી. તેઓ જાગતા જાગતા તૂતક પર બેસી રહ્યા. તેમની નજર વહાણની પાછળ રહી ગયેલા દરિયા પર હતી. પેલો ટાપુ તો હવે અદૃશ્ય થઈ ગયો હતો, પરંતુ ધર્મગુરુના મનમાં એ ટાપુ પર વસતા પેલા ત્રણ સાધુઓનો જ વિચાર ઘોળાયા કરતો હતો. ઈશ્વરની પ્રાર્થના કરવાની સાચી રીત જાણી તેમને કેટલો આનંદ થયો હતો તેનો વિચાર કરી, ઈશ્વરે એ સાધુઓને પ્રાર્થના કરવાની સાચી રીત શીખવવા માટે પોતાને એ ટાપુ પર મોકલ્યો તે બદલ, ધર્મગુરુએ મનોમન ઈશ્વરનો આભાર માન્યો.

આ રીતે ધર્મગુરુ તૂતક પર વિચાર કરતા બેઠા હતા અને તેમની આંખો અદૃશ્ય થયેલા પેલા ટાપુની દિશામાં દરિયાનાં ઊછળતાં પાણી પર મંડાયેલી હતી. એવામાં તેમને દૂર દૂર કંઈક ચળકતું દેખાયું. તેમણે ધ્યાનથી જોયું તો દરિયાનાં ઊછળતાં મોજાં પર દૂર દૂર ક્યારેક એક જગ્યાએ તો ક્યારેક બીજી જગ્યાએ કંઈક ચળકતું હોય એમ લાગ્યું. થોડી જ વારમાં, આકાશમાં પ્રકાશતા ચંદ્રના દરિયામાં પડતા પ્રતિબિંબથી રચાતા તેજલિસોટા પર, કંઈક ચળકતી સફેદ વસ્તુ વહાણ તરફ આવતી દેખાવા લાગી. 'એ મોટી પાંખોવાળું દરિયાઈ પંખી તો નહીં હોય? કે પછી કોઈ નાનકડા હોડકાનો સફેદ ચળકતો સઢ હશે?' એમ વિચારી ધર્મગુરુએ એ વસ્તુ શી હશે તે નક્કી કરવા માટે પોતાની આંખો એની પર સ્થિર કરી.

"દરિયામાં અમારા વહાણની પાછળ આવતી કોઈ હોડીનો સઢ જ લાગે છે. પણ એની ઝડપ ઘણી છે. એક મિનિટ પહેલાં તો તે કેટલે દૂર લાગતી હતી અને હવે અત્યારે તો જાણે અમારી આગળ નીકળી જવાની હોય તેમ તદ્દન નજીક આવી ગઈ છે. ના...ના..., એ હોડી તો નથી જ. હોડીના સઢ જેવો એનો આકાર નથી. એ ગમે તે હો, તેણે આ વહાણનો પીછો કર્યો છે અને આ વહાણને પકડી પાડવા માગે છે," ધર્મગુરુને થયું.

આમ છતાં, એ શી વસ્તુ છે તે ધર્મગુરુ નક્કી કરી શક્યા નહીં. એ કોઈ દરિયાઈ પંખી નથી, હોડી પણ નથી, કે મોટી માછલી પણ નથી! માણસ કરતાં તેનું કદ ઘણું મોટું લાગે છે. અને માણસ ત્યાં મધદરિયે આમ એકલો પાણી પર ચાલી કેવી રીતે શકે? આવા તર્કવિતર્કમાંથી છુટકારો મેળવવા ધર્મગુરુ ઊઠ્યા અને સુકાની પાસે પહોંચ્યા.

વહાણના સુકાનીને એ વસ્તુ બતાવી ધર્મગુરુએ કહ્યું, "દોસ્ત, જો...પેલું શું છે? પેલું...? દેખાય છે?" જોકે હવે તેમણે એ વસ્તુ ઓળખી કાઢી: ત્રણ સાધુઓ પાણી પર દોડતા દોડતા વહાણ તરફ આવી રહ્યા હતા. ત્રણેનાં સફેદ શરીર ચાંદનીમાં ચળકતાં હતાં. તેમની ભૂખરી દાઢીઓ પણ ચળકી રહી હતી. જાણે વહાણ સ્થિર ઊભું હોય અને તેઓ તેની નજીક દોડ્યા આવતા હોય તેનાથીયે વધારે ઝડપથી તેઓ વહાણ નજીક દોડ્યા આવતા હતા.

સુકાનીએ આ જોયું અને ભયના માર્યા તેણે સુકાન છોડી દીધું. "બાપરે! પેલા ત્રણ સાધુઓ આપણા વહાણની પાછળ પડ્યા લાગે છે અને આખો દરિયો જાણે કઠણ જમીન હોય તેમ તેઓ દરિયા પર દોડી રહ્યા છે!" તે ડરનો માર્યો મોટેથી બોલી ઊઠ્યો.

તેનો આવો અવાજ સાંભળી વહાણ પરના ઉતારુઓ ત્યાં દોડી આવ્યા અને ટોળે વળ્યા. તેમણે પણ ત્રણ સાધુઓને હાથમાં હાથ ભિડાવી વહાણ તરફ દોડતા આવતા જોયા. છેડા પરના બે સાધુઓ દોડતા દોડતા વહાણ ઊભું રાખવા માટે હાથ હલાવીને ઇશારો કરતા હતા તે પણ ઉતારુઓ જોઈ શક્યા. ત્રણે જણ, પગ હલાવ્યા વગર, પાણી પર સરકતા સરકતા વહાણ તરફ આગળ ને આગળ ધસી આવતા હતા. વહાણ ઊભું રહે તે પહેલાં તો તેઓ વહાણ પાસે આવી પહોંચ્યા. વહાણ પાસે આવી પહોંચતાં તેમણે એકબીજાના હાથ છોડી દીધા અને હાથ ઊંચા કરી કરી ત્રણે જણ એકસાથે મોટે મોટેથી કહેવા લાગ્યા:

"ધર્મગુરુ ક્યાં ગયા? તેમણે અમને પ્રાર્થના કરવાની જે રીત શીખવી હતી તે પ્રાર્થનાના શબ્દો અમે ભૂલી ગયા છીએ. અમે જ્યાં સુધી એ શબ્દોનું ઉચ્ચારણ ચાલુ ને ચાલુ રાખ્યું ત્યાં સુધી તો અમને પ્રાર્થનાના એ શબ્દો યાદ રહ્યા પણ અમે થોડા વખત માટે તેનું ઉચ્ચારણ બંધ કર્યું; અને ફરી શરૂઆત કરી, ત્યારે પ્રાર્થનાના કેટલાક શબ્દો અમને યાદ જ ન આવ્યા. અત્યારે તો અમને એ પ્રાર્થનાનો એકે શબ્દ યાદ નથી. અમે એ પ્રાર્થના સાવ ભૂલી ગયા છીએ. અમને ફરીથી એ પ્રાર્થના શીખવો."

ધર્મગુરુએ તેમની વાત સાંભળી ઈશ્વરનું સ્મરણ કર્યું અને વહાણના કિનારા પર વાંકા વળી એ સાધુઓને કહ્યું:

"ઈશ્વરના સાચા ભક્તો! તમે પહેલાં જે પ્રાર્થના કરતા હતા તે રીતે જ પ્રાર્થના કરો. એ પ્રાર્થના ઈશ્વરને જરૂરથી પહોંચશે. તમને પ્રાર્થના શીખવવાનું મારું કામ નથી. અમ પાપીઓ માટે પણ તમે પ્રાર્થના કરજો."

આમ કહી ધર્મગુરુએ વહાણ પર ઊભા ઊભા એ ત્રણ સાધુઓને નમન કર્યાં. એ ત્રણે જણ પાછા વળ્યા અને આવ્યા હતા તે જ રીતે દરિયામાં પાછા પોતાના ટાપુ તરફ જવા લાગ્યા. તેઓ જે જગ્યાએ દેખાતા અદૃશ્ય થયા તે જગ્યાએ, દિવસનું અજવાળું થયું ત્યાં સુધી, પ્રકાશનું એક કિરણ તેઓ મૂકતા ગયા.

*

# 23. મૂરખરાજ

1

કોઈ એક દેશના એક પ્રાંતમાં એક કાળે એક ખેડૂત રહેતો હતો. આ ખેડૂત પૈસેટકે સુખી હતો. તેને સાઇમન, તારાસ અને ઇવાન નામે ત્રણ દીકરાઓ હતા તથા માર્થા નામે એક દીકરી હતી. માર્થા બહેરી અને મૂંગી હતી.

સૌથી મોટો દીકરો સાઇમન લડવૈયો હતો અને તેથી તે રાજાના લશ્કરમાં ભરતી થઇ ગયો હતો. તારાસને વેપારમાં સારી સૂઝ હતી તેથી તે વેપારમાં પળ્યો હતો. સૌથી નાના ઇવાનમાં એવી કોઇ આવડત નહોતી અને બધા તેને મૂરખ કહીને બોલાવતા. ઇવાન તેની બહેનની જેમ, બાપને ઘરે જ રહ્યો હતો તથા ખેતીના કામમાં લાગી ગયો હતો. ખેતીના કામમાં કાળી મજૂરી કરી કરીને તેની કેડ વળી ગઇ હતી.

સાઇમને લશ્કરમાં સારી એવી કામગીરી બજાવી અને ઊંચો હોદ્દો પ્રાપ્ત કર્યો તેની સાથે જ તેને એક જાગીર પણ રાજા તરફથી ભેટ મળી. તેણે એક સદ્ગૃહસ્થની છોકરી સાથે લગ્ન કર્યું. તેનો પગાર મોટો હતો તથા તેની જાગીર પણ ઘણી મોટી હતી. આમ છતાં મહિનાને છેડે તેની આવક અને ખર્ચનાં પાસાં તે માંડ માંડ મેળવી શકતો. પતિ જેટલું કમાતો તેટલું બધું પત્ની મોજમજામાં વાપરી નાખતી. આમ તેમને કાયમ પૈસાની તૂટ જ રહેતી.

એટલે રાજા તરફથી તેને ભેટ મળેલી જાગીરમાંથી કંઇક આવક થઇ હોય તો તે લેવા માટે સાઇમન પોતાની જાગીર પર ગયો, પણ જાગીરના રખેવાળે કહ્યું, "સાહેબ, જાગીરમાંથી આવક ક્યાંથી થાય? આપણી પાસે જાગીર તો છે, પણ જાગીર પર ઢોરઢાંખર, ખેતીનાં સાધનો, ઘોડા, હળ કે સમાર કશું જ નથી! જો આપણે આ બધું વસાવીએ તો પછી જાગીરની જમીનમાંથી કંઇક આવક થાય."

આમ પોતાની જાગીરમાંથી કંઇ ન મળ્યું એટલે સાઇમન તેના બાપ પાસે ગયો અને કહ્યું, "પિતાજી, તમારી પાસે ઘણો પૈસો છે, પણ તમે મને કંઇ આપ્યું નથી. એટલે આપણી મિલકતના ત્રણ ભાગ પાડી મારા ભાગની મિલકત મને આપી દો, જેથી તેમાંથી નાણાં મેળવી, હું મારી જાગીર પર ખેતીનું કામ શરૂ કરી શકું."

પણ ઘરડા બાપે કહ્યું, "જો દીકરા, તેં આજ સુધી કોઈ જાતની કમાણી કરીને મને આપી નથી તો પછી હું મારી કમાણીની આ મિલકતમાંથી તને ત્રીજો ભાગ શા માટે કાઢી આપું? જો હું તેમ કરું તો તારી બહેન અને ઇવાનને મેં અન્યાય કર્યો ગણાય."

આના જવાબમાં સાઇમને કહ્યું, "ઇવાન તો મૂરખ છે. માર્થા બહેરી, મૂંગી અને ઘરડી છે. એમને આ બધી મિલકત શું કામ આવવાની છે?"

બાપે કહ્યું, "એ અંગે ઇવાનનો શો મત છે તે આપણે તેને પૂછી જોઇએ."

આ સાંભળી ઇવાને કહ્યું, “એને જે જોઈતું હોય તે એ ભલે લઈ લે. એને તે માગે તેટલું આપો. મને એમાં કંઈ વાંધો નથી.”

એટલે સાઇમને તેના બાપની મિલકતના ત્રણ ભાગ પાડ્યા. તેમાંથી પોતાનો ભાગ તેણે પોતાની જાગીર પર ખસેડી લીધો. ત્યાર બાદ તે પાછો રાજાના સૈન્યમાંની પોતાની ફરજ પર ચડી ગયો.

બીજા ભાઇ તારાસે પણ ધંધો ધમધોકાર જમાવ્યો. તે ધંધામાં સારું એવું કમાયો અને એક શાહુકાર વેપારીની દીકરી સાથે તેણે લગ્ન કરી લીધાં. પરંતુ તે જેટલું કમાયો તેટલાથી તેને કદી સંતોષ ન થયો. તેની પાસે જે કંઇ હતું તે તેને હંમેશાં ઓછું ને ઓછું જ લાગતું. એટલે તે પણ તેના બાપ પાસે ગયો અને કહ્યું, “પિતાજી, મને મારા ભાગની રકમ આપી દો.”

પરંતુ તેના બાપે તેને મિલકતનો ત્રીજો ભાગ આપવાની ના પાડી અને કહ્યું, “તું આ ઘરમાં કંઈ કમાઈને લાવ્યો નથી. આ ઘરમાં જે કંઇ છે તે ઇવાનની મહેનતની કમાણી છે એટલે એની કમાણી તને આપી દઈ મારે એને અને એની બહેનને અન્યાય નથી કરવો.”

આના જવાબમાં તારાસે કહ્યું, “એ મૂરખને આ બધાની શી જરૂર છે? એ મૂરખને કોઈ દીકરી આપવાનું નથી. અને આમ તે પરણી શકવાનો નથી. એની બહેન તો મૂંગી ને બહેરી છે એટલે તેનેય આ બધું ખપ લાગવાનું નથી.” પછી તેણે ઇવાનને કહ્યું, “જો ઇવાન, ઘરમાં જે દાણો પડ્યો છે તેમાંથી અડધોઅડધ અનાજ મને આપી દે. અને આ ઢોરઢાંખરમાંથી આ એક કાબરો ઘરડો ઘોડો મને આપી દે. એ ઘોડો તારે ખેતી માટે કામનો હોય એમ મને નથી લાગતું.”

ઇવાને હસીને કહ્યું, “ભાઇ, તારે જે જોઇતું હોય તે તું લઈ જા. હું વધારે કામ કરીશ અને વધારે કમાઇ લઇશ.”

આ રીતે તારાસને પણ તેનો ભાગ આપી દેવામાં આવ્યો. તેના ભાગનો દાણોપાણી ગાડામાં ભરીને તે શહેરમાં ચાલી ગયો. પેલો કાબરો ઘોડો પણ તે સાથે લઇ ગયો. ઇવાન પાસે હવે એક ઘરડી ઘોડી જ બાકી રહી. આ ઘોડી પાસે લેવાય તેટલું ખેતીનું કામ લેતા રહી તે ખેતીના કામમાં કાળી મજૂરી કરતો જ રહ્યો. આ રીતે ખેતીના કામમાંથી જે કંઇ મળે તેમાંથી તે તેનું, તેનાં ઘરડાં માબાપનું અને મૂંગી બહેનનું પૂરું કરતો.

*

એક ઘરમાં આમ ભાગ વહેંચાયા. તેમ છતાં ભાઈઓ અંદર અંદર લડ્યા નહીં અને શાંતિથી છૂટા પડ્યા. શેતાનને તે ક્યાંથી ગમે? એટલે તેણે તરત જ તેના ત્રણ સાગરીતોને ભેગા કર્યા અને કહ્યું:

“જુઓ સાઈમન, તારાસ અને ઇવાન નામે ત્રણ ભાઈઓ છે. પહેલો લડવૈયો છે, બીજો વેપારી છે અને ત્રીજો મૂરખ છે. તેમણે ઘરના ભાગ વહેંચ્યા. આ પ્રસંગે તેઓએ અંદર અંદર લડવું જોઈતું હતું, પણ તેમ નથી થયું. તેઓ શાંતિથી જુદા રહેતા થયા છે અને આજે પણ તેમને એકબીજા સાથે સારા સંબંધો છે. તેઓ લડી ન શક્યા તેનું કારણ પેલો મૂરખ ઇવાન છે--તેણે બધી બાજી બગાડી મૂકી! એટલે હવે તમે ત્રણે જણ મેદાને પડો. દરેક જણ એક એક ભાઈને હાથ પર લો અને તેમને લડાવી મારી, તેઓ એકમેકની આંખ ખેંચી કાઢે તેવું તોફાન ગોઠવો. બોલો, તમારાથી આટલું થઈ શકશે?”

“હા, જરૂર થઈ શકશે.” ત્રણે સાગરીતો એક અવાજે બોલ્યા.

“તો બોલો, કેવી જાળ પાથરશો?”

“એમાં શું! પહેલાં તો અમે એમને પાયમાલ કરી નાખીશું. પછી, જ્યારે એકેયની પાસે બટકું રોટલોય ખાવા માટે નહીં રહે ત્યારે તેઓ ભેગા રહે તેવી તરકીબ કરીશું. એ સંજોગોમાં તેઓ અંદર અંદર લડે નહીં તો પછી અમને કહેજો.”

શયતાન આ યુક્તિથી રાજી થયો અને તેણે તેના સાગરીતોને કહ્યું, “શાબાશ, તમે લોકો તમારું કામ બરાબર સમજતા હો એમ લાગે છે. જાઓ, ફતેહ કરો. એમને અંદર અંદર બરાબર લડાવી મારો. અને જો તે પહેલાં તમે પાછા ફર્યા તો જીવતેજીવત તમારી ખાલ ઉતરાવી લઈશ. સમજ્યા?”

શયતાનના ત્રણે સાગરીતો એક કાદવવાળા ખાબોચિયામાં ભરાઈને દરેકે પોતપોતાનું કામ કેવી રીતે શરૂ કરવું તેનો વિચાર કરવા લાગ્યા. ત્રણે જણ સહેલામાં સહેલું કામ પોતાને કરવાનું આવે તેવી રીતે બાજી ગોઠવતા હતા. અઘરું કામ બીજો કરે અને સહેલું પોતે કરે એવી વાત થતાં તેઓ અંદર અંદર લડવા લાગ્યા. આખરે કોણે કયા ભાઈને પાયમાલ કરવાનું હાથ પર લેવું તે ચિઠ્ઠી નાખીને નક્કી કરવાનું ઠરાવી તેમણે ચિઠ્ઠીઓ નાખી. ચિઠ્ઠી ઉપાડતાં પહેલાં બીજી એક શરત પણ કરી: જે કોઈ પોતાનું કામ વહેલું પૂરું કરે તેણે બીજા બેને મદદ કરવી. ત્રણે જણે વારાફરતી ચિઠ્ઠી ઉપાડી. પોતાના ભાગમાં જે ભાઈ આવ્યો તેને પાયમાલ કરવા તેઓ નીકળી પડ્યા. દરેકનું કામ ક્યાં સુધી પહોંચ્યું છે તથા કોણ નવરો થઈને મદદ કરી શકે તેમ છે તે નક્કી થાય તે માટે અમુક દિવસ પછી ફરી આ જ કાદવના ખાબોચિયામાં પાછા મળવું એમ તેમણે નક્કી કર્યું.

એ નક્કી કરેલો દિવસ આવી પહોંચ્યો. શયતાનના સાગરીતો કાદવના ખાબોચિયામાં પાછા આવી પહોંચ્યા. દરેકે પોતપોતાના કામનો અહેવાલ કહી સંભળાવ્યો. પહેલા સાગરીત પાસે સાઇમનને પાયમાલ કરવાનું કામ હતું. તેણે કહ્યું, "મારું કામ તો બરાબર રાગમાં ચાલે છે. આવતી કાલે સાઇમન તેના બાપને ત્યાં પાછો આવી પહોંચ્યો જાણજો."

તેના બીજા બે જોડીદારોએ પૂછ્યું, "અલ્યા, તેં કેવી યુક્તિ કરી તે તો કહે?"

"પહેલાં તો મેં સાઇમનને તેની શક્તિનાં વખાણ કરી એટલો બધો ચડાવ્યો કે ન પૂછો વાત. એટલે પોતાની શક્તિના નશામાં એણે બાદશાહ પાસે પોતે આખી દુનિયા જીતી લાવી શકે એમ છે એવી વાત મૂકી. રાજાએ તેને સેનાપતિ બનાવ્યો અને પછી હિંદુસ્તાનના રાજા સામે લડવા માટે મોકલ્યો. બન્ને લશ્કરો લડવા માટે સામસામી છાવણીમાં આવી પહોંચ્યાં. લડાઇની આગલી રાત્રે મેં સાઇમનના લશ્કરના પુરવઠામાં રાખેલો બધો જ દારૂગોળો ભીંજવી નાખ્યો અને બીજી તરફ ઘાસના તણખલામાંથી અસંખ્ય સૈનિકો બનાવી બનાવીને મેં હિંદના રાજાના લશ્કરમાં ઉમેરી દીધા. સાઇમનના સૈનિકોએ સવારે જોયું તો તણખલામાંથી બનાવેલા સૈનિકોએ તેમને ચારે તરફથી ઘેરી લીધા હતા. આથી તેઓ ગભરાઇ ગયા. સાઇમને તેમને ગોળી ચલાવવાનો તથા તોપમારો કરવાનો હુકમ આપ્યો. પરંતુ મેં તેમનો દારૂગોળો ભીંજવી નાખેલો એટલે તે શાનો ફૂટે? પરિણામે, સાઇમનના સિપાઇઓ તદ્દન હતાશ થઇ ગયા અને ઘેટાંના ટોળાની જેમ ભાગાભાગ કરવા લાગ્યા. હિંદના રાજાનું લશ્કર તેમની પર તીડની જેમ તૂટી પડ્યું અને તેમણે ભારે કતલ કરી. સાઇમનની ભારે નામોશી થઇ. તેને આપવામાં આવેલી મિલકત પાછી લઇ લેવામાં આવી. આવતી કાલે તો તેઓ કદાચ એને ફાંસીએ ચડાવશે. એટલે મારે હવે માત્ર એક દહાડાનું કામ બાકી રહ્યું છે. એ જેલમાંથી છટકીને ઘરે ભાગી જાય તેટલું મારે હવે ગોઠવવાનું છે. જેલમાંથી નીકળીને ઘરબાર વગરનો સાઇમન સીધો તેના બાપને ત્યાં જશે એ વાત સમજાય તેવી છે. એટલે આવતી કાલે મારું કામ પૂરું થઇ જશે. તમારામાંથી જેને મદદ જોઇતી હોય તેને કાલથી બંદા મદદ કરવા તૈયાર છે."

એની વાત પૂરી થઇ એટલે જે સાગરીતે તારાસને પરેશાન કરી મૂકવાનું કામ ઉપાડી લીધું હતું તેણે કહ્યું, "મારે કોઈની મદદની જરૂર નથી. મારું કામ પણ બરાબર ચાલે છે. તારાસ પણ હવે અઠવાડિયાથી વધારે ટકી શકે એમ નથી. મેં શરૂઆતમાં તેનો મદ અને લોભ ખૂબ વધારી દીધા. અત્યારે તો તેનો લોભ એટલો બધો વધી ગયો છે કે તેને જે જુએ તે લેવાનું મન થઇ આવે છે. તેણે બેસુમાર પૈસા ખરચીને મોટા પ્રમાણમાં વસ્તુઓ ખરીદી છે. હજી તેનું ખરીદીનું કામ ચાલુ જ છે. હવે લોભમાં ને લોભમાં તે ઉછીના પૈસા લાવીને ખરીદી કરે છે. આમ તે દેવાના ડુંગર નીચે દબાતો જાય છે. અને હવે તો આ દેવાનો ડુંગર એટલો મોટો થઇ ગયો છે કે તે આ ભવમાં દેવું ફેડી શકે તેમ નથી. અઠવાડિયામાં તેના લેણદારો ઉઘરાણી કરતા આવશે. તે પહેલાં બંદા તેનો બધો માલ બગાડી મૂકે, તેટલું જ બાકી છે. તેટલું કરી નાખું પછી એ માલમાંથી પાઇ સુધ્ધાં ઊપજવાની નથી અને તેનાથી લેણદારોને નાણાં ચૂકવી શકાવાનાં નથી. આ સ્થિતિમાં તેને સીધા તેના બાપને ત્યાં જવું પડશે. એમાં શંકાને સ્થાન નથી."

એની વાત પૂરી થઇ એટલે એ બંનેએ ત્રીજા સાગરીતને પૂછ્યું, "બિરાદર, હવે તમે તમારી વાત કરો. તમે પેલા મૂરખાને કેટલો ઢીલો કર્યો?"

જરા નિસાસો નાખી તેણે કહ્યું, "દોસ્તો, મારું કામ કંઈ જામતું નથી. મેં પહેલાં તો મૂરખાને પેટમાં ગરબડ થઇ આવે તેટલા માટે તેનું પાણી મારા થૂંકથી બગાડી મૂકેલું. ત્યાર પછી એ ખેતર ખેડી ન શકે તેટલા માટે તેના ખેતરની જમીનને ટીપી ટીપીને સખત પથરા જેવી બનાવી મૂકેલી. મને એમ હતું કે, તે મારા થૂંકવાળું પાણી પીશે એટલે તેને પેટમાં ચૂંક ઊપડશે તથા જમીન કઠણ થઈ ગઈ છે તેથી તેને ખેડી નહીં શકે. પરંતુ એ મૂરખો તો પાણી પી ગયો અને પછી હળ લઈને ખેડવાય બેઠો! પેટમાં દુખવાને કારણે તે ઊંહકારા ભર્યે જતો હતો ખરો. તેમ છતાં કઠણ બનાવી મૂકેલી જમીનમાંય તેણે મહેનત કરીને ચાસ પાડવા માંડ્યા. મેં તેનું હળ તોડી નાખ્યું તો એ ઘરે જઈ નવુંનક્કોર હળ લઈ આવ્યો અને તેનાથી ખેતર ખેડવા લાગ્યો. તેનું હળ ન ચાલી શકે તે માટે હું જમીનમાં પેસી ગયો અને હળની કોશને પકડી રાખી. આમ છતાં હું તેને ખેતર ખેડતો રોકી ન શક્યો! ઊલટાનું, હળ ભારે ફરતાં તેણે હળ પર વધારે ભાર આપ્યો અને પરિણામે ધારદાર કોશ પકડવામાં રોકાયેલા મારા હાથ છોલાઈ ગયા. દરમિયાન તેણે લગભગ આખું ખેતર ખેડી નાખ્યું. કાલે જમીનની એક પટ્ટી જ ખેડવાની બાકી રહી છે. માટે દોસ્તો, કાલે તમે બન્ને જણ મારી મદદે આવી પહોંચો. કારણ, તમે પેલા બે જણને મૂરખાને ત્યાં મોકલ્યા તો ખરા, પરંતુ આપણે આ મૂરખાને નહીં હંફાવીએ તો થઈ રહ્યું. એ ખેતરમાં કામ કર્યા કરશે અને એના બન્ને ભાઈઓને બેઠા બેઠા ખવડાવ્યા કરશે."

જે સાગરીતે સાઇમનને પાયમાલ કરી એના બાપને ત્યાં મોકલી દેવાનું કામ ઉપાડ્યું હતું તેણે પોતાનું કામ પૂરું કરી બીજે જ દિવસે ઇવાનને હંફાવવા માટે પોતાના સાથીદારની મદદે આવી પહોંચવાનું વચન આપ્યું અને પછી શયતાનના ત્રણે સાગરીતો છૂટા પડ્યા.

*

## 3

બીજે દિવસે ઇવાને એક નાની પટ્ટી સિવાયનું આખું ખેતર ખેડી નાખ્યું. એ કામ પૂરું થતાં તે પેલી પટ્ટી ખેડવા ગયો. તેના પેટમાં શૂળ ઊપડી હતી છતાં આટલી પટ્ટી તો ખેડી જ નાખવી જોઇએ એમ વિચારી તેણે હળ તે તરફ વાળ્યું. તેણે એક ચાસ પાડ્યો ત્યાં સુધી તો હળ બરાબર ચાલ્યું, પણ બીજા ચાસ વખતે હળ જાણે કોઇક મૂળિયામાં ભરાઈને અટકી ગયું હોય એમ લાગ્યું. તેના હળને શયતાનના સાગરીતે અટકાવી દીધું હતું. હળની કોશની આસપાસ પગની આંટી મારીને તે બેસી ગયો હતો અને હળને ચસકવા દેતો નહોતો.

“અરે! આ કેવું? આ જમીનમાં તો ક્યાંય મૂળિયાં રહી ગયાં નથી! તો પછી આ હળ કયા મૂળિયામાં ભરાયું? એકાએક મૂળિયું ક્યાંથી ફૂટી નીકળ્યું!” એમ બોલી ઇવાને હળ અટકી ગયું હતું, ત્યાં ચાસમાં હાથ નાખી જમીનમાં ભરાઈ રહેલું મૂળિયું શોધવા માંડ્યું, પણ ત્યાં કંઈ મૂળિયા જેવું જણાયું નહીં. ઇવાને આમતેમ હાથ ફંફોસી જોયા. હવે તેના હાથમાં કંઇક પકડાયું. તેણે ઝટ દઈને તેના હાથ બહાર ખેંચી કાઢ્યા.

પણ આ શું? તેના હાથમાં મૂળિયું નહોતું આવ્યું પણ કંઇક બીજું જ હતું! તેનો રંગ મૂળિયા જેવો હતો ખરો, પણ તે ઇવાનના હાથમાંથી છૂટવા માટે તરફડતું હતું. એ બીજું કોઈ નહીં, પણ હળ અટકાવીને બેસી ગયેલો શયતાનનો સાગરીત હતો.

“અરે, આ કેવું જાનવર છે!” એમ કહી ઇવાન તેને જોરથી હળ પર પછાડવા જતો હતો ત્યાં જ શયતાનનો સાગરીત ચીસ પાડી ઊઠ્યો: “ત્યાં પછાડીને મને ઈજા ન પહોંચાડશો. મને મારી નહીં નાખો તો હું તમે જે કહેશો તે કરી આપીશ.”

“તું શું કરી શકીશ?”

“બધું જ, તમે જે કહો તે.”

ઇવાને માથું ખંજવાળ્યું અને પછી કહ્યું, “આજે મારા પેટમાં બહુ દુખે છે તે તું મટાડી આપીશ?”

“હા, જરૂર મટાડી શકીશ.”

“તો મટાડી દે.” એમ કહી ઇવાને શયતાનના સાગરીતને છોડી મૂક્યો. સાગરીત પાછો ચાસમાં પેઠો. તેણે અંદર આમતેમ નજર નાખી અને પોતાના નખ વડે થોડી જમીન ખોતરી કાઢી. એક ત્રણ મૂળવાળું મૂળિયું તેના હાથમાં આવ્યું તે લઈ એ બહાર આવ્યો. એ મૂળિયું ઇવાનને આપતાં તેણે કહ્યું, “લો. આ ત્રણમાંથી એક મૂળિયું ગળી જાઓ. આ મૂળિયું ગળી જનારને ગમે તે રોગ થયો હશે તે મટી જશે.”

ઇવાન ત્રણ મૂળિયામાંથી એક છૂટું પાડીને ગળી ગયો. તરત જ તેના પેટમાં ઊપડેલો દુખાવો શમી ગયો. સાગરીતે ફરી વાર ઇવાનને પોતાને છોડી મૂકવા સારુ વિનંતી કરી: "મને જવા દો તો સારું. હું સીધો જમીનમાં પેસી જઇશ, અને ફરી કદી તમને હેરાન કરવા નહીં આવું."

"જા, ભગવાન તારું ભલું કરો." ઇવાને તેને રજા આપતાં કહ્યું.

ઇવાને ભગવાનનું નામ લીધું તેની સાથે જ શયતાનનો સાગરીત પાણીમાં પથ્થર ડૂબી જાય તેમ જમીનમાં ઊતરી ગયો. તે જગ્યાએ એક દર રહી ગયું.

શયતાનના સાગરીતે આપેલાં ત્રણ મૂળિયામાંથી વધેલાં બે મૂળિયાં પોતાની ટોપીમાં મૂકી ઇવાને પાછું ખેતર ખેડવું શરૂ કર્યું. જમીનની જે પટ્ટી ખેડવાની બાકી હતી તે ખેડી નાખી. ત્યાર બાદ હળ છોડી નાખી તે ઘેર ગયો. ઘર આવતાં બહાર ગભાણ આગળ ઘોડો બાંધી તે ઝૂંપડીમાં દાખલ થયો. તેણે જોયું તો તેનો ભાઈ સાઇમન અને ભાભી બન્ને વાળુ કરવા બેઠાં હતાં. સાઇમનની જાગીર રાજાએ જપ્ત કરી લીધી હતી. રાજાએ તેને કેદ કરેલો ત્યાંથી તે મહામુસીબતે નાસી છૂટ્યો હતો અને હવે પોતાની પત્ની સાથે તે બાપને ઘરે રહેવા માટે પાછો આવ્યો હતો. સાઇમને ઇવાનને જોતાંવેંત જ કહ્યું, "ઇવાન, હું તારી સાથે રહેવા માટે અહીં પાછો આવ્યો છું. મને બીજું કંઇ કામ મળે ત્યાં સુધી તારે મને અને તારી ભાભીને નભાવવાં પડશે."

"ભલે, ખુશીથી રહો." ઇવાને કહ્યું.

આમ કહી ઇવાન પણ તેઓ વાળુ કરવા માટે બેઠાં હતાં ત્યાં આવીને બેઠો. સાઇમનની પત્નીને ઇવાન ત્યાં આવીને બેઠો તે ગમ્યું નહીં. તેણે સાઇમનને કહ્યું, "મારાથી આવા ગંદા ખેડૂત સાથે બેસીને વાળુ નહીં કરી શકાય. એના શરીરમાંથી પરસેવાની દુર્ગંધ આવે છે."

એટલે સાઇમને ઇવાનને કહ્યું, "ભાઇ ઇવાન, તારી ભાભી એમ કહે છે કે તારા શરીરમાંથી આવતી ગંધ એનાથી સહી શકાતી નથી એટલે જો તું બહાર પરસાળમાં બેસીને જમી લે, તો વધારે સારું."

"ભલે, આમેય મારે ઘોડીને ચરાવવા માટે રાત બહાર જ ગાળવાની છે. એટલે, અત્યારથી બહાર ચાલી જાઉં અને બહાર બેસીને જમી લઉં તેમાં કંઈ વાંધા જેવું નથી."

આમ કહી ઇવાન હાથમાં રોટલો લઈ બહાર નીકળી ગયો અને રોટલો ખાઈ, ઘોડી ચરાવવા માટે ખેતર તરફ ચાલી નીકળ્યો.

*

તે રાત્રે જેણે સાઈમનને ઠેકાણે પાડવાનું કામ ઉપાડેલું હતું તે સાગરીત પોતાનું કામ પૂરું કરી, ઇવાનને પાયમાલ કરવાનું કામ કરવામાં પાછા પડતા તેના મિત્રને મદદ કરવા માટે આવી પહોંચ્યો. તેણે ઇવાનના ખેતર પર આવી તેના સાગરીતની ઘણી શોધ કરી. તેના મિત્રને શોધતાં શોધતાં તેને જમીનમાં એક મોટું દર પડેલું જોવા મળ્યું.

"અરે...ચોક્કસ મારા મિત્ર પર કંઈક આફત આવી પડી હોવી જોઈએ. હવે મારે તેનું બાકીનું કામ વિના વિલંબે એકલે હાથે ઉપાડી લેવું જોઈએ. આ ખેતર તો મૂરખાએ ખેડી નાખ્યું લાગે છે એટલે હવે તે ઘાસિયામાં ગયો હોવો જોઈએ. ત્યાં જઈ હવે એની મિટ્ટી પલીત કરવી જોઈએ."

આમ વિચારી તે ઇવાનના ઘાસિયામાં પહોંચ્યો અને તેમાં પાણી છોડી મૂકી આખું ઘાસિયું તેણે પાણી અને કાદવથી ભરી દીધું. બધું ઘાસ પણ કાદવવાળું થઈ ગયું.

ઇવાન પરોઢિયે ઘોડી ચરાવીને ઘરે પાછો ફર્યો અને દાતરડું લઈ ચાર વાઢવા માટે ઘાસિયા ભણી ચાલી નીકળ્યો. તેણે ત્યાં પહોંચીને ઘાસ કાપવાની શરૂઆત કરી તો ખરી, પણ આ શું? દાતરડું ચાલતું જ નથી! તેણે દાતરડું તપાસી જોયું તો તેની ધાર વળી ગયેલી જણાઈ. ઇવાને એવા બુઠ્ઠા દાતરડાથી ઘાસ કાપવાનું ચાલુ રાખ્યું પણ ઘાસ શાનું કપાય? એટલે તે બબડ્યો, "આમ બુઠ્ઠા દાતરડાથી ઘાસ કપાવાનું નથી, એટલે ઘરે આંટો મારતો આવું અને ધાર ટીપવાનાં ઓજારો લેતો આવું. બટકું રોટલો ખાતો આવીશ અને સાથે રોટલા પણ લેતો આવીશ. આ ઘાસ કાપતાં એક અઠવાડિયું થઈ જાય તો ભલે, પણ ઘાસિયું કાપવાનું નક્કી કર્યું એટલે તે કામ પૂરું કર્યે જ છૂટકો."

આ સાંભળી શેતાનના સાગરીતને થયું, "આ મૂરખો જબરો ચીકટ છે. આ રીતે તેને પજવવામાં ફાવવું મુશ્કેલ છે. એને ઠેકાણે પાડવા માટે મારે કંઈ બીજી તરકીબ કરવી જોઈએ."

દરમિયાન ઇવાન દાતરડાની ધાર કાઢવાનાં સાધનો લઈ આવી પહોંચ્યો. તેણે દાતરડાની ધાર ટીપીને સરખી કરી લીધી અને પછી ઘાસ કાપવાનું શરૂ કર્યું. શયતાનનો સાગરીત તરત જ ઘાસમાં ભરાઈ ગયો અને દાતરડાની અણી પકડી લેવા લાગ્યો. ઇવાનને ઘાસ વાઢવાનું કામ કંઈક કઠણ લાગ્યું. પણ તે પાછો ન પડ્યો. તેણે ઘાસ કાપવાનું ચાલુ જ રાખ્યું અને એક જગ્યાએ કાદવ વધારે હતો તેટલો ભાગ બાકી રાખી બાકીનું આખું ઘાસિયું વાઢી નાખ્યું. છેવટે તેણે કાદવવાળો ભાગ વાઢવાનું શરૂ કર્યું. શયતાનનો સાગરીત એ કાદવવાળા ભાગમાં પેસી ગયો અને તેણે મનોમન નક્કી કર્યું: "જે થવાનું હોય તે થાય. ભલે મારા પંજા અને હાથ કપાઈ જાય, પણ દાતરડું બરાબર પકડી રાખી મૂરખાને ઘાસ વાઢવા દેવું નથી."

ઇવાને એ ઘાસ કાપવાનું શરૂ કર્યું. ઘાસ કંઈ જાડું કે પાકટ નહોતું, તેમ છતાં તેને કાપવામાં ઘણી મહેનત પડતી હતી. ઇવાનને કંઈ સમજ પડી નહીં એટલે તેણે ગુસ્સે થઈ બધું જોર દાતરડા પર કાઢીને ઘાસ વાઢવા માંડ્યું. ઇવાનના જોર આગળ શયતાનનો સાગરીત પાછો પડ્યો. તેને ખાતરી થઈ ગઈ કે હવે કંઈ વળવાનું નથી. એટલે તે એક ઝાંખરામાં સંતાઇ ગયો. ઇવાન ચાર વાઢતો વાઢતો એ ઝાંખરા સુધી આવી પહોંચ્યો અને તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં ઝાંખરું પણ વાઢી નાખ્યું. ઝાંખરું કાપતાં શયતાનના સાગરીતની અડધી પૂંછડી પણ કપાઈ ગઈ. આમ ઇવાને આખું ઘાસિયું વાઢી નાખવાનું કામ પૂરું કર્યું. પોતાની બહેનને આ ઘાસ ભેગું કરી લેવાનું કામ સોંપી તે રાઈ વાઢવા માટે રાઈના ખેતરમાં પહોંચ્યો. પરંતુ જેની પૂંછડી કપાઈ ગઇ હતી તે બાંડો સાગરીત દોડીને ત્યાં પહોંચી ગયો અને તેણે રાઈને એવી તો કડક બનાવી દીધી કે તેમાં દાતરડું ચાલી જ ન શકે. ઇવાન એમ પાછો પડે તેવો નહોતો. દાતરડું ચાલતું નથી તે જોઈ એ ઘરે ગયો અને બીજું ધારદાર હથિયાર લઈ આવ્યો. આ હથિયારથી તેણે રાઈ વાઢવાનું કામ પૂરું કર્યું.

“હાશ...રાઈ વાઢવાનું કામ તો પત્યું. હવે ઓટ વાઢવાના છે તેય કાલે વાઢી નાખીશ.” એમ બોલી તે ઓટના ખેતર તરફ આંટો મારી ઘરે ગયો.

બાંડિયા સાગરીતે ઇવાનના આ શબ્દો સાંભળ્યા. તેને થયું, “ઘાસ તથા રાઈ વાઢવાના કામમાં મેં અંતરાય નાખ્યો, પણ આ મૂરખાએ મને પાછો પાડ્યો. હવે તે ઓટ વાઢવા જાય છે ત્યાં તો તેને ઠેકાણે પાડ્યા વગર જંપવું નથી.”

પરંતુ ઇવાને ચાંદની રાતનો લાભ લઈ રાતે ને રાતે ઓટ વાઢી નાખવાનું નક્કી કર્યું અને સવાર થતાંમાં તો ઓટ વાઢવાનું કામ પતાવી નાખ્યું. પેલો બાંડિયો સાગરીત સવારમાં ઓટના ખેતરે પહોંચ્યો. તેણે જોયું તો ઇવાને ઓટ વાઢવાનું કામ પૂરું કરી દીધું હતું! એ જોઈને એને ભારે ગુસ્સો ચડ્યો.

“આ મૂરખો ખરો છે! એના કામમાં વિઘ્ન નાખતાં મારા આખા શરીરે ઉઝરડા પડી ગયા. તેને હંફાવવા જતાં હું થાકીને લોથ થઈ ગયો. મૂરખ! રાતે સૂતો સુધ્ધાં નથી. એને કેમ પહોંચી વળાય? એને આ રીતે હરાવવા કરતાં તો એની સાથે ખુલ્લંખુલ્લી લડાઈ લડવી સહેલી લાગે છે. એણે રાઈ અને ઓટ વાઢી, તેના પૂળાના ઢગલા કરી રાખ્યા છે. એટલે, હવે તે ઢગલામાં સડો લગાડી મૂકું એટલે પછી જોઈ લો!”

આમ વિચારી એ બાંડિયો સાગરીત રાઈના પૂળાના ઢગલામાં પેઠો અને આખા ઢગલામાં અંદરથી ફરી વળ્યો. આમ કરી તેણે બધા પૂળા ગરમ કરી નાખ્યા. તેને પણ આ ગરમ પૂળાની હૂંફ લાગી અને ઊંઘ આવવા લાગી. બિરાદર પૂળામાં ને પૂળામાં જ ઊંઘી ગયા.

ઇવાન ગાડું જોડી પોતાની બહેન સાથે ઓટ અને રાઈના પૂળા જે જગ્યાએ સીંચી રાખ્યા હતા ત્યાં આવ્યો. તેણે પૂળા સરખા કરીને ગાડામાં ભરવા માટે પૂળાના ઢગલામાં પંજેટી મારી અને પંજેટી પૂળાના ઢગલામાં પડતાં જ સીધી શયતાનના સાગરીતના બરડામાં પેસી ગઈ. ઇવાનને પંજેટીમાં કંઈક તરફડતું દેખાયું એટલે તેણે પંજેટી ઊંચી કરી. પંજેટી ઊંચી કરતાં જ તેણે જોયું તો પંજેટીના દાંતા શયતાનના સાગરીતની પીઠમાં જોરથી ઘૂસી ગયા હતા અને એ બાંડો સાગરીત તેમાંથી છટકવા માટે ભારે મથામણ કરતો તરફડિયાં મારતો હતો.

"અરે! મેં તને છોડી મૂક્યો હતો અને તું પાછો આવ્યો, ખરું?"

"ના, ના. હું પાછો નથી આવ્યો. તમે અગાઉ જેને છોડી મૂક્યો તે તો મારો ભાઈ હતો. અત્યાર સુધી તો હું તમારા ભાઈ સાઈમનને ત્યાં હતો."

"ભલે, તું ગમે તે હો. તુંય આખરે તારા ભાઈને રસ્તે જ જવાનો એ નક્કી જાણ."

આમ કહી ઇવાન પંજેટીને ગાડાના પૈડા પર પછાડવા જતો હતો ત્યાં તો એ બાંડિયો સાગરીત કરગરી પડ્યો: "ભાઈ, મને મારી ન નાખશો. મને જીવતો જવા દો. જો તેમ કરશો તો હું ફરી કદી તમારા માર્ગમાં નહીં આવું એટલું જ નહીં, મને છોડી મૂકવા બદલ તમે કહેશો તે કરીશ."

"તારાથી શું થઈ શકે એમ છે?"

"તમે આજ્ઞા કરો તો તમે કહો તે વસ્તુમાંથી તમને સૈનિકો બનાવી આપું."

"પરંતુ મારે તે શા ખપના?"

"તેમની પાસે તમે ધારો તે કામ લઈ શકો. તેઓ તમે કહો તે કરી આપશે."

"તેમને ગાવા-બજાવવાનું સોંપીએ તો? તે કરે કે?"

"હા. જો તમે ઇચ્છો તો તેઓ એ પણ કરે."

"તો ભલે. મને થોડા સૈનિકો બનાવી આપ."

ઇવાનની આજ્ઞા થતાં શયતાનના સાગરીતે રાઈનો એક પૂળો લઈ કહ્યું, "આ પૂળો તમે હાથમાં લો, પછી તેને જમીન પર પછાડી કહો:

*પૂળો મારો ખરો ગુલામ,*
*સોંપે છે આ મોટું કામ;*
*જ્યાં જ્યાં છે સાંઠીકડું એક,*
*કરી દે ત્યાં સિપાઈ અક્કેક."*

ઇવાને રાઈનો એક પૂળો લઈ જમીન પર પછાડ્યો અને ઉપરનું જોડકણું ગાયું. તેમ કરતાંની સાથે જ પૂળાનાં સાંઠીકડાંમાંથી સિપાઈઓની એક ટુકડી બની ગઈ. આ ટુકડીમાં એક જણ રણશિંગડું ફૂંકતો હતો તો બીજો ઢોલ વગાડતો હતો. આમ લશ્કરી વાજાં વગાડનારી એક ટુકડી અને થોડા સિપાઈઓ તૈયાર થઈ ગયા.

ઇવાન આ જોઈને રાજી થયો અને તેણે પેલા શયતાનના સાગરીતને કહ્યું, "આ મજાનું! ગામના છોકરાઓ તો આ તમાશો જોઈ રાજી રાજી થઈ જશે."

"તો હવે મને જવા દો." પેલા શયતાનના સાગરીતે લાગ જોઈને કહ્યું.

"ના. એમ નહીં જવાય. આ રાઈનાં ડૂંડાંવાળા સાંઠામાંથી હું સિપાઈ બનાવું તો એમાં તો સારો એવો દાણો નકામો જાય અને એ રીતે આ ધંધો મોંઘો પડી જાય. એટલે હવે આ સિપાઈઓમાંથી પાછા ડૂંડાવાળા સાંઠા કેમના બનાવવા તે શીખવ. મારે એ દાણો નકામો નથી જવા દેવો." ઇવાને કહ્યું.

શયતાનના સાગરીતે વિચાર કરી કહ્યું, "તો જુઓ, હું બોલું તેમ બોલો:

*જ્યાં જ્યાં હોયે ઊભો સિપાઈ,*
*ફરી સાંઠીકડું ત્યાં થઈ જાય,*
*કારણ મારો ખરો ગુલામ*
*સોંપે છે આ મોટું કામ."*

ઇવાન આ જોડકણું બોલી ગયો, તેની સાથે જ ત્યાં ઊભેલા સિપાઈઓમાંથી પહેલાં હતો તેવો પૂળો પાછો બની ગયો.

એટલે શયતાનના સાગરીતે પાછી આજીજી કરી, "ઇવાનભાઈ, હવે મને જવા દો તો સારું."

"ભલે, હવે તું છૂટો છે. જ્યાં જવું હોય ત્યાં જા." એમ કહી ઇવાને તેને પંજેટીમાંથી બહાર કાઢી છૂટો મૂકી દીધો. તે પંજેટીમાંથી નીકળ્યો કે તરત ઇવાને કહ્યું, "ભગવાન તારું ભલું કરો."

અને ભગવાનનું નામ કાને પડતાં જ શયતાનનો સાગરીત, પાણીમાં પથરો પડે તેમ જમીન પર પડ્યો અને પડ્યો તેવો જ જમીનમાં ઊતરી ગયો. ત્યાં આગળ એક દર જેવો ખાડો પડી ગયો.

એ દિવસે ઇવાન ઘરે આવ્યો ત્યારે તેનો બીજો ભાઈ તારાસ પણ પોતાની પત્નીને લઈ તેને ત્યાં આવી પહોંચ્યો હતો.

તારાસે દેવાળું કાઢ્યું હતું. તેના લેણદારોથી બચવા માટે, નાદારી નોંધાવી, તે પોતાના બાપને ત્યાં પાછો ફર્યો હતો. તેણે ઇવાનને જોતાં જ કહ્યું, "જો, હું ફરીથી ધંધો બેઠો કરું ત્યાં સુધી તારે મને અને તારી ભાભીને તારે ત્યાં રાખવાં પડશે."

"ભલે, તમારે જ્યાં સુધી અહીં રહેવું હોય ત્યાં સુધી તમે અહીં રહી શકો છો." ઇવાને કહ્યું.

ઇવાન ડગલો કાઢીને જમવા માટે ભાણે બેઠો. તે પાટલા પર બેઠો તે જ વખતે બાજુના પાટલા પર બેઠેલી તારાસની પત્નીએ મોં બગાડીને કહ્યું, "આ માણસ સાથે બેસીને જમવાનું હોય તો મારાથી નહીં જમાય. એના શરીરમાંથી પસીનાની કેટલી બધી દુર્ગંધ આવે છે!"

આ સાંભળી તારાસે ઇવાનને કહ્યું, “ઇવાન, ખરેખર પસીનાની દુર્ગંધ અસહ્ય છે. તું બહાર બેસીને જમી લે તો સારું.”

“ભલે. હું બહાર ઓસરીમાં બેસીને જમી લઉં છું. મારે ઢોર છોડવાનો સમય થવા આવ્યો છે.” એમ કહી ઇવાન થાળી લઈ બહાર વાડા ભણી ચાલી ગયો.

*

## ૬

શયતાનના જે સાગરીતે તારાસને પાયમાલ કરવાનું કામ ઉપાડ્યું હતું તેણે તારાસને તારાજ કરીને ઇવાનને ત્યાં મોકલી દીધો. આમ તેનું કામ પૂરું થયું એટલે અગાઉ થયેલી સમજૂતી પ્રમાણે તે ઇવાનને પાયમાલ કરવાનું કામ જે સાગરીતને સોંપ્યું હતું તેને મદદ કરવા માટે ઇવાનના રહેઠાણ પર આવી પહોંચ્યો. તેણે ખેતરમાં જઈ પોતાના સાથીદારોની શોધ કરવા માંડી. તેણે ઘણી શોધ કરી પણ તેઓ જડ્યા નહીં. હા, ખેતરમાં એક દર પડેલું જોવા મળ્યું ખરું. એટલે વધારે તપાસ કરવા માટે તે ખેતરમાંથી ઘાસિયામાં પહોંચ્યો. ત્યાં તેણે કાદવની અંદર તેના બીજા સાથીદારની પૂંછડી કપાયેલી પડેલી જોઈ. તેની બાજુમાં જ, કઠણ જમીનમાં, બીજું દર પણ તેને જોવા મળ્યું!

“માનો ન માનો પણ મારા બન્ને સાથીદારો પર કંઈ ને કંઈ આફત આવી પડી લાગે છે. મારે તેમનું બાકીનું કામ ઉપાડી લેવું જોઈએ અને આ મૂરખા ઇવાનને કોઈ પણ રીતે ધૂળ ચાટતો કરવો જોઈએ.”

આમ વિચારી તે ઇવાનની શોધમાં નીકળી પડ્યો.

ઇવાનને ત્યાં તેના બન્ને ભાઈઓ ભાભીઓ સાથે રહેવા આવ્યા એટલે તે બન્નેને ઘર સાંકડું પડવા માંડ્યું. તેમણે ઇવાનને કહ્યું કે, “આપણે અમારા બન્નેને માટે બે જુદાં જુદાં ઘર બાંધી લઈએ. તે માટે લાકડાં જોઈશે. તો તું જંગલમાં જઈ લાકડાં કાપી લાવ.” ભાઈઓએ એમ કહ્યું એટલે ઇવાનભાઈ તો ચાલી નીકળ્યા જંગલમાં લાકડાં કાપવા માટે.

ઇવાન ક્યાં ગયો છે તેની તપાસ કરતો કરતો શયતાનનો સાગરીત જંગલમાં પહોંચ્યો. ઇવાન જે ઝાડ કાપતો હતો તે ઝાડ પર ચડી જઈ તેણે ઇવાનના કામમાં અંતરાય નાખવા માંડ્યા. ઇવાને શરૂઆતમાં એક ઝાડને થડમાંથી કાપવા માંડ્યું. ઝાડ થડમાંથી કાપવામાં આવે તો તો તે સીધું ઢળી પડે એવી ગણતરીથી ઇવાને તેમ કર્યું તો ખરું પણ ઝાડ સીધું ન પડતાં બીજા ઝાડની ડાળીઓ પર પડી અધવચ અટકી ગયું. ઇવાને બીજા ઝાડની એક મોટી સીધી ડાળી કાપી, થડ અને જમીન પાસે તેની આડચ લઈ, જોરથી ધક્કો મારી ડાળીઓ પર લટકતા કપાયેલા ઝાડને ગબડાવી પાડ્યું. આ કામમાં તેને ઘણી મહેનત પડી. તેણે ફરી વાર બીજું ઝાડ કાપ્યું. આ વખતે પણ ઝાડ પાછું બીજા પડખેના ઝાડની ડાળીઓ પર ઝિલાઈને અટકી ગયું. ભારે જહેમત કરી તેણે આ ઝાડને પણ જમીનદોસ્ત કર્યું. તેણે ત્રીજું ઝાડ થડ આગળથી કાપ્યું અને તેનુંય અગાઉ જેવું જ થયું.

ઇવાને તો દિવસ દરમિયાન પચાસેક ઝાડ કાપી નાખવાની ગણતરી રાખી હતી, પરંતુ આ રીતે દર વખતે કંઈ ને કંઈ વિઘ્ન આવતાં તે માંડ દસ ઝાડ કાપી શક્યો. સૂરજ નમવા લાગ્યો અને તે થાકીને લોથ થઈ ગયો. તેના શરીરમાંથી પરસેવાના રેલા ફૂટી નીકળ્યા અને તે રેબઝેબ થઈ ગયો, પરંતુ તોયે તેણે કામ કરવાનું ચાલુ જ

રાખ્યું અને એક બીજું ઝાડ જમીનદોસ્ત કર્યું. હવે તેની કેડ તૂટી ગઈ હોય તેમ દુખવા લાગી. આખરે તે કુહાડી એક ઝાડ પર ભેરવી થાક ખાવા બેઠો. આખર તેણે કામ બંધ કર્યું તે જોઈ શયતાનનો સાગરીત રાજી રાજી થઈ ગયો.

અત્યાર સુધી ઝાડ કાપવાના કામમાં જુદી જુદી રીતે અંતરાય નાખનાર શયતાનનો સાગરીત પણ ઇવાનને હંફાવવા જતાં થાકી ગયો હતો. "હાશ...આખરે એણે કામ બંધ કર્યું. ચાલો, હુંય જરા વિસામો લઉં." એમ કહી તે થાક ખાવા બેઠો.

શયતાનનો સાગરીત ઇવાને જે ઝાડની ડાળી પર કુહાડી ભેરવી હતી તે ઝાડ પર ચડી, એક ડાળી પર પગ લંબાવી આરામ કરતાં કરતાં મનમાં ને મનમાં હસવા લાગ્યો. ઇવાનનો થોડો થાક ઊતરતાં તે એકદમ ખડો થયો. તેણે કુહાડી લઈ, બધી શક્તિ ભેગી કરી એ ઝાડના થડ પર એવો જબ્બર ફટકો લગાવ્યો કે પાતળા થડવાળું એ ઝાડ કડડભૂસ કરતું તૂટી પડ્યું. શયતાનનો સાગરીત શું બન્યું તેનો વિચાર કરે અને ઝાડ પરથી સલામત રીતે છટકી શકે તે પહેલાં તો ઝાડ જમીનદોસ્ત થઈ ગયું અને તે એક ડાળી પર લટકવા લાગ્યો. ઇવાને ઝડપથી ડાળીઓ કાપવા માંડી. તે ડાળીઓ કાપતો હતો ત્યાં તેની નજર આ શયતાનના સાગરીત પર પડી એટલે તેણે એને કહ્યું, "અરે!...ભૂતના બચ્ચા...તું પાછો અહીં આવ્યો કે?"

"ના, ના. હું પાછો નથી આવ્યો. હું તો બીજો છું. હું અત્યાર સુધી તમારા ભાઈ તારાસની પાછળ પડ્યો હતો."

"તું ગમે તે હો, તને તારા નસીબમાં લખેલી સજા મળી ગઈ છે." આમ કહી તેણે એને ફટકારવા માટે કુહાડીનો હાથો ઉગામ્યો. એ જોઈ શયતાનના સાગરીતના હોશકોશ ઊડી ગયા અને તેણે કરગરી પડી ઇવાનને કહ્યું: "મને મારશો નહીં. તમે જે કહેશો તે કરીશ."

"તું શું કરી શકે એમ છે?"

"હું તમારે માટે પૈસા બનાવી આપી શકું એમ છું. તમે માગો તેટલા પૈસા બનાવી આપું."

"ભલે, બનાવ થોડા."

ઇવાને આમ કહ્યું એટલે શયતાનના સાગરીતે ઇવાનને પૈસા કેવી રીતે બનાવવા તે શીખવ્યું. પાસેના ઝાડનાં થોડાં પાદડાં તોડી તેને મસળી બતાવી તેણે ઇવાનને કહ્યું, "જુઓ, આમ પાંદડાં મસળો એટલે તેમાંથી સોનું બનીને નીચે ખરવા માંડશે."

ઇવાને થોડાં પાંદડાં લઈ શયતાનના સાગરીતે બતાવ્યું હતું તે રીતે મસળવા માંડ્યાં. પાંદડાં મસળતાં તેમાંથી સોનું ખરીને ભોંય પર પડવા લાગ્યું. ઇવાને કહ્યું, "ઠીક છે. રજાના દિવસે છોકરાઓને રમવા માટે સોનાનો આવો નાનકડો ઢગલો સારો કામ આવશે."

"તો હવે મને જવા દો," શયતાનના સાગરીતે લાગ જોઈ કહ્યું.

“ભલે, જા.” આમ કહી ઇવાને એને છૂટો કર્યો અને કહ્યું, “ભગવાન તારું ભલું કરો.”

ભગવાનનું નામ કાને પડતાં જ, પાણીમાં પથ્થર ડૂબી જાય તેમ શયતાનનો સાગરીત જમીનમાં સરકી ગયો. જમીન પર તે જગ્યાએ ઉંદરના દર જેવું એક દર પડી ગયું.

*

## 6

આમ ભાઈઓએ જુદાં ઘર બાંધ્યાં અને તેઓ છૂટા પડ્યા. ઇવાને પણ દાણોપાણી પાક્યો તેને ઘરમાં ભરી લઈ, બીર ગાળી લઈ, પોતાના ભાઈઓને રજાના દિવસે પોતાને ત્યાં જમવા નોતર્યા. પરંતુ તેના ભાઈઓ નક્કી કરેલા દિવસે જમવા આવ્યા નહીં.

"એવા ગામડિયા ખેડૂત જેવા ભાઈને ત્યાં કોણ જમવા જાય!" એમ તેમણે કહ્યું.

આવું થયું એટલે ઇવાને ગામના ખેડૂતોને અને તેમની ઘરવાળીઓને જમવા માટે બોલાવ્યાં. તે દિવસે તેણે પોતે પણ જરા નશામાં આવી જવાય તેટલી હદ સુધી દારૂનો ચટાકો કરી લીધો. આમ ચટાકો કરી તે ફળિયામાં ફરવા નીકળ્યો. ફળિયામાં સ્ત્રીઓ ગરબે ઘૂમતી હતી. તેમની પાસે જઈ ઇવાને તેમને કહ્યું, "તમે લોકો મારા માનમાં એક ગીત ગાઓ. તમે એમ કરશો તો હું તમને તમે જિંદગીમાં કદી ન જોઈ હોય તેવી એક નવાઈની ચીજ આપીશ."

આ વાત સાંભળી સ્ત્રીઓ હસી પડી અને તેમણે ઇવાનનાં વખાણ કરતું ગીત જોડી કાઢી એક ગરબો ગાયો. ગરબો પૂરો થતાં જ તેમણે ઇવાનને કહ્યું, "ચાલો, હવે વચન આપ્યા પ્રમાણે પેલી નવાઈની વસ્તુ અમને આપી દો."

"જરા થોભો, હમણાં જ લઈ આવું." આમ કહી ઇવાન એક ટોપલી લઈને જંગલમાં ઊપડ્યો. "ખરો મૂરખ છે!" એમ કહી બધી સ્ત્રીઓ અંદર અંદર હસવા લાગી અને પછી બીજી વાતોએ વળગી.

પરંતુ એટલામાં તો ઇવાન ટોપલીમાં કંઈક ભારે વસ્તુ ભરીને ત્યાં પાછો આવ્યો.

"બોલો, તમારે પેલી વસ્તુ જોઈએ છે ને?"

"હા, હા...જોઈએ છે. લાવો."

ઇવાને ટોપલામાંથી થોડું સોનું લઈ સ્ત્રીઓ ઊભી હતી તે ટોળા પર વેર્યું. સોનું જોતાં જ સ્ત્રીઓ ગાંડા જેવી થઈ ગઈ અને ભોંય પર વેરાયેલું સોનું લેવા પડાપડી કરવા લાગી. ત્યાં આગળ જબરી ધાંધલ મચી ગઈ. પડખે ઊભેલા પુરુષો પણ ત્યાં દોડી આવ્યા અને ઇવાને જે સોનું વેર્યું હતું તે એકઠું કરવા ધક્કામુક્કી, હોંસાતોંસી અને પડાપડી કરવા લાગ્યા. આ ધમાચકડીમાં એક ડોસી ચગદાઈ મરી. આ તમાશો જોઈ ઇવાનને હસવું આવી ગયું.

"અરે ઓ મૂરખાઓ! તમે આ ઘરડી ડોસીને શા માટે કચડી નાખી? જરા શાંત થાઓ. મારી પાસે ટોપલો ભરીને સોનું છે. બધાને મળશે." આમ કહી તેણે ટોપલામાંથી મૂઠી ભરીને સોનું પાછું ટોળામાં નાખ્યું. લોકો તેને ઘેરી વળ્યા. તેની પાસે જેટલું સોનું હતું તેટલું તેણે લોકોમાં લૂંટાવી માર્યું. તે પૂરું થતાં લોકોએ તેની

પાસે વધારે સોનાની માગણી કરી. ઇવાને તેમને કહ્યું, “હવે અત્યારે તો મારી પાસે વધારે સોનું નથી. બીજી વખત હું તમને આથીય વધારે સોનું આપીશ, આજે તો હવે આપણે ભેગા મળી નાચ કરીએ. તમે મારાં ગીત ગાઓ.”

સ્ત્રીઓએ ઇવાનનાં વખાણ કરતાં જોડકણાં જોડી કાઢી મોટે મોટેથી ગાવા માંડ્યાં. તે સાંભળી ઇવાને ક્હ્યું, “બહેનો, તમારાં ગીતોમાં કંઈ દમ નથી.”

“હોય! આથી સારાં ગીતો તે વળી કદી હોતાં હશે!” કેટલીક સ્ત્રીઓએ જવાબમાં કહ્યું.

“હા, હોય છે. ચાલો હમણાં જ તે સંભળાવું.” એમ કહી ઇવાન ખેતરની ખળીમાંથી એક પૂળો લઈ આવ્યો. પૂળાને ઝૂડીને તેના દાણા છૂટા પાડી પૂળાના સાંઠાને ઊભા રાખી તેણે કહ્યું,

*“પૂળો મારો ખરો ગુલામ,*
*સોંપે છે આ મોટું કામ;*
*જ્યાં જ્યાં છે સાંઠીકડું એક*
*કરી દે ત્યાં સિપાઈ અક્કેક.”*

ઇવાન આટલું બોલી રહ્યો કે તરત જ પૂળાના સાંઠેસાંઠા જુદા પડી ગયા અને તેમાંથી જેટલા સાંઠા હતા તેટલા સિપાઈ બની ગયા. સિપાઈની ટુકડીએ ઢોલ તથા રણશિંગું વગાડવા માંડ્યું. ઇવાને તેમને ગીતો ગાઈને સુંદર નૃત્ય રજૂ કરવા કહ્યું. પોતે ટુકડીની આગળ ચાલતો ચાલતો એ ગાતા-નાચતા સિપાઈઓની ટુકડીને શેરીના રસ્તા પરથી મુખ્ય રસ્તા પર લઈ આવ્યો. ત્યાં તેણે સિપાઈઓ પાસે એક એકથી ચડિયાતાં ગીતો ગવડાવ્યાં અને અવનવા નાચ નચાવ્યા. લોકો તો આ કૌતુક જોઈ દંગ થઈ ગયા. લોકો આ બધું જોઈને ધરાયા એટલે ઇવાન સિપાઈઓની ટુકડીને પાછો ખળીમાં લઈ ગયો અને ત્યાં તે સિપાઈઓમાંથી પાછા સાંઠા બનાવી, તેનો પૂળો બાંધી, પૂળાને ખળીમાં મૂકી દીધો.

ઘેર જઈ તે ઢોર બાંધવાના કોઢારામાં જઈ સૂઈ ગયો.

*

## 7

બીજે દિવસે સાઇમને આ બધી વાત સાંભળી અને તે સીધો ઇવાન પાસે પહોંચ્યો.

“અલ્યા, કાલે પેલા સિપાઈઓની ટુકડી તું ક્યાંથી લઇ આવેલો? તેં તેમને ક્યાં સંતાડી રાખ્યા છે?”

“એનું તારે શું કામ છે?” ઇવાને પૂછ્યું.

“મારે શું કામ છે એમ પૂછે છે! એ સિપાઇની મદદથી તો ધારીએ તે થઇ શકે. તેમની મદદથી આખું રાજ પણ જીતી લેવું હોય તો જીતી લેવાય.”

આ વાત સાંભળી ઇવાનને ખૂબ જ નવાઇ લાગી.

“એમ! એવું જ હતું તો પહેલેથી મને કેમ ન કહ્યું? હું અનાજના પૂળામાંથી તને તારે જોઇએ તેટલા સિપાઇ બનાવી આપત. સારું છે કે મેં અને મારી બહેને મળીને અનાજ ઝૂડી ઝૂડીને ઘણા સાંઠા બાંધીને મૂકી રાખ્યા છે.”

આમ કહી ઇવાન તેના ભાઇને અનાજના ભંડારમાં લઇ ગયો અને કહ્યું, “જો ભાઈ, હું તને થોડા સિપાઇ બનાવી તો આપું, પણ તારે તરત જ તેમને અહીંથી બીજે લઇ જવા. કારણ, એટલા સિપાઇઓ જો અહીં રહેશે તો એક જ દિવસમાં આખા ગામના ભંડારોમાં જેટલું અનાજ ભરેલું છે તે બધું પૂરું કરી જશે.”

સેનાપતિ સાઇમને પોતે બધા સિપાઇઓને તરત જ ત્યાંથી બીજી જગ્યાએ લઇ જશે એવું વચન આપ્યું. આવું વચન મળતાં જ ઇવાને સાંઠાઓમાંથી સિપાઇઓ બનાવી આપવાનું શરૂ કર્યું. પૂળાને ઝૂડીને દાણા છૂટા પાડતા હોઇએ તે રીતે તેણે એક પૂળો ખળા પર ઝૂડ્યો અને તેની સાથે જ સિપાઇઓની એક ટુકડી તૈયાર થઇ ગઇ. બીજો પૂળો પછાડ્યો ને બીજી ટુકડી તૈયાર થઇ ગઇ. આમ તેણે ખૂબ ટુકડીઓ બનાવી અને ખેતર આખું સિપાઇઓથી ભરાઇ ગયું.

“બસ, આટલા પૂરતા છે ને?” તેણે સાઇમનને પૂછ્યું.

સાઇમનને તો આટલા બધા સિપાઇઓ મળી ગયા તેથી ખૂબ આનંદ થયો હતો. તેણે કહ્યું, “અરે, પૂરતા છે એમ પૂછે છે? બિલકુલ પૂરતા છે. તારો ખૂબ ખૂબ આભાર.”

“તો ભલે. તારે વધારેની જરૂર હોય તો પાછો આવજે. હજી ઘણા પૂળા પડ્યા છે અને તેમાંથી તારે જોઇએ તેટલા સિપાઇઓ બનાવી શકાય એમ છે.”

સાઇમન સેનાપતિએ સિપાઇઓને હુકમ આપવા માંડ્યા. તેમને વ્યવસ્થિત કરી યુદ્ધની તૈયારી માટે આખા લશ્કરને લઇ તે ત્યાંથી ચાલી નીકળ્યો.

સાઇમન અને તેના સિપાઇઓની પલટણો ત્યાંથી ગઇ ન ગઇ ત્યાં તો તારાસ ત્યાં આવી પહોંચ્યો. તેણે પણ ગઈ કાલે રાતે ઇવાને બધાને સોનું વહેંચ્યું હતું તે વાત સાંભળી હતી. તેણે ઇવાનને કહ્યું, "ભાઇ, પેલું સોનું તું ક્યાંથી લાવેલો તે મને ન બતાવે? જો ધંધો શરૂ કરવા માટે શરૂઆતમાં થોડું સોનું પણ મને મળી જાય તો બસ. પછી તો હું આખી દુનિયામાંથી બધી દોલત ઘસડી લાવી શકું."

ઇવાનને આ સાંભળી ખૂબ નવાઇ લાગી.

"એમ! મને પહેલેથી કહેવું હતું ને! તારે જોઇએ તેટલું સોનું હું તને બનાવી આપીશ. પછી કાંઇ છે?"

આ સાંભળીને તારાસના આનંદનો પાર ન રહ્યો. તેણે કહ્યું, "ભાઇ, શરૂઆતમાં તું મને ત્રણ ટોપલી ભરીને સોનું બનાવી આપ એટલે મારું કામ ચાલતું થાય."

"ભલે, મારી સાથે જંગલમાં ચાલ....ના, આપણે ઘોડી જોડીને ઘોડાગાડી જ જંગલમાં લઇ જઇએ, કારણ એટલું સોનું તારાથી ઊંચકીને અહીં લાવી શકાશે નહીં."

આમ તેઓ ઘોડાગાડી લઈ જંગલમાં પહોંચ્યા. ઇવાને ઓકનાં પાંદડાં મસળી તેમાંથી સોનું બનાવવું શરૂ કર્યું. જરા વારમાં તો તેણે સોનાનો નાનો ઢગલો બનાવી કાઢ્યો.

"આટલું ચાલશે ને?" ઇવાને કહ્યું.

તારાસના આનંદનો પાર ન રહ્યો. તેણે કહ્યું, "અત્યારે આટલું પૂરતું છે. ઇવાન, તારો ખૂબ ખૂબ આભાર."

"ભલે, અત્યારે આટલું લઇ લે. અને જો, તારે ભવિષ્યમાં વધુ સોનાની જરૂર પડે તો મારી પાસે ચાલ્યો આવજે. અહીં પાંદડાંની કંઇ ખોટ નથી. તેમાંથી જોઇએ તેટલું સોનું બનાવી શકાશે."

તારાસે બધું સોનું ઘોડાગાડીમાં ભરી લીધું. ઘોડાગાડી ભરીને સોનું એકઠું કર્યા પછી તે એના જોરે વેપાર કરવા માટે ચાલી નીકળ્યો.

આમ બન્ને ભાઈઓ પાછા પોતપોતાના વ્યવસાયમાં નીકળી પડ્યા. સાઇમન યુદ્ધની તૈયારીના અને લડવાના તથા તારાસ માલ ખરીદીને ફરી વેચી દેવાના વેપારમાં. સાઇમન સેનાપતિએ પોતાના સૈનિકોની મદદથી એક રાજ્ય જીતી લીધું, જ્યારે તારાસે વેપારમાં ખૂબ પૈસા બનાવ્યા.

જ્યારે બન્ને ભાઈઓ મળ્યા ત્યારે સાઇમને પોતાને સૈનિકો કેવી રીતે મળ્યા તેની અને તારાસે પોતાને સોનું કેવી રીતે મળ્યું તેની વાત કહી સંભળાવી. સાઇમને તેના ભાઈ તારાસને કહ્યું, "મેં એક રાજ્ય જીતી લીધું છે અને અત્યારે હું ભારે ઠાઠમાઠથી રહું છું. પરંતુ મારા મોટા લશ્કરને નભાવવા માટે મારી પાસે પૂરતા પૈસા નથી."

તારાસે પોતાની મુશ્કેલી જણાવતાં કહ્યું, "મારું તારાથી કંઈક ઊંધું છે. મેં ખૂબ ધન ભેગું કર્યું છે પણ તેને સાચવનાર કોઈ નથી."

આ સાંભળી સાઇમને તેના ભાઇને કહ્યું, “આપણે બંને મૂરખ ઇવાન પાસે જઇએ. હું તેને કહીશ કે મને બીજા સૈનિકો બનાવી આપ. તેણે જરૂર પડ્યે વધારે સૈનિકો બનાવી આપવાની મને ખાતરી આપી છે. તે જે સૈનિકો બનાવી આપે તે હું તને આપી દઇશ. એ સૈનિકોની મદદથી તું તારા ધનનું રક્ષણ કરી શકીશ. તને એણે બીજું સોનું બનાવી આપવા કહ્યું છે તો તું સોનું માગજે અને મને આપી દેજે. એટલે તેમાંથી હું મારું સૈન્ય નભાવી શકીશ.”

આમ વિચારી બંને જણ ઇવાન પાસે પહોંચ્યા.

સાઇમને ઇવાનને કહ્યું, “ભાઇ ઇવાન, મારી પાસે જે સૈનિકો છે તે પૂરતા નથી. આપણે ત્યાં સાંઠાની ભારીઓની ખોટ નથી. બે ગંજી જેટલા સાંઠાની ભારીઓમાંથી જેટલા સૈનિકો બને તેટલા મને બનાવી આપ.”

ઇવાને જરા વિચાર કરી, નકારમાં માથું ધુણાવી કહ્યું, “ના, હવે હું તને બીજા વધુ સૈનિકો નહીં બનાવી આપું.”

“કેમ? તેં મને વધુ સૈનિકોની જરૂર પડે તો બનાવી આપવાનું વચન આપ્યું હતું.”

“મારું વચન યાદ છે, તેમ છતાં મારે નવા સૈનિકો નથી બનાવી આપવા.”

“મૂરખ, એમ કરવાનું કંઈ કારણ ખરું?”

“હા, કારણ એ કે તારા સૈનિકો માણસોને મારી નાખે છે, તેમનો સંહાર કરે છે. થોડા દિવસ પર હું ખેતર ખેડતો હતો ત્યારે ખેતરની પાસેના રસ્તા પરથી એક બાઈ રડતી રડતી ગાડામાં કફનપેટી લઈને જતી હતી. મેં તેને પૂછ્યું કે કોણ મરી ગયું ત્યારે તેણે મને કહ્યું, ‘સાઇમનના સિપાઇઓએ લડાઈમાં મારા ધણીને મારી નાખ્યો.’ હું તો એમ માનતો હતો કે મેં બનાવેલા સૈનિકો તાલસર નાચવાનું અને વાજાં વગાડવાનું કામ જ કરતા હશે, પરંતુ તેમણે એક માણસને મારી નાખ્યો! એટલે હવે તને બીજા સિપાઇઓ નહીં બનાવી આપવા એવું મેં નક્કી કર્યું છે.”

ઇવાન પોતાની આ વાતને વળગી રહ્યો અને તેણે નવા સૈનિકો ન બનાવ્યા.

તારાસે ઇવાનને બીજું સોનું બનાવી આપવા વિનંતી કરી. પરંતુ તેને પણ ઇવાને બીજું સોનું બનાવી આપવાની ના પાડી અને કહ્યું, “ભાઈ, હવે હું તને બીજું વધારે સોનું નહીં બનાવી આપું.”

“કેમ? તેં મને વચન નહોતું આપ્યું?”

મેં વચન આપેલું એ વાત સાચી. પણ મારે બીજું સોનું નથી બનાવવું.”

“મૂરખ! એમ કરવાનું કંઈ કારણ?”

"કારણ એ કે તારા સોનાના સિક્કાઓએ માઇકલની દીકરી પાસેથી તેની ગાય પડાવી લીધી."

"કેવી રીતે?"

કેવી રીતે શું વળી? લઈ લીધી એટલે લઈ લીધી. માઇકલની દીકરી પાસે એક ગાય હતી. એ ગાયનું દૂધ તેનાં છોકરાં મજાથી પીતાં. પરંતુ એક દિવસ એ છોકરાં મારે ત્યાં દૂધ માગવા આવ્યાં. મેં પૂછ્યું, 'કેમ તમારી ગાય ક્યાં ગઈ?' તેમણે કહ્યું, 'તારાસનો મુનીમ મારી મા પાસે આવ્યો હતો. તેણે મારી મા સાથે કંઈક વાતચીત કરી, મારી માને ત્રણ સોનામહોરો આપી અને પછી ગાય લઈને ચાલતો થયો. હવે અમારે દૂધ ક્યાંથી લાવવું?' મને તો એમ હતું કે તારે રમવા માટે સોનું જોઈએ છે. પણ તેં તો એ સોનાના જોરે આ લોકોની ગાય લઈ લીધી અને તેમને દૂધ વગર રખડાવી માર્યા. એટલે એવા ઉપયોગ માટે હું તને વધુ સોનું નહીં બનાવી આપું."

ઇવાન તેની વાતને વળગી રહ્યો અને તેણે તારાસને રતીભાર સોનું પણ ન બનાવી આપ્યું. આમ બંને ભાઈઓ જેવા આવ્યા હતા તેવા ખાલી હાથે પાછા ફર્યા. રસ્તામાં તેમણે પોતાની મુશ્કેલી શી રીતે દૂર કરવી તેનો વિચાર કરી લીધો.

સાઇમને તારાસને કહ્યું, "જો, હું તને રસ્તો બતાવું. મારા સૈનિકોને હું ખાવા આપી શકું તે માટે તું મને પૈસા આપ, કારણ તારી પાસે પૈસાની ખોટ નથી. સામે, હું મારા અડધા સૈનિકો તને આપી દઉં. તેઓ તારી બધી મિલકતનું રક્ષણ કરશે." આમ બંને ભાઈઓએ પોતપોતાની પાસે જે હતું તેના ભાગ પાડ્યા. હવે બંને ધન અને સૈનિકોવાળા રાજા બની ગયા.

*

## ૪

એક તરફ ધન અને સિપાઈઓવાળા બે ભાઈઓ રાજાની જેમ રહેતા તો બીજી તરફ ઇવાન ગામમાં તેનાં ઘરડાં માબાપ સાથે રહી, પોતાની મૂંગી બહેન સાથે ખેતીનું કામ કરતો કરતો, પોતાનું ગાડું ગબડાવ્યે જતો હતો.

ઇવાનના ખેતરમાં એક ઘરડી કૂતરી હતી. આ કૂતરી માંદી પડી હતી. તેના વાળમાં કીડા પડી વાળ ખરી ગયા હતા, ચામડી સડી ગઈ હતી અને પરિણામે તે મરવા પડી હતી. ઇવાનને કૂતરીની દયા આવી. તે ઘરમાં ગયો અને પોતાની બહેન પાસે રોટલો માગી, તેને ટોપીમાં મૂકી, કૂતરીને રોટલો નાખવા માટે ઘરની બહાર આવ્યો. પરંતુ તેની ટોપી ફાટેલી હતી. શયતાનના સાગરીતે ઇવાનને ગમે તેવો રોગ મટાડી દે તેવાં બે મૂળિયાં આપ્યાં હતાં તે આ ટોપીમાં હતાં. ઇવાન કૂતરીને રોટલો નાખવા ગયો તેની સાથે જ તેણે ટોપીમાં મૂકી રાખેલાં બે મૂળિયાંમાંનું એક મૂળિયું પણ જમીન પર પડ્યું. પેલી કૂતરી રોટલા સાથે એ મૂળિયું પણ ખાઈ ગઈ. મૂળિયું ખાતાંની સાથે જ તેના બધા રોગ મટી ગયા, તે સાજી થઈ ગઈ અને કૂદકો મારી બેઠી થઈ ઇવાન પાસે આવી પૂંછડી પટાપટાવી ગેલ કરવા લાગી.

ઇવાનનાં ઘરડાં માબાપે આ જોયું અને તેઓ અચંબામાં પડી ગયાં. તેમણે ઇવાનને પૂછ્યું, “ઇવાન, આ મરવા પડેલી કીડા ખરતી કૂતરીને તેં સાજી કેવી રીતે કરી?”

ઇવાને કહ્યું, “મારી પાસે બે મૂળિયાં હતાં. એવાં મૂળિયાં ખાનારને ગમે તેવો રોગ થયો હોય તોયે મટી જાય. મારી ટોપીમાં મેં બંને મૂકી રાખ્યાં હતાં. એને રોટલો નાખવા જતાં મારી ફાટેલી ટોપીમાંથી એક મૂળિયું પડી ગયું અને આ કૂતરી તે ખાઈ ગઈ. મૂળિયું ખાતાં જ તે સાજી થઈ ગઈ.”

આ અરસામાં જ રાજાની કુંવરી માંદી પડી. રાજવૈદ્યો દવા કરી કરીને થાક્યા પણ તે કેમે કરીને સાજી ન થઈ. આખરે રાજાએ દરેક શહેર અને ગામમાં ઢંઢેરો પિટાવ્યો કે જે કુંવરીનો રોગ મટાડશે તેને તે મોટું ઇનામ આપશે, અને જો તે કુંવારો હશે તો રાજકુંવરી તેને વરમાળા પહેરાવશે. ઇવાનના ગામમાં પણ આ ઢંઢેરો પીટનારાઓ આવ્યા અને ઇવાનનાં માબાપે તે સાંભળ્યો.

તેમણે ઇવાનને બોલાવીને કહ્યું, “રાજાએ ઢંઢેરો પિટાવ્યો છે તેની વાત જાણી? તું કહેતો હતો ને કે તારી પાસે એક એવું મૂળિયું છે કે તે ખાનારને ગમે તે રોગ થયો હોય તોય મટી જાય! તો એ મૂળિયું લઈ રાજા પાસે જા અને રાજકુંવરીને થયેલો રોગ મટાડી આપ. જો રોગ મટી જશે તો તારું બાકીનું જીવન તું ખૂબ જ સુખે વિતાવી શકીશ.”

“ભલે, મને વાંધો નથી” ઇવાને કહ્યું.

ઇવાને જવાની હા પાડી એટલે તેનાં માબાપે તેને સારામાં સારાં કપડાં પહેરાવી, રાજાને ત્યાં જવા માટે તૈયાર કર્યો. ઇવાન રાજાને ત્યાં જવા માટે બહાર આવ્યો ત્યાં તેના ઘરના ઓટલા પાસે જ તેને એક અપંગ ભિખારણ સામી મળી. તેનો એક હાથ તદ્દન નકામો થઈ ગયો હતો.

તેણે ઇવાનને જોઇને કહ્યું, “ભાઇ, મેં સાંભળ્યું છે કે તમે ગમે તેવો રોગ પણ મટાડી શકો છો, તો મહેરબાની કરી મારો આ જૂઠો પડી ગયેલો હાથ સાજો કરી આપો. મારાથી જાતે કપડાં પણ પહેરાતાં નથી.”

“ભલે, આ મૂળિયું ખાઇ જા. તારો હાથ સાજો થઇ જશે.” એમ કહી ઇવાને તેની પાસે જે મૂળિયું હતું તે આ ભિખારણને આપી દીધું. મૂળિયું ખાતાં જ ભિખારણનો હાથ તદ્દન સાજો થઇ ગયો.

ઇવાનનાં માબાપ તેની સાથે રાજાને ત્યાં જવા માટે તૈયાર થઇને બહાર આવ્યાં. ઇવાને તેમને ભિખારણની વાત કરી અને કહ્યું કે મારી પાસે જે છેલ્લું મૂળિયું હતું તે મેં એને ખવડાવી દીધું, એટલે હવે મારી પાસે રાજકુંવરી માટે કંઇ રહ્યું નથી. આ સાંભળી તેનાં માબાપ તેને ખૂબ વઢ્યાં.

“અલ્યા મૂરખ, તને એક ગરીબ ભિખારણ પર દયા આવી ગઇ! પણ રાજા જેવા રાજાની કુંવરીનું દુઃખ કોઇ દૂર નથી કરી શકતું તેનો તને જરાયે અફસોસ નથી!”

ઇવાનના મનમાં પણ રાજાની કુંવરીનું દુઃખ ન મટાડી શકાયું તેનું પૂરું દુઃખ હતું. એટલે તેણે કોઇ પણ જાતની વાતચીત કર્યા વગર ચુપચાપ ગાડું જોડી તેમાં પૂળાની પથારી કરવા માંડી. આ જોઇ તેનાં માબાપ વધુ ગુસ્સે થયાં. તેમણે પૂછ્યું, “મૂરખ, હવે પાછો ક્યાં જવાની તૈયારી કરે છે?”

“રાજાની કુંવરીનો રોગ મટાડવા જવાની.”

“પણ રોગ મટાડવા માટે તારી પાસે જે મૂળિયું હતું તે તો તેં આ ભિખારણને આપી દીધું. મૂળિયા વગર રોગ કેવી રીતે મટાડીશ?”

“એની તમે ચિંતા ન કરશો.” એમ કહી ઇવાને ગાડું હંકારી મૂક્યું અને તે ગાડું લઇ રાજમહેલ પર પહોંચ્યો. તેણે રાજમહેલના ઉંબરા પર પગ મૂક્યો તેની સાથે જ રાજકુંવરી સાજી થઇ ગઇ. રાજા તો રાજી રાજી થઇ ગયો. તેણે ઇવાનને પોતાની પાસે બોલાવી તેનો ખૂબ આભાર માન્યો. તેને રાજકુંવરને શોભે તેવાં સુંદર કપડાં પહેરાવ્યાં અને કહ્યું, “ભાઇ, તમે મારી કુંવરીને નવું જીવન આપ્યું છે, હવે તમે તેની સાથે લગ્ન કરી મારા જમાઇરાજ થાઓ.”

“ભલે” ઇવાને કહ્યું.

આમ ઇવાનનાં લગ્ન રાજકુંવરી સાથે થયાં. આ લગ્ન બાદ થોડા જ વખતમાં રાજા મરણ પામ્યો અને ઇવાનને રાજગાદી મળી. તેના બે ભાઇઓની જેમ ઇવાન પણ હવે રાજા બન્યો.

*

આ રીતે ત્રણે ભાઈઓ રાજા બની ગયા અને પોતપોતાના રાજ્યમાં રાજ કરવા લાગ્યા. સૌથી મોટા ભાઈ સાઇમનનું રાજ્ય સમૃદ્ધ હતું. ઇવાને તેને સાંઠામાંથી જે સૈનિકો બનાવી આપ્યા હતા તેના જોરે તેણે રાજ્યમાં ફરજિયાત ભરતીની યોજના દાખલ કરી નવા સૈનિકો મેળવવા દર દસ ઘર વચ્ચે એક સિપાઈ પ્રજાએ રાજ્યને આપવો જોઈએ એવો હુકમ બહાર પાડ્યો. આવો સિપાઈ ઊંચો, કદાવર, દેખાવડો અને લોકોમાં રુઆબ બેસાડી શકે તેવો હોવો જોઈએ, એમ પણ તેણે હુકમમાં જણાવ્યું. આ રીતે રાજ્યભરમાંથી દર દસ ઘર દીઠ એક સિપાઈ મેળવી તેણે એ સિપાઈઓને તાલીમ આપી તૈયાર કર્યા. રાજ્યમાં કોઈ પણ માણસ રાજાનો વિરોધ કરે તો એ તરત જ આ સિપાઈઓની ટુકડીને ત્યાં મોકલતો અને એ માણસને દબાવી દઈ પોતાની ધારેલી વાત પાર પાડતો. આથી સાઇમનના રાજ્યમાં દરેક માણસ રાજાથી ડરીને ચાલતો, જ્યારે રાજા સાઇમન સુખેથી અમનચમન કરતો રહેતો. જે કોઈ વસ્તુ પર તેની નજર પડતી અને તેને ગમી જતી તે વસ્તુ તેને મળી જતી. આ માટે તે તેના સિપાઈઓને ત્યાં મોકલતો અને તેઓ એની મનગમતી વસ્તુ તેની સામે હાજર કરી દેતા.

તારાસ પણ પોતાના દિવસો સુખચેનથી પસાર કરતો હતો. ઇવાન પાસેથી તેણે જે સોનું લીધું હતું તેને તેણે વેડફી નહોતું માર્યું. તેને ધંધામાં રોકી તેની મદદથી તેણે પોતાના ધનને અનેકગણું વધારી દીધું હતું. પોતાના રાજ્યમાં તેણે કાયદો અને વ્યવસ્થા દાખલ કર્યાં હતાં. પોતાની પાસે જે ધન હતું તેને તે તિજોરીમાં અકબંધ રાખી મૂકતો અને લોકો પર કર નાખી નવા પૈસા ઉઘરાવતો. તેણે મૂંડકાવેરો, રસ્તા પર ચાલવાનો તથા વાહન ચલાવવાનો કર તથા જોડા પર, મોજાં પર, કપડાં પર એમ અનેક વસ્તુઓ પર કર નાખ્યા હતા. વધુમાં તેને જે કંઈ જોઈએ તે તેને મળી રહેતું. સૌને પૈસાની જરૂર હતી એટલે પૈસા માટે સૌ કોઈ તેના કહેવા પ્રમાણે કરતું અને તે માગે તે વસ્તુ લાવી આપતું.

ત્રીજી તરફ મૂરખ ઇવાન, જેને હવે આપણે મૂરખરાજ કહીશું, તે પણ સુખેથી દિવસ ગાળતો હતો. તેના સસરા જીવતા હતા ત્યાં સુધી તો તેણે એક રાજકુમારને છાજે તેવાં કપડાં પહેર્યાં, પરંતુ તેમનું મૃત્યુ થતાં તેમને દફનાવ્યા બાદ તેણે એ મોંઘાં કીમતી વસ્ત્રો કાઢી નાખી પોતાનું અસલ કંતાનનું ખમીસ પહેરી લીધું. તેના સસરાએ આપેલ કીમતી પોશાક તેણે કુંવરીને આપી દીધો અને તેને પેટીમાં મૂકી રાખવા કહ્યું. અસલ ખમીસ, અસલ જાકીટ, અસલ ચોયણો ને અસલ જોડા પહેરી તેણે પાછું ખેતરમાં કામ કરવું શરૂ કરી દીધું.

“મને તો કામ કર્યા વગર બિલકુલ ગમતું નથી. આમ કામ કર્યા વગર બેસી રહેવાને લીધે મારા શરીરમાં ચરબી વધતી જાય છે, ભૂખ નથી લાગતી અને ઊંઘ પણ નથી આવતી.” આમ કહી તેણે તો તેનાં ઘરડાં માબાપને અને મૂંગી બહેનને પોતાને ત્યાં તેડી મંગાવ્યાં અને પહેલાંની જેમ ખેતીનું કામ કરવા માંડ્યું.

તેને કામ કરતો જોઈ લોકો કહેવા લાગ્યા, “ઇવાન, આ શું કરે છે? હવે તો તું રાજા થયો. તારાથી આ કામ ન થાય.”

જવાબમાં તે કહેતો, “રાજા થયો તેથી શું? રાજાને પણ ખાવું તો પડે છે ને?”

તેના એક પ્રધાને આવીને કહ્યું, “મહારાજ, પગાર ચૂકવવા માટે અમારી પાસે રાજની તિજોરીમાં પૈસા નથી.”

“તો ભલે, એવું જ હોય તો એમને પગાર ન આપશો,” ઇવાને કહ્યું.

“પગાર નહીં આપીએ તો કોઇ નોકરી કરવા નહીં આવે.”

“તેથી શું? ભલે તેઓ નોકરી કરવા ન આવે. જો તેઓ નોકરી કરવા નહીં આવે તો તેમને મહેનતનું કામ કરવા માટે વધુ સમય મળશે. તેમને ખેતરમાં કામ કરવા દો, જમીનમાં ખાતર નાખવા દો. ઘણો કચરો નકામો પડી રહ્યો છે તે ખસેડવાનું અને સાફસૂફી કરવાનું ઘણું કામ છે તે એમને કરવા દો.”

આ ઉપરાંત ઇવાન રાજા થયો એટલે લોકો તેની પાસે ન્યાય તોળાવવા માટે મુકદ્દમા લઈને આવવા લાગ્યા. એક જણે કહ્યું, “મહારાજ, આ માણસ મારા પૈસા ચોરી ગયો છે.” તેના જવાબમાં ઇવાને તેને કહ્યું, “બરાબર છે. એણે ચોરી કરી એ બતાવે છે કે એને પૈસાની જરૂર હતી.”

ઇવાનની આ જાતની વાતો સાંભળીને લોકોને એ વાતની જાણ થઇ ગઇ કે ઇવાન ખરેખર મૂરખરાજ છે. ઇવાનની પત્નીએ તેને કહ્યું, “લોકો તમને શું કહે છે ખબર છે?”

“ના.”

“મૂરખરાજ.”

“ભલે કહે.” ઇવાને જવાબ આપ્યો.

ઇવાનની પત્નીએ ઇવાનના આવા વર્તન અંગે ખૂબ વિચાર કર્યો પરંતુ તેય મૂરખ જ હતી. તેને થયું, “મારાથી મારા ધણીની વિરુદ્ધ કેમ જવાય? મારે તો તેઓ દોરે તેમ જ જવું રહ્યું. જ્યાં સોય જાય, ત્યાં દોરાએ તેની પાછળ જવું એમ કહ્યું છે તે અમસ્તું નથી કહ્યું.”

આમ વિચારી તેણે પણ તેનાં કીમતી કપડાં કાઢી નાખ્યાં અને તેને પેટીમાં મૂકી દઇ સાદાં કપડાં પહેરી લીધાં. આવાં સાદાં કપડાં પહેરી તે ઇવાનની મૂંગી બહેન પાસે પહોંચી અને ખેતીનું કામ શીખવા લાગી. એને એ કામ આવડી ગયું એટલે તેણે પોતાના પતિ ઇવાનને ખેતીના કામમાં મદદ કરવા માંડી.”

*

શયતાને તેના ત્રણ સાગરીતોને મૂરખ ઇવાન તથા તેના બે ભાઇઓને બરબાદ કરી નાખવા માટે મોકલ્યા હતા. સાગરીતોની સફળ કામગીરીના સમાચારની તે આતુરતાથી રાહ જોતો હતો, પરંતુ તેને એવા કાંઇ સમાચાર મળ્યા નહીં, એટલે તે પોતે આ મામલાની જાતતપાસ માટે નીકળ્યો. તેણે પોતાના સાગરીતોની ઘણી તપાસ કરી પણ તેને સાગરીતોને બદલે તેઓ જમીનમાં પેસી ગયા હતા તે જગ્યાએ પડી ગયેલાં ત્રણ દર સિવાય બીજું કાંઇ જોવા મળ્યું નહીં. એ જોઇ તેને થયું, "આનો અર્થ એ કે મારા સાગરીતો તેમના પ્રયાસમાં નિષ્ફળ નીવડ્યા છે. આ પરિસ્થિતિમાં મારે જાતે આ કામ ઉપાડી લેવું પડશે."

આમ વિચારી શયતાન પહેલાં તો એ ત્રણે ભાઇઓ જ્યાં રહેતા હતા ત્યાં ગયો, પરંતુ તેઓ ત્યાં જૂને ઠેકાણે નહોતા. તેણે વધુ તપાસ કરી તો તેને માલૂમ પડ્યું કે ત્રણે ભાઇઓ પોતપોતાનું જુદું રાજ્ય સ્થાપી તેમાં આવેલા મહેલમાં રહે છે. મૂરખ ઇવાન અને તેના બે ભાઇઓને આવી સુંદર પરિસ્થિતિમાં જોઇ શયતાન ધૂંઆપૂંઆ થઇ ગયો.

"હવે, આમને મારે પરચો બતાવવો જ રહ્યો," એમ બબડી તેણે તેનું કામ શરૂ કર્યું.

સૌથી પહેલાં તેણે મહારાજા સાઇમનને ત્યાં જવાનું નક્કી કર્યું. તે જાણતો હતો કે સાઇમન મહાન યોદ્ધો છે એટલે એક સેનાપતિનો વેશ લઇ તે સાઇમન પાસે પહોંચ્યો. ત્યાં પહોંચી તેણે સાઇમનને અદબભેર સલામ કરી કહ્યું, "મહારાજા સાઇમન! એક મહાન યોદ્ધા તરીકે તમારી ખ્યાતિ સાંભળી હું અહીં આવ્યો છું. હું પણ યુદ્ધકળામાં પાવરધો છું અને મારી ઇચ્છા તમારા સૈન્યમાં સેવા આપવાની છે. હું આશા રાખું છું કે તમે મને એ તક આપશો."

સાઇમને તેને યુદ્ધ અંગે થોડા સવાલો પૂછ્યા અને તેના જવાબ પરથી એને લાગ્યું કે આ માણસ લશ્કર માટે કામનો છે, એટલે એણે તેને નોકરીમાં રાખી લીધો.

નોકરીમાં રહ્યા પછી આ નવા સેનાપતિએ લશ્કરને સુદૃઢ કરવાની યોજના સાઇમન સમક્ષ રજૂ કરી:

"પહેલાં તો આપણે લશ્કરની સંખ્યા વધારવી જોઇએ. તમારા રાજ્યમાં ઘણા માણસો બેકાર છે, એટલે હજુ વધુ માણસોની ફરજિયાત ભરતી માટે કાયદો કરવો જોઇએ. મારું તો એમ માનવું છે કે કોઇ પણ જાતના અપવાદ વગર બધા જ યુવાનોને ભરતી કરી દેવા જોઇએ. આમ કરવાથી આપણું લશ્કર આજે છે તેના કરતાં પાંચગણું મોટું થઇ જશે. સાથે સાથે જ આપણે નવી બંદૂકો અને તોપ વગેરે પણ વસાવીએ. મારી ગણતરી ફટાફટ સો ગોળીઓ એક પછી એક છૂટ્યા કરે એવી બંદૂક લશ્કરમાં દાખલ કરવાની છે. તોપો એવી લાવવી છે જે સામે માણસ, ઘોડા કે દીવાલ ગમે તે આવે તેના ફુરચેફુરચા ઉડાડી દે. તમે જુઓ તો ખરા? આપણે તોપો તો એવી આણીશું જે સામે આવેલી ગમે તેવી ચીજને ભસ્મ કરી દે."

નવા સેનાપતિની આ વાતો સાંભળી સાઇમને રાજ્યના તમામ યુવાનોને એકે અપવાદ વગર લશ્કરમાં ભરતી કરવાનો હુકમ બહાર પાડ્યો. બીજી તરફ તેણે સુધરેલી જાતની બંદૂકો, તોપો અને તોપગોળા બનાવવાનાં કારખાનાં શરૂ કર્યાં. આ બધું થઈ જતાં તેણે એક ક્ષણનીયે ઢીલ કર્યા વગર પડોશી રાજા સામે યુદ્ધ જાહેર કરી દીધું. બે લશ્કરો સામસામે આવ્યાં કે તરત જ સાઇમને સામા લશ્કર પર તોપ અને બંદૂકોમાંથી તોપગોળા અને ગોળીઓનો વરસાદ વરસાવવા હુકમ કર્યો. હુકમ થતાં જ સામાવાળાનું અડધું લશ્કર બળીને ખાખ થઇ ગયું. આનાથી સામો રાજા એવો તો ડઘાઇ ગયો કે તેણે શરણાગતિ સ્વીકારી લીધી અને પોતાનું રાજ્ય સાઇમનને આપી દીધું. આનાથી રાજા સાઇમનની છાતી ગજગજ ફૂલવા લાગી.

“હવે, મારે હિંદના રાજાને જીતવો છે.” તેણે નક્કી કર્યું.

પરંતુ હિંદના રાજાએ સાઇમનના સૈન્ય પાસે જે જાતની બંદૂકો તથા તોપો હતી તેની ભાળ મેળવી લીધી હતી અને તેનાથીયે વધારે સારી જાતની અને વિનાશક બંદૂકો તથા તોપોથી તેણે પોતાના સૈન્યને સજ્જ કરી દીધું હતું. લશ્કરમાં તમામ યુવાનોને તો તેણે સામેલ કરી જ દીધા હતા પણ વધુમાં કુંવારી યુવતીઓને પણ ભરતી કરી દઇ લશ્કરનું સંખ્યાબળ સાઇમન કરતાં અનેકગણું વધારી દીધું હતું. સાઇમનના લશ્કરથી ચડિયાતાં હથિયારો તેણે બનાવડાવ્યાં હતાં અને વધુમાં હવામાં ઊડીને ત્યાંથી ફેંકી શકાય તેવા બોમ્બ અને તે માટેનાં વિમાનો પણ તેણે શોધી કાઢ્યાં હતાં.

પોતાના પાડોશી રાજાને જે રીતે પળવારમાં ધૂળ ચાટતો કરી દીધો તેવી જ રીતે હિંદના રાજાને પણ નમાવી દેવાની ગણતરીએ રાજા સાઇમન હિંદના રાજાની સામે યુદ્ધે તો ચડ્યો પણ અત્યાર સુધી તેણે જે તાકાત જમાવી હતી તે હવે નાકામયાબ નીવડવાની હતી. સાઇમનનું લશ્કર કૂચ કરતું કરતું હિંદના લશ્કરને ભેગું થાય તે પહેલાં જ હિંદના રાજાએ પોતાની હવાઇ સેના અને બોમ્બ ફેંકવા માટે કેળવાયેલી યુવતીઓની સેનાને સામે મોકલી. ઘરમાં વંદાઓ મારી નાખવા તેની પર દવા છાંટવામાં આવે છે તે રીતે હવાઇ સેનાની યુવતીઓએ સાઇમનના લશ્કર પર બોમ્બવર્ષા કરી. આનાથી ડરીને સાઇમનનું લશ્કર ભાગી ગયું અને રાજા સાઇમન રણભૂમિ પર એકલો રહી ગયો. આમ થતાં તે ત્યાંથી જીવ લઈને નાસી છૂટ્યો અને હિંદના રાજાએ સાઇમનનું રાજ્ય જીતી લીધું.

આ રીતે સાઇમનને ઠેકાણે પાડી શયતાન હવે મહારાજા તારાસને ત્યાં પહોંચ્યો. અહીં તેણે એક વેપારીનો વેશ લઈ, તારાસના રાજ્યમાં એક દુકાન રાખી, પોતાની પેઢી શરૂ કરી. તેણે ખૂબ ઊંચો ભાવ આપી રાજ્યમાં થતી વસ્તુઓ ખરીદીને એકઠી કરવા માંડી. રાજ્યમાં દરેકેદરેક ઉત્પાદક પોતાનો માલ આ વેપારીને વેચવા લાગ્યો અને તેના સારા ભાવ મળતાં લોકોમાં પૈસાની રેલમછેલ થઇ ગઇ. પૈસાની છૂટ થતાં તેમણે રાજ્યને આપવાના બધા કર પૂરેપૂરા ભરવા માંડ્યા, કરની પાછલી બાકી પડતી રકમો પણ ભરી દીધી અને એ રીતે રાજ્યની તિજોરી નાણાંથી છલકાઇ ગઇ. તેમ થતાં મહારાજા રાજી રાજી થઇ ગયા.

“સારું થયું કે આ નવો વેપારી મારા રાજ્યમાં આવ્યો. એ આવ્યો તેથી લોકોમાં પૈસાની છૂટ થઇ અને પરિણામે રાજ્યની તિજોરી પણ તર થઇ ગઇ. હવે મારા દિવસો પહેલાં કરતાંયે વધારે સારા જશે.” આમ વિચારી તેણે મોજશોખ અને અમનચમનની નવી નવી યોજનાઓ ઘડવા માંડી.

તેણે એક નવો મહેલ બાંધવા માંડ્યો. રાજ્યમાં બધા માણસોએ તેમને ત્યાં થતું લાકડું, પથ્થર વગેરે આ મહેલ માટે રાજ્યને વેચાતું આપવું તથા બધાએ મહેલનું બાંધકામ કરવા માટે ત્યાં કામ કરવા આવવું એમ તેણે જાહેર કર્યું. આ બધા માટે સારા ભાવ આપવાની પણ તેણે જાહેરાત કરી. તારાસને એમ હતું કે મજૂરીના, લાકડાના અને પથ્થરના પોતે વધારે ભાવ આપવા માગે છે એટલે લોકોનાં ટોળેટોળાં મહેલ બાંધવા માટે આવશે. પરંતુ તેવું કંઈ ન થયું. બધા લોકો તો પોતાનો માલ પેલા વેપારીને જ વેચતા રહ્યા તથા કામકાજ પણ તેને ત્યાં જ કરતા રહ્યા. આથી મહારાજા તારાસે એ વેપારી કરતાં પણ વધારે મજૂરી અને ભાવ આપવાની જાહેરાત કરી. પરંતુ પેલા વેપારીએ તેનાથીયે સવાયા ભાવ આપવા શરૂ કર્યા. તારાસ પાસે ઘણા પૈસા હતા, પરંતુ એ વેપારી તેનેય ચડે તેટલું ધન લઈને બેઠો હતો. એટલે તેની સાથેની હરીફાઈમાં તારાસ ટકી શક્યો નહીં અને તેને મહેલનું બાંધકામ અધવચ પડતું મૂકવું પડ્યું.

મહેલનું કામ પૂરું ન કરી શકાયું એટલે મહારાજા તારાસે એક સુંદર બગીચો બનાવવાની યોજના ઘડી કાઢી. પાનખર ઋતુ આવતાં તેણે લોકોને આ બગીચામાં નવાં નવાં ફૂલઝાડ રોપવા માટે બોલાવ્યા પણ કોઈ એ કામે આવ્યું નહીં. પેલા વેપારીએ એક તળાવ ખોદાવવા માંડ્યું હતું અને બધા લોકો તે કામમાં રોકાઈ ગયા હતા. શિયાળો આવ્યો એટલે મહારાજા તારાસને રૂંવાંવાળો કોટ બનાવવા માટેનું ચામડું ખરીદવાની ઇચ્છા થઈ. તે માટે તેણે માણસો મોકલ્યા પરંતુ તેઓ ખાલી હાથે પાછા ફર્યા. તેમણે કહ્યું, “પેલા વેપારીએ બજારમાં જેટલાં રૂંવાંવાળાં ચામડાં મળતાં હતાં તે બધાં ખરીદી લીધાં છે. તેમાંથી તેણે શેતરંજી બનાવડાવી છે.”

તારાસને થોડા પાણીદાર ઘોડા ખરીદવા હતા. તેણે પોતાના માણસોને ઘોડા ખરીદવા મોકલ્યા. તેઓ પણ બધે ફરી ફરીને પાછા આવ્યા: “રાજ્યમાં ક્યાંય પાણીદાર ઘોડા મળતા નથી, પાણીદાર તો શું, સામાન્ય ઘોડા પણ બજારમાં જોવા મળતા નથી. પેલા વેપારીએ બધા ઘોડા ખરીદી લીધા છે અને તેના પર ચામડાની કોઠીઓમાં પાણી ભરી લાવી પેલા તળાવમાં ઠાલવવાનું કામ ચાલે છે.”

આમ, મહારાજા તારસનાં બધાં કામો અટકી પડ્યાં. બધા માણસો પેલા વેપારીને ત્યાં કામ કરતા હતા એટલે રાજાને ત્યાં કોઈ કામ કરવા માટે પણ આવતું નહોતું. આ કામમાંથી તેમને જે પૈસા મળતા તેમાંથી તેઓ મહારાજા તારાસને આપવાનો કર ભરી જતા હતા. આમ મહારાજા પાસે પૈસા હતા, પણ તેનાથી કંઈ કામ લઈ શકાતું નહોતું.

રાજા પાસે આમ પૈસો આવતો ગયો, પણ પૈસા ખરચવા માગે તોય ખરચવાના રસ્તા બંધ જેવા થઈ ગયા અને તેની પાસે ધનના ઢગલેઢગલા થઈ ગયા. હવે તો કરની આવક આવે તેને ક્યાં સંઘરવી તે એક મૂંઝવણનો સવાલ થઈ પડ્યો. પૈસાની રેલમછેલ હોવા છતાં મહારાજા તારાસનું જીવન દુ:ખમય બની ગયું. આખરે તેણે નવી નવી યોજનાઓ ઘડવાનું માંડી વાળ્યું. એક સામાન્ય માણસ જે રીતે રહે છે તે રીતે રહી શકાય તોયે સારું એવું તેને લાગવા માંડ્યું. પરંતુ તે મહારાજા હતો, એટલે તેનાથી સામાન્ય માણસની જેમ રહેવાય તેવું પણ નહોતું. હવે તે નવી વસ્તુ ખરીદવા જતો, તો તે વસ્તુ પેલા વેપારીએ ખરીદી જ લીધી હોય એવું બનવા લાગ્યું. આમ તેને ત્યાં ચીજવસ્તુઓની તંગી ઊભી થઈ. આખરે તેના રસોઇયા, ગાડી ચલાવનાર તથા બીજા નોકરો પણ કામ છોડીને પેલા વેપારીને ત્યાં

ચાલ્યા ગયા. હવે તો તેને ત્યાં ખાવાના પણ સાંસા પડવા લાગ્યા. લોકો તેને કર આપી જતા, પણ એ કરના પૈસાથી તે કંઇ ખરીદી શકતો નહીં. જે કંઇ ખરીદવા જાય તે પેલા વેપારીએ ખરીદી જ લીધું હોય એ સામાન્ય ક્રમ થઇ ગયો.

મહારાજા તારાસ આખરે ગુસ્સે ભરોયો અને તેણે પેલા વેપારીને રાજ્યમાંથી બહાર ચાલ્યા જવાનું ફરમાન કાઢ્યું. એ વેપારી એના રાજ્યમાંથી ચાલી તો ગયો, પણ તેણે નજીકના રાજ્યની સરહદ પર જ મુકામ નાખી ત્યાં પોતાની પ્રવૃત્તિ શરૂ કરી. એ વેપારી દરેક વસ્તુના ઊંચા ભાવ આપતો એટલે લોકો બધો માલ તેને જ વેચતા--પોતાના રાજાને તેઓ કર સિવાય કશું આપતા નહીં!

આમ તારાસની સ્થિતિ બગડતી ગઇ. દિવસો સુધી તેને ખાવાનું સુધ્ધાં ન મળ્યું! બીજી તરફ પેલો વેપારી એમ કહેતો ફરતો કે તે એક દિવસ મહારાજા તારાસને પણ ખરીદી લેશે, એવી અફવા રાજ્યમાં ફેલાઇ ગઇ. તારાસ તો આ બધું જોઇ સાંભળીને સાવ નિરાશ થઇ ગયો. હવે શું કરવું તેય તેને સૂઝ્યું નહીં.

તેની આવી સ્થિતિ હતી તે જ વખતે તેનો ભાઇ સાઇમન તેને ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો, “ભાઇ તારાસ! મને મદદ કર, હિંદના રાજાએ મને જીતી લીધો.”

તારાસે તેને નિસાસો નાખીને કહ્યું, “ભાઇ, મારી પોતાની મુશ્કેલીનો જ પાર નથી. બે દિવસથી મેં ખાધું સુધ્ધાં નથી. આવી સ્થિતિમાં હું તને શી મદદ કરું?”

*

આ રીતે બે ભાઈઓને હંફાવીને ઘેર બેસાડી શયતાન ત્રીજા ભાઈ ઇવાનને ત્યાં ઊપડ્યો. તેણે ફરી પાછો સેનાપતિનો વેશ પહેરી લીધો. આવા વેશમાં તે મૂરખરાજ ઇવાનને ત્યાં પહોંચ્યો અને કહેવા લાગ્યો, "મહારાજ, તમારે મહારાજાને શોભે એવું સારું મોટું લશ્કર તો રાખવું જ જોઈએ. મોટું લશ્કર ન હોય તો રાજાનો વટ ન પડે. મને તમારો હુકમ મળે તો હું તમારી પ્રજામાંથી જ એક સારું અને મોટું સૈન્ય તૈયાર કરી આપું. એમ કરવાનું મારે માટે તો રમત વાત છે, પણ તમારો હુકમ જોઈએ."

તેની વાત જરા ધ્યાનથી સાંભળી મૂરખરાજે કહ્યું, "તો ભલે, એવું લશ્કર બનાવો અને તેને ગાતાં અને વાજાં વગાડતાં શીખવો. મને એવાં ગીત અને વાજાં સાંભળવાની મજા પડશે."

આવો હુકમ થતાં જ સેનાપતિના વેશમાં આવેલા શયતાને રાજ્યભરમાં ફરીને સૈનિકોની નોંધણી કરવા માંડી. તે લોકોને સૈન્યમાં ભરતી થવા સમજાવતો અને તેમને લલચાવવા માટે કહેતો કે તમે સૈન્યમાં ભરતી થશો તો તમને રોજનો બે બાટલા દારૂ પીવા મળશે તથા એક સુંદર મજાની લાલ ટોપી પણ પહેરવા અપાવીશ.

તેની આવી વાતો સાંભળી લોકોએ કહ્યું, "ભાઈ, દારૂ તો અમારી પાસે જોઈએ તેટલો છે. અમારે જોઈતો દારૂ અમે જાતે ગાળી લઈએ છીએ. અને ટોપી! ટોપી તો અમારા ઘરમાં સ્ત્રીઓ બનાવ્યા જ કરે છે. જેવી જોઈએ તેવી. પટ્ટેદાર, છોગાંવાળી અને અવનવા ભરતકામવાળી."

આમ દારૂની તથા ટોપીની લાલચ નકામી નીવડી. શયતાન રાજ્યમાં બધે ફર્યો પણ કોઈએ લશ્કરમાં ભરતી થવા માટે નામ નોંધાવ્યું નહીં.

એટલે સેનાપતિનો વેશધારી શયતાન પાછો ઇવાન પાસે ગયો અને કહેવા લાગ્યો, "તમારા રાજ્યની મૂરખ પ્રજા તેની જાતે લશ્કરમાં ભરતી થાય તેવી નથી. આપણે તેમને લશ્કરમાં જોડાવાની ફરજ પાડવી પડશે."

"તો ભલે, તેમ કરી જુઓ." મૂરખરાજે કહ્યું. એટલે સેનાપતિના વેશધારી શયતાને આખા રાજ્યમાં દાંડી પિટાવી જાહેર કર્યું કે, "રાજ્યના તમામ યુવાન અને સશક્ત લોકોએ લશ્કરમાં ફરજિયાત ભરતી થવું પડશે. તેમ ન કરનારને મહારાજા મૂરખરાજ ઇવાન ફાંસીએ ચડાવશે."

આવો ઢંઢેરો સાંભળી લોકો એ સેનાપતિ પાસે આવ્યા અને કહેવા લાગ્યા, "તમે એમ કહો છો કે જો અમે લશ્કરમાં નહીં જોડાઈએ તો રાજા અમને ફાંસીએ ચડાવશે. પણ લશ્કરમાં જોડાવાથી અમારું શું થશે તે તો તમે અમને કહેતા જ નથી. અમે સાંભળ્યું છે કે લશ્કરમાં જોડાનાર સૈનિકોને મારી પણ નાખવામાં આવે છે, તે સાચું છે?"

"હા, સૈનિકોને મરવું પડે એવું બને ખરું."

આ જવાબ સાંભળી લોકો હઠે ભરાયા:

"અમારે લશ્કરમાં નથી જોડાવું. ત્યાંય મરવાનું છે અને ઘરે પણ મરવાનું છે, તો પછી ઘરે જ મરવું શું ખોટું?"

આ સાંભળી શયતાન વધુ ગુસ્સે થયો. તેણે કહ્યું, "તમે બધા મૂરખના સરદાર જેવા છો. લશ્કરમાં જોડાનારને લડાઇ થાય ત્યારે લડવાનું હોય છે. તે વખતે તેને કોઈ મારી નાખે તો તે કદાચ જાનથી જાય એવું બને. તેમ ન થાય તો તે બચી પણ જાય. પણ જો તમે લશ્કરમાં ભરતી નહીં થાઓ તો તો તમારું મૃત્યુ નક્કી જ જાણજો. કેમ કે રાજા તમને ફાંસીની સજા કર્યા વિના છોડશે નહીં."

લોકો સેનાપતિના વેશધારી શયતાનની આવી વાત સાંભળી મૂંઝાયા. મૂંઝવણનો ઉકેલ શોધવા તેઓ તેમના રાજા મૂરખરાજ પાસે પહોંચ્યા. ત્યાં પહોંચી તેમણે કહ્યું, "રાજ્યમાં એક સેનાપતિ આવ્યો છે તે તો તમે જાણતા જ હશો. એ કહે છે કે તમારે લશ્કરમાં ફરજિયાત ભરતી થવું જ પડશે. ભરતી થનાર લડાઈમાં મરી જાય યા ન પણ મરે, પરંતુ ભરતી ન થનારને તો તમે ફાંસીએ ચડાવી મારી જ નાખશો. તો શું તમે ખરેખર તેમ કરશો?"

તેમની આવી વાત સાંભળી મૂરખરાજ ઇવાન હસી પડ્યો: "તમને આટલા બધાને હું એકલો શી રીતે મારી નાખી શકું? વળી હું રહ્યો મૂરખ, એટલે આ વાતમાં મને પોતાની જ કંઇ સમજ પડતી નથી. પરિણામે, હું તમને કંઇ સમજ પાડી શકું તેમ પણ નથી."

"તો પછી અમે લશ્કરમાં ભરતી નથી થતા." લોકોએ કહ્યું.

"હા, ભલે. તમે ભરતી ન થશો."

ઇવાન તરફથી આવી સંમતિ મળી જતાં લોકો પાછા સેનાપતિ પાસે પહોંચ્યા અને તેને કહી દીધું કે અમારે લશ્કરમાં નથી જોડાવું. શયતાને જોયું કે હવે અહીં કંઇ વળે એવું નથી. એટલે તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઇવાનને ઠેકાણે પાડવા હવે તેણે નવી યોજના ઘડી. તે કોકરોયલેન્ડના રાજા પાસે પહોંચ્યો અને યેન કેન પ્રકારેણ તેણે એની સાથે દોસ્તી બાંધી તેના અંગત મિત્રનું સ્થાન લીધું.

થોડા દિવસ પછી તેણે કોકરોયલેન્ડના રાજાને કહ્યું, "તમને ઠીક લાગે તો આપણે ઇવાનના રાજ્ય પર ચડાઇ કરી તેને જીતી લઇએ. એ રાજ્યમાં લોકો પાસે રોકડ નાણું ઝાઝું નથી. પણ તેની સાથે સાથે રાજ્યના લોકો પાસે દાણોપાણી અને ઢોરઢાંખર મોટા પ્રમાણમાં છે એ વાત પણ એટલી જ સાચી છે. એટલે જો આપણે તેને જીતી લઇએ તો એ બધું આપણું થઇ જશે."

કોકરોયલેન્ડના રાજાને આ વાત પસંદ આવી અને તેણે લડાઈની તૈયારી કરવા માંડી. જંગી લશ્કર, મોટા પ્રમાણમાં તોપો અને દારૂગોળો તથા બંદૂકધારી સિપાઈઓ સાથે તેણે ઇવાનના રાજ્ય ભણી કૂચ આદરી. તેણે સરહદ ઓળંગી ઇવાનના રાજ્યમાં પ્રવેશ કર્યો.

તેણે સરહદ ઓળંગી તેની સાથે જ ઇવાનના રાજ્યમાં વસતા પ્રજાજનો ઇવાન પાસે પહોંચ્યા અને કહેવા લાગ્યા, "મહારાજ, કોકરોયલેન્ડનો રાજા આપણી પર ચડી આવ્યો છે."

આના જવાબમાં ઇવાને કહ્યું, "ભલે, તેને ચડી આવવા દો."

સરહદ ઓળંગી ઇવાનના રાજ્યમાં દાખલ થયા બાદ કોકરોયલેન્ડના રાજાએ ત્યાં જ પડાવ નાખ્યો. ત્યાંથી તેણે કેટલાક સૈનિકોને સાદા વેશમાં ઇવાનના રાજ્યમાં મોકલ્યા અને તેમને ઇવાનનું લશ્કર કેવડું છે તેની તપાસ કરી લાવવા કહ્યું. તેઓ ઇવાનના આખા રાજ્યમાં ફરી વળ્યા, પરંતુ તેમને ન તો ક્યાંય લશ્કર જોવા મળ્યું કે ન તો તેમની સાથે કોઇએ ક્યાંય લડાઇ કરી. આ જાણ્યા પછી કોકરોયલેન્ડના રાજાએ પોતાના સૈનિકોને એક પછી એક ગામો કબજે કરવાનો આદેશ આપ્યો. સૈનિકો પહેલાં નજીકમાં નજીકનું ગામ કબજે કરવા માટે એક ગામ પાસે પહોંચ્યા. સૈનિકોને આવેલા જોઇ તેમને જોવા માટે બધાં સ્ત્રીપુરુષો ઘરમાંથી બહાર નીકળી આવ્યાં અને સૈનિકોની ટુકડીને કશુંક કૌતુક આવ્યું હોય તે રીતે જોવા લાગ્યા. સૈનિકોએ તેમનાં દાણોપાણી અને ઢોરઢાંખર કબજે લેવા માંડ્યાં, પરંતુ લોકોએ કોઇ પણ જાતનો વિરોધ કર્યા વગર તેમને આ બધાંનો કબજો લેવા દીધો. સૈનિકો એ ગામ કબજે લઈ બીજા ગામમાં પહોંચ્યા ત્યાં પણ આગલા ગામ જેવું જ બન્યું. સૈનિકો આમ એક પછી એક ગામ કબજે કરતા આગળ ને આગળ વધતા ગયા. એકબે દિવસ કરતાં અઠવાડિયું વહી ગયું. દરેક ગામમાં તેમને આવો જ અનુભવ થયો. ગામમાં લોકો કોઈ પણ જાતનો વિરોધ કર્યા વગર સૈનિકોને જે જોઇએ તે લઇ લેવા દેતા. વધુમાં તેઓ સૈનિકોને પોતાની સાથે આવીને રહેવાનું આમંત્રણ આપતા અને કહેતા, "ભાઈઓ, જો તમારા મુલકમાં દાણાપાણીની અને ઢોરઢાંખરની ખોટ હોય તો તમે લોકો અમારે ત્યાં આવી અમારી સાથે શા માટે નથી રહેતા?"

કોકરોયલેન્ડના રાજાનું સૈન્ય આગળ ને આગળ વધતું ગયું. ઇવાનનું સૈન્ય તેમનો સામનો કરવા માટે ક્યાંય મળ્યું નહીં. દરેક જગ્યાએ તેમને સુખચેનથી અને સલાહસંપથી રહેતા લોકો જોવા મળ્યા. આ લોકો તેમનો જરા સરખોય વિરોધ કર્યા વગર તેમને બોલાવતા અને પોતાની સાથે રહેવા માટે આમંત્રણ આપતા. સૈનિકોને આ જાતની લડાઈમાં કંઇ રસ ન પડ્યો અને તેઓ કોકરોયલેન્ડના રાજા પાસે પહોંચ્યા અને કહેવા લાગ્યા, "અહીં અમે લડી શકીએ એમ નથી, અમને બીજે ક્યાંક લઇ જાઓ. લડાઇ લડવાનું અમને ગમે છે, પણ આ તે કંઇ લડાઇ છે? આ તો ભાજીમૂળા સમારવા જેવું કામ છે. અહીં આગળ વધવાની અમારી ઇચ્છા નથી."

કોકરોચલેન્ડનો રાજા આ સાંભળી ચિડાઈ ગયો. તેણે સૈનિકોને આખો દેશ ખૂંદી વળી તમામ ગામડાંનો નાશ કરવાનો, અનાજના કોઠારો અને ઘરબારને આગ ચાંપી સળગાવી મૂકવાનો તથા ઢોરઢાંખરની કતલ કરવાનો હુકમ કર્યો. વધુમાં તેણે કહ્યું, "જો તમે મારો આ હુકમ નહીં માનો તો હું તમને બધાને ફાંસીને માંચડે ચડાવીશ."

સૈનિકો આ સાંભળી ગભરાયા. તેમણે રાજાના હુકમ પ્રમાણેની કામગીરી શરૂ કરી. તેમણે ગામેગામ જઈ ઘરબારને આગ ચાંપી તથા ઢોરોની કતલ કરવા માંડી, પરંતુ મૂરખરાજના રાજ્યની મૂરખ પ્રજાએ આનો પણ કોઈ જાતનો વિરોધ ન કર્યો. આ બધું જોઈ દુ:ખના માર્યા તેઓ રડવા લાગ્યા. સૈનિકો જે કેર વરતાવતા તે જોઈ ઘરડાં ને જુવાન સૌ કોઈ દુ:ખી થતાં, રડતાં અને કહેતાં, "તમે અમને આમ નાહક શા માટે હેરાન કરો છો? આ ઢોરઢાંખર અને ઘરવખરી તમારે ખપનાં હોય તો તમે લઈ જાઓ, પણ તેનો આમ નાશ શા માટે કરો છો?"

આખરે સૈનિકો પણ પોતાની આવી ત્રાસદાયી કામગીરીથી કંટાળ્યા. તેમણે હવે આગેકૂચ કરવાની ઘસીને ના પાડી દીધી અને આમ લશ્કર વિખેરાઈ ગયું.

*

આ રીતે લશ્કરની મદદથી મૂરખરાજ ઇવાનને ઠેકાણે પાડી દેવાની યોજના ધૂળમાં મળી જતાં શયતાને એ વાત પડતી મૂકી. હવે તેણે એક મોભાદાર સદ્ગૃહસ્થનો સ્વાંગ સજી ઇવાનના રાજ્યમાં પોતાની પેઢી શરૂ કરવાનું વિચાર્યું. ઇવાનના ભાઈ તારાસને તેણે ધનની મદદથી જીતી લીધો તેમ ઇવાનને પણ હવે પૈસાથી જીતી લેવો છે એવા પાકા મનસૂબા સાથે તેણે પોતાનું કામ શરૂ કર્યું.

શાહુકારના વેશમાં તે ઇવાન પાસે ગયો અને કહ્યું, “મહારાજા ઇવાનની જય હો! હું એક પરદેશી વણિક વેપારી છું અને નામદારની સેવા કરવાની ઉમેદથી આ રાજ્યમાં આવ્યો છું. મારી ઇચ્છા નામદારના રાજ્યમાં એક મકાન બાંધી તેમાં મારી ધંધાદારી પેઢી શરૂ કરી નામદારને બુદ્ધિ તથા ચતુરાઈના કેટલાક પ્રયોગો બતાવવાની છે.”

“ભલે, તમારી એવી ઇચ્છા હોય તો અમારા રાજ્યમાં આવો અને ખુશીથી રહો.”

આમ મૂરખરાજની રજા મેળવી એ વેપારી બીજે દિવસે સવારે શહેરના ચોકમાં જવા નીકળ્યો. તેણે પોતાની સાથે સોનામહોરોનો થેલો તથા એક કાગળ લીધો. ચોકમાં પહોંચી, ચોકની વચ્ચોવચ ઊભા રહી લોકોને કહ્યું, “ભાઈઓ, અત્યારે તમે જે જાતનું જીવન જીવો છો તેવું જીવન તો જંગલી ભૂંડ જ જીવી શકે. તમે સારું જીવન કેવી રીતે જીવી શકો તે મારે તમને શીખવવું છે.” પછી પોતાના હાથમાં એક મોટો કાગળ હતો તેની પર એક મકાનનો નકશો ચીતરેલો હતો તે બતાવી તેણે કહ્યું: “જુઓ, તમે આ નકશામાં બતાવ્યું છે તે પ્રમાણે એક મકાન મને બાંધી આપો. મારે મફત કામ નથી કરાવવું. આ થેલામાં સોનાના સિક્કા ભર્યા છે તે હું કામના બદલામાં તમને આપીશ. તેની સાથે સાથે તેના ઉપયોગથી સુંદર જીવન કેવી રીતે જીવવું એ પણ હું તમને શીખવીશ.”

હવે, મૂરખરાજ ઇવાનની મૂરખ પ્રજાએ તો કોઈ દા’ડો સોનાના સિક્કા જોયા જ નહોતા. તેઓ તો એકબીજાને જોઈતી વસ્તુઓનો આપસઆપસમાં અદલોબદલો કરી લઈ તેમ જ મજૂરી કરી પોતાનો વ્યવહાર ચલાવતા હતા. આમ આજ સુધી તેમને ક્યારેય સોનાના સિક્કાની જરૂર નહોતી પડી. એટલે સોનાના સિક્કા જોઈ તેમને ખૂબ જ નવાઈ લાગી.

“કેવા મજાના, નાના નાના અને ગોળ ગોળ સોનાના સિક્કા છે, નહીં?” એમ તેઓ અંદરોઅંદર કહેવા લાગ્યા.

અને આમ, સોનાના સિક્કાનો મોહ લાગતાં તેમણે પોતાની પાસે જે વધારાની ચીજવસ્તુઓ તથા દાણોપાણી હતાં તે આ વેપારીને આપી તેના બદલામાં સોનાના સિક્કા મેળવવા માંડ્યા. સોનાના સિક્કા મેળવવા માટે લોકો વેપારીને ત્યાં મજૂરી પણ કરતા થયા. શયતાનને પોતાના પાસા સવળા પડતા લાગ્યા. તારાસના

રાજ્યમાં બન્યું હતું તેમ અહીં પણ લોકો પોતાની પાસે જે કંઈ હતું તે લાવી લાવીને આ વેપારીને આપવા લાગ્યા, તેને ત્યાં જે કંઈ કામ સોંપવામાં આવે તે કરવા લાગ્યા. એ બધાના બદલામાં સોનાના સિક્કા મળે તે તેમણે ભેગા કરવા માંડ્યા.

આ જોઈને વેપારીના સ્વાંગમાં છુપાયેલો શયતાન રાજી રાજી થઈ ગયો. તે મનોમન બોલ્યો, "આ વખતે ગાડી બરાબર સવળે પાટે ચડી ગઈ છે. હવે હું તેના ભાઈની જેમ જ મૂરખરાજને પણ જીવતો ને જીવતો ખરીદી લઈશ."

પરંતુ મૂરખરાજની મૂરખપ્રજાએ તો તે વેપારી પાસેથી તેમને જે સોનાના ગોળ સિક્કા મળ્યા તે બધા પોતાની સ્ત્રીઓને ગળાનો હાર બનાવવા માટે આપી દીધા. થોડા જ વખતમાં છોકરીઓએ પોતાના વાળમાં આવા સિક્કા ખોસવાની ફેશન ખોળી કાઢી તથા નાનાં છોકરાંઓ એ સિક્કાઓ લઈ શેરીઓમાં રમવા લાગ્યાં. દરેક જણ પાસે ઘણાબધા સિક્કા ભેગા થઈ ગયા એટલે તેમણે વધારે સિક્કા લેવાનું તથા ભેગા કરવાનું બંધ કર્યું. બીજી તરફ સિક્કા આપનાર શાહુકારની ઈમારત બાંધવાનું કામ હજુ અડધે પહોંચ્યું હતું. લોકો સોનાના સિક્કાથી ધરાઈ ગયા એટલે તેમણે તેને ત્યાં મજૂરી કરવા જવાનું બંધ કર્યું. આથી એ શાહુકારે જાહેરાત કરી કે પોતાને ત્યાં બંધાતી ઈમારતમાં મજૂરી કરવા આવનારને તથા ઢોરઢાંખર અને દાણોપાણી વેચનારને તે હવે પહેલાં કરતાં વધારે સોનાના સિક્કા આપશે.

આવી જાહેરાત છતાં ન તો કોઈ તેને ત્યાં મજૂરી કરવા આવ્યું કે ન તો કોઈ ઢોરઢાંખર કે દાણોપાણી વેચવા ગયું. કોઈ કોઈ વખત કોઈ છોકરો કે છોકરી તેને ત્યાં જઈ ચડતાં અને એકાદ ઇંડું આપી તેના બદલામાં એકાદ સોનાનો સિક્કો લઈ આવતાં. હવે તો એ વેપારી પાસે કંઈ ખાવાનું પણ નહોતું રહ્યું. એટલે પોતાનું પેટ ભરવા માટે કંઈક ખાવાનું ખરીદવા માટે એ શાહુકાર વેપારી ગામમાં ઘરેઘર ફરવા લાગ્યો. એક ઘરમાં તેણે સોનાના એક સિક્કાના બદલામાં એક મરઘી ખરીદવાની તજવીજ કરી જોઈ, પણ ઘરવાળી બાઈએ તેમ કરવાની ના પાડી અને કહ્યું, "મારી પાસે એવા સિક્કા ઢગલાબંધ છે. માટે મારે વધારે સિક્કાની જરૂર નથી."

એક ઘરમાં એક વિધવા માછણ એકલી જ રહેતી હતી. તેની પાસે જઈ પેલા શાહુકારે થોડી માછલી માગી અને બદલામાં થોડા સિક્કા આપવા કહ્યું. તેની આવી માગણીના જવાબમાં એ ડોશીએ કહ્યું, "ભલા આદમી, મારે એવાં સોનાનાં ચકરડાંને શું કરવાં છે? મારે ત્યાં કોઈ છોકરાં તો છે નહીં એટલે એ રમવા માટે હું કોને આપું? હા, એ વસ્તુ નવાઈ ઊપજાવે તેવી છે, એટલે નમૂના ખાતર મેં બેત્રણ સિક્કા સંઘરી રાખ્યા છે. તેથી વધારેની મારે શી જરૂર?"

આખરે શાહુકારના વેશમાં ખાવાનું ખરીદવા માટે એક ઘેરથી બીજે ઘેર ભટકતો શયતાન એક ખેડૂતને ત્યાં ગયો અને તેની પાસે સોનાના સિક્કાના બદલામાં રોટલાનો એક ટુકડો માગ્યો.

એ ખેડૂતે સોનાના સિક્કાના બદલામાં રોટલાનો ટુકડો વેચવાની ના પાડી અને કહ્યું, "ભાઈ, એવા સિક્કાની મારે જરૂર નથી. પરંતુ જો તું ભગવાન ઈશુને નામે રોટલાની ભીખ માગવા નીકળ્યો હો તો ઊભો રહે. મારી ઘરવાળીને કહું, તો તે તને રોટલાનો ટુકડો જરૂરથી આપશે."

ભગવાનનું નામ સાંભળતાં જ શાહુકારના રૂપમાં છુપાયેલો શયતાન ભગવાનના નામ પર થૂંકીને ત્યાંથી નાસી ગયો. ઈશુ ખ્રિસ્તનું નામ સાંભળીને રોટલો લેવાની વાત તો બાજુએ જ રહી ગઇ. એ નામના ઉચ્ચાર માત્રથી જ તેના શરીરમાં જાણે કોઇએ તેને છરી ભોંકી દીધી હોય તેવી વેદના થવા માંડી.

આમ તેને ક્યાંયથી રોટલો ન મળ્યો. દરેક જણ પાસે સોનાના સિક્કા જોઇએ તેટલા હતા, એટલે તે જ્યાં જતો ત્યાં સોનાના સિક્કાના બદલામાં રોટલો આપવાની વાત સાથે કોઈ સંમત થતું નહીં. તેની માગણીના જવાબમાં બધા કહેતા, "ભાઈ, તમારે જો રોટલો જોઈતો હોય તો તેના બદલામાં અમને આ સોનાના સિક્કા સિવાય બીજી કોઈ વસ્તુ આપો. જો એવી બીજી વસ્તુ તમારે ત્યાં ન હોય તો અમારે ત્યાં થોડી મજૂરી કરી તેના બદલામાં રોટલો લઈ જાઓ. પણ એ સોનાના સિક્કાના બદલામાં રોટલો નહીં મળે. જો તમારે મજૂરીય ન કરવી હોય તો પછી અમે ઈશુના નામે તમને રોટલો દાનમાં આપીએ, તે દાન સ્વીકારો."

પરંતુ આ શયતાન પાસે સોનાના સિક્કા સિવાય બીજી કોઈ વસ્તુ નહોતી. કામ કે મજૂરી કરવાનું એ શેઠસાહેબને ફાવે તેમ નહોતું અને "ભગવાન ઈશુના નામે" દાન સ્વીકારવાની તેમની તૈયારી નહોતી. આવી પરિસ્થિતિમાં ભૂખ્યો શયતાન ગુસ્સાથી ધૂંઆપૂંઆ થઈ ગયો. તેણે કહ્યું, "હું રોટલોના બદલામાં સોનાના સિક્કા આપું છું તેથી વિશેષ તમારે શું જોઇએ? આ પૈસાના બદલામાં તમે તમારે જે જોઇએ તે મેળવી શકો તેમ છો. અને કોઈ પણ જાતની મજૂરી કરવાની હોય તો તે કરાવી મજૂરી કરનારને તમે પૈસા ચૂકવી શકો તેમ છો. પછી નકામા સોનાના સિક્કા લેવાની ના શા માટે પાડો છો?"

પરંતુ મૂરખરાજની મૂરખ પ્રજાએ એની આ વાત ન માની તે ન જ માની. તેમણે કહ્યું, "અમારે એવા સિક્કાઓની કંઈ જરૂર નથી, અમારે ન તો કોઈને દેવું ચૂકવવું છે કે ન તો રાજ્યને કર ભરવો છે. પછી અમે એ સિક્કાઓનું કરીએ શું?" આખરે શાહુકારના રૂપમાં ફરતો શયતાન એ દિવસે કંઈ પણ ખાધાપીધા વગર ભૂખ્યે પેટે સૂઈ ગયો.

આ આખી વાત મૂરખરાજ ઇવાન પાસે પહોંચી. લોકો તેની પાસે પહોંચ્યા અને કહેવા લાગ્યા, "મહારાજ, આપણા રાજમાં એક શાહુકાર આવ્યો છે. તેને ખાવાપીવાનું તથા ફૂલફટાક કપડાં પહેરી ફરવાનું ગમે છે, પણ કામ કરવું ગમતું નથી. ઈશુના નામે આપેલું દાન પણ તેને ખપતું નથી. તેની પાસે સોનાના સિક્કાઓ ખૂબ છે. તેના બદલામાં એ વસ્તુઓ ખરીદવા માગે છે અને લોકોને પોતાને ત્યાં કામ કરવા કહે છે. શરૂઆતમાં આ નવતર સિક્કાઓ મેળવવા માટે લોકોએ તેને વસ્તુઓ વગેરે આપ્યું તથા તેની એક ઇમારત બંધાતી હતી ત્યાં મજૂરી પણ કરી. પરંતુ હવે લોકો પાસે સોનાના એવા સિક્કાની ખોટ નથી, એટલે લોકો તેને ત્યાં કામ કરવાય જતા નથી તથા સિક્કાના બદલામાં તેને બટકું રોટલોય આપતા નથી. હવે એનું શું કરવું? જો આમ ને આમ ચાલશે તો થોડા દિવસમાં એ બાપડો ભૂખનો માર્યો મરી જશે."

ઇવાને આખી વાત ધ્યાનથી સાંભળી અને પછી કહ્યું, “ભાઇઓ, આપણે તેને ભૂખે મરવા દઇએ તે બરાબર નથી. આપણે તેને ખાવા તો આપવું જ જોઇએ. આપણે આપણા ગોવાળને વારાફરતી ખાવા તથા રહેવાની સગવડ આપીએ છીએ તે જ રીતે આને પણ વારાફરતી એક એક જણને ત્યાં ખાવાનું ગોઠવી આપીએ.”

શયતાનને આ વાત કરવામાં આવી. જો જીવવું હોય તો આ યોજના કબૂલ રાખ્યા વગર છૂટકો નહોતો. તેથી તેણે વારાફરતી એક એક જણને ત્યાં જમવા જવાનું શરૂ કર્યું.

એક પછી એક ઘર ફરતાં ફરતાં હવે ઇવાનને ત્યાં જમવા જવાનો વારો આવ્યો. શયતાન ઇવાનને ત્યાં જમવા માટે આવ્યો ત્યારે તેની મૂંગીબહેન રોટલા ઘડતી હતી.

ઇવાનને ત્યાં ઘણા માણસો ખેતીનું કામ કરતા. એ બધા પોતપોતાનું કામ પતાવી જમવા માટે તેને ત્યાં આવતા. કેટલીક વાર કેટલાક કામચોર ખેતમજૂરો પોતાને સોંપેલું કામ પતાવ્યા વગર જ જમવા માટે આવી પહોંચતા અને એ રીતે છેતરપિંડી કરતા.

આવા કામચોરો છેતરી ન જાય તે માટે ઇવાનની મૂંગી બહેન દરેક જમવા આવનારના હાથ જોતી અને જેમના હાથ પર કામ કરવાથી છાલાં પડી ગયાં હોય તેમને પહેલું ખાવા આપી દેતી. જેમના હાથ પર કામ કર્યાનાં કશાંય નિશાન જોવા ન મળે તેમને તે છેવટે વધ્યુંઘટ્યું હોય તે ખાવા આપતી.

હવે, ઇવાનને ત્યાં જમવાનો વારો હોવાથી, શયતાન તો ત્યાં આવી સીધો જમવા બેસી ગયો. ઇવાનની મૂંગીબહેને તેના હાથ તપાસી જોયા તો તે પર ક્યાંય મજૂરી કર્યાથી છાલાં પડ્યાં નહોતાં. ઊલટાના હાથ ચોખ્ખાચટ અને પોચા પોચા હતા તથા દરેક આંગળાના નખ વધારેલા હતા. એટલે ઇવાનની બહેને શયતાનનો ઊધડો લઇ ખાણાના ટેબલ પરથી ધુતકારી કાઢ્યો. તે સાથે જ ઇવાનની પત્નીએ શયતાનને કહ્યું, “ભલા આદમી, મારી નણંદના આવા વર્તનથી ખોટું ન લગાડશો. જે માણસ મજૂરી ન કરતો હોય અને જેને હાથે મજૂરી કરવાને લીધે છાલાં ન પડી ગયાં હોય તેને એ ભાણું આપતી નથી. પરંતુ આ બધા જમી રહે ત્યાં સુધી થોભી જાઓ તો જે કંઇ વધશે તે તમને ખાવા માટે આપી શકાશે.”

મૂરખરાજ તો રાજ્યનો રાજા હતો. તેને ત્યાં પોતાને ડુક્કરની જેમ વધેલું ખાવાનું મળશે એ વાત સાંભળીને શયતાનને ખૂબ માઠું લાગ્યું. તે સીધો ઇવાન પાસે પહોંચ્યો અને કહેવા લાગ્યો, “દરેક માણસે શ્રમ કરવો જ જોઇએ એવો જે કાયદો તમારા રાજ્યમાં છે તે મૂર્ખાઇ ભરેલો છે. તમારી મૂર્ખાઇની જ આ બલિહારી હોય એમ લાગે છે. શું દુનિયામાં બધે માણસો માત્ર પોતાના હાથથી જ કામ કરી લે છે? જેમની પાસે બુદ્ધિ છે, મગજ છે, તેઓ પોતાનાં કામ કઇ રીતે કરે છે તેની તમને કંઇ ખબર છે ખરી?”

જવાબમાં મૂરખરાજે કહ્યું, “ભાઇ, અમે તો મૂરખ રહ્યા. એટલે એ બધાની અમને શી ખબર પડે? અમે તો અમારાં મોટા ભાગનાં કામો અમારી જાતે કરી લઇએ છીએ. અમારા હાથ મજબૂત છે એટલે તેને કામમાં લઇએ છીએ, વધારે વજન હોય તો પીઠ ઉપર ઉપાડી લઇએ.

'તમે આ રીતે શ્રમ કરો છો કારણ કે તમે મૂરખ છો. હાથ વડે શ્રમ કરવા કરતાં બુદ્ધિ વડે કામ કરવાથી વધારે લાભ થાય છે એ હું બુદ્ધિથી કામ કેવી રીતે કરવું તે તમને શીખવીશ ત્યારે તમને સમજાશે."

શયતાનની આવી વાત સાંભળી ઇવાનને આશ્ચર્ય થયું. તેણે શયતાનને કહ્યું, "જો ખરેખર એવું હોય તો તમે બધા અમને મૂરખ કહો છો તેમ કહેવા પાછળ કંઈ અર્થ રહેલો છે એમ કહેવું જોઇએ."

શયતાને પોતાની વાત આગળ ચલાવતાં કહ્યું, "મગજ દોડાવવું અને બુદ્ધિથી કામ લેવું એ કંઈ સહેલ નથી. જુઓ, મારા હાથ પર ક્યાંય મજૂરી કરવાથી છાલાં પડેલાં નથી એટલે તમે મને ખાવા નથી આપતા. પરંતુ હું બુદ્ધિપૂર્વક કામ કરનારો માણસ છું અને બુદ્ધિપૂર્વક કરવાનું કામ હાથ વડે શ્રમ કરવા કરતાં અનેકગણું અઘરું છે તેની તમને ખબર નથી. એ રીતે બુદ્ધિ વડે કામ કરવા માટે મગજ દોડાવવું પડે છે અને કેટલાંક કામોમાં તો, એટલું બધું મગજ દોડાવવું પડે છે કે, કામ પૂરું થતાં મગજ પાકી ગયું હોય એમ લાગે છે."

શયતાનની મગજ પાકી જવાની વાત પર ઘડીભર વિચાર કરી ઇવાને કહ્યું, "ભલા આદમી, આપણું મગજ પાકી જાય એટલી હદ સુધી મગજને ત્રાસ શા માટે આપવો જોઇએ? એના કરતાં હાથ અને પીઠ પર છાલાં પડી જાય તે શું ખોટાં? બુદ્ધિ અને ચતુરાઈથી મગજ પકવવા કરતાં હાથ વડે કામ કરવાનું મને તો વધારે ઠીક લાગે છે."

આ સાંભળી શયતાને કહ્યું, "હું તો તમે બધા મૂરખાઓ કાયમ માટે મૂરખના મૂરખ ન રહી જાઓ તેટલા માટે તમારી સાથે આ બધી મગજમારી કરું છું. મેં મગજ લડાવી બુદ્ધિપૂર્વક કામ કરેલું છે એટલે તમને પણ તે શીખવવાની મારી ઇચ્છા છે. હું તમને તે શીખવી શકું તેમ છું."

ઇવાનને આ સાંભળી આશ્ચર્ય થયું. તેણે શયતાનને કહ્યું, "જો તમારી શીખવવાની ઇચ્છા હોય તો, ભલે શીખવો, જેથી કામ કરી કરીને અમારા હાથ થાકીને લોથ થઈ જાય ત્યારે અમે મગજ વડે બુદ્ધિનું કામ કરવું હોય તો કરી હાથને આરામ આપી શકીએ."

શયતાનને પોતાના પાસા વળી પાછા સવળા પડતા લાગ્યા. તેણે મગજ પાસે બુદ્ધિપૂર્વકનું કામ કેવી રીતે લેવું તે લોકોને શીખવવાનું વચન આપ્યું. ઇવાને આખા રાજ્યમાં દાંડી પિટાવી એવી જાહેરાત કરાવી કે એક સજ્જન આપણા રાજ્યમાં આવ્યા છે અને તેઓ લોકોને મગજ પાસે બુદ્ધિપૂર્વકનાં કામો કેવી રીતે કરાવી શકાય તે શીખવવા માગે છે. આપણે આપણા રાજ્યમાં માત્ર હાથ વડે શ્રમ કરવાનું જ કામ કરીએ છીએ, પરંતુ મગજ પાસે બુદ્ધિપૂર્વકનું કામ લઈએ તો ઘણું કામ થઈ શકે એમ એ સજ્જન કહે છે. એટલે તમામ પ્રજાજનોએ તેની પાસેથી મગજ પાસે કામ કેવી રીતે લેવું તે શીખી લેવાનું છે.

મૂરખરાજ ઇવાનના રાજ્યમાં એક ઊંચું ટાવર હતું. ટાવરની ટોચ પર એક દીવો હતો અને દીવા સુધી પહોંચવા માટે અનેક પગથિયાંવાળી એક સીડી ગોઠવેલી હતી. મગજ દોડાવી તેની પાસે બુદ્ધિપૂર્વકનું કામ શી રીતે લઈ શકાય તે શીખવનાર સજ્જનને બધા જોઇ શકે એટલા માટે ઇવાન એને ટાવરની ટોચ ઉપર લઇ ગયો.

ત્યાં ટાવરની ટોચ પર ઊભા ઊભા પેલા સજ્જને ભાષણ આપવા માંડ્યું. લોકો ટાવરની ટોચ પર ચડી આ માણસ શું કહે છે તે સાંભળવા ટોળે મળ્યા. લોકોને તો ખરેખર એમ હતું કે આ માણસ હાથનો ઉપયોગ કર્યા વગર મગજનો ઉપયોગ કરી કામ કેવી રીતે કરવું તેના પ્રયોગો કરી બતાવશે. પરંતુ સજ્જનના સ્વાંગમાં છુપાયેલા શયતાને તો લોકોને તેઓ કામ કર્યા વગર કેવી રીતે જીવી શકે તે વિશે ભાષણ સંભળાવવા માંડ્યું. એના એવા ભાષણમાં મૂરખરાજની, માત્ર કામ કરીને જીવતી પ્રજાને, કંઈ સમજ પડી નહીં. તેઓ શયતાનને ભાષણ કરતો જોઈ રહ્યા. તેને આમ ભાષણ કર્યા કરતો જોઇ વિચારમાં પડ્યા અને છેવટે પોતપોતાનું કામ કરવા માટે ત્યાંથી ચાલ્યા ગયા.

શયતાન આખો દિવસ ત્યાં ટાવરની ટોચ પર ઊભો રહ્યો. બીજે દિવસે પણ આખો દિવસ ત્યાં ઊભા રહી તેણે ભાષણ કરવાનું ચાલુ રાખ્યું. આમ બે દિવસ લાગલગાટ ત્યાં ઊભા રહીને તેણે ભાષણ કર્યા કર્યું એટલે તે ભૂખ્યો થઈ ગયો. પરંતુ મૂરખરાજની મૂરખ પ્રજામાંથી કોઈનેય તેને માટે ટાવર પર ખાવાનું પહોંચાડવાનો વિચાર સરખોય ન આવ્યો. કારણ, તેઓ એમ માનતા હતા કે, જો એ વેપારી પોતાના હાથે કામ કરવા કરતાં મગજ દોડાવીને વધારે કામ કરી શકે છે, તો પોતાને જોઈતો રોટલો તો એ મગજ દોડાવીને મેળવી જ લેતો હશે.

*શયતાનને સાંભળવા લોકો ટોળે વળ્યા.*

ત્રીજે દિવસે પણ શયતાને ભૂખ્યે પેટે ટાવર ઉપરથી ભાષણ આપતા રહેવાનું ચાલુ જ રાખ્યું. દરરોજની જેમ તે દિવસે પણ લોકો ભેગા થયા, થોડું ભાષણ સાંભળ્યું ન સાંભળ્યું ને પોતાને કામે ચાલી ગયા.

ઇવાન બધાને પૂછતો, “કેમ ભાઇ? હવે એ સજ્જને ટાવર ઉપર રહ્યા રહ્યા મગજ દોડાવીને કામ કરવાનું શરૂ કર્યું કે નહીં?

“હજુ સુધી તો તેણે એવું કંઇ કામ કરી બતાવ્યું નથી. હજુ ત્રણ દિવસ થયા તોય એ ભાઇ તો ત્યાં રહ્યે રહ્યે ભાષણબાજી જ કર્યા કરે છે.”

ચોથે દિવસે પણ શયતાને તો ટાવર ઉપર ઊભા ઊભા પોતાનું પ્રવચન શરૂ કર્યું પરંતુ હવે તે ભૂખ્યે પેટે બોલી શકતો નહોતો. તેનું શરીર નબળું પડી ગયું હતું. તેને એક લથડિયું આવી ગયું અને તેનું માથું ટાવર ઉપર દીવો મૂકવા માટે જે થાંભલા ઊભા કરેલા હતા તેમાંના એક થાંભલા સાથે અથડાયું. તેનું માથું થાંભલા સાથે અથડાયું તે નીચે ઊભેલા એક પ્રજાજને જોયું અને તેણે ઇવાનની પત્નીને વાત કરી. ઇવાનની પત્ની સીધી ઇવાન ખેતરમાં કામ કરતો હતો ત્યાં પહોંચી અને કહેવા લાગી: “ચાલો, આપણે ટાવર પાસે પહોંચી જઇએ. એ સજ્જને થાંભલા સાથે માથું પછાડી મગજ પાસે કામ લેવા માંડ્યું છે એવું લોકો કહે છે.”

ઇવાનને આ જાણી આશ્ચર્ય થયું: “ખરેખર! એણે મગજ પાસે કામ લેવા માંડ્યું?” એમ કહી ઘોડો લઇને તે ટાવર તરફ જવા નીકળ્યો. તે ટાવર પાસે પહોંચ્યો તે વખતે શયતાન ભૂખ્યે પેટે થાકીને લોથપોથ થઇ ગયો હતો. તેનું શરીર લથડિયાં ખાતું હતું અને તેની સાથે જ તેનું માથું ટાવરના થાંભલા સાથે વારંવાર અથડાતું હતું. ઇવાન બરાબર ટાવરની સીડી પાસે પહોંચ્યો તે વખતે શયતાનને એક મોટું લથડિયું આવી ગયું. તે સીડી પરથી ગબડી પડ્યો. દરેક પગથિયા પર તેનું માથું ટિચાતું ગયું અને એ રીતે ગબડતો ગબડતો તે નીચે આવવા લાગ્યો.

આ જોઈ ઇવાને કહ્યું, “બરાબર છે....આ માણસની વાત સાચી લાગે છે. તે મને કહેતો હતો કે મગજ પાસે કામ લેતાં લેતાં કેટલીક વખત માથું પાકી જાય છે એવું પણ બને છે. જોયું, એનું માથું કેવું પાકી ગયું છે? આના કરતાં તો માથા પર ગૂમડાં થાય એ વધુ સારું. એણે મગજ પાસે આટલું બધું કામ કરાવ્યું એટલે હવે એનું માથું સૂજી જવાનું હોય એમ લાગે છે.”

શયતાન ગબડતો ગબડતો છેક નીચે આવી પડ્યો અને છેવટે તેનું માથું ભોંયતળિયા સાથે અથડાયું. એ માણસે મગજ લડાવી કેટલું કામ કર્યું છે તે જોવા માટે ઇવાન તેની પાસે પહોંચ્યો તે જ વખતે ધરતી ફાટી અને શયતાન તેમાં સમાઈ ગયો.

આ જોઈ ઇવાન પળભર માટે વિચારમાં પડી ગયો અને માથું ખંજવાળવા લાગ્યો.

“અરે! આ તો પેલા શયતાનના સાગરીતોમાંનો જ એક લાગે છે. ખરો જૂઠો! આ તો એ બધાનો સરદાર હોવો જોઈએ.”

મૂરખરાજ ઇવાન હજુ જીવે છે. તેના રાજ્યમાં લોકો સમાતા નથી. તેના ભાઈઓ પણ પાછા તેની સાથે રહેવા આવી ગયા છે. ઇવાન તેમનું પણ ભરણપોષણ કરે છે. જે કોઈ માણસ તેને ત્યાં આવી તેની પાસે ખાવાને રોટલો માગે છે તેને ઇવાન કહે છે, “તમે આવો, અને અમારે ત્યાં રહો. અમારે ત્યાં દાણોપાણી જોઈએ તેટલાં છે.”

પણ હા, તેના રાજ્યમાં એક અગત્યનો રિવાજ બધાને ત્યાં પળાય છે. જેના હાથ પર જાતમહેનતનું કામ કરવાથી આંટણ પડી ગયાં હોય, તેમને જ ભાણા પર ખાવા બેસવાનું મળે છે. જેમના હાથ કામ કર્યા વગરના સાફસૂથરા છે તેમને, આ જાતમહેનતનું કામ કરનારાઓ ખાઈ લે ત્યાર પછી જે વધે તે ખાવા આપવામાં આવે છે.

* * *